પ્રકાશક :
ઈશ્વરભાઈ જે. પટેલ
અધ્યક્ષ

યુનિવર્સિટી ગ્રંથ નિર્માણ બોર્ડ,
પ્રથમ આવૃત્તિ : ૧૯૭૨ નકલ : ૧૦૦૦
કિંમત : રૂા. ૧૫-૦૦

"Published by the University Book Production Board. Gujarat State. under the Centrally Sponsored Scheme of Production of Literature and Books in regional languages at the university level, of the Govt. of India in the Ministry of Education and Social Welfare [Department of Culture], New Delhi."

મુદ્રક :
શ્રી પી. ટી. પટેલ
વ્યવસ્થાપક,
વિનય પ્રિન્ટીંગ પ્રેસ;
વાળંદ વાડી, ઘીકાંટા રોડ,
અમદાવાદ.

વિતરક :
મેસર્સ બાલગોવિંદ બુકસેલર્સ
ગાંધીરોડ, અમદાવાદ.

# યુનિવર્સિટી ગ્રંથ નિર્માણ બોર્ડ

## પ્રકાશકનું પુરોવચન

ઉચ્ચ કેળવણીનું માધ્યમ માતૃભાષા બને એ ખ્વાહિશ મૂર્તિમંત કરવી હોય તો યુનિવર્સિટીએ અનેક વિદ્યાશાખાઓ માટે વિપુલ ગ્રંથ સામગ્રી તૈયાર કરવી જોઈએ. આ સામગ્રી અનેક કક્ષાના અને રસના વિદ્યાર્થીઓ અને અભ્યાસીઓને ઉપયોગી થાય તે રીતે નિર્માણ થાય તો વિદ્યાવ્યાસંગનું ઉત્તમ કાર્ય હાથ ધરી શકાય. યુનિવર્સિટી કેળવણીનું સનાતન ધ્યેય યુવાન પેઢીમાં વિદ્યાવ્યાસંગની વૃત્તિ જન્માવવાનું છે. આ વૃત્તિ યુવાન વિદ્યાર્થીના માનસઘડતરનું એક આજીવન અંગ બને તેવી ઈચ્છા આપણે સૌએ સેવવી જોઈએ

આ ઈચ્છાને બર લાવવા માટે કેન્દ્ર સરકારે, રાજ્ય સરકાર દ્વારા, દરેક ભારતીય ભાષા માટે ચોથી પંચવર્ષીય યોજના દરમ્યાન એક કરોડ રૂપિયા જેટલી માતબર રકમ ફાજલ પાડવાની ઉદાધારણ આપી, ભૌતિક પરિસ્થિતિ સર્જી છે. આવી ભૌતિક સગવડના સંદર્ભમાં ઉત્તમ માનક ગ્રંથો ગુજરાતની નવી પેઢીને ચરણે ધરવાનો પડકાર યુનિવર્સિટીઓની વિદ્યાપ્રવૃત્તિ સાથે સંકળાયેલા સૌની સમક્ષ પડેલો છે.

ગુજરાત રાજ્ય સરકારે ગ્રંથ નિર્માણનું આ કામ ત્વરાથી અને અપેક્ષિત ધોરણે થાય તે હેતુસર યુનિવર્સિટી ગ્રંથ નિર્માણ બોર્ડની રચના કરી છે. આ બોર્ડ પર ગુજરાતની યુનિવર્સિટીઓના બધા કુલપતિઓ તેમ જ વિદ્વાનો, સંલગ્ન સરકારી ખાતાંઓના નિયામકો વગેરે નિયુક્ત થયા છે અને માનક ગ્રંથોની ધારણા પરિણામજનક બને તે માટે વિદ્યાશાખાવાર વિષયવાર અનુભવી વિદ્વાન પ્રાધ્યાપકોનાં મિલન યોજી, એમની ભલામણ અનુસાર લેખન માટે પ્રાધ્યાપકોને નોંતર્યા છે, અને લખાણ સૂક્ષ્મ તથા ધ્યેયપૂર્વક બને તે હેતુસર એવા જ વિદ્વાનોને પરામર્શક તરીકે નિમ્યા છે.

ગુજરાત રાજ્યની યુનિવર્સિટીઓમા તત્ત્વજ્ઞાન વિદ્યાશાખાના વિદ્યાર્થીઓને સુયોગ્ય ગુજરાતી ગ્રંથો મળી રહે તે હેતુથી આ યોજના અન્વયે તૈયાર થયેલ પુસ્તક 'શ્રી અરવિંદનું તત્ત્વદર્શન'ને પ્રકાશિત કરતાં આનંદ હું અનુભવુ છું, એ આનંદમાં ઉમેરો એ વાતે થાય છે કે પુસ્તકના લેખક પ્રાધ્યા. એમ. કે. ભટ્ટ તદ્વિષયક જ્ઞાતા છે અને પોતાના જ્ઞાન અને અનુભવનો લાભ વિદ્યાર્થીઓને આપવાનું એમણે સ્વીકાર્યું છે. ડૉ. ભાસ્કરભાઈ દેસાઈ જેવા વિદ્વાને આ

ગ્રંથ પ્રમાણભૂત બને અને વિષયવસ્તુની સર્વગ્રાહી રજૂઆત થાય તે માટે જે સલાહ સૂચનો અને માર્ગદર્શન આપી પરામર્શક તરીકે જે સેવાઓ આપી છે તે બદલ તેમનો હું સાનંદ આભાર માનું છું.

પ્રેસ તથા બોર્ડના સ્ટાફે, આ ગ્રંથ આ વિદ્યાના અભ્યાસીઓને જલદી પ્રાપ્ત થાય તે માટે જે જહેમત ઉઠાવી છે તે બદલ સૌનો હું આભાર માનું છું.

યુનિવર્સિટી ગ્રંથ નિર્માણ બોર્ડ, ઈશ્વરભાઈ પટેલ.
ગુજરાત રાજ્ય, અમદાવાદ–૬, અધ્યક્ષ

## લેખકનું નિવેદન

યોગાનુયોગ, શ્રી અરવિંદ જન્મશતાબ્દીના ઈ. સ. ૧૯૭૧–૭૨ના વર્ષમાં આ ગ્રંથનું નિર્માણ થયું છે. ગુજરાતી ભાષામાં યુનિવર્સિટી કક્ષાના વિવિધ વિષયો માટે પ્રશિષ્ટ પાઠ્યપુસ્તકોનું નિર્માણ કરાવવાના, ગુજરાત રાજ્ય ગ્રંથ નિર્માણબોર્ડના સ્તુત્ય કાર્યને કારણે, આ યોગ થયો છે. વળી આ પુસ્તકને શ્રી રોહિતભાઈ મહેતા જેવા વિદ્વાનના પરામર્શનો સુયોગ પણ સાંપડયો છે. આ માટે ગ્રંથ નિર્માણ બોર્ડ અને શ્રી રોહિતભાઈ મહેતાનો હું ઋણી છુ.

'ભૂતકાળના સમન્વયમા સંપૂર્ણ સમગ્રલક્ષી અને ભવિષ્યના દર્શનમાં પયગંબરી' એવા શ્રી અરવિંદના વિશાળ અને ગહન તત્ત્વજ્ઞાનના વિવિધ પાસાંની પરિચયાત્મક રજૂઆત પણ મુશ્કેલ છે. આ મુશ્કેલી હળવી કરવામાં મને સહાયભૂત થયેલા પુસ્તકોના વિદ્વાન લેખકોનો હુ આભારી છુ. આ લેખકો અને તેમના પુસ્તકોનો ઉલ્લેખ દરેક પ્રકરણને અંતે કરેલો છે. આ ઉપરાત, સહાનુભૂતિસભર અને મૂલ્યવાન માર્ગદર્શન માટે ડૉ. ભાસ્કરભાઈ દેસાઇનો તથા પોતાના અંગત પુસ્તકાલયનો ઉપયોગ કરવા દેવા બદલ આચાર્યશ્રી ગોવર્ધન દવેનો પણ હું ઋણી છું.

જામનગર
તા. ૫–૮–૭૨

મૂ. કા. ભટ્ટ

# અનુક્રમણિકા

## પ્રકરણ ૧
# જીવન અને તત્ત્વજ્ઞાનની પૂર્વભૂમિકા

**અ. સંક્ષિપ્ત જીવનપરિચય**

યોગાનુયોગ શ્રી અરવિંદનો પંચોતેરમો જન્મદિન ભારતનો સ્વાતંત્ર્યદિન છે. ક્લકત્તામાં પંદરમી ઑગસ્ટ ઈ. સ. ૧૮૭૨ માં જન્મેલા શ્રી અરવિંદ, ડૉ. કૃષ્ણધન ઘોષ અને શ્રીમતી સ્વર્ણલતા દેવીના ત્રણ પુત્રોમાંના સૌથી નાના પુત્ર હતા.

**પાશ્ચાત્ય સંસ્કૃતિ હેઠળ અભ્યાસની શરૂઆત :** પિતા કૃષ્ણધન ઘોષ એડિનબર્ગમાં મેડિકલ તાલીમ લેતા હતા ત્યારે યુરોપ તેની કીર્તિના શિખરે હતું.[1] તેઓ પાશ્ચાત્ય ભૌતિક સિધ્ધિઓ, સંસ્કૃતિ અને સભ્યતાથી અત્યંત પ્રભાવિત થયા હતા. તેમના મતે અંગ્રેજી રીતરસમ અને જીવનપ્રણાલિ સર્વશ્રેષ્ઠ હતાં. આથી પોતાના પુત્રોને પાશ્ચાત્ય રીતરસમ અનુસાર તૈયાર કરવા અને ભારતીય ભાષા, સામાજિક સ્વરૂપો, પરંપરા, ધર્મ વગેરેથી વેગળા અને અનભિજ્ઞ રાખવા તેમણે કુ. પગેટ નામની અંગ્રેજ મહિલાને નિયુક્ત કરી હતી. પોતાના બન્ને ભાઈઓ, મનમોહન અને વિનયભૂષણ સાથે પાંચ વર્ષની નાની વયે શ્રી અરવિંદ દાર્જિલિંગમાં લોરેટો કોન્વેન્ટ શાળામા દાખલ થયા હતા. આ શાળા મુખ્યત્વે ભારતમા રહેતા અંગ્રેજોના સંતાનોના અભ્યાસ માટે હતી.

ઈ. સ. ૧૮૭૭ થી ૧૮૭૯, એમ બે વર્ષના અભ્યાસ બાદ ડૉ. કૃષ્ણધને ત્રણેય પુત્રોને માચેસ્ટરમાં રેવરન્ડ ડ્રેવેટ નામના પાદરીની સંભાળ હેઠળ મૂકતાં, સ્પષ્ટ સૂચના આપી હતી કે તેમના પુત્રો ઉપર કોઈ જાતની ભારતીય અસર પડવી જોઈએ નહીં. આમ સાત વર્ષની વયે ઈંગ્લંડ ગયેલા શ્રી અરવિંદ, ત્યાં તેર વર્ષ રહ્યા અને ભારત પાછા ફર્યા તે પહેલાં તેમના પિતા સ્વર્ગવાસ પામ્યા હતા, ભારત આવ્યા ત્યારે માતા બિમાર હતી અને પોતાના પુત્રને ઓળખવાની સ્થિતિમાં ન હતી. આમ શ્રી અરવિંદને પોતાના ઘડતરકાળ દરમિયાન કુટુંબની છત્રછાયાથી અલગ રહેવું પડેલું હતું.

1. Sri Aurobindo OR The Adventure of Consciousness P. 7

ઈ સ ૧૮૭૯ થી ૧૮૮૪ સુધી માંચેસ્ટરમા તેમનો અભ્યાસ ડ્રેવેટ દપતિના માર્ગદર્શન હેઠળ થયો હતો તેમને કોઇ શાળામા દાખલ કર વામા આવ્યા ન હતા ઘેર રહીને તેમણે લેટિન, ઈતિહાસના મૂળતત્ત્વો, ભૂગોળ, ગણિત વગેરે વિષયોનો અભ્યાસ કર્યો હતો અગ્રેજી તો તેની 'માતૃભાષા' હતી પોતાની સાચી માતૃભાષા ગુજરાતી શીખવાને હજી વીસ વર્ષની વાર હતી આ સમય દરમિયાન, આટલી નાની વયે શ્રી અરવિંદ 'ફોક્સ ફેમિલી મેગેઝીન'મા અગ્રેજી કાવ્યો લખતા હતા [2] શ્રી અરવિંદની કવિ-પ્રતિભાના આ મગલાચરણ હતા

રેવ ડ્રેવેટ માંચેસ્ટર છોડીને ઓસ્ટ્રેલિયા ગયા ત્યાર તેણે શ્રી અર વિંદને એક્રોઇડ નામના એક અગ્રેજ ગૃહસ્થની સભાળ હેઠળ મૂકયા હતા આ ગૃહસ્થે તેમને લડનની સત પોલ શાળામાં દાખલ કર્યા આ શાળામાં શ્રી અરવિંદનુ નામ Arbinda Acroyd Ghose' તરીકે રજીસ્ટરમા નોંધાયેલુ છે, તે તેમના જીવન ઉપર પાશ્ચાત્ય સસ્કૃતિની ગાઢ અસરનુ ગણે પ્રતીક છે ઇગ્લડના પોતાના જીવન અગે શ્રી અરવિંદ કહે છે કે તેમને અગ્રેજી તથા યુરોપની વિચારધારા અને સાહિત્ય સાથે લાગણીનો સબધ હતો એક દેશ તરીકે ઇગ્લડ સાથે આવો સબધ ન હતો લાગણીનો આવો સબધ તો યુરોપનો તેમણે જે દેશ જોયો ન હતો તે ફ્રાંસ સાથે હતો તેમ તેઓ નોંધે છે [3] આ જ દેશના મેડમ મીરા રિચાર્ડ (મધર) તેમને ૨૯ માર્ચ ઈ સ ૧૯૧૪માં મળવાના હતા અને તેમને 'કૃષ્ણ સ્વરૂપે' ઓળખવાના હતા [4]

ઈ સ ૧૮૮૪ થી ૧૮૯૦ સુધી તેમણે સત પોલ શાળામાં અભ્યાસ કર્યો એ દરમિયાન સાહિત્યનુ 'બટરવર્થ' ઇનામ તથા ઇતિહાસનુ 'બેડફોર' ઇનામ પ્રાપ્ત કરવા ઉપરાંત શાળાના તેઓ સિનિયર સ્કોલર હતા શાળાના હેડમાસ્તરની નજરમા આ ચમત્કારી વિદ્યાર્થી વસી ગયો હોવાથી તેમને ગ્રીક ભાષા શીખવવાનુ, પોતે શરૂ કર્યુ લેટિન અને ફ્રેચ ભાષા ઉપર શ્રી અરવિંદનો સારો કાબૂ હતો છેલ્લાં વર્ષો દરમિયાન તો શ્રી અરવિંદ અત્યત ઝડપથી શાળાનો પાઠ્યક્રમ પૂરો કરી દેતા અને બાકીના ફુરસદના

---

2 The Integral philosophy of Sri Aurobindo p 333

3 Sri Aurobindo OR The Adventure of Consciousness P 8

4 Sri Aurobindo An Introduction p 57

સમયમાં બીજું વાચન કરતા. જર્મન અને ઇટાલિયન ભાષાનું જ્ઞાન પ્રાપ્ત થતાં તેમણે દાન્તે અને ગેટેના કાવ્યો મૂળ ભાષામાં વાંચ્યા હતા.

સંત પોલ શાળામાં અભ્યાસ દરમિયાન તેમના પિતા તરફથી મળતી આવક અનિયમિત બનવાથી તેમને ઘણી મુશ્કેલી પડી હતી. પરંતુ જેમ્સ કોટન નામના એક સદ્‌ગૃહસ્થની સહાયથી પોતાનો અભ્યાસ ચાલુ રાખી શક્યા હતા. આ જેમ્સ કોટન, ભારતીય રાષ્ટ્રીય કોંગ્રેસના સ્થાપકોમાંના એક, સર હેનરી કોટનના ભાઈ થતા હતા.

**કૉલેજમાં અભ્યાસ :** સંત પોલ શાળાની સ્કોલરશિપની મદદ મળવાથી શ્રી અરવિંદે ઇ. સ. ૧૮૯૦ થી ૧૮૯૨ના વર્ષો દરમિયાન કેમ્બ્રિજની કિંગ્ઝ કૉલેજમાં અભ્યાસ કર્યો. આ અરસામા પણ તેમની વિદ્યાર્થી તરીકેની કારકિર્દી તેજસ્વી જ રહી છે. અભ્યાસના પહેલા વર્ષમા તેમણે ગ્રીક અને લેટિન કવિતા માટેના બધા જ ઇનામો પ્રાપ્ત કર્યાં હતાં. ઈ. સ. ૧૮૯૨માં ટ્રિપોઝ ભાગ–૧મા પહેલા વર્ગમા પાસ થયા અને ભારતીય સિવિલ સર્વિસમા પણ ક્લાસિકસમા ઘણા સારા માર્ક્સ મેળવ્યા હતા. આમ છતા તેમણે ન તો ડીગ્રી લીધી કે ન તો સિવિલ સર્વિસની ઘોડે-સ્વારીની કસોટીમા બેઠા. આ કસોટી ન આપવાને કારણે ભારતીય સિવિલ સર્વિસ માટે તેમની પસંદગી થઈ નહી. આ સમયે કેમ્બ્રિજના સિનિયર ટ્યૂટરે સત્તાવાળાઓને લખ્યુ હતુ કે, માત્ર ઘોડા ઉપર બેસવામાં ન આવે તેથી આવી તેજસ્વી વ્યક્તિનો લાભ ભારત સરકાર ગુમાવે એ સત્તાવાળા-ઓની સંકુચિત દષ્ટિનું પરિણામ છે.[5] આ અભ્યાસકાળ દરમિયાન શ્રી અરવિંદ કેમ્બ્રિજના ભારતીય વિદ્યાર્થીઓનું મંડળ ‘ઇન્ડિયન મજલિસ’ના મંત્રી હતા. આ પદેથી તેમણે ક્રાંતિકારી ભાષણો કર્યાં હતા. વળી પોતાના અંગ્રેજી ઢબના નામને તેણે ત્યારે તિલાંજલી આપી હતી. આ સમયે પણ તેમનું કાવ્ય–લેખનનું કાર્ય ચાલુ જ હતું.

**ભારતમાં આગમન અને વડોદરામાં વસવાટ :** કિંગ્ઝ કૉલેજના અભ્યાસ બાદ જીવન–નિર્વાહનો પ્રશ્ન વિકટ બન્યો ત્યારે પણ જેમ્સ કોટને તેમને સહાય કરી. એ સમયે લંડનમાં આવેલા વડોદરાના સદ્‌ગત ગાયકવાડ મહારાજા સાથે તેમણે શ્રી અરવિંદની મુલાકાત કરાવી આપી. આને પરિણામે તેઓ વડોદરાની નોકરીમા જોડાયા, અને અંગ્રેજી તથા ફ્રેંચ ભાષાના

5 Sri Aurobindo OR The Adventureof Consciousness p 12

પ્રાધ્યાપક તરીકે ઈ. સ. ૧૮૯૯માં સેવા આપવી શરૂ કરી. તે જ્યારે ભારતમાં આવ્યા ત્યારે 'શૈક્ષણિક લાયકાત' દર્શાવતી ઉપાધિ તેમની પાસે ન હતી.

ઇ. સ. ૧૮૯૩ થી ૧૯૦૫ સુધી શ્રી અરવિંદ વડોદરામાં રહ્યા. ભારતીય ભાષા, સંસ્કૃતિ, પુરંપરા વગેરે સાથે કશો સંબંધ ન હોય તેવી ઈંગ્લંડની કેળવણીની ખોટ તેમણે વડોદરામાં પૂરી કરી.[૬] ઇ. સ. ૧૯૦૪માં તેઓ વડોદરાની કૉલેજમાં ઉપાચાર્ય પદે અને ૧૯૦૫માં એપ્રિલથી સપ્ટેમ્બર સુધી કૉલેજના કાર્યકારી આચાર્ય તરીકે રહ્યા હતા. આ અરસામાં સંસ્કૃત તથા ભારતની અર્વાચીન ભાષાઓ સ્વ-પ્રયત્ને શીખવા ઉપરાંત ભારતીય સંસ્કૃતિના હાર્દને, તેના ભૂતકાળ અને વર્તમાન સ્વરૂપો સાથે, આત્મસાત્ કર્યું.

ભારતમા આવતાંની સાથે તેમણે રાજકારણમાં રસ લેવાનું શરૂ કર્યું. રાજકારણ અંગેના તેમના લેખોમા તેમણે ભારતના સ્વાતંત્ર્યાધિકારની ઘોષણા કરી હતી તથા માત્ર ઠરાવો કરીને વિરોધ કરવાની, પ્રાર્થના અને અરજીઓ કરવાની એ સમયની કોંગ્રેસની નીતિને વખોડી કાઢી હતી. આવી નબળી નીતિને બદલે આત્મનિર્ભરતા, ત્યાગ, અને સંગઠનની સબળ નીતિ અપનાવીને સ્વાતંત્ર્યની ચળવળમા જનતાનો સાથ મેળવવાનો તેમણે અનુરોધ કર્યો હતો. આ પ્રવૃત્તિ સાથે પણ તેમનું કાવ્ય-લેખન ચાલુ જ હતું. આ સમયમા લખાયેલા કેટલાક કાવ્યો પછીથી 'Ahana And Other Poems' તરીકે ગ્રંથસ્વરૂપે પ્રકાશન પામ્યા હતાં.

**રાજકારણમાં જાહેર પ્રવેશ :** શ્રી અરવિંદનું રાજકીય કાર્ય ઈ. સ. ૧૯૦૨ થી ૧૯૧૦ સુધી એટલે કે આઠ વર્ષ ચાલ્યું. વડોદરા રાજ્યની નોકરીને કારણે રાજકારણની પ્રવૃત્તિ જાહેરમાં થઈ શકે તેમ ન હતી. ઈ. સ. ૧૯૦૫માં બંગાળના ભાગના સામે આંદોલન ફાટી નીકળતાં તેમને વડોદરા રાજ્યની નોકરી છોડી દેવાની અને ખુલ્લી રીતે રાજકીય પ્રવૃત્તિમાં ભાગ લેવાની તક મળી.[૭] બારિસલ રાજકીય અધિવેશનમા ઇ. સ. ૧૯૦૬ના એપ્રિલ માસમા તેમણે ભાગ લીધો ત્યારથી તેમણે રાજકીય

૬ પૂર્ણયોગનું તત્ત્વજ્ઞાન પૃ. ૨

૭ Ibid p. 2

પ્રવૃત્તિના ક્ષેત્રમાં જાહેર પ્રવેશ કર્યો ગણાય.[૮] વડોદરા રાજ્યની નોકરી છોડીને તેમણે કલકત્તાની નેશનલ કોલેજનું આચાર્ય પદ, ઑગસ્ટ ૧૯૦૬માં સંભાળ્યું. આ સાથે તેઓ એ સમયે સ્થપાયેલી કોંગ્રેસની ' ન્યૂ પાર્ટી'માં જોડાયા હતા.

કોંગ્રેસની પ્રવૃત્તિમાં ભાગ લેવા ઉપરાંત શ્રી અરવિંદે ઇ. સ. ૧૯૦૬થી ૧૯૦૮ સુધી રાષ્ટ્રીય દૈનિક અને અઠવાડિક પત્ર ' વંદેમાતરમ્ 'નું સંચાલન કર્યું હતું. આ પત્ર એ સમયે સમગ્ર ભારતમાં ફેલાવો પામેલું હતું અને પોતાના ટૂંકા સમયના અસ્તિત્વ દરમિયાન પણ તેણે ભારતીય રાજકીય વિચારધારા ઉપર ગાઢ અસર કરી હતી. શ્રી અરવિંદે આ પત્ર દ્વારા ભારતની સ્વાતંત્ર્ય ચળવળને તાત્ત્વિક ભૂમિકા પૂરી પાડી હતી અને રાજકારણને આધ્યાત્મિક સ્તરે મૂક્યું હતું.

ઇ. સ. ૧૯૦૭ના જુલાઈ માસમા રાજદ્રોહના આરોપસર 'વંદેમાતરમ્'ના તંત્રી તરીકે તેમના ઉપર કામ ચલાવવામાં આવ્યુ હતું. પરંતુ કોર્ટે તેમને છોડી મૂક્યા. આ પ્રસંગના થોડા સમય બાદ સૂરતમાં મળેલી નેશનાલિસ્ટ પરિષદમાં તેઓ પ્રમુખ થયા હતા. કોંગ્રેસના આ અધિવેશનમા વિરોધી પક્ષોની ખેંચતાણમા સંસ્થા છિન્નભિન્ન થઈ ગઈ હતી.

**રાજકીય પ્રવૃત્તિમાંથી નિવૃત્તિ :** ઇ. સ. ૧૯૦૮ના મે માસમાં અલિપુર બોમ્બ કેસમા શ્રી અરવિંદને ક્રાંતિકારી મંડળીની પ્રવૃત્તિમાં સંડોવાયેલા હોવાના આરોપ હેઠળ કેદ કરવામા આવ્યા હતા. આ ઐતિહાસિક કેસ તા. ૧૮ મે ૧૯૦૮ થી તા. ૫ મે ૧૯૦૯ સુધી ચાલ્યો હતો અને પુરાવાઓના અભાવે તેમને તા. ૬ મે ૧૯૦૯ના રોજ મુક્ત કરવામાં આવ્યા હતા. આ કેસમાં શ્રી અરવિંદના બચાવ માટે સુપ્રસિદ્ધ બેરિસ્ટર સી. આર દાસે કાર્ય કર્યું હતું. ન્યાયાધિશ તરીકે ત્યારે ચાર્લ્સ બિચક્રોફ્ટ હતા. ચાર્લ્સે, શ્રી અરવિંદ સાથે, કેમ્બ્રિજમાં ભારતીય સિવિલ સર્વિસની પરીક્ષા આપી હતી અને ક્લાસિકસમા શ્રી અરવિંદ પછીનો નંબર મેળવ્યો હતો. ' આ અરસામાં શ્રી. ટાગોરે પોતાનું સુપ્રસિદ્ધ કાવ્ય લખેલું' : 'O Aurobindo ! Accept The Salutation of Rabindra.' તેમણે શ્રી અરવિંદને 'ભારતના આત્માનો મૂર્તિમંત અવાજ' કહીને બિરદાવ્યા હતા.[૯]

૮. Sri Aurobindo, An Intoduction p. 55

9. The Integral Philosophy of Sri Aurobindo P. 335

જેલમાંથી શ્રી અરવિંદ બહાર આવ્યા ત્યારે તેમના પક્ષનું સંગઠન તૂટી ગયું હતું. નેતાઓ કેદમાં પડેલા કે દેશનિકાલ થયેલા હતા. પક્ષને પુનઃ સબળ બનાવવા માટે તેમણે એક વર્ષ સુધી સતત પ્રયત્નો કર્યા અને તેના એક ભાગ રૂપે ૨૭ જૂન ૧૯૦૯ના રોજ 'કર્મયોગિન્' નામનું એક અંગ્રેજી સાપ્તાહિક શરૂ કર્યું હતું. આ ઉપરાંત 'ધર્મ' નામનું બંગાળી સાપ્તાહિક પણ તેઓ પ્રસિદ્ધ કરતા હતા." પરંતુ આખરે તેમને એ વાતનો સ્વીકાર કરવાની ફરજ પડી કે દેશ તેમની નીતિ અને કાર્યક્રમને અમલમાં લાવવા માટે હજી પુરતા પ્રમાણમાં તાલીમ પામેલો નથી. થોડો વખત તેમને એમ લાગેલું કે દેશને હોમરૂલ લીગ જેવી ઓછા વેગવાળી પ્રવૃત્તિ અથવા મહાત્મા ગાંધીએ દક્ષિણ આફ્રિકામાં શરૂ કરેલી શાંત પ્રતિકારની ચળવળ દ્વારા પ્રથમ જરૂરી તાલીમ આપવી જોઈએ. પરંતુ તેમણે જોયું કે આ આંદોલન માટેનો સમય હજી આવ્યો નહોતો તેમ જ એ આંદોલન માટે નિર્માયેલા નેતા તેઓ પોતે નથી."[૧૦] આથી તેમણે અંતરના અવાજને અનુસરીને ઈ. સ. ૧૯૧૦ના એપ્રિલ માસમા એ સમયના ભારતમાના ફ્રેંચ પ્રદેશ પોંડિચેરીમાં ગયા. થોડા સમયની નિવૃત્તિ બાદ રાજકીય ક્ષેત્રમા પાછા ફરવાની તેમની મુરાદ હતી. પરંતુ પોતે શરૂ કરેલ મહાન આધ્યાત્મિક ઉત્થાનના કાર્યમાં, પોતાની સમગ્ર શક્તિની એકાગ્રતા કરવી આવશ્યક લાગવાથી, રાજકીય પ્રવૃત્તિમાંથી નિવૃત્તિ લીધી. આમ છતાં ભારતના રાજકીય ક્ષેત્રમાં તેમનું પ્રદાન અત્યંત મહત્ત્વનું છે. યુરોપના ઈતિહાસનો તેમનો વિશાળ અભ્યાસ, તીક્ષ્ણ અને સર્વગ્રાહી બુદ્ધિ, અંગ્રેજી ભાષા ઉપર અજોડ પ્રભુત્વ અને એ ઉપરાંત તેમની અત્યંત નિખાલસતા અને ત્યાગ કરવાની તત્પરતા, ભારતના રાજકીય ઇતિહાસમા ચિરંજીવ રહેશે. જાહેર રાજકીય ક્ષેત્રમાંથી નિવૃત્તિ લીધા બાદ પણ તેઓ ભારતમા અને વિશ્વમા બનતા બનાવો ઉપર નજર રાખતા હતા અને જરૂર પડયે પોતાનું મંતવ્ય જાહેર કરતા હતા. જ્યારે ભારતના સ્વાતંત્ર્યની ઝાંખી આશા પણ ન હતી ત્યારે છેક ૧૯૧૮ ના ડિસેમ્બર માસમા તેમણે શ્રી. અંબુભાઈ પુરાણીને કહ્યું હતું કે ભારતને સ્વાતંત્ર્ય મળશે એ આવતી કાલે સૂર્ય ઉગશે એટલી ચોક્કસ બાબત છે.[૧૧]

---

૧૦. પૂર્ણયોગનું તત્ત્વજ્ઞાન પૃ ૫-૬

11 The Integral Philosophy of Sri Aurobindo p 336

ઈ. સ. ૧૯૧૦ થી ૧૯૧૪ સુધીનો સમય તેમણે શાંત યોગ સાધનામાં ગાળ્યો. અહીં તેમને મેડમ મીરાં રિચાર્ડ (મધર) મળ્યાં. તેમની તથા પોલ રિચાર્ડની સાથે ઈ. સ. ૧૯૧૪માં પંદરમી ઑગસ્ટના રોજ શ્રી અરવિંદે 'આર્ય' માસિક શરૂ કર્યું. આ માસિકમાં તેઓ પોતાના અનુભવો, પ્રયોગો, વિચારો અને યોગની સાધનાના પરિણામો અંગે લખતા હતા. પછીથી ગ્રંથ સ્વરૂપે પ્રગટ થયેલા તેમના મહાન ગ્રંથો 'ધ લાઇફ ડિવાઇન' 'ધ સિન્થેસિસ ઑફ યોગ' 'આઈડિયલ ઑફ હ્યુમન યુનિટી,' 'હ્યુમન સાઈકલ,' 'ફ્યુચર પોએટ્રી' તથા વેદ, ઉપનિષદ અને ગીતા ઉપરનું તેમનું મૌલિક ચિંતન ક્રમશઃ પ્રગટ થયાં હતાં. ઈ. સ. ૧૯૨૦ સુધી તેમણે આ માસિકનું સંપાદન કાર્ય કર્યું હતું.

**આશ્રમની સ્થાપના :** પૃથ્વી ઉપર દૈવી જીવનનો સાક્ષાત્કાર કરવાના હેતુથી શ્રી અરવિંદે પોંડિચેરીમાં જાન્યુઆરી ૧૯૨૨માં આશ્રમની સ્થાપના કરી અને મધરને તેનું સંપૂર્ણ સંચાલન સોંપ્યું. આ આશ્રમમાં વિશ્વભરમાંથી, શ્રી અરવિંદના માર્ગદર્શન હેઠળ યોગની સાધના કરવા માટે જિજ્ઞાસુઓનો પ્રવાહ વહેતો રહ્યો છે.

૭૮ વર્ષની ઉંમરે ઈ. સ. ૧૯૫૦મા ૫ ડિસેમ્બરના રોજ ટૂંકી માંદગી બાદ, વહેલી સવારે શ્રી અરવિંદે પોતાનો દેહ છોડ્યો. તેમણે પોતાના જીવનકાળ દરમિયાન અનેક પુસ્તકો અને અભ્યાસલેખો લખ્યા છે, તેમાથી મુખ્યત્વે વેદ, ઉપનિષદ, યોગ, તત્ત્વજ્ઞાન ઉપર આશરે વીસ જેટલા ગ્રંથો, મહાકાવ્ય 'સાવિત્રી', રાષ્ટ્રીય અને વિશ્વની બાબતો અંગે દસેક ગ્રંથો તથા કવિતા, નાટક અને વિવેચનના આશરે સોળ જેટલા ગ્રંથો તેની સર્વતોમુખી પ્રતિભાના પ્રતીકો છે.

તેમણે રોપેલ આશ્રમ રૂપી છોડ અત્યારે વિશાળ વટવૃક્ષ જેવો બન્યો છે. વિશ્વના વિવિધ ભાગોમાથી અને ભારતમાથી સેંકડો જિજ્ઞાસુઓ પોતાના આધ્યાત્મિક ઉત્કર્ષ માટે આશ્રમમા આવે છે. આશ્રમની નૂતન પ્રેરણા હેઠળ ઇજનેરો, ડૉક્ટરો, કારીગરો, કલાકારો, રમતગમતના ખેલાડીઓ, શ્રમજીવીઓ, કવિઓ અને ચિંતકો મોકળા મને પોતાનું કાર્ય અહીં કરે છે. વાત્સલ્યમૂર્તિ મધરની હૂંફ અને પ્રેરણા આ આશ્રમને સતત પ્રાપ્ત થતાં જ રહ્યા છે.

પોતાની સાધના અને ચિંતનને અવરોધે નહીં તેવી રીતે સાધકો આશ્રમની અનેકવિધ પ્રવૃત્તિઓમાં ભાગ લે છે. આ માટેના મુખ્ય વિભાગો છે: ખેતીવાડી, સેન્ટ્રલ બ્યૂરો, જરૂરી સેવાઓ (રસોડું, વૈદકીય સારવાર, ડેરી, રેસ્ટોરા વગેરે), ગેસ્ટ હાઉસ, ઉદ્યાન વિભાગ, ઉદ્યોગો, પ્રકાશ અને ફોટોગ્રાફી, ઉચ્ચતર આત્મજ્ઞાન માટે સામૂહિક જીવનના ઉત્કર્ષના શુભ આશયથી આશ્રમમાં 'શ્રી અરવિંદ આંતરરાષ્ટ્રીય શિક્ષણ કેન્દ્ર' પણ ચાલે છે. આ કેન્દ્રમાં શાળા વિભાગ, ઉચ્ચ અભ્યાસક્રમનો વિભાગ, ટેકનિકલ તાલીમ, રમતગમત અને ખેલકૂદ વિભાગ, પ્રદર્શન વિભાગ વગેરેનો સમાવેશ થાય છે.[12]

આ ઉપરાંત પોંડિચેરીથી આશરે નવ માઈલ ઉત્તરે 'પ્રભાતનું' નગર-Auroville' શ્રી અરવિંદ સોસાયટીના ઉપક્રમે આકાર લઇ રહ્યું છે. યુનેસ્કોએ આ યોજનાને સર્વાનુમતે સમર્થન આપ્યું છે. પેરિસના રોજર એન્ગરની રાહબરી હેઠળ વિવિધ દેશોમાંથી સ્વેચ્છાએ સેવા આપવા આવેલા સ્થપતિઓ, ઇજનેરો, વગેરે આ નગરનું બાંધકામ કરી રહ્યા છે. પચાસ હજાર વ્યક્તિઓ રહી શકે તેવા આ ગોળાકાર નગરમાં માનવપ્રવૃત્તિનાં ચાર મૂળભૂત પાસાંને સરખું સ્થાન આપવામાં આવ્યું છે. આ છે: વસવાટ વિભાગ, સાંસ્કૃતિક વિભાગ, સામાજિક સંબંધો અથવા આંતરરાષ્ટ્રીય વિભાગ અને ઉદ્યોગ વિભાગ. ઉદ્યાનો વચ્ચે સ્થપાનારા આ નગરના આધ્યાત્મિક કેન્દ્ર સાથે આ વિભાગો જોડાયેલા રહેશે આમ આ કેન્દ્ર વિવિધ પ્રવૃત્તિની એકતાનું પ્રતીક બનશે. મધરના શબ્દોમાં "ઓરોવિલ, જ્યાં શુભેચ્છા અને નિખાલસ આકાંક્ષા ધરાવનાર બધા માનવીઓ વિશ્વના મુક્ત નાગરિકો તરીકે રહી શકશે તેવું સ્થળ બનશે."[13]

શ્રી અરવિંદના સમન્વયવાદી દૃષ્ટિબિંદુ અનુસાર આશ્રમની સ્થાપના અને વિકાસ થયા છે. આથી તે પ્રાચીન પદ્ધતિના સાંસારિક જીવન અને પ્રવૃત્તિથી અલિપ્ત રહેતા આશ્રમજીવનથી ભિન્ન છે. અહીં સાધક માટે કોઇ જડ નિયમો નથી. તેણે પોતાની પ્રવૃત્તિ પોતે જ નક્કી કરવાની હોય છે. આમ આ આશ્રમમાં વ્યાવહારિક અને આધ્યાત્મિક જીવનનો સુયોગ સધાયો છે

12 *Sri Aurobindo, An Introduction* p 59

13. The Vision And work of Sri Aurobindo p 10 F. N.

## च. તત્ત્વજ્ઞાનની પૂર્વભૂમિકા

**વૈજ્ઞાનિક અને વાસ્તવવાદી વલણ :** ઇંગ્લંડમા શ્રી અરવિંદ તેર વર્ષો રહ્યા અને પાશ્ચાત્ય સંસ્કૃતિ, વિવિધ ભાષાઓ અને જીવન પ્રણાલિના ગાઢ સંપર્કમાં આવ્યા. વળી આ સમયમાં ત્યાં ભૌતિકવાદ અને વિજ્ઞાનનું પ્રભુત્વ હતું. કોઈપણ બાબતને ચુસ્ત રીતે તપાસવાના અને નક્કર વાસ્તવિકતાને સ્વીકારવાના વૈજ્ઞાનિક વલણની ભૂમિકા તેને અહીં મળી હતી. આથી પદ્ભ્યામ્ પૃથ્વી મુંડકોપનિષદની ભાવના વ્યક્ત કરતાં તેઓ કહે છે કે અતિભૌતિક જ્ઞાનની ખોજ કરતા હોવા છતાં પૃથ્વીના પુત્રને પૃથ્વીનો સ્પર્શ હંમેશ શક્તિદાયક બને છે. ભૌતિક સ્તરની આપણી ભૂમિકા સુદઢ હોય તો જ અતિભૌતિક ઉપર આપણે સંપૂર્ણ સ્વામીત્વ હાંસલ કરી શકીશું.[૧૪] આમ છતાં ભૌતિક સ્તરના માત્ર બૌદ્ધિક જ્ઞાન દ્વારા અંતિમ સત્ પામી શકાય નહિં. તર્કના ઉપયોગથી ભૌતિકમાંથી તાત્ત્વિક જ્ઞાન પ્રતિ ભલે જઈ શકાય પરંતુ તેથી તો આપણા સમગ્ર સત્ના માત્ર એક જ પાસાનો સંતોષ પ્રાપ્ત થાય છે. અંતિમ સત્‌ને એટલે કે પોતાના આત્માના મૂળ સ્વરૂપને પીછાનવા માટે અંતઃસ્ફુરણાના જ્ઞાન દ્વારા સાક્ષાત્કારની આવશ્યકતા રહે છે. આથી માત્ર 'જાણવું' જ નહીં પણ 'પામવું' એવું ભારતીય દૃષ્ટિબિંદુ શ્રી અરવિંદ સ્વીકારે છે. સાક્ષાત્કારના અંતિમ ધ્યેયમા બૌદ્ધિક પ્રક્રિયાનું પણ મહત્ત્વ છે. જે અંતઃસ્ફુરણા દ્વારા સિદ્ધ કરેલ સાક્ષાત્કારને વ્યવસ્થિત રીતે પદ્ધતિબદ્ધ કરવા માટે તર્ક અનિવાર્ય છે.

**સાક્ષાત્કારની ભૂમિકા :** પ્રાચીન વેદ અને ઉપનિષદના કાળને શ્રી અરવિંદ અંતઃસ્ફુરણાનો યુગ કહે છે. આ યુગના દૃષ્ટિઓએ અંતઃસ્ફુરણા દ્વારા જે પ્રત્યક્ષ અનુભવ્યું છે તેનું સીધું અને સાદું કથન કર્યું છે. પ્રકૃતિની અનેકવિધતાની પાછળ રહેલ એકતાના તેમણે દર્શન કર્યા હતાં. ત્યારબાદ પ્રાચીન કાળના ઋષિઓના સાક્ષાત્કારની ભૂમિકા ઉપર પોતાના અનુભવ અને તર્કના આધારે તત્ત્વચિંતકોએ પોતાની વિશિષ્ટ પદ્ધતિઓની રચના કરી. આને શ્રી અરવિંદ બૌદ્ધિક જ્ઞાનનો યુગ કહે છે.[૧૫] આને પરિણામે ભારતીય તત્ત્વજ્ઞાનમાં વિવિધ સંપ્રદાયો ઉત્પન્ન થયાં. સિદ્ધાંતમાં વેદ ઉપર આધારિત હોવા છતાં અને કેટલીકવાર એક જ પાઠનો ઉપયોગ

૧૪. The Life Divine P. 13
૧૫ Ibid P. 66

કરવા છતા સંપ્રદાયો વચ્ચેનો વિરોધ જોવા મળે છે. આનું કારણ એ છે કે ઉચ્ચ અંતઃસ્ફૂરણાનું જ્ઞાન વસ્તુઓને તેની સમગ્રતામા નીરખે છે અને તેનું વલણ ઐકય અને સમન્વયનું છે. જ્યારે તર્ક વિશ્લેષણથી અને વિભાજનથી શરૂ કરીને પછીથી સમગ્રની રચના કરે છે. પરંતુ આમ કરવામા "તર્કનું સાહજિક વલણ અમુકને સ્વીકારવાનું અને પોતે પસંદ કરેલ નિગમનો સાથે સંઘર્ષમા આવતી બાબતોને નકારવાનું હોય છે. આથી તેનો હેતુ દોષમુક્ત તાર્કિક પદ્ધતિ રચવાનો છે." ૧૬.

આમ શ્રી અરવિંદ સમક્ષ, તર્કની પ્રક્રિયા દ્વારા પદ્ધતિની રચનામાં ઉત્પન્ન થતા વિરોધોને નિવારવા અને અનુભૂતિને યોગ્ય એવી પદ્ધતિમાં અભિવ્યકત કરવાનો પ્રશ્ન હતો. પાશ્ચાત્ય જ્ઞાન-વિજ્ઞાન, સાહિત્ય, ધર્મ વગેરે ક્ષેત્રોનો તેમનો બહોળો અને ઊંડો અનુભવ તથા ભારતીય પ્રાચીન દષ્ટાઓના કથનો અને પોતાના અંગત સાક્ષાત્કારના અનુભવોની ભૂમિકા ઉપર તેમણે પોતાની આગવી પદ્ધતિ રચી છે. પોતાના સાક્ષાત્કાર અંગે તેઓ જણાવે છે કે કોઇપણ ગુરુની મદદ વિના ઈ. સ. ૧૯૦૪મા તેમણે પોતાનો યોગ શરૂ કર્યો. આમાં તેમને ચાણોદના ગંગનાથ મઠના સ્વામી બ્રહ્માનંદના એક શિષ્ય પાસેથી થોડું માર્ગદર્શન મળેલું હતું. ત્યારબાદ શ્રી વિષ્ણુ ભાસ્કર લેલે સાથે તેમણે ત્રણ દિવસ સાધના કરી હતી તેમા તેમને અનિર્વચનીય બ્રહ્મનો સાક્ષાત્કાર થયો હતો. આ સાક્ષાત્કાર તેમણે કેટલાક માસ સુધી ટકાવી રાખ્યો હતો અને ત્યારબાદ તેમનામાં સ્થાયી બન્યો.[૧૭] આમ તો તેઓ યોગ વિષે કશું જાણતા ન હતા ત્યારે એટલે કે ભારત આવ્યા ત્યારે એપોલો બંદરે તેમને વિશાળ શાંતિનો આધ્યાત્મિક અનુભવ થયેલો હતો. ૧૮

પોંડિચેરી આવ્યા પહેલાં તેમને બે સાક્ષાત્કારો સિદ્ધ થઇ ચૂકયા હતા. એક તો ઉપરોક્ત શ્રી લેલે સાથે ઈ. સ ૧૯૦૮ના જાન્યુઆરી માસમાં સ્થળ-કાળથી પર શાંત બ્રહ્મનો તેમને સાક્ષાત્કાર થયેલો. તેમાં વિશ્વ મિથ્યા છે તેવી પ્રબળ લાગણી ઉત્પન્ન થઇ હતી. પરંતુ અલિપુર જેલમાં વિશ્વ-સ્વરૂપ ચેતનાનો અને પ્રાણીમાત્રના દૈવી સ્વરૂપનો સાક્ષાત્કાર થયો ત્યારે

---

૧૬ Ibid P 67

૧૭ Sri Aurobindo, Studies in the Light of His Thought P. 16

૧૮ Sri Aurobindo or The Adventure of Consciousness P 28

આ લાગણી અદૃશ્ય થઈ. બીજા બે સાક્ષાત્કારોની શરૂઆત પણ અલિપુર જેલમાં સાધના દ્વારા થઈ હતી. આ 'સાક્ષાત્કારોમાં તેમને સક્રીય' અને નિષ્ક્રીય પાસાયુક્ત બ્રહ્મનો સર્વોચ્ચ સત્તા તરીકેનો અનુભવ અને અતિમાનસ સુધી પહોંચતી ચેતનાની ઉર્ધ્વ ભૂમિકાઓની અનુભૂતિ થઈ હતી. ત્યારબાદ શ્રી અરવિંદે આ અનુભૂતિઓથી આગળનો પ્રદેશ ખેડવા માંડયો હતો. શ્રી અરવિંદનો યોગ અને તેનું અધ્યાત્મવાદી તત્ત્વજ્ઞાન આ સાક્ષાત્કારોના આધારે રચાયા છે.[૧૯] આ સાથે તેમાં પાશ્ચાત્ય જ્ઞાન-વિજ્ઞાન તર્ક, પ્રગતિશીલ દૃષ્ટિબિંદુ અને વ્યાવહારિકતાનો અણમોલ સમન્વય થયો છે.

**સમન્વયાત્મક ભૂમિકા :** આ સમન્વયાત્મક ભૂમિકા અંગે શ્રી અરવિંદ પોતે દર્શાવે છે કે "અમારો વિચાર આપણી સમક્ષ આવતા નૂતન યુગની વિચારધારામા પ્રદાન કરે એવા સમન્વયાત્મક તત્ત્વજ્ઞાનની વિચારણા કરવાનો હતો અમે એવા વિચારથી મંગલાચરણ કર્યું કે માનવજાત તેના જીવનના મહાન પરિવર્તન પ્રતિ જઈ રહી છે. જ્યા ચિંતકો છે તે બધા પ્રદેશોમા આ પરિવર્તન નૂતન જીવન પ્રતિ લઈ જશે એવી આશા પ્રવર્તે છે. આ ઉપરાંત અમારો હેતુ માનવજાતને આ કાર્યમા દોરવણી અને પ્રકાશ આપે તેવા આધ્યાત્મિક, ધાર્મિક અને બીજા સત્યોની ખોજ કરવાનો છે. આવો પ્રયાસ જેને આધારે કરી શકાય તે આધ્યાત્મિક અનુભવ અને સામાન્ય સત્યો અમારી પાસે હતા જ. આ સત્યની રચના સૌ પ્રથમ તત્ત્વ-મીમાંસાના દષ્ટિબિંદુથી કરવાની રહે છે, કારણ કે તત્ત્વજ્ઞાનમા તત્ત્વમીમાંસીય સત્ય બીજા બધાથી કેન્દ્ર સ્થાને છે. આથી અમે 'ધ લાઈફ ડિવાઇન'ને પ્રથમ સ્થાન આપ્યુ. આ સત્યો વેદાન્તના સત્યને અસંગત નથી તેમ દર્શાવવુ આવશ્યક હોવાથી વેદ, બે ઉપનિષદો અને ગીતાની સમજૂતીઓનો તેમા સમાવેશ કર્યો ઉપનિષદોમા ઇશાવાસ્ય ઉપનિષદ અને કેનોપનિષદ લીધા. ગીતા તો આત્મિક સત્યનું જીવનના સૌથી વિસ્તૃત અને મુશ્કેલ એવા પાસામાં ઉપયોજન કરે છે. જેના દ્વારા કાર્યથી આત્માને પામી શકાય અને આધ્યાત્મિક જીવન સાથે સુમેળયુક્ત હોય તેવા પથને ગીતા પ્રબોધે છે.

"તત્ત્વજ્ઞાનના સત્યને જીવનમા ઉતારવામા ન આવે તો તેનું મૂલ્ય માત્ર સૈદ્ધાંતિક જ રહે છે. આથી 'સિન્થેસિસ ઓફ યોગ'મા આધ્યાત્મિક આત્મખોજની વિવિધ દિશાઓ અને પદ્ધતિઓના સિદ્ધાંતોનું સમન્વયાત્મક દૃષ્ટિબિંદુ પ્રાપ્ત

૧૯ Sri Aurobindo. Studies In the Light of His Thought P.17

કરવા પ્રયાસ કર્યો છે. આ ઉપરાત તેમાં માનવ–અસ્તિત્વને પૂર્ણ દૈવી જીવન તરફ પ્રગતિ કરાવે તેવા માર્ગને શોધવાનો પણ પ્રયત્ન કર્યો છે. પરંતુ આ વૈયક્તિક વિકાસ છે અને તેથી આપણો આદર્શ, માનવજાતના સામાજિક જીવનમાં કેવી રીતે રચી શકાય તે દર્શાવવું આવશ્યક હોવાથી 'હ્યુમન સાઇકલ'માં આ સત્યો માનવસમાજની ઉત્ક્રાંતિને કેવી રીતે અસર કરે છે તે સમજાવ્યું છે. 'આઇડિયલ ઓફ હ્યુમન યુનિટી'માં માનવજાતનું, વધુ ગાઢ એકતા પ્રતિનું, આધુનિક વલણ લીધું છે. આ વલણોના મૂલ્યાંકનમાં સાચી માનવએકતા પ્રાપ્ત કરવામાં તેની શી અધુરાશ છે તે દર્શાવવા પ્રયત્ન કર્યો છે." ૨૦

આમ પૂર્વ અને પશ્ચિમ બન્નેના પ્રખર પ્રતિનિધિ એવા શ્રી અરવિંદના તત્ત્વજ્ઞાનની તામીર સમન્વયાત્મક હોય એ સ્વાભાવિક છે. તેમના મતે પૂર્વ અને પશ્ચિમ વચ્ચે કોઇ સાચો વિરોધ નથી. પોતાના સૌથી સમૃદ્ધ અને સંપૂર્ણ મહત્ત્વ પ્રત્યે જાગ્રત થવા, પોતાની બધી સુષુપ્તતાઓની ખોજ કરવા અને એકબીજાને સભર કરવા બન્નેને એકબીજાની આવશ્યકતા રહે છે.[૨૧]

સંદર્ભ ગ્રંથો

૧. Satprem : Sri Aurobindo OR The Adventure of Consciousness (1968) : Sri Aurobindo Ashram.
૨. Chaudhari (Ed) : The Integral Philosophy of Sri Aurobindo (1960) : Allen and Unwin.
૩. Srinivas Iyengar : Aurobindo : An Introduction (1961) : Rao and Raghavan; Mysore.
૪. સુન્દરમ્ (અનુ.) : પૂર્ણયોગનું તત્ત્વજ્ઞાન (૧૯૬૬) : શ્રી અરવિંદ આશ્રમ.
૫. Sethna : *The Vision and work of Sri Aurobindo* (1968) : Sri Aurobindo Ashram.
૬. Sri Aurobindo : *The Life Divine* (1965) : India Library Society N.Y.
૭. Pandit M. P. : *Sri Aurobindo; Studies In The Light of His Thought* (1957) : *Sri Aurobindo Ashram.*

૨૦. Ibid Pp. 29-30
૨૧. The Integral Philosophy of Sri Aurobindo P. 87

## પ્રકરણ ૨

# શ્રી અરવિંદનો પૂર્ણવાદ

પૂર્વ અને પશ્ચિમની તાત્ત્વિક વિચારધારાના એકાંગી અભિગમોની અધૂરાશ પીછાનીને શ્રી અરવિંદે વિવિધ વિચારધારાઓના સમન્વયાત્મક છતાં મૌલિક ચિંતન દ્વારા તાત્ત્વિક ફૂટ પ્રશ્નોનાં નૂતન નિરાકરણો સિદ્ધ કર્યાં છે. આર્ય સંસ્કૃતિના આધુનિક વિકાસ સુધીના ઇતિહાસમાં તેની સૌ પહેલી ચાપ વેદોમાં અને તેની છેલ્લી ચાપ શ્રી અરવિંદના 'ધ લાઇફ ડિવાઇન'માં છે[1] તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં શ્રી અરવિંદનો પૂર્ણવાદ એક અદ્વિતીય પ્રદાન છે.

### તત્ત્વજ્ઞાન અંગેના ખ્યાલનો ઉદ્ભવ અને વિકાસ

વિચારવું એ માનવમાનસની સાહજિક પ્રક્રિયા છે. આથી તત્ત્વજ્ઞાન કે ચિંતનશીલ વિચારણા માનવમાનસ જેટલી જ પ્રાચીન ગણાય. આમ છતાં આવી વિચારણાની શરૂઆત એક સરખી રીતે જ થઈ નથી. વળી વિવિધ રીતે થયેલો પ્રારંભ અને પછીના વિકાસનો આધાર, તત્વજ્ઞાનીના વ્યક્તિગત દૃષ્ટિબિંદુ અને તેના સમયની ભૌતિક અને સામાજિક પરિસ્થિતિ તથા જ્ઞાન–વિજ્ઞાનના ક્ષેત્રોના વિકાસ ઉપર રહેલો હોય છે.

**પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનનો વિકાસ** : પોતાનીચોતરફ પ્રકૃતિના તત્વો પ્રત્યે આશ્ચર્ય અને ઉત્કંઠાની પ્રાથમિક માનવીની લાગણીથી તત્વજ્ઞાન અને વિજ્ઞાનની શરૂઆત થઇ. પછીથી આ લાગણી ચિંતનશીલ વિચારણામાં પરિણમી. વળી જૂના ખ્યાલો અંગે સંશય અને તપાસને કારણે પણ પછીથી તત્વજ્ઞાનનો પ્રારંભ થયો. આમ ચર્ચના ખ્યાલો અંગે શંકા દર્શાવી બેકને તત્ત્વજ્ઞાનની શરૂઆત કરી હતી. ડેકાર્ટે તો સંશયને જ તત્ત્વજ્ઞાનનો પ્રારંભ ગણ્યો હતો. હ્યુમ અને લાઇબ્નીઝની સમકાલીન રૂઢીચુસ્ત તાત્ત્વિક પદ્ધતિઓ અંગે શંકા વ્યક્ત કરીને કેન્ટે પોતાના તત્ત્વજ્ઞાનની શરૂઆત કરી હતી.[2] આ ઉપરાંત આધુનિક યુગમા કાર્યક્ષમતા અને વ્યવહારુ ઉપયોગની

૧. An Introduction To The Philosophy of Sri Aurobindo P. 71
૨. The Principles of Philosophy P. 6

આવશ્યકતાએ વ્યવહારવાદી તત્ત્વજ્ઞાનનો જન્મ આપ્યો. આમ છતાં તત્ત્વજ્ઞાનની સાચી સૌ પહેલી શરૂઆત પશ્ચિમમાં સોક્રેટિસનાં સુપ્રસિદ્ધ શબ્દો 'તારી જાતને પીછાન'થી થઈ ગણાય. એ સમયે ગ્રીક ભાવના અનુસાર તત્ત્વજ્ઞાન 'ડહાપણ માટેનો પ્રેમ' ગણાતું હતું.

પ્રાચીન ગ્રીક તત્ત્વજ્ઞાનના પરલક્ષી અને સૈદ્ધાંતિક સ્વરૂપની પ્રતિ સોક્રેટિસ અને પ્લેટોના વ્યાવહારિક લક્ષ્યો દ્વારા થઇ; જ્યારે એરિસ્ટોટલમાં આ બન્ને વિરોધી વલણોનો સમન્વય થયો છે. સ્ટોઇક સંપ્રદાય અને નવ્યપ્લેટોવાદીઓનું વલણ વધુને વધુ આત્મલક્ષી બન્યું હતું. મધ્યકાલીન યુરોપીય તત્ત્વજ્ઞાન તો રૂઢીચૂસ્ત અને સ્થગિત રહ્યું હતું. આથી વિરુદ્ધ આધુનિક પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાન સમીક્ષાત્મક તાસીર ધરાવે છે. અનુભવ અને તર્કના આધારે તે નક્કર પૃથ્વી ઉપરના માનવપ્રશ્નોને ધ્યાનમાં લે છે. આ સમીક્ષાત્મક ભાવનાએ એટલું વિશાળ ફલક આવરી લીધું છે કે તેથી તત્ત્વજ્ઞાનને વિજ્ઞાનની કક્ષામાં મૂકવાનું બન્યું છે. વળી આથી તત્ત્વજ્ઞાન તદ્દન બૌદ્ધિક પણ બન્યું છે. પરંતુ શુદ્ધ તર્ક, ભલે આપણને ભૌતિક જ્ઞાનમાંથી આધિભૌતિક જ્ઞાન પ્રતિ લઈ જાય, પરંતુ જ્યાં સુધી તે આપણો અનુભવ ન બને ત્યાં સુધી તર્કનો ખ્યાલ આપણા માટે અપૂરતો અને અવાસ્તવિક રહે છે.[૩] આમ છતાં આપણી સમક્ષ રજૂ થતા પુરાવાઓ અને અનુભવોના ક્ષેત્રમા પ્રવેશવા માટે તીવ્ર તાલીમ પામેલી બુદ્ધિની આવશ્યકતા રહે છે. વધુ ચોક્કસ પ્રગતિ અને નવપ્રસ્થાન માટેનો માર્ગ સાફ કરવા માટે આ આવશ્યક છે. આમ ભૌતિકવાદના બુદ્ધિપ્રધાન વલણે મહાન સેવા કરી છે.[૪]

**ભારતીય તત્ત્વજ્ઞાનનો વિકાસ :** ભારતમા તત્ત્વજ્ઞાનનો વિકાસ પશ્ચિમથી ભિન્ન રીતે થયો છે. ઇતિહાસના વિવિધ તબક્કાના તત્ત્વચિંતકોએ પ્રબોધેલ વિચારોના સંગ્રહને પરિણામે ભારતીય તત્ત્વજ્ઞાનનો વિકાસ થયેલ નથી, પરંતુ જાણે એક જ બીજમાંથી ઉત્પન્ન થયેલ વિશાળ વટવૃક્ષની શાખાઓ, ફૂલો અને ફળોની જેમ વિકાસ થયો છે. પ્રાચીન વેદ–ઉપનિષદોના દ્રષ્ટાઓની અનુભૂતિના કથનો અને વ્યક્તિગત અનુભૂતિના આધાર ઉપર ચિંતકોએ પોતાનાં દષ્ટિબિંદુઓ રજૂ કર્યાં છે. ન્યાય–વૈશેષિક પદ્ધતિ

૩ I.., D P. 59
૪ Ibid P. 12

વાસ્તવવાદી કે પુરલક્ષી વલણનું પ્રતિનિધિત્વ ધરાવે છે. સાંખ્ય અને મીમાંસાનું વલણ પણ આવું છે; જ્યારે યોગ પદ્ધતિનું વલણ મનોવૈજ્ઞાનિક છે. વિવિધ મતમતાંતરો ધરાવતી વેદાન્તી પદ્ધતિઓ મુખ્યત્વે આધ્યાત્મિક વલણ ધરાવે છે. આમ વિવિધતા હોવા છતાં ભારતીય તત્ત્વચિંતકો માત્ર બૌદ્ધિક જિજ્ઞાસા માટે તત્ત્વચિંતન કરતા ન હતા. જીવનને વધુ ઉચ્ચ આધ્યાત્મિક સ્તર ઉપર લઈ જવાના એક સાધન તરીકે તેમણે તત્ત્વજ્ઞાનનો ઉપયોગ કર્યો છે. તત્ત્વજ્ઞાન જીવન જીવવાની કલા હતી. આ ભારતીય ભાવનાને વિશદ્ રીતે વ્યક્ત કરતાં શ્રી અરવિંદ દર્શાવે છે કે બ્રહ્મને જાણવો, પામવો અને બ્રહ્મરૂપ થવું, આપણા અસ્પષ્ટ ભૌતિક માનસને પૂર્ણ અતિમાનસીય પ્રકાશમાં પરિવર્તિત કરવું, યાન્ત્રિક અનિવાર્યતાના સમૂહ તરીકે જણાતા જગતમાં અનંત સ્વાતંત્ર્ય પ્રસ્થાપિત કરવું અને સતત પરિવર્તન પામતા તથા મૃત્યુને આધીન શરીરમાં અમર જીવનને શોધવું અને પામવું એવી આકાંક્ષા માનવજ્ઞાનના પ્રાતઃકાળથી સતત સેવાતી આવી છે.

**તત્ત્વજ્ઞાનના પ્રયાસો** : તત્ત્વજ્ઞાનના ઇતિહાસને સમગ્રપણે અવલોકતા એ સ્પષ્ટ થાય છે કે તત્ત્વજ્ઞાને ચાર વિશિષ્ટ અને સંબંધિત બાબતો અંગે પ્રયત્નો કર્યા છે.[૬]

૧. તેના બધા પાસાંને સમાવતો વિશ્વ અંગેનો ખ્યાલ રચવા તેણે પ્રયાસ કર્યો છે અને તેમાં માનવીના સ્થાનનો પણ વિચાર કર્યો છે. આવું તત્ત્વજ્ઞાન સમન્વયાત્મક બન્યું છે. આમાં સામાન્ય સમજની માન્યતાઓ, વિજ્ઞાનના પરિણામો વગેરેનો ઉપયોગ કરીને નૈતિક, આધ્યાત્મિક અને ધાર્મિક અંતર્દષ્ટિ પણ લીધાં છે. આમ વિશ્વને સમગ્ર રીતે પીછાનવાનો અને અવિભાજિત સત્તાનો સમગ્રલક્ષી સિદ્ધાંત આપવાનો પ્રયાસ થયો છે.

૨. બીજી તાત્ત્વિક પ્રવૃત્તિ દશ્ય જગતના અર્થઘટન કરતા વર્ણનમાં વધુ રસ ધરાવે છે. આ પ્રવૃત્તિનો હેતુ હકીકતોને બહાર લાવવાનો અને અસ્પષ્ટ છે તેને સ્પષ્ટ કરવાનો છે.

૩. ત્રીજી પ્રવૃત્તિ આદર્શલક્ષી રહી છે. તેમાં માત્ર વિશ્વનું દર્શન જ નહીં પણ સાથે વૈયક્તિક અને સામાજિક વર્તનનાં ધોરણ અને

---

૫. Ibid P. 14

૬ Perspectives In Philosophy Pp-1-2

માર્ગદર્શન, શુભ જીવનનો અર્થ, સમૂહજીવનના આદર્શો તથા યથાર્થતા અને અયથાર્થતાના સિદ્ધાંતો આપવાનો પ્રયાસ થયો છે.

૪. તત્ત્વજ્ઞાનની ચોથી પ્રવૃત્તિ છે વિશ્લેષણની જેના ઉપર માત્ર વિજ્ઞાન અને સામાન્ય સમજ જ નહીં પરંતુ તત્ત્વજ્ઞાન આધાર રાખે છે તે પદ્ધતિઓ, સ્વીકારેલી માન્યતાઓ અને સ્વયંસિદ્ધ ગણાતા સિદ્ધાંતોનું મૂલ્યાંકન કરવાનો તેનો હેતુ છે. પદ્ધતિસરની વિચારણામા કેન્દ્રીય સ્થાને રહેલા ચાવીરૂપ પદો, 'વાસ્તવિક', 'સાચું', 'શુભ', 'ભૌતિકતત્ત્વ', 'માનસ', 'સ્થળ', 'કાળ' વગેરેની વિશ્લેષણાત્મક તપાસનો પણ તેમાં સમાવેશ કરવામા આવે છે.

પ્રત્યક્ષવાદીઓ, વિશ્લેષણ સિવાયના તત્ત્વજ્ઞાનના ઉપરોક્ત કાર્યોને 'શબ્દોનો જાદુ' ગણે છે. જેને માત્ર વિજ્ઞાન જ સમજાવી શકે અથવા તો જેને સમજાવી જ ન શકાય તેવી બાબતોને તત્ત્વજ્ઞાને માત્ર શબ્દોના સાધન દ્વારા સમજાવવાનો પ્રયત્ન કર્યો છે.[૭] આથી તેના મતે તત્ત્વજ્ઞાનનું સાચું કાર્ય વિશ્લેષણ પુરતું મર્યાદિત હોવું જોઈએ. ડ્યૂઈના મતે સામૂહિક માનવપ્રવૃત્તિને માર્ગદર્શન આપે તેવા મૂલ્યો અને ધ્યેયોની ખોજ, તત્ત્વજ્ઞાનની પ્રવૃત્તિ હોવી ઘટે. આમ છતા વ્હાઈટહેડ જેવા આધુનિક ચિંતકો, તત્ત્વજ્ઞાને પોતાની ચિંતનપ્રધાન વિચારણાની મૂળ પ્રવૃત્તિ પ્રતિ વળવું જોઈએ, તેમ માને છે. પ્લેટો, એરિસ્ટોટલ, સ્પિનોઝા, અને હેગલ ઉપરોક્ત બધી પ્રવૃત્તિઓને તત્ત્વજ્ઞાનની અંગભૂત પ્રવૃત્તિઓ ગણે છે.[૮] ભારતીય ચિંતકોનું પણ આવું દષ્ટિબિંદુ છે અને આ દષ્ટિબિંદુ સમગ્રલક્ષી છે.

શ્રી અરવિંદનું તત્ત્વજ્ઞાન પોતાના વિશાળ ફલકમા આ બધી પ્રવૃત્તિઓને સમન્વયાત્મક સ્વરૂપમા સમાવે છે. જીવનના મૂલ્યોના સમીક્ષાત્મક પુનર્મૂલ્યાકન ઉપર તથા નીતિશાસ્ત્ર અને ધર્મના મૂળભૂત ખ્યાલોની પુન વિચારણા ઉપર રચાયેલ સમગ્રલક્ષી અને ક્રિયાશીલ વિશ્વદષ્ટિબિંદુની આ યુગમા આવશ્યકતા છે. શ્રી અરવિંદનું વિશ્વદષ્ટિબિંદુ આધુનિક યુગના પડકારને, માનવીના અનુભવની વિવિધતાને, માનવ આત્માની મૂળભૂત જરૂરતને અને વિકાસ પામતા વિશ્વાત્માની ઓળખને લક્ષમા લે છે.[૯]

૭ Ibid P. 339

૮ Ibid P. 2

૯ The Integral Philosophy of Sri Aurobindo P. 19

તેના તત્ત્વજ્ઞાનમાં ચિંતનને પ્રગટાવવાનું અને નૂતન દૃષ્ટિબિંદુ અર્પવાનું સામર્થ્ય છે. શ્રી અરવિંદના આવા પૂર્ણવાદી તત્ત્વજ્ઞાનનો સામાન્ય પરિચય તેની આછી રૂપરેખા દ્વારા અહીં આપ્યો છે.

## પૂર્ણવાદની લાક્ષણિકતા

**ઈશાવાસ્ય ઉપનિષદ–પૂર્ણવાદની ભૂમિકા :** શ્રી અરવિંદના પૂર્ણવાદી તત્ત્વજ્ઞાનની સંક્ષિપ્ત રૂપરેખા તેમના ઈશાવાસ્ય ઉપનિષદ ઉપરના ભાષ્યમાં જોવા મળે છે. આ ઉપનિષદ ઉપરના પોતાના વિવરણમાં તે કહે છે :

"ઉપનિષદની વિચારધારા બે મહાન યુગોમાં વહેંચાયેલી છે. પ્રારંભના યુગમાં તે વેદના ઋષિઓની પ્રાચીન મનોવૈજ્ઞાનિક પદ્ધતિનું પ્રતિબિંબ પાડતી અને પોતાના ઉગમસ્થાન એવા વેદની વધુ નજદીક હતી. તેમાં આ ઋષિઓનો વ્યવહારવાદ પણ જળવાયો છે. પછીની બીજી વિચારધારામાં સ્વરૂપ અને વિચારણા, આરંભની સંજ્ઞાઓ અને મૂળથી સ્વતંત્ર અને વધુ આધુનિક બન્યાં. તેમાં વેદના વિચારો અને મનોવિજ્ઞાનના કેટલાક મુખ્ય તત્ત્વોને પડતા મૂકવામાં આવ્યા છે અથવા તો મૂળ સૂચિતાર્થો અને ભૂમિકા ભૂલવામાં આવ્યાં છે. આથી સંસાર–ત્યાગી અને વ્યવહાર–વિરોધી વેદાન્તી વલણનો પ્રારંભ થયો. ઈશાવાસ્ય ઉપનિષદ પ્રારંભનો કે વેદ–જૂનો છે. અદ્વૈતવાદી દૃષ્ટિબિંદુ સાથે માનવજીવન અને પ્રવૃત્તિના સમન્વયની સમસ્યા તેની સમક્ષ છે. આ સમસ્યાનો વિસ્તારથી ઉકેલ આપતો આ ઉપનિષદ વેદાન્તી સાહિત્યનો અત્યંત રસપ્રદ ભાગ છે. શંકરાચાર્યના આત્યંતિક ભ્રમવાદની અને તેના વ્યવહારવાદ–વિરોધી વલણની સામે મુશ્કેલીઓ રજૂ કરતા આ એકમાત્ર ઉપનિષદને, આ કારણે, શંકરાચાર્યના એક મહાન અનુયાયીએ સત્તાવાર ઉપનિષદોની યાદીમાંથી રદ કરેલ છે. સમસ્યાની ગાંઠને એક ઝાટકે કાપી નાખવાને બદલે આ ઉપનિષદ ગાંઠના અંતિમ છેડાઓને ગ્રહીને તેનો ઉકેલ કરે છે અને આ છેડાઓને એકબીજા પાસે યોગ્ય જગ્યાએ અને યોગ્ય સંબંધમાં મૂકે છે."[૧૦] આ રીતે ઈશાવાસ્ય ઉપનિષદમાં ત્યાગ અને ભોગ, પ્રવૃત્તિ અને નિવૃત્તિ, પૂર્ણ ઐક્ય અને તેમાં સમાયેલ અનંત વિવિધતા વગેરેનો સમતુલિત સમન્વય થયો છે. શ્રી અરવિંદનું તત્ત્વજ્ઞાન પણ આવી તાસીર ધરાવે છે.

---

૧૦. Isha Upanishad P. 59

**આત્યંતિક દૃષ્ટિકોણથી મુક્ત :** શ્રી અરવિંદ ભૌતિકવાદી અને અધ્યાત્મવાદી તત્ત્વજ્ઞાનના આત્યંતિક અને એકપક્ષી વલણોને સ્વીકારતા નથી. તેમના મતે તત્ત્વજ્ઞાન ભૌતિકતત્ત્વ કે ચેતનતત્ત્વને અવગણી શકે નહીં. વળી આ બન્ને વચ્ચેનો વિરોધ પણ યથાર્થ નથી. તૈતિરીય ઉપનિષદની ભાવના, अन्नम् ब्रह्मेति વ્યજાનાત્ વ્યક્ત કરતાં તેઓ કહે છે કે જો આપણે સનાતન ચેતન અને ભૌતિકતત્ત્વ બન્નેને સ્વીકારીએ નહી તો પૃથ્વી ઉપરના દૈવીજીવનના આવિષ્કારની અને નાશવંત સત્‌મા અવિનાશી સત્‌ના આવિષ્કારની કોઈ ભૂમિકા રહેતી નથી.[૧૧] આપણે આ બન્નેને અલગ ગણીએ તો તેનુ અનિવાર્ય પરિણામ કાતો ચેતનને નકારવામા કે કાતો પ્રકૃતિને નકારવામા આવશે, કારણ કે વિચાર અને જીવનને આ બન્ને વચ્ચેના પસંદગીની ફરજ પડતે બૌદ્ધિક વિચારણા આમાંના એકને કલ્પનાનો ભ્રમ ગણીને નકારશે અથવા બીજાને ઇન્દ્રિયોનો ભ્રમ ગણીને અવગણશે. જીવન, ભૌતિક વિશ્વથી કાંતો દૂર જશે અથવા તો તે પ્રાણીની કક્ષાએ જશે. સાખ્યના પુરુષ અને પ્રકૃતિ તથા શંકરાચાર્યના નિષ્ક્રીય આત્મા અને માયા સમન્વય સાધી ન શકાય તેવાં એકબીજાના વિરોધી બન્યાં છે.[૧૨]

ભૌતિકતત્ત્વને નકારતા ભારતીય આત્યતિક અને આદર્શવાદી વલણને જીવનનુ મહાન દેવાળુ' તથા ભૌતિકવાદી અને આત્માને અવગણતી યુરોપની વિચારધારાને 'આત્માની બાબતોનુ દેવાળું' છે તેમ શ્રી અરવિંદ કહે છે. ભૌતિકવાદ જ્ઞાનેન્દ્રિયોને જ જ્ઞાનના સાધનો ગણે છે અને તર્ક તેથી આગળ ન જઈ શકે તેમ માને છે. પરંતુ વિશાળ બનતો આપણો અનુભવ દર્શાવે છે કે ઇન્દ્રિયોથી આવરી લેવાતી ન હોય એવી બાબતો પણ છે. જ્યા ઇન્દ્રિયો દ્વારા જ્ઞાન મેળવાય છે ત્યા પણ તે ઇન્દ્રિયજન્ય અનુભવ પુરતુ જ મર્યાદિત રહેતુ નથી.[૧૩] વિજ્ઞાનના આધુનિક વિકાસને કારણે ભૌતિકવાદી જૂના ખ્યાલોને સ્થાને શક્તિ અને તેના વિવિધ સ્વરૂપોનો ખ્યાલ, સત્તા અંગેના સાચા ખ્યાલનો વિરોધ રહ્યો નથી.

૧૧ L D P 8

૧૨ Ibid P 9

૧૩. Ibid P 12

સમન્વયવાદી દૃષ્ટિબિંદુ આમ છતાં આ બન્ને પ્રકારના વલણોનુ મહત્ત્વ તો છે જ આથી ભૌતિક વિજ્ઞાનનાં સત્યોનો અને આધ્યાત્મિક અનુભવનો સુમેળ સાધવો આવશ્યક છે[૧૪] માનસ અને પ્રાણની જેમ ભૌતિકતત્ત્વ પણ પોતાના આત્મસર્જનના કાર્યમા રહેલ બ્રહ્મ છે,[૧૫] ભૌતિક અને માનસિક શક્તિ તો આધ્યાત્મિક અભિવ્યક્તિનાં વિવિધ સ્વરૂપો છે આથી તેમની વચ્ચે કોઈ વિરોધ નથી આધ્યાત્મિક ઉન્નતિના ભૌતિક પાયાનુ મહત્ત્વ દર્શાવતાં શ્રી અરવિંદ કહે છે કે ભૌતિક ભૂમિકાને સુદૃઢ કરીને જ આધિભૌતિક ઉપરનુ પૂર્ણ પ્રભુત્વ પામી શકાય[૧૬] ।

આમ શ્રી અરવિંદ આધ્યાત્મિક અને ભૌતિક જીવનના સમતુલિત સમન્વયનુ નવું દૃષ્ટિબિંદુ આપે છે પોતાના આત્માના સાચા સ્વરૂપને પીછાન વામા અને આધ્યાત્મિક ઉન્નતિમા માનવીએ પોતાનુ માનસિક ભૌતિક અને જૈવીય સત્ ત્યાગ કરવાનુ નથી આ ઉન્નતિમા તો અસ્તિત્વના આ પાસા વધુ સમૃદ્ધ બૃહદ્ અને શક્તિશાળી તથા વધુ પૂર્ણ બને છે[૧૭] પારગામી, વૈશ્વિક અને વૈયક્તિક એવા એક જ સત્ના ત્રણ સ્વરૂપો છે આમાનુ દરેક સુગુપ્ત રીતે કે સ્પષ્ટ રીતે બીજા બેને પોતાનામા સમાવે છે[૧૮] બ્રહ્મની એકતા અને વિવિધતા બન્ને સત્ય છે સતની વિવિધ કલાઓનુ ધ્યેય પોતાના સત્ત્વને સિદ્ધ કરવાનુ હોવાથી તેમની વચ્ચે કોઈ વિરોધ નથી આથી આમાની કોઈ કલા હલકા પ્રકારના કે નિરર્થક નથી શ્રી અરવિંદે પોતાના સુપ્રસિદ્ધ ગ્રંથનુ શિર્ષક 'ધ લાઈફ ડિવાઇન' રાખ્યુ છે તે દૈવી ને વ્યક્ત કરતા પૃથ્વી જીવનનુ મહત્ત્વ દર્શાવે છે[૧૯] આમ વૈવિધ્યમય એવા ધન્ય ના ધમ તા જીવનને સ્વીકારીને આધ્યાત્મિક એકતા અને ઉન્નતિનુ નવલ દૃષ્ટિબિંદુ શ્રી અરવિંદના પૂર્ણવાદે પૂરુ પાડ્યુ છે

---

૧૪ Ibid P 25
૧૫ Ibid P 220
૧૬ Ibid P 13
૧૭ Ibid P 649
૧૮ Ibid P 348
૧ Sri Aurobindo's Life Divine P 3

## પૂર્ણવાદનાં પ્રમુખ પાસાં

સતના પ્રશ્નો મુખ્યત્વે સુમેળના પ્રશ્નો છે. વણશોધાયેલ એવી એકતા અંગેની વૃત્તિ અને નિરાકરણ ન પામેલા વિરોધોના પ્રત્યક્ષીકરણના પરિણામે આ પ્રશ્નો ઉપસ્થિત થાય છે. માનવીના પ્રાણીસહજ અને વ્યવહારુ પાસાને નિરાકરણ ન પામેલા વિરોધોથી ભલે સંતોષ હોય, પરંતુ પૂર્ણ જાગૃત માનસ માટે આવો સંતોષ શક્ય નથી. [૨૦] શ્રી અરવિંદના પૂર્ણ જાગૃત માનસે અનેકવિધ કૂટ પ્રશ્નોના ઉકેલ માટે પોતાના પૂર્ણવાદી અભિગમનું ઉપયોજન કર્યું છે. બીજા આત્યંતિક અને અપૂર્ણ અભિગમોના સંદર્ભમાં શ્રી અરવિંદનો અભિગમ વધુ સંતોષપ્રદ બન્યો છે. આ અંગેની વિગતવાર ચર્ચા કરતા પહેલા તેમના આ પૂર્ણવાદના મહત્ત્વના પાસા તથા તે અંગેના અભિગમનો સંક્ષિપ્ત પરિચય આવશ્યક છે આ પાસાં નીચે અનુસાર છે

### ૧. જ્ઞાનમીમાંસા

સર્વોચ્ચ જ્ઞાનનું ધ્યેય દર્શાવતા શ્રી અરવિંદ કહે છે કે જે જ્ઞાન બધા જ્ઞાનના તાત્પર્યનો સુમેળ કરે, સમન્વય કરે અને તેને સ્પષ્ટ કરે તે જ્ઞાન સૌથી ઉચ્ચ ગણાય. આવું જ્ઞાન આપણા અજ્ઞાન અને ભ્રમની સમજૂતી આપે છે અને તેનુ નિરાકરણ કરે છે. [૨૧] શ્રી અરવિંદની જ્ઞાનમીમાંસામા આ ધ્યેય કેન્દ્રસ્થાને છે.

### અ. જ્ઞાન, સત્ય અને ભૂલ

**જ્ઞાન અંગેના દૃષ્ટિબિંદુઓ.** કેટલાક અપવાદોને બાદ કરતા જ્ઞાન અંગેનુ પાશ્ચાત્ય દૃષ્ટિબિંદુ 'પરલક્ષી' જ્ઞાન અંગે વ્યસ્ત રહ્યું છે. [૨૨] બર્ગસો એ અંતઃસ્ફુરિત એવા આત્મલક્ષી જ્ઞાનને જ યથાર્થ ગણ્યું હોવા છતા, તેની કક્ષાઓ અને સ્વરૂપ વિષે સ્પષ્ટતા કરી નથી વળી તેણે આવા જ્ઞાનની પ્રાપ્તિનો સ્પષ્ટ માર્ગ પણ દર્શાવ્યા નથી. ભારતીય પરંપરાગત વિચારધારા અતિબૌદ્ધિક એવી અપરોક્ષાનુભૂતિને યથાર્થ જ્ઞાન ગણે છે પરંતુ બૌદ્ધિક જ્ઞાનને યોગ્ય મહત્ત્વ આપતી નથી વળી આ દૃષ્ટિબિંદુ

---

૨૦ L D P 4

૨૧ Ibid P p 419-420

૨૨ The Integral philosophy of Sri Aurobindo p 174

શરીર, પ્રાણ અને જ્ઞાનેન્દ્રિઓને અનંતમાં વિલીન કરે છે અને તેમને અવગણે છે. શ્રી અરવિંદ, આત્મલક્ષી અને પરલક્ષી દષ્ટિબિંદુઓનો સમન્વય કરતાં કહે છે કે આત્મલક્ષિતા અને પરલક્ષિતા એકબીજાથી અલગ સત્તાઓ નથી; આ બન્ને એકજ સત્તાની અભિવ્યક્તિનાં પાસાં છે. વળી આત્મલક્ષી ચેતના સિવાય પરલક્ષી વિશ્વને જાણવાનું આપણી પાસે કોઈ સાધન નથી.[૨૩]

પાશ્ચાત્ય બુદ્ધિવાદીઓ અને સંશયવાદીઓએ જ્ઞાનના પ્રશ્નને માત્ર બૌદ્ધિક દષ્ટિબિંદુથી તપાસ્યો છે અને તેમાં સામાન્ય સ્તરના અનુભવને જ લક્ષમાં લેવામાં આવ્યો છે. વ્યવહારવાદી દષ્ટિબિંદુ જ્ઞાનને માનવજીવનના વ્યવહારના સંદર્ભમાં લે છે અને કાર્ય તથા સંકલ્પને વધુ મહત્ત્વ આપે છે. શ્રી અરવિંદ બૌદ્ધિક જ્ઞાનનું મહત્ત્વ લક્ષમાં લેતાં કહે છે કે પ્રગતિશીલ જ્ઞાનનો પાયો સ્પષ્ટ, શુદ્ધ અને તાલીમ પામેલી બુદ્ધિ ઉપર હોવો ઘટે.[૨૪] આમ છતાં તેમના મને એકતાનો સાક્ષાત્કાર એ પૂર્ણજ્ઞાનનું હાર્દ છે.[૨૫] આમ શ્રી અરવિંદના જ્ઞાન અંગેના અભિગમમાં બૌદ્ધિક તથા અતિબૌદ્ધિક એવા જ્ઞાન અંગેના અભિગમોનો, સૈદ્ધાંતિક સમજ, સંકલ્પ અને વ્યવહારવાદી દષ્ટિબિંદુઓનો સમન્વય થયો છે.

**જ્ઞાન–અજ્ઞાનનું અદ્વૈત :** અદ્વૈત વેદાન્ત જ્ઞાન અને અજ્ઞાનને અલગ લેવાની ભૂલ કરે છે અને તેથી તેમાં 'એક'નું જ્ઞાન એટલે જ જ્ઞાન અને 'અનેક'નું જ્ઞાન એટલે અજ્ઞાન ગણવામાં આવ્યું છે. શ્રી અરવિંદ જ્ઞાન–અજ્ઞાનનું દ્વૈત સ્વીકારતા નથી. તેઓ અજ્ઞાનને સત્‌ની આત્મ–વિસ્મૃતિ કહે છે. આથી, અજ્ઞાનનો હેતુ આત્મ–વિસ્મૃતિ અને આત્મ–શોધની પરંપરાનો પત્તો પ્રાપ્ત કરવાનો છે. જ્ઞાન અને અજ્ઞાન એકબીજાથી અલગ એવી વિરોધી બાજુઓ નથી. શ્રી અરવિંદ સાત પ્રકારના અજ્ઞાનમાંથી પૂર્ણ જ્ઞાન પ્રતિ પ્રગતિની વિગત આપે છે. આમ અજ્ઞાનના નાશ દ્વારા નહીં પરંતુ અજ્ઞાનના વિકાસ દ્વારા જ્ઞાનની પ્રાપ્તિ–શક્ય બને છે. વળી પૂર્ણજ્ઞાન દ્વારા જ્ઞાન, ભક્તિ અને કર્મ એવા ત્રણેય માર્ગોના ધ્યેયો આપણે પામી શકીએ છીએ.

---

૨૩. L.D. P. 578
૨૪. Ibid P. 13
૨૫. The Synthesis of Yoga P. 389

શ્રી અરવિંદ અનુસાર જ્ઞાન–અજ્ઞાનના ત્રણ વિસ્તૃત તબક્કાઓ છે. (૧) નિમ્ન એવી ભૌતિક કક્ષાએ અ–જ્ઞાનના તબક્કામાં જ્ઞાનનો તણખો અગોચર રીતે રહેલ છે. (૨) બીજો તબક્કો છે, માનવીના અધૂરા એવા જ્ઞાન–અજ્ઞાનનો તબક્કો અને (૩) ત્રીજો તબક્કો અંતઃસ્ફુરિત એવા દૈવી પૂર્ણજ્ઞાનનો છે.[२६] આ સાક્ષાત્કારમાં જ્ઞાતા, જ્ઞેય અને જ્ઞાન એકરૂપ છે.

સત્ય : જ્ઞાનના પ્રશ્ન સાથે સત્ય અને ભૂલનો પ્રશ્ન સંકળાયેલો છે કારણ કે જે જ્ઞાન પ્રાપ્ત થાય છે તે યથાર્થ છે કે નહીં તે જાણવું અત્યંત મહત્ત્વનું છે. સત્ય અંગેની અનુરૂપતા, સંગતિ અને વ્યવહારવાદી ઉપયોગિતાની કસોટીઓ બૌદ્ધિક છે. આ કસોટીઓ સત્તાની સમગ્રતાનું સત્ય સ્પષ્ટ કરવા સમર્થ નથી. આ ત્રણેય ધોરણો સત્યની કસોટી તરીકે અપર્યાપ્ત છે કારણ કે, તેમાં જ્ઞાનનું મૂળ, વસ્તુઓનું સત્ત્વ અને આંતરિક તથા મૂળભૂત કારણો આપણે લક્ષમાં લેતાં નથી. શ્રી અરવિંદ અનુસાર સર્વોચ્ચ સત્યનો આત્મ–નિયમ તો બધા ધોરણોથી પર છે. સત્ત્વશીલ અને પૂર્ણજ્ઞાન ધરાવતી ચેતના એ સામાન્ય સ્તરનું માનસ નથી, તે છે વિશ્વ-જ્ઞાન અને આત્મ–જ્ઞાનને સહજ રીતે ધારણ કરતું પૂર્ણ પ્રજ્ઞાન.

ભૂલનો ઉદ્‌ભવ : ઈન્દ્રિયો અને તેના ઉપર આધાર રાખતું માનસ પોતાના વ્યવહારુ હેતુઓ અનુસાર કેટલુંક લક્ષમા લે છે અને કેટલુંક અવગણે છે. આથી આવી પસંદગી સમગ્રલક્ષી ન હોવાથી અયથાર્થ બને છે. આ ભૂલોમાં અનુમાનની, નિર્ણયોની અને અર્થઘટનની બૌદ્ધિક ભૂલોનો પણ ઉમેરો થાય છે આમ ભૂલનું મૂળ આપણી સામાન્ય એવી માનસિક કક્ષામાં રહેલું છે. વિભિન્ન અને અનેકવિધ આયામોને સચ્ચિદાનંદની લીલા તરીકે ગણવાને બદલે માનસ, તેને, પોતે રચેલા કૃત્રિમ એવા વિભાગોમાં લે છે. આ ભિન્નતા ભૂલનું કારણ છે.

ભૂલનું નિવારણ : શ્રી અરવિંદ કહે છે કે જ્યા સુધી આત્માના સત્યને આપણી જીવન–ભૂમિકા ન બનાવીએ ત્યાંસુધી અજ્ઞાનનું ઉચ્ચ જ્ઞાનમા રૂપાંતર થતુ નથી. અજ્ઞાનની ભૂમિકા અપૂર્ણ અને વિભાજિત ચેતના છે અને આપણે આ વિભાજનો સ્વીકારીએ છીએ તેથી અયથાર્થ જ્ઞાન અને અયથાર્થ સંકલ્પની શક્યતા ઉત્પન્ન થાય છે. આના નિવારણ માટે ચેતનામાં અને વિશ્વ–પ્રકૃતિમા સમૂળા રૂપાંતરની આવશ્યકતા રહે છે.

---

૨૬. L.D.P. 525

## ૪. તત્ત્વજ્ઞાનની પદ્ધતિ

જેમ જ્ઞાનનું સ્વરૂપ નક્કી કરવામાં જ્ઞાનનું ધ્યેય નિર્ણાયક છે તેમ તાત્ત્વિક પદ્ધતિ દ્વારા શું સિદ્ધ કરવાનું છે તેના ઉપર આવી પદ્ધતિનો આધાર છે. શ્રી અરવિંદ અનુસાર પૂર્ણજ્ઞાનનું ધ્યેય સમગ્ર સતનો પૂર્ણ અનુભવ હોવાથી, તેમનો પદ્ધતિ અંગેનો અભિગમ પણ પૂર્ણવાદી અને સમન્વયાત્મક રહ્યો છે.

**વિવિધ પદ્ધતિઓ :**[1] નિગમન પદ્ધતિ સમગ્ર અનુભવને બદલે માત્ર બૌદ્ધિક દૃષ્ટિબિંદુ લક્ષમાં લે છે.[2] પ્રાયોગિક પદ્ધતિમાં પ્રયોગનું અર્થઘટન માનસે કરવાનું હોય છે અને આ કાર્ય સમગ્ર અનુભવના સંદર્ભમાં કરવામાં ન આવે તો તે અપૂર્ણ અને એકાંગી જ રહે છે.[3] વિશ્લેષણ પદ્ધતિમાં વસ્તુનું પારિમાણિક પાસું ધ્યાનમાં લેવાયું છે અને ગુણાત્મક પાસાની અવગણના થયેલી છે. આ બધી બૌદ્ધિક પદ્ધતિઓ અવિભાજિત એવા સતનું સાચું સ્વરૂપ આપી શકવા સમર્થ નથી.[4] દ્વંદ્વાત્મક પદ્ધતિ પણ બૌદ્ધિક તર્ક ઉપર આધારિત હોવાથી આધ્યાત્મિક અને મૂળભૂત સત્યોનો નિર્ણય કરવા સમર્થ નથી.[5] કેન્ટની સમીક્ષાત્મક પદ્ધતિમાં ઇન્દ્રિયજન્ય અનુભવથી આગળ જવાનું બને છે પરંતુ, સામાન્ય બૌદ્ધિક સામગ્રીના આધારે આગળ વધવાનો તર્ક સુનિશ્ચિત પરિણામો આપી શકે નહીં.[6] શ્રી અરવિંદ પોતાની પદ્ધતિમાં તર્ક અને અંતઃસ્ફુરણા બંનેનું મહત્ત્વ લક્ષમાં લે છે.

**અનંતનો તર્ક :** અતિભૌતિક એવા સતનું જ્ઞાન ભૌતિક એવા સામાન્ય સ્તરના તર્કશાસ્ત્ર દ્વારા પ્રાપ્ત ન થાય એ સ્વાભાવિક છે. ભૌતિક હકીકતો સાથે સત્તાને સાંકળતું અને ઇન્દ્રિયજન્ય પુરાવાથી ટેવાયેલ માનસ સત્તાના સ્વભાવને અતિભૌતિક અનુભવ સુધી વિસ્તારવાને સમર્થ નથી આથી પોતાના સાચા કાર્ય માટે બુદ્ધિએ મર્યાદિત તર્કમાંથી મુક્ત થઈને અનંતના તર્કથી ટેવાવું જોઈએ. અનંતના તર્કમાં વિરોધોનો સમન્વય મહાન મૂળભૂત હકીકતોમાં થાય છે આ માટે ચેતનાએ મર્યાદિત તર્કથી આગળ વધવું જોઈએ. અહીં તર્કના નિગમનોને સ્થાને અંતઃસ્ફુરિત નિર્ણયોનું પ્રભુત્વ હોય છે. શ્રી અરવિંદ સામાન્ય માનસના તબક્કાથી અતિમાનસના તબક્કા સુધીના વિકાસનું આલેખન કરે છે અને સામાન્ય તર્કના અતિમાનસીય અંતઃસ્ફુરણામાં થતા રૂપાંતરને સમજાવે છે.

૨. તત્ત્વમીમાંસા

જે તત્ત્વદષ્ટાનું દર્શન પ્રખર અને સમગ્રલક્ષી ન હોય તો તે મર્યાદિત બને છે. આમ કેટલીક બાબતોમાં પ્લેટો, સ્પિનોઝા અને હેગલ મર્યાદિત રહ્યાં છે. તેઓ, તત્ત્વો વિષેની આપણી સમજને, પૂર્ણ રીતે આવરી લેતાં નથી. આનું કારણ એ છે કે, તેઓએ બુદ્ધિના સંદર્ભમાં મર્યાદિત એવી અંતઃસ્ફુરણાને આવરી છે. બુદ્ધ, શંકરાચાર્ય અને પ્લોટિનસ શક્તિશાળી અને આધ્યાત્મિક હતા. પરંતુ તેમના દૃષ્ટિબિંદુઓ આત્યંતિક રહ્યાં છે. ૨૭ શ્રી અરવિંદનું દર્શન પ્રખર અને સમગ્રલક્ષી છે. વળી તેમનું તત્ત્વજ્ઞાન માત્ર બૌદ્ધિક પ્રતિભાનું જ પરિણામ નથી; તે તેમના સાક્ષાત્કારનું પણ કથન છે. આ ભૂમિકાને આધારે તેમણે પોતાનો પૂર્ણ અદ્વૈતવાદ પ્રબોધ્યો છે.

અ. બ્રહ્મ અને ઈશ્વર

બ્રહ્મ અને ઇશ્વર વિષેનાં વિવિધ દૃષ્ટિબિંદુઓ સત્‌ને અવિભાજિત અને સમગ્ર તરીકે નિરખવામાં નિષ્ફળ ગયાં છે. શ્રી અરવિંદનું પૂર્ણ અદ્વૈતવાદી દૃષ્ટિબિંદુ માનવી, વિશ્વ અને ઇશ્વરને એક જ સત્તાના સ્વરૂપો ગણે છે. આવી જ રીતે તેઓ બ્રહ્મ અને ઈશ્વરને એક ગણે છે. તેઓ કહે છે કે માત્ર માનસિક સમજ માટે સચ્ચિદાનંદની અનેકવિધ અભિવ્યક્તિઓ વચ્ચે ભેદ પાડવામાં આવે છે. આ મૂળભૂત એકતાના સંદર્ભમા શ્રી અરવિંદ ઐહિક અમરત્વ પણ દર્શાવે છે; જ્યારે વેદાન્ત, તંત્ર, વૈષ્ણવ સંપ્રદાય, તાઓ અને ઝેન અદ્વૈતવાદી દૃષ્ટિબિંદુ અનુસાર માનવતત્ત્વના અમુક ચોક્કસ અંશમાં દૈવી આત્માભિવ્યક્તિ થતી ન હોવાથી ઐહિક અસ્મિતા માટે મૃત્યુની અનિવાર્યતા રહે છે.૨૮

બ. જીવાત્મા અને વ્યક્તિમત્તા

જીવાત્મા કે વ્યક્તિ અને વ્યક્તિમત્તાના સ્વરૂપને અનેક દૃષ્ટિબિંદુઓથી તપાસવાનો પ્રયાસ ચિંતકોએ કર્યો છે તેમા શ્રી અરવિંદનું પ્રદાન અત્યંત મહત્ત્વનું છે. તેમણે વ્યક્તિનું સાચું સ્વરૂપ વિશદ રીતે સ્પષ્ટ કરીને તેને પારગામી આત્માની અભિવ્યક્તિનું સ્વરૂપ અને વૈશ્વિક આત્માના કાર્યનું કેન્દ્ર ગણી છે. તેમના આ દૃષ્ટિબિંદુમા વિવિધ મંતવ્યોમા રહેલ સત્યનો સ્વીકાર અને સમન્વય થયો છે.

૨૭. The Vision And Work of Sri Aurobindo P. 16
૨૮. Ibid P. 65

જીવાત્માના ખ્યાલને ન સ્વીકારતા દૃષ્ટિબિંદુઓ સંવેદનો, વિચાર-પ્રક્રિયા કે ચેતનાની ક્ષણો અનુભવની એકતામા કેમ જળવાય છે તે સમ-જાવી શકતા નથી. લાઈબનીઝ જેવા ચિંતકોનું દૃષ્ટિબિંદુ આત્યંતિક એવું વ્યક્તિવાદી છે; જ્યારે સ્પિનોઝા જેવા ચિંતકો પોતાના સર્વેશ્વરવાદમાં વૈયક્તિક સત્ત્વશીલતાની અવગણના કરે છે. આમ આ મંતવ્યો વ્યક્તિને સમગ્રલક્ષી દૃષ્ટિબિંદુએ નીરખતા નથી.

શ્રી અરવિંદના સમગ્રલક્ષી દૃષ્ટિબિંદુએ, સચ્ચિદાનંદ આત્માભિવ્યક્તિ માટે વૈયક્તિક અને મર્યાદિતમાં અવતરણ કરે છે. આ સચ્ચિદાનંદ આપણો અંતરતમ આત્મા છે. પરંતુ આપણે જીવાત્મા અને અહંને એક ગણીને, વ્યક્તિને અલગ ગણીએ છીએ. વિશ્વ અને વ્યક્તિ પારગામી આત્માની જ અભિવ્યક્તિઓ છે. આપણો સાચો આત્મા પ્રાણ, માનસ કે શરીર નથી. આપણો સાચો આત્મા તો ચૈત્ય-પુરુષ છે અને તે આપણા મતનું કેન્દ્રિય હાર્દ છે. આ ચૈત્ય-પુરુષ જીવાત્માનો સાચો પ્રતિનિધિ છે અને વૈયક્તિક જીવનની અભિવ્યક્તિનો આધાર છે.

### ક પૂર્ણવાદી મનોવિજ્ઞાન

આત્માને ઓળખવાની તીવ્ર અભીપ્સાને કારણે ભારતીય મનોવિજ્ઞાન ચેતનાના પ્રદેશોમા ઊંડા અવગાહનનુ સાધન બન્યું છે ભારતીય દૃષ્ટિ-બિંદુ સર્વસામાન્ય માનસિક પ્રક્રિયાઓને બદલે અસામાન્ય કે અતિચેતન પ્રક્રિયાઓને વધુ મહત્ત્વ આપતું હોવાથી તેમાં, પાશ્ચાત્ય મનોવિજ્ઞાનમાં જોવા મળતી માનસિક પ્રક્રિયાઓના વર્ગીકરણની, વિગતની અને વિશ્લેષ-ણની સમૃદ્ધિ નથી. આમ છતા તે માનસિક ક્રિયાઓ ઉપરના કાબૂની અને ઉર્ધ્વગામી રૂપાંતરની પ્રક્રિયાઓ અંગેની વિગતોથી સમૃદ્ધ છે જ. શ્રી અરવિંદ આ ભારતીય અભિગમનો આગવો વિકાસ સાધે છે અને તેમા આધુનિક મનોવૈજ્ઞાનિક સંશોધનોને પણ લક્ષમા લે છે.

**ચેતનાના સ્તરો :** પાશ્ચાત્ય પરંપરાગત મનોવિજ્ઞાનમા માત્ર જાગ્રત ચેત-નાને જ મહત્ત્વ આપવામાં આવતુ હતું. સૌ પહેલા ફ્રોઇડે અચેતનનું મહત્ત્વ દર્શાવીને મનોવિજ્ઞાનમાં એક મહત્ત્વનું પ્રદાન કર્યું છે. આમ છતાં તેમણે જાગ્રત ચેતનાથી ઉચ્ચ એવી અતિચેતનાને ધ્યાનમા લીધી નથી. શ્રી અરવિંદ અચેતન, નિમ્નચેતના, ચેતના અને અતિચેતનાના સ્તરો દર્શાવે છે સર્વોચ્ચ ચેતનાને સમજવા માટે મનોવિશ્લેષણ પદ્ધતિ પર્યાપ્ત

નથી. તેને માટે યોગની આધ્યાત્મિક પદ્ધતિની આવશ્યકતા રહે છે. સ્વપ્નના વિશ્લેષણમાં પણ શ્રી અરવિંદ પૃષ્ઠસ્થ ચેતનાનું કાર્ય સમજાવે છે. નિમ્નચેતના અને અતિચેતના વચ્ચેની કક્ષા આ પૃષ્ઠસ્થ ચેતના છે. આમ શ્રી અરવિંદ ચેતનાના સમગ્ર સ્તરોની સમજૂતી આપે છે.

**મન-શરીર સંબંધ :** ડેકાર્ટના સમયથી આ સંબંધ અંગે વિવિધ મંતવ્યો રજૂ થયા છે. અન્યોન્યક્રિયાવાદ, સમાંતરવાદ, ભૌતિક ઉપતત્ત્વવાદ અને માનસિક એકતત્ત્વવાદના નિરાકરણો આ સંબંધ સમજાવવામાં સફળ થયા નથી. તેઓ કાંતો એકાંગી છે અથવા તો તેમાં સામાન્ય કક્ષાનું માનસિક જીવન લક્ષમાં લેવામાં આવ્યું છે. શ્રી અરવિંદ અનુસાર શરીર, માનસ અને તેના પૃષ્ઠસ્થ સ્વરૂપો એક જ સત્તાની અભિવ્યક્તિઓ છે. વૈજ્ઞાનિક મનોવિજ્ઞાન જૈવીય અને શારીરિક ઘટકો જ ધ્યાનમાં લે છે; સમગ્ર જીવન નહો. અહીં આધ્યાત્મિક ભૂમિકાની આવશ્યકતા છે

## ડ. નીતિશાસ્ત્ર અને ધર્મ

નીતિશાસ્ત્રીના કૂટ પ્રશ્નોના ઉકેલ, શ્રી અરવિંદ, પોતાના વિશિષ્ટ દૃષ્ટિબિંદુથી કરે છે. આ કેટલાક પ્રશ્નો નીચે અનુસાર છે :

**કર્મ :** શ્રી અરવિંદ કહે છે કે કુદરતનો શિક્ષા અને બદલાને ગાણિતિક રીતે ઘટાવતો લૌકિક ખ્યાલ યથાર્થ નથી. આ ખ્યાલ માનવીના નિમ્ન કોટીના જૈવીય માનસની રચના છે આથી કર્મના કોયડાનું નિરાકરણ વધુ વિશાળ અને ઉચ્ચ કક્ષાના સિદ્ધાંત અને પ્રક્રિયાને અનુલક્ષીને થવું જોઈએ. શ્રી અરવિંદના આ દૃષ્ટિબિંદુ અનુસાર આત્મા પોતાના વિકાસને પોતે જ નિર્ણિત કરે છે અને આ હેતુ માટે કેટલીક પ્રક્રિયાઓમાંની એક પ્રક્રિયા તરીકે કર્મના નિયમનો ઉપયોગ કરે છે આમ આત્મા કર્મના નિયમથી બદ્ધ નથી.

**પુનર્જન્મ :** જેઓ આત્માને સ્વીકારતા નથી તેમને માટે પુનર્જન્મનો પ્રશ્ન ઉપસ્થિત થતો નથી. શ્રી અરવિંદ અનુસાર પુનર્જન્મની આવશ્યકતા રહે છે કારણ કે આપણા પરિવર્તનશીલ વ્યક્તિત્વ પાછળ આધ્યાત્મિક વ્યક્તિ કે પુરુષ રહેલ છે અને તેના દ્વારા સર્વોચ્ચ આત્મા પોતાના પારગામિત્વને સ્પષ્ટ કરે છે. આ માટે શારીરિક કક્ષાએ પુરુષની અભિવ્યક્તિ માટે જન્મ આવશ્યક છે. વળી આત્માએ સચ્ચિદાનંદની પૂર્ણ અભિવ્યક્તિ, અત્યારની માનવ કક્ષાએ, હજી સિદ્ધ કરી ન હોવાથી, ઉચ્ચતર વિકાસ

સાધવાનો રહે છે. ઉપનિષદોમાં પુનર્જન્મનું મહત્ત્વ સ્વીકારાયું હોવા છતાં તેમાં પુનર્જન્મની આવી સાર્થકતા દર્શાવી નથી.

**મોક્ષ :** ભારતીય ચિંતકોએ મૂલ્યોનું ચાર જૂથોમાં વર્ગીકરણ કર્યું છે; ધર્મ, અર્થ, કામ અને મોક્ષ. આ મૂલ્યો અંગેના મંતવ્યમાં ચાર્વાક, ષડ્દર્શનો, વૈષ્ણવ વેદાન્ત, જૈન તત્ત્વજ્ઞાન અને બૌદ્ધમત તથા શાંકરવેદાન્ત સત્તાના એક અથવા બીજા પાસાને મહત્ત્વ આપે છે. પરંતુ જીવન એવું જટિલ અને વિશાળ છે કે તેને કોઈ એકાંગી દૃષ્ટિબિંદુથી આવરી શકાય નહીં. શ્રી અરવિંદના સમન્વયવાદી દૃષ્ટિબિંદુ અનુસાર સત્તાનાં વિવિધ સ્વરૂપો અંતિમ સત્તાની અભિવ્યક્તિઓ છે. શ્રી અરવિંદ પોતાના ખ્યાલમાં વૈયક્તિક અને વૈશ્વિક મોક્ષ બન્નેને સાથે સાંકળે છે. દુઃખમાથી મુક્તિ અંગે તેઓ કહે છે કે જ્યાં સુધી પોતાના કાર્યો માટે માનસ, શરીર ઉપર આધાર રાખશે અને તેની મર્યાદાથી ઉત્પન્ન થયેલ અહંમય વલણો ચાલુ રાખશે ત્યાં સુધી દુઃખ પણ રહેશે. અહંમાંથી મુક્તિ અને માનસનું ઉર્ધ્વગમન જ સાચી મુક્તિ આપી શકે.

**નીતિમત્તા :** બ્રહ્માંડથી અલગ એવા નૈતિક ઇશ્વરનો ખ્યાલ લેવાથી દુઃખ અને આપત્તિની સમજૂતી મળતી નથી. શ્રી અરવિંદના મતે જે બધું અસ્તિત્વ ધરાવે છે તે સઘળુ સચ્ચિદાનંદમય છે. આથી પ્રશ્ન એ ઉત્પન્ન થાય છે કે પોતાના સ્વરૂપથી તદ્દન ભિન્ન એવા અશુભ અને આપત્તિ સચ્ચિદાનંદ શા માટે ભોગવે છે? આનો ઉત્તર આપતા શ્રી અરવિંદ પોતાનો અસામાન્ય, એવો મૌલિક ખ્યાલ આપે છે. તે કહે છે કે આપણે નૈતિક વિશ્વમા રહેતાં નથી નૈતિકતા ઉત્ક્રાંતિનો એક તબક્કો છે. આ તબક્કા પહેલાનો તબક્કો નૈતિકતાવિહીન હતો અને આ તબક્કા પછીનો તબક્કો અતિનૈતિકતાનો તબક્કો હશે. આ બધામા સમાન છે તે તો સચ્ચિદાનંદની આત્માભિવ્યક્તિ પ્રત્યેની પ્રેરણા છે. આથી નૈતિકતા એ દૈવી સ્વરૂપમાં વિકાસ પામવાનો પ્રયાસ છે.

**સંકલ્પનું સ્વાતંત્ર્ય :** સ્વાતંત્ર્ય અંગેના વિવિધ મતવ્યો શ્રી અરવિંદે દર્શાવેલ ઉપરોક્ત ત્રણ તબક્કામાથી વચગાળાના માનવ–કક્ષાની નૈતિકતાના તબક્કાને જ લક્ષમા લેતા હોવાથી અપૂર્ણ છે. ઈશ્વરવાદી દૃષ્ટિબિંદુઓ આત્માને, પોતાના સર્જક ઉપર, પરતંત્ર અને આશ્રિત તરીકે લે છે તે યથાર્થ નથી. શ્રી અરવિંદ અનુસાર વૈશ્વિક અને પારગામી

સંકલ્પ સાથેના તાદાત્મ્ય અને સુમેળ દ્વારા સાચું સ્વાતંત્ર્ય પ્રાપ્ત થઈ શકે. મુક્તસંકલ્પની શકિત ઉર્ધ્વગમનના ઉચ્ચ તબક્કે રહેલી છે

**ધર્મ :** ધર્મનું પ્રારંભિક સ્વરૂપ જીવવાદનું, પ્રતીકનિષ્ઠાનું કે વહેમી સંજ્ઞાઓનું હતું અને ત્યારબાદ પ્રકૃતિની ઉપાસનાના સ્વરૂપનું થયું તેમ ગણાય છે. આ અંગે શ્રી અરવિંદ કહે છે કે આ ક્રિયાઓ અને માન્યતાઓમાં નિમ્નકક્ષાનું છતાં અસરકારક સત્ય રહેલું છે તે ધ્યાનમાં લેવું ઘટે. તેઓ સાચો ધર્મ અને કટ્ટર ધાર્મિકતા વચ્ચે ભેદ દર્શાવીને કહે છે કે આધ્યાત્મિક ધર્મ સાચો ધર્મ છે. તે સંકુચિત નથી. ધર્મ અંગે પોતાનુ પૂર્ણવાદી દષ્ટિબિંદુ નિરૂપતા તેઓ કહે છે કે જે ધર્મ પોતે ધર્મોનો સમન્વય હોય અને દરેક માનવીને તેના આતંરિક અનુભવની શકયતા પૂરી પાડતો હોય તે ધર્મ વિશ્વપ્રકૃતિ સાથે સુમેળ ધરાવે છે આપણા આત્મજ્ઞાનના પંથને અજવાળીને ધર્મ પોતાની ઉપયોગિતા સિદ્ધ કરી શકે છે

## ૩ નિસર્ગમીમાંસા

શ્રી અરવિંદ અનુસાર આત્મતત્ત્વના અવતરણને કારણે ઉત્ક્રાંતિ થાય છે. આ ઉત્ક્રાંતિમાં ભૌતિકત્વના અચેતન એવા તબક્કામાંથી આત્મિક વિકાસ થાય છે. આ અવતરણ અને ઉત્ક્રાંતિના પરિણામે વિશ્વ-સર્જન થાય છે સર્જન અંગના વિવિધ પ્રશ્નોનો ઉકેલ શ્રી અરવિંદ પોતાના વિશિષ્ટ દષ્ટિબિંદુથી આપે છે. સાથે ઉત્ક્રાંતિ અને અવતરણની પ્રક્રિયાઓ અને તેના કારણો પણ સમજાવે છે.

### અ વિશ્વસર્જનની સમસ્યા

વિભ્રમોના દષ્ટાંતો દ્વારા વિશ્વ-સત્ની અયથાર્થતા સાબિત કરવાનો માયાવાદી મંતવ્યનો પ્રયાસ પોતે અયથાર્થ છે તેમ શ્રી અરવિંદ દર્શાવે છે. તેઓ કહે છે કે અધ્યાસનો ખ્યાલ વિભ્રમોના અયથાર્થ અર્થઘટન અને ઉપયોજનનું પરિણામ છે. આવી જ રીતે માયાનો સિદ્ધાંત પણ જાગ્રત અને સ્વપ્નની સ્થિતિઓનું અયથાર્થ અર્થઘટન અને ઉપયોજનનું પરિણામ છે અદ્વૈતતત્ત્વવાદી મંતવ્ય ઐકયની પરિસ્થિતિ સમજાવી શકતું નથી. આનુ કારણ એ છે કે તેમા તત્ત્વોને એકબીજાથી અલગ અને ભિન્ન ગણવામાં આવે છે, દ્વૈતવાદી દષ્ટિબિંદુ બે અનન્ય સત્તાઓ લે છે તેમાં આ સત્તાઓ વચ્ચેના સંબંધનો પ્રશ્ન સંતોષપ્રદ રીતે સમજાવી શકાતો નથી.

શુન્યવાદી મતમાં તો આપણા અજ્ઞાનનો નાશ જ શુન્યમાંથી કશુ સર્જન થાય નહી

વિશ્વના સર્જન અંગેના ચાર પ્રકારના સિદ્ધાંતો નિરૂપતાં શ્રી અરવિંદ દર્શાવે છે કે અનિશ્વરવાદીય મતમાં કેવળ અતીન્દ્રિય સત્તાને જ સત્ માને છે અહી માનવીનુ સ્થાન ગૌણ છે ધર્માંધીય અને પાર્થિવ મતમાં ઈન્દ્રિય સત્ને જ સત્ય ગણે છે અને તેથી માનવજીવનની ઉચ્ચ સાર્થકતાને તેમાં સ્થાન નથી અતિપાર્થિવ દ્રષ્ટિબિંદુ ભૌતિક ધર્મોને પ્રાગ્ભિક દરજ્જો તો આપે છે અને સાથે સનાતન કે સ્થાયી વિશ્વનો ખ્યાલ લે છે આ દ્વૈતવાદી દ્રષ્ટિબિંદુ છે

શ્રી અરવિંદના સમન્વયવાદી દ્રષ્ટિબિંદુમાં વિશ્વનુ મૂળ અને વિશ્વનુ ધ્યેય સચ્ચિદાનંદની કક્ષા પ્રાપ્ત કરવાનુ છે માનવીનુ પણ આ જ ધ્યેય છે વળી પાર્થિવ વિશ્વ અતિપાર્થિવની જ અભિવ્યક્તિનુ ક્ષેત્ર છે આથી વિશ્વ અસીમ એવી શક્તિની પ્રક્રિયા છે વિશ્વની અને માનવીની સર્વ પ્રવૃત્તિ શક્તિની લીલા છે આ શક્તિ એ ચિત્–શક્તિ છે અને તે સર્વવ્યાપી છે. તે વિવિધ સ્વરૂપે વિશ્વમાં અભિવ્યક્ત છે શ્રી અરવિંદના સમન્વયી દ્રષ્ટિબિંદુ અનુસાર વિશ્વ માયા, પ્રકૃતિ અને લીલા છે. આ ઉપરાંત તેઓ વિશ્વને, આ મહાસર્જન કરતા સચ્ચિદાનંદની અભિવ્યક્તિ કહે છે અને સ્થળ—કાળને સચ્ચિદાનંદ કે સત્તાના આત્મવિસ્તરણો કહે છે સચ્ચિદાનંદ અને વિશ્વ વચ્ચેની કડી અતિમાનસ છે અને તે વિશ્વનો સર્જક છે. માયાવાદી અને પ્લેટોના મતવાદોની ભૂલ, સર્જનના સિદ્ધાંતને અંતિમ સત્તાથી અલગ લેવામાં, રહેલી છે શ્રી અરવિંદનો અતિમાનસનો ખ્યાલ આ ભૂલથી મુક્ત છે

આત્મતત્ત્વનું અજ્ઞાનમાં અવતરણ થાય છે તેને પરિણામે વિશ્વ-સર્જન થાય છે. આ અવતરણનો હેતુ અનંત સત્ની શક્યતાઓ સિદ્ધ કરવા અને ભૌતિકતત્ત્વમાંથી દૈવી મંદિરની રચના કરવાનો છે આ અવતરણનુ એક વિશિષ્ટ સ્વરૂપ એટલે કે અવતારનો હેતુ સમજાવતાં તેઓ કહે છે કે પ્રભુનો માનવીમાં જે અવતાર થાય છે તે માનવીના પ્રભુતામાં આરોહણમાં સહાય કરવાનો છે અવતારનો હેતુ આમ, માનવી શું બની શકે તે દર્શાવવાનો છે

ચ. ઉત્ક્રાંતિ

ઉત્ક્રાંતિની પ્રક્રિયામાં હેતુને નકારતા યાંત્રિક દૃષ્ટિબિંદુઓ અંગે ટીકા કરતા શ્રી અરવિંદ કહે છે કે અચેતનમા પણ ચેતનાના સ્વરૂપો વિકસાવવાની આંતરિક પ્રેરણા હોય છે. આ પ્રેરણા જ અગોચર એવા સચેત સત્‌નો ઉત્ક્રાંતિમય સંકલ્પ છે. ઉત્ક્રાંતિની પ્રક્રિયા અંગેના હેતુવાદી મંતવ્યો પણ અપૂર્ણ છે કારણકે તેમાં ઉર્ધ્વગમનની એકતરફી ક્રિયા પ્રત્યે જ લક્ષ આપવામાં આવ્યું છે. શ્રી અરવિંદની વિશિષ્ટતા એ છે કે તેમણે ઉત્ક્રાંતિ અને અવતરણ એમ બન્ને પ્રક્રિયાઓની સમજૂતી આપી છે. શ્રી અરવિંદનો ઉત્ક્રાંતિ અંગેનો સિદ્ધાંત આધ્યાત્મિક છે. આ ઉપરાંત શ્રી અરવિંદ, ઉત્ક્રાંતિઓના તબક્કાની સમજૂતીમા, અત્યારની સામાન્ય માનસિકતાની કક્ષાને અંતિમ ગણતા નથી. ઉર્ધ્વગમનના એવા તેથી આગળના તબક્કાઓને પણ તેઓ સમજાવે છે. આ તબક્કાઓ છે: અતિમાનસ, આનંદ, ચિત્ અને સત્‌ના તબક્કાઓ. તેઓ સત્‌ની અભિવ્યક્તિના સ્વરૂપો તરીકે ભૌતિકતત્ત્વ, પ્રાણ, માનસ અને આત્માની વિશદ સમજૂતી આપે છે.

ઉત્ક્રાંતિમા આપણા ભૌતિક, જૈવીય અને માનસિક એવા સમગ્ર પાર્થિવ સત્‌નું રૂપાંતર થાય છે અને અંતે અતિમાનસમા ઉર્ધ્વગમન થાય છે. આ રૂપાંતર અતિમાનસના અવતરણને પરિણામે થાય છે. આમ શ્રી અરવિંદ, આધ્યાત્મિક ઉત્ક્રાંતિ અંગેનો પોતાનો ખ્યાલ નિરૂપે છે. તેના આ ખ્યાલમાં યંત્રવાદી, નવ્યોત્ક્રાંતિવાદી, નિયતિવાદી અને મુક્તસંકલ્પવાદી દૃષ્ટિબિંદુઓનો સમન્વય થયો છે.

અતિમાનસના અવતરણ અને માનસના અતિમાનસમાં ઉર્ધ્વગમનને પરિણામે સર્વ અજ્ઞાનથી મુક્ત એવી જ્ઞાની વ્યક્તિઓમા માનવીનું રૂપાંતર થશે. આ જ્ઞાની વ્યક્તિઓની લાક્ષણિકતાઓ શ્રી અરવિંદે વિગતથી દર્શાવી છે. જ્ઞાની વ્યક્તિમા આત્માનો સંકલ્પ શરીરના નિયમ અને ક્રિયા ઉપર પ્રત્યક્ષ કાબૂ ધરાવે છે. અહીં શરીરનું રૂપાંતર આત્માના સાચા અને સુયોગ્ય સાધન તરીકે થશે. આપણું ભાવિ કે આપણી પ્રગતિનુ અંતિમ ધ્યેય દૈવી જીવન છે. આની પ્રાપ્તિ આપણે, આંતરિક જીવન અને વિકાસમાં, કરી શકીએ. બાહ્ય જીવન આંતરિક જીવનની જ અભિવ્યક્તિ હોવાથી, જો આંતરિક જીવન દૈવી ન બન્યું હોય તો બાહ્ય જીવન દૈવી હોઈ શકે નહીં. અત્યારે માનવજાત ઉત્ક્રાંતિની કટોકટીની પળોમાથી પસાર થઈ રહી છે. આ કટોકટીનો ઉકેલ દર્શાવતાં શ્રી અરવિંદ

કહે છે કે માનવીએ સાચુ આંતરિક જીવન જીવવું જોઈએ. આથી સુમેળનું સાચુ જીવન પાંગરશે.

## ૪ પૂર્ણયોગની પદ્ધતિ

પરંપરાગત ભારતીય પદ્ધતિઓ આધ્યાત્મિક હોવા છતાં પૂર્ણ બની શકી નથી કારણ કે તેમાની મોટાભાગની પદ્ધતિઓનુ વલણ આનુભવિક વિશ્વ પ્રત્યે નિષેધાત્મક રહ્યુ છે. આથી વિરુદ્ધ પાશ્ચાત્ય વિચારસરણી ભૌતિક જીવનને વધુ પડતુ મહત્ત્વ આપે છે. વળી દૈવી જીવનની પ્રાપ્તિ માટે માત્ર સત્કર્મો જ પર્યાપ્ત નથી. આ માટે યોગની બીજી પદ્ધતિઓની પણ આવશ્યકતા રહે છે આથી ભક્તિયોગની આવેગમયતા, કર્મયોગની શુભ પ્રવૃત્તિ અને જ્ઞાનયોગની બૌદ્ધિક પ્રવૃત્તિનો યોગ્ય સમન્વય આવશ્યક છે. યોગની રીતો વ્યક્તિ કે જૂથ પરત્વે ભલે ભિન્ન હોય, પરંતુ તેમા શારીરિક તાલીમ, બૌદ્ધિક એકાગ્રતા, સાધના, આવેગોનુ સંસ્કરણ હોવુ આવશ્યક છે. શ્રી અરવિંદ કહે છે કે માનવીએ પોતાના જૈવીય, શારીરિક, બૌદ્ધિક અને આવેગજન્ય તથા સંકલ્પના બળોનો ઉપયોગ કરીને અતિમાનસીય કક્ષા પ્રાપ્ત કરવા કટિબદ્ધ થવુ જોઈએ. તેઓ યોગની શક્યતાનો આધાર ત્રણ પક્ષો ઉપર ગણે છે ઈશ્વર, પ્રકૃતિ અને માનવ-આત્મા

ઉપરોક્ત ભક્તિયોગ, કર્મયોગ અને જ્ઞાનયોગ ઉપરાંત શ્રી અરવિંદ, વિવિધ યોગપદ્ધતિઓનો સમન્વય કરીને, પોતાની વિશિષ્ટ પદ્ધતિ આપે છે આમાં તેઓ આ પદ્ધતિઓના મહત્ત્વના અંશોનો તથા પાશ્ચાત્ય વિજ્ઞાન અને ધર્મોના ઉત્તમ અંશોનો પણ સમન્વય કરે છે તેમનો યોગ માત્ર તાત્ત્વિક ચિંતનનુ જ નહી પણ સાથે પોતાના આધ્યાત્મિક અનુભવોનુ સ્વાભાવિક પરિણામ છે. તેમના મતે સમગ્ર જીવન યોગ છે. 'યોગનો અર્થ આપતા તેઓ કહે છે કે આપણામા સુષુપ્ત શક્યતાઓની અભિવ્યક્તિ દ્વારા આત્મ-પૂર્ણતાનો વ્યવસ્થિત પ્રયત્ન અને પારગામી સત્‌ સાથે માનવીનું ઐક્ય સિદ્ધ કરવુ એ યોગ છે યોગનુ હાર્દ એકતાનો સંપૂર્ણ સાક્ષાત્કાર છે શ્રી અરવિંદનુ તત્ત્વજ્ઞાન જે સત્‌ની સૈદ્ધાંતિક સમજ આપે છે તેને પ્રાપ્ત કરવાનો માર્ગ આ યોગપદ્ધતિ છે.

## ૫ સામાજિક અને રાજકીય તત્ત્વજ્ઞાન

શ્રી અરવિંદનો સમગ્રલક્ષી હેતુ માત્ર વૈયક્તિક પૂર્ણતા જ નહી પરંતુ સમાજની અને માનવજાતની પૂર્ણતાનો પણ છે આથી તેમનુ

સામાજિક અને રાજકીય તત્ત્વજ્ઞાન સમન્વયાત્મક દષ્ટિબિંદુ ધરાવે છે. અત્યારની કટોકટી અને સંઘર્ષની પરિસ્થિતિમાં તેમનું આ દષ્ટિબિંદુ યોગ્ય અને અસરકારક માર્ગદર્શન પૂરું પાડે છે.

## અ. સામાજિક તત્ત્વજ્ઞાન

પ્રાચીન કાળથી વ્યક્તિ અને સમાજ વચ્ચેના સંબંધનો પ્રશ્ન અતિ મહત્ત્વનો રહ્યો છે. આ સંબંધ એવો જટિલ છે કે માત્ર સામાજિક, રાજકીય અને આર્થિક ઘટકોનું વિશ્લેષણ તેની પર્યાપ્ત સમજૂતી આપી શકે નહી. આ સંબંધ સમજવા માટે વ્યક્તિનું સ્વરૂપ, સમાજનું સ્વરૂપ અને તેમની વચ્ચેના સંબંધનું સ્વરૂપ એમ ત્રણેના સુગ્રથિત સમગ્રને સમજવું અનિવાર્ય બને છે સમાજ કરતા વ્યક્તિને વધુ અને અસમતુલિત મહત્ત્વ આપતો સમાજકરાર સિદ્ધાંત અને વ્યક્તિના ભોગે સમાજને મહત્ત્વ આપતો જીવંત-એકમ સિદ્ધાંત એકાંગી અને અપૂર્ણ છે. સમાજકરાર સિદ્ધાંતની અયથાર્થતા દર્શાવતાં શ્રી અરવિંદ કહે છે કે માનવી અલગ વ્યક્તિ તરીકે રહેતો નથી અને અલગ સ્વાતંત્ર્યમાં તેનો વિકાસ થઈ શકતો નથી. જીવંત-એકમના સિદ્ધાંત અંગે તેઓ કહે છે કે સમાજની જીવંત એકમ તરીકેની લાક્ષણિકતા તો બાહ્ય રચના છે, જ્યારે તેનો સાચો આત્મા તો અંતરાત્મા છે.

વ્યક્તિ, સમાજ, વિશ્વ અને સર્વ કોઈ એકજ સત્તાની અભિવ્યક્તિઓ છે. આ સત્તા અને સત્યને શોધવું, જીવવું અને તેની શક્ય તેટલી પૂર્ણ અભિવ્યક્તિ અને રચના હાંસલ કરવી એ સમાજ અને વ્યક્તિની પૂર્ણતાનું રહસ્ય છે. વ્યક્તિ અને સમાજ એકજ વૈશ્વિક સતના વૈયક્તિક અને સામૂહિક આત્માઓ છે. આમ વ્યક્તિ અને સમાજ બન્નેમાથી કોઈની અવગણના થઈ શકે નહી.

## બ. રાજકીય તત્ત્વજ્ઞાન

શ્રી અરવિંદના રાજકીય તત્ત્વજ્ઞાનનો સંબંધ, માનવીની સામાજિક અને રાજકીય ઉત્ક્રાંતિમાં, તર્કના મહત્ત્વ વિષેના તેના સિદ્ધાંત સાથે છે તેઓના મતે વ્યક્તિ અને સમાજ બન્નેમાં સામાજિક ઉત્ક્રાંતિના ત્રણ તબક્કાઓ છે. નિમ્નબૌદ્ધિક, બૌદ્ધિક અને અતિબૌદ્ધિક. આમાં છેલ્લો તબક્કો ભાવિ તબક્કો છે. નિમ્નબૌદ્ધિક તબક્કામાથી બૌદ્ધિક તબક્કામાં પરિવર્તન માટેનું એક મોટું સાધન રાજ્ય છે, વળી રાજ્ય જાહેર વ્યવસ્થા

અને કાર્યક્ષમતાના સંવર્ધનનું એક વિશાળ સાધન બને છે આમ છતા શ્રી અરવિંદ, રાજ્યને, માનવીના આપખુદ અને અસહિષ્ણુ નિશાન અને તર્કનું પરિણામ ગણે છે

સામાજિક અને રાજકીય પ્રક્રિયાઓમા તર્કના ઉપયોગને કારણે થયેલાં પરિવર્તનોને નિરૂપતા તેઓ કહે છે કે પહેલા તબક્કામા ચિંતકોએ રાજાશાહી જાગીરદારશાહી અને આપખુદ તંત્રને, સમાજના કલ્યાણ માટે બિન ઉપયોગી ગણ્યા હતા તર્કના બીજા તબક્કામા શ્રમજીવી સમતાવાદી એવી સામ્યવાદી શાસન વ્યવસ્થાનો ઉદ્ભવ થયો રાજ્યનો ઉદ્ભવ તર્કનું પ્રભુત્વ સૂચવતો હોવા છતા તેને નૈતિક લાક્ષણિકતા હોતી નથી, વળી રાજ્ય રાષ્ટ્રનું ઉત્તમ માનસ પણ નથી જર્મન આદર્શવાદીઓ રાજ્યને વ્યક્તિના હકકોના મૂળ તરીકે ગણે છે જ્યારે શ્રી અરવિંદ અનુસાર આ હકકો માનવીના મનોવૈજ્ઞાનિક અને સમાજશાસ્ત્રીય બંધારણ અને પરિસ્થિતિમાથી ઉદ્ભવે છે રાજ્ય અંગેના પોતાના આ આગવા દૃષ્ટિબિંદુથી શ્રી અરવિંદ લોકશાહી, મૂડીવાદ, સમાજવાદ અને સામ્યવાદ જેવી રાજ્ય વ્યવસ્થાની અપૂર્ણતા દર્શાવે છે તેમના મતે આ વ્યવસ્થાઓ સમાજના હિતો સારી શકે છે તેમ નથી માનવીના પ્રશ્નોનુ અંતિમ નિરાકરણ આધ્યાત્મિક સમાજના ઉદ્ભવથી થઈ શકે આ છે શ્રી અરવિંદનો આધ્યાત્મિક અરાજકતાવાદ તેમા જૈવીય જીવનની અવગણના નથી આમ શ્રી અરવિંદનુ મુખ્ય ધ્યેય વૈયક્તિક અને સામહિક જીવનનુ દૈવીકરણ છે તેઓના મતે રાજ્ય એક તંત્ર છે અને સમાજ વ્યક્તિના જીવનનો એક ભાગ છે આથી વ્યક્તિની સાચી નિષ્ઠા તો દૈવી સત્ સાથે છે

શ્રી અરવિંદ કહે છે કે માનવજાતની સામાજિક ઉત્ક્રાંતિ વ્યક્તિઓ, વિવિધ જાતિઓ અને માનવજાત એવા સતત ત્રણ ઘટકો વચ્ચેનો વિકાસ છે વિશ્વ-પ્રકૃતિ આ ત્રણ ઘટકો દ્વારા કાર્ય કરે છે પ્રાણની ફળદ્રુપતા અને શક્તિ માટે વૈવિધ્ય જરૂરી છે આ સાથે તેની વ્યવસ્થા સ્થિરતા અને ગોઠવણી માટે એકતા આવશ્યક છે જો આવી એકતા તેના સાચા સિદ્ધાંતમા પ્રાપ્ત કરીએ તો કોઈ જાતના ભય અવ્યવસ્થા ગુંચવણ કે સંઘર્ષ વિના સમૃદ્ધ અનેકવિધતા પણ શક્ય બને છે આ એકતા અને વિવિધતાના સંદર્ભમાં કાયદો અને સ્વાતંત્ર્ય અંગે તેઓ કહે છે કે વિવિધતા તો મુક્ત વિવિધતા હોવી જોઈએ આપણા સ્વાતંત્ર્યની ભૂમિકા આપણા સત્ના આ મૂળભૂત

સિદ્ધાંત ઉપર દોરી જાય છે. માનવી આધ્યાત્મિક અને માનસિક એકતા સ્વાતંત્ર્યની વિરોધી નથી.[29]

પુનર્જન્મવાદના ઉપરોક્ત પાસાંની ચર્ચા અહીં આ પ્રકરણમાં કરવામાં આવી છે. આમ છતાં શ્રી અરવિંદની સર્વતોમુખી પ્રતિભાની પરખ માટે તેમનું કેળવણી અંગેનું દૃષ્ટિબિંદુ અને તેમના મહાકાવ્યનો પરિચય પણ અનિવાર્ય બને છે. આ પરિચય નીચે અનુસાર છે

૬ કેળવણી

કેળવણીનો પાયો શ્રી અરવિંદ દર્શાવે છે કે કેળવણીનો સાચો પાયો બાળ, કુમાર અને પુખ્ત એવા વ્યક્તિઓનું માનવમાનસ છે. અભ્યાસના આ સાધનને આજની કેળવણીની પદ્ધતિ ભૌતિક વિજ્ઞાન રૂપે છે. કેળવણીકારે શિલ્પકાર અને કલાકારની જેમ જડ સામગ્રી સાથે નહીં પણ અત્યંત સૂક્ષ્મ અને સંવેદનશીલ ચેતન એકમ સાથે કામ પાડવાનું છે. પ્રાચીન પદ્ધતિઓ કરતાં યુરોપની કેળવણીની પદ્ધતિ ઘણી આગળ વધેલી છે, પરંતુ તેની મોટી ખામી એ છે કે, તેનો પાયો માનવ મનોવિજ્ઞાન વિશેના અધૂરા જ્ઞાનનો છે. ભારતમાં તેની શરીર, માનસ અને ચારિત્ર્ય ઉપરની વિપરીત અસરો સ્પષ્ટ છે. આથી રાષ્ટ્રવ્યાપી કેળવણીનો સૌથી પહેલો પ્રશ્ન પાશ્ચાત્ય કેળવણીથી વધુ પૂર્ણ અને [illegible] ગોખણપટ્ટીના બોજથી મુક્ત એવી કેળવણીની પદ્ધતિ આપવાનો છે. જ્ઞાનના સાધનોનો અભ્યાસ કરીને તથા સરળ, સરસ અને અસરકારક અધ્યાપન પદ્ધતિ શોધી કાઢીને આ કાર્ય સિદ્ધ કરી શકાય.[30]

અધ્યાપનના સિદ્ધાંતો સાચા અધ્યાપનના સિદ્ધાંતો દર્શાવતાં શ્રી અરવિંદ કહે છે કે પહેલો સિદ્ધાંત છે 'કોઈપણ બાબત શીખવી શકાય નહીં.' શિક્ષક માત્ર માહિતી આપનાર કે વૈતરું કરાવનાર નથી, તે માર્ગદર્શક અને સહાયક છે. તે શિષ્યના માનસને કેળવતો નથી પરંતુ, તેને પોતાનાં સાધનો કેવી રીતે પૂર્ણ બનાવવાં તે દર્શાવે છે, અને આ પ્રક્રિયામાં તેને ઉત્તેજન આપે છે. શિષ્યની વયની ભિન્નતા અનુસાર આવી સહાયની વધુ કે ઓછી આવશ્યકતા રહે છે. વયની ભિન્નતા તેની પ્રકૃતિમાં પરિવર્તન કરતી નથી

---

૨૯ The Ideal of Human Unity Pp 564
૩૦ A System of National Education Pp 1–2

માનસનો વિકાસ સતત લક્ષમાં રાખવો એ બીજો સિદ્ધાંત છે. માબાપ કે શિક્ષકની ઇચ્છા અનુસાર બાળકને અમુક ઢાંચામાં ઢાળવો એ યોગ્ય નથી. તેને પોતાની પ્રકૃતિ અનુસાર વિકસવા માટે પ્રેરવું જોઇએ. દરેક વ્યક્તિમાં દિવ્યતા, પોતાનું જ કહેવાય તેવું કાંઈક હોય છે, તથા તેને પોતાની શક્તિ અને પૂર્ણતાની તક હોય છે. કેળવણીનું કાર્ય આ શોધવાનું, તેનો વિકાસ કરવાનું અને તેનો ઉપયોગ કરવાનું છે.

નજીકમાંથી દૂર અને જે છે તેમાથી જે થવાનું છે તેના પ્રતિ કાર્ય કરવું એ ત્રીજો સિદ્ધાંત છે. માનવપ્રકૃતિની ભૂમિકા, તેના આત્માનો ભૂતકાળ અને તે ઉપરાંત તેની આનુવંશિકતા, તેના સંયોગો, તેનો દેશ, ભૂમિ, હવા, દશ્યો, ધ્વનિ તથા તેની ટેવો વગેરે પણ છે. આ બધાની તેના ઉપર પ્રબળ અસર હોય છે. આમ ભૂતકાળ આપણી ભૂમિકા છે, વર્તમાન આપણી સામગ્રી છે અને ભવિષ્ય આપણુ ધ્યેય અને શિખર છે[31]

**માનસના સ્તર :** કેળવણીકારનું સાધન માનસ છે અને આ માનસના ચાર સ્તર છે. પહેલો સ્તર છે, ભૂતકાળની માનસિક પ્રતિમાઓનો ભંડાર આ પાયારૂપ સ્તર ઉપર બીજા સ્તરોનો આધાર છે. આપણો સમગ્ર અનુભવ નિષ્ક્રીય કે સુષુપ્ત સ્મૃતિ તરીકે આપણામા રહેલો હોય છે આ ભંડારમાથી ક્રિયાશીલ સ્મૃતિ પોતાની જરૂરત અનુસાર મદદ કરે છે. પરંતુ કેટલીકવાર જેની જરૂર છે તે આ સમૂહમાથી જડતુ નથી અને કેટલીકવાર ભૂલથી ભળતું જ લેવામા આવે છે. આથી સક્રિય સ્મૃતિની સુધારણા આવશ્યક છે.

જેને ભારતીય મનોવિજ્ઞાનમાં કેટલીકવાર છઠ્ઠી જ્ઞાનેન્દ્રિય કહેવામા આવે છે તે મનસ કે માનસ પોતે બીજો સ્તર છે. દશ્યમા, ધ્વનમા, ગંધમા, સ્વાદમા અને સ્પર્શમા પરિવર્તન પામેલી વસ્તુઓની પ્રતિમાઓનું આ માનસે વિચાર-સંવેદનામા રૂપાતર કરવાનું હોય છે. આ ઉપરાત માનસ પોતે પ્રત્યક્ષ રીતે વસ્તુઓની પ્રતિમાઓ મેળવીને તેનું માનસિક પ્રતિમાઓમા રૂપાંતર કરે છે. આ સંવેદનો અને પ્રતિમાઓ વિચારક્રિયાની સામગ્રી છે, વિચારક્રિયા પોતે નથી. આમ છતા વિચારક્રિયા પૂર્ણ અને પર્યાપ્ત સામગ્રી ઉપર કાર્ય કરે એ અત્યંત આવશ્યક છે આથી બાળકમા સૌ

---

31 Ibid p 6

પહેલાં આ ૭ જ્ઞાનેન્દ્રિયોના સાચા ઉપયોગનો વિકાસ થવો જોઇએ[૩૨] જ્ઞાનેન્દ્રિયો માટે ચોકસાઈ અને સંવેદનશીલતા આવશ્યક છે આથી ચોકસાઇ અને સંવેદનશીલતાને અવરોધતી બાબતોને શોધીને દૂર કરવાની રહે છે. માનસ તો બીજી જ્ઞાનેન્દ્રિયો ઉપર આધાર રાખ્યા વિના સ્વરૂપ, ધ્વનિ, સ્પર્શ વિગેરે સંવેદનો પ્રત્યક્ષ રીતે પ્રાપ્ત કરી શકે છે. માનસની આવી સંવેદનશીલતાને યોગપદ્ધતિમા 'સૂક્ષ્મ દૃષ્ટિ' કહેવામાં આવે છે ભારતની પ્રાચીન પદ્ધતિમા આ સંવેદનશીલતાના વિકાસને અવરોધતા પરિબળો દૂર કરવા, ચિત્તશુદ્ધિની વિવિધ રીતો અપનાવવામા આવતી હતી આધુનિક કેળવણીની પદ્ધતિમાં આ અંગે ધ્યાન આપવામા આવ્યુ નથી શ્રી અરવિંદ કહે છે કે કેળવણીની યોગ્ય પદ્ધતિએ આ વિષયને ધ્યાનમાં લેવો જોઈએ[૩૩]

માનસનો ત્રીજો સ્તર બુદ્ધિ છે તે વિચારનું સાચુ સાધન છે જ્ઞાન તંત્રના બીજા ભાગો દ્વારા પ્રાપ્ત થયેલ જ્ઞાનની તે વ્યવસ્થા કરે છે કેળવણીકાર માટે તો ઉપરોક્ત ત્રણ સ્તરોમાથી આ સૌથી મહત્ત્વનું સ્તર છે બુદ્ધિ અનેક કાર્યોના જૂથની બનેલી છે આ મહત્વના કાર્યોને તેની સર્વોચ્ચ કાર્યશક્તિની કક્ષાએ પહોંચાડવામાં આવે તો બાળકની કેળવણી અપૂર્ણ અને એકાંગી રહે નહી.

માનસનો ચોથો સ્તર માનવીમા હજી સુધી પૂરેપૂરો વિકસ્યો નથી જ્ઞાનના આ સર્વોચ્ચ સ્તરની શક્તિ વિષે આપણને મહાન વ્યક્તિઓ પાસેથી જાણવા મળે છે આ છે સત્યનુ અંતઃસ્ફુરિત પ્રત્યક્ષીકરણ માનવીની તર્કપ્રધાન વિચારણા આ સ્તરનો સ્વીકાર કરતી નથી પરંતુ માનવતાનો વિકાસ, તેને કારણે થયો છે બાળકમા રહેલ આ પ્રતિભાતત્ત્વનું શુ કરવુ તે વિષે કેળવણીકારોએ વિચાર કર્યો નથી આની અવગણના કરવી એ મુર્ખાઈ છે આથી વિદ્યાર્થીના આ ઉચ્ચ તત્વનો અપૂર્ણ રહેલો વિકાસ વધુ પૂર્ણ બને તે માટે શિક્ષકે માર્ગદર્શક બનવુ જોઈએ[૩૪]

નૈતિક કેળવણી નૈતિક કેળવણી અંગે શ્રી અરવિંદ દર્શાવે છે કે, તેમા ફરજ પાડીને કે આજ્ઞા કરીને નહી પરંતુ, સૂચન દ્વારા શિક્ષકે આગળ

૩૨ Ibid p 9
૩૩ Ibid pp 37–38
૩૪ Ibid p 12

વધવું જોઈએ. સૂચનની સૌથી ઉત્તમ પદ્ધતિમા વ્યક્તિગત દૃષ્ટાંત, રોજિંદો વાર્તાલાપ અને પુસ્તકોના વાચનનો સમાવેશ થાય છે. કિશોર વયના શિષ્ય માટે ઉમદા જીવનચરિત્રો, નૈતિક પાઠો તરીકે નહીં પરંતુ, માનવીના હેતુની સર્વોપરિ આગતો તરીકે આપવા જોઈએ. વધુ મોટી વયના શિષ્ય માટેના પુસ્તકોમા મહાત્માઓના મહાન વિચારો, સર્વોચ્ચ આદર્શો અને અભીપ્સાને ઉત્તેજે તેવું સાહિત્ય આપવું જોઈએ. વળી દરેક શિષ્યને વ્યાવહારિક તર્ક અને બૌદ્ધિક ઉત્તેજન આપીને તેની પ્રકૃતિમા રહેલ ઉત્તમ અંશોનો વિકાસ કરવાનો છે.[૩૫] માત્ર નૈતિક અને ધાર્મિક પાઠ્યપુસ્તકોના શિક્ષણ દ્વારા શિષ્યને નૈતિક અને ધાર્મિક બનાવી શકાય નહી[૩૬] ધર્મ તો જીવનમાં જીવવાનો હોય છે, સંપ્રદાય તરીકે શીખવાનો નહીં[૩૭] ઈશ્વર માટે, માનવતા માટે; દેશ માટે, બીજાઓ માટે અને આ બધામાં પોતાને માટે જીવન જીવવામાં ધર્મનું હાર્દ રહેલું છે. રાષ્ટ્રીય ગણાતી દરેક શાળાએ ધર્મ અંગેનો આવો આદર્શ દૃષ્ટિ સમક્ષ રાખવો જોઈએ.[૩૮]

### પૂર્ણવાદનું મહાકાવ્ય - 'સાવિત્રી'

શ્રી અરવિંદ મહાન તત્ત્વજ્ઞાની અને યોગી હોવા ઉપરાંત મહાન કવિ પણ હતા. વેદકાળના ઋષિઓની કાવ્યધારાની જેમ શ્રી અરવિંદની કાવ્યધારામા આત્માની અનુભૂતિનો રણકો સ્પષ્ટ સંભળાય છે.

મહદ્અંશે સર્જનાત્મક બુદ્ધિ દ્વારા કવિતાની રચના થાય છે જો કે કવિનું વલણ આપણા સામાન્ય માનસિક જીવનથી વધુ આંતરિક અને વધુ ઊંડું હોય છે, તેમ છતાં આ મહાન અને અગોચર આંતરિકતા, ચમત્કાર અને શબ્દને સહજ અભિવ્યક્તિ આપવાની સફળતા બહુ ઓછા કવિઓને પ્રાપ્ત થાય છે શ્રી અરવિંદનો કાવ્યમય પૂર્ણવાદ તો આધ્યાત્મિક અનુભવના સૌથી ઊંડા, સૌથી વિસ્તૃત અને સૌથી ઉંચા વહેણમાંથી સ્ફૂટ થતી સીધી સરવાણી છે.[૩૯]

શ્રી અરવિંદનું અનેક સ્તરોવાળું મહાકાવ્ય 'સાવિત્રી' આપણને

---

૩૫ *Ibid* p. 19

૩૬ Ibid p 13

૩૭ Ibid P 20

૩૮ Ibid p 22

– T[illegible] W--k of [illegible]

અદષ્ટનું દર્શન કરાવે છે. તે વિવિધ એવા વિકાસની અને દશ્યોની કથા છે આ બધા ઉપરાંત તે રહસ્યમય પ્રકાશની અંતઃસ્ફૂરણા છે. અનેક પ્રદેશો ઉપર પથરાયેલ આ પ્રકાશ વિશ્વની વિચારધારાના મોટાભાગના પાસાંને આવરી લે છે.[૪૦] ૨૩૮૧૩ પંક્તિઓમાં પથરાયેલ આ મહાકાવ્યમા શ્રી અરવિંદ, અનુભૂતિને શબ્દ-દેહ આપવામાં સફળ થયા છે કારણ કે આ કવિ–આત્માની ભૂમિકામાં પૂર્ણ યોગીની પ્રતિભા રહેલી છે. શ્રી અરવિંદ 'સાવિત્રી'મા, માનવજાતને મુક્તિ અર્પતી દિવ્ય લોકશાહીનું ધ્યેય પ્રબોધે છે.[૪૧]

## સંદર્ભ ગ્રંથો


૧. Maitra An Introduction To The Philosophy of Sri Aurobindo (1965). Sri Aurobindo Ashram.

૨. Bhattacharya The Principles of Philosophy (1959) Calcutta Uuiversity.

૩. Sri Aurobindo. The life Divine (1965). India Library Society, N. Y.

૪. Beck R. N. (Ed.). Perspectives In Philosophy (1969) : Holt Rinehart.

૫ Chaudhari (Ed.) : The Integral Philosophy of Sri Aurobindo (1960). Allen and Unwin

૬. Sri Aurobindo. Isha Upanishad (1921) B. K. Ghose, Arya Publishing House Calcutta

૭. A. B Purani Sri Aurobindo's Life Divine (1966) : Sri Aurobindo Ashram.

૮. Sethna. The Vision & Work of Sri Aurobindo (1968). Sri Aurobindo Ashram


---

૪૦. Ibid p. 212

૪૧. Ibid pp 216-217.

৯. Sri Aurobindo : The Synthesis of Yoga (1965
Sri Aurobindo Ashram.

১০. Sri Aurobindo : The Ideal of Human Unit}
( combined Volume, 1962 ) : Sri Anrobindc
Ashram.

১১. Sri Aurobindo : A System of National Edu-
cation ( 1953 ) : Arya Publishing House Cal-
cutta.

પ્રકરણ ૩

# જ્ઞાન અને સત્ય

## જ્ઞાનમીમાંસાનો ઉદ્ભવ અને વિકાસ

**જ્ઞાનમીમાંસાનો ઉદ્ભવ :** સતને સમગ્ર રીતે સમજવા માટે પોતે જે સાધન અને પદ્ધતિનો ઉપયોગ કરે છે તેના સ્વરૂપ અને યથાર્થતા તપાસવા તત્ત્વજ્ઞાન માટે, અત્યત આવશ્યક છે આથી, વિશ્વની મહત્વની તાત્ત્વિક પદ્ધતિઓ જ્ઞાનમીમાસાને પોતાની પદ્ધતિના અતર્ગત ભાગ તરીકે સ્વીકારે છે. તાત્ત્વિક ચિતનમા જ્ઞાન અગેની વિચારણા, આમ તો, તત્ત્વજ્ઞાન જેટલી જ પ્રાચીન છે, પરતુ એક પદ્ધતિ તરીકે જ્ઞાનમીમાસાનો ઉદ્ભવ, તત્ત્વજ્ઞાનના વિકાસની સાથે ઉત્પન્ન થતા પ્રશ્નો અને તેના ઉકેલ માટેના વિવિધ દષ્ટિબિદુઓના પુનર્મૂલ્યાકનની આવશ્યકતાને કારણે થયો છે આ કારણે ગ્રીક સોફિસ્ટોએ પોતાના પુરોગામીઓની માન્યતા તપાસવાની શરૂઆત કરી તેમા જ્ઞાનમીમાંસાનુ પહેલુ ચરણ રહેલુ હોવા છતાં પ્રાચીન ગ્રીક તત્ત્વજ્ઞાનમા પદ્ધતિ તરીકે જ્ઞાનમીમાસાનો અભાવ જણાય છે તત્ત્વજ્ઞાનની શરૂઆતમા આવો અભાવ સ્વાભાવિક છે. શ્રી અરવિંદ જેને સાક્ષાત્કારનો યુગ કહે છે તે પ્રાચીન વેદ–ઉપનિષદ કાળના દ્દષ્ટાઓએ અપરોક્ષાનુભૂતિ દ્વારા જે અનુભવ્યુ છે તેનુ મીતુ કાવ્યમય કથન કરેલુ છે.[૧] આથી અહી પણ તાત્ત્વિક પદ્ધતિ કે જ્ઞાનમીમાસાનો પ્રશ્ન ન હતો પરતુ ત્યારબાદ બૌદ્ધિક જ્ઞાનના યુગમા મહાન આચાર્યોએ પોતાની પદ્ધતિની રચના કરી અને વિરોધી દષ્ટિબિદુઓનો ઉદ્ભવ થયો તેમા જ્ઞાનમીમાંસાએ સારો ભાગ ભજવ્યો છે બૌદ્ધ અને જૈન તાત્ત્વિક પદ્ધતિઓ, ષડ્દર્શનો તથા વેદાન્તી પદ્ધતિઓમા જ્ઞાન અગે સૂક્ષ્મ વિચાર થયો છે.

પાશ્ચાત્ય મધ્યકાલીન તત્ત્વજ્ઞાન રૂઢીચૂસ્ત રહ્યુ હોવાથી તેમા સ્વાભાવિક રીતે જ્ઞાનમીમાસાનો અભાવ રહ્યો છે. આથી છેક ઈ સ ૧૬૭૦ માં જ્હોન લૉકે પોતાનુ પુસ્તક 'An Essay Concerning Human Understanding' પ્રસિદ્ધ કર્યુ ત્યારથી, પધ્ધતિ તરીકે, જ્ઞાનમીમાસાની

૧. L D p 66

શરૂઆત થઈ ગણાય આ કારણે લોકને આધુનિક જ્ઞાનમીમાંસાનો સ્થાપક ગણવામાં આવે છે[૨]

**જ્ઞાનમીમાંસાનો વિકાસ** જ્ઞાનમીમાંસાના પ્રશ્નને લોકે આપેલી અગ્રતા બર્કલે અને હ્યુમે સ્વીકારી અને એમ જ્ઞાનમીમાંસાનો વિકાસ થતો રહ્યો આમ છતાં લોકનુ જ્ઞાન અગેનુ દષ્ટિબિંદુ જ્ઞાનમીમાંસીય હોવા કરતા વિશેષ તો મનોવૈજ્ઞાનિક હતુ. જ્ઞાનના અન્વેષણમાં કેન્ટ લોકથી આગળ વધ્યા અને જ્ઞાનને શક્ય બનાવતી તાર્કિક શરતોની તેણે તપાસ કરી તેનુ દષ્ટિબિંદુ મહદઅંશે જ્ઞાનમીમાંસીય હતું. તેના સમીક્ષાત્મક દષ્ટિબિંદુએ જ્ઞાનમીમાંસાને જ તત્ત્વજ્ઞાન ગણ્યુ છે.[૩] આ સમીક્ષાત્મક દષ્ટિબિંદુનો વિકાસ હેગલના તત્ત્વજ્ઞાનમા, જ્ઞાનમીમાંસાને 'સત્તાનું વિજ્ઞાન' તરીકે સ્થાપવામા, પરિણમ્યો હતો

વાસ્તવવાદી વિચારધારાના ઉદ્ભવ સાથે ઉપરોક્ત જ્ઞાનમીમાંસાના મહત્ત્વમાં ઓટ આવી નવ્યવાસ્તવવાદીઓના મતે જ્ઞાનના ઘટકો, શરતો, મર્યાદા વગેરેનુ મહત્વ નથી કારણ કે જ્ઞાન એ સાદી ક્રિયા છે અને તેમા ચેતના જ્ઞેય વસ્તુના સીધા સપર્કમા આવે છે પરતુ આ દષ્ટિબિંદુ પ્રત્યક્ષી કરણની ભૂલોની સમજૂતી આપવા સમર્થ નથી વિવેચનાત્મક કે સમીક્ષાત્મક વાસ્તવવાદે નવ્યવાસ્તવવાદી દષ્ટિબિંદુને અયથાર્થ ગણીને જ્ઞાનના હેતુઓ માટે જ્ઞાનમીમાંસીય શરતોની આવશ્યકતા સ્વીકારી છે આમ પુન જ્ઞાન મીમાંસાને મહત્વનુ સ્થાન મળ્યુ છે

### અ જ્ઞાનનો પ્રશ્ન

તાત્ત્વિક પદ્ધતિ સાથે સકળાયેલ જ્ઞાનના પ્રશ્ન અગે વિવિધ અભિગમોમા જ્ઞાનને હમેશ સમગ્ર રીતે સમજવા પ્રયાસો થયા નથી જ્ઞાન દ્વારા શુ પ્રાપ્ત કરવાનુ છે તેના ઉપર આ અભિગમોનો આધાર છે પાશ્ચાત્ય વિચારધારામા પરપરાગત આદર્શવાદીઓએ જ્ઞાનમીમાંસાને તત્ત્વમીમાંસા સાથે સાકળી છે આમ પ્લેટોએ સત્તાની સમજને જ્ઞાનનુ ધ્યેય ગણ્યુ છે તેના મતે સાર્વત્રિકો કે રૂપતત્ત્વો જ સત્ય હોવાથી તેને અગેનુ તાર્કિક જ્ઞાન યથાર્થ છે, જ્યારે પરિવર્તનશીલ વિશ્વની વિશિષ્ટ

---

૨ An Introduction To Modern Philosophy p 182

૩ The Principles of Philosohpy p 25

વસ્તુઓનુ ઇન્દ્રિયજન્ય જ્ઞાન અભિપ્રાય છે રૂપતત્ત્વોને સમજતા તર્કને અને ઇન્દ્રિયજન્ય વિશિષ્ટ અનુભવને, એરિસ્ટોટલે જ્ઞાનમા સમાવેશ કર્યો છે આમ છતા આ મતવ્યો મુખ્યત્વે બૌદ્ધિક પાસાને મહત્ત્વ આપે છે. આવી જ રીતે જ્ઞાનમીમાંસાને તત્ત્વમીમાંસા સાથે સાંકળતા હોવા છતા ડેકાર્ટ, સ્પિનોઝા અને લાઇબ્નીઝ પણ જ્ઞાનના બૌદ્ધિક પાસાને લક્ષમા લે છે આથી વિરુદ્ધ સશયવાદીઓ જ્ઞાનના આવા આદર્શવાદી ધ્યેયને સ્વીકારતા નથી

## સશયવાદી અભિગમ

**હ્યુમ અને કેન્ટ.** ચિતકોના સિદ્ધાતોમા વિરોધો અને મતમતાતરો પરથી 'કાઈ જાણી શકાય નહી' એવુ સશયવાદી મતવ્ય દેખીની રીતેજ સ્વ-વિરોધી છે સશયવાદના જે સ્વરૂપો સ્વ-વિરોધી નથી તેને 'જ્ઞાન છે' એટલુ તો ઓછામા ઓછુ સ્વીકારવુ પડે છે[૪] અનુભવવાદીઓના મતે જ્ઞાન માત્ર વ્યાવહારિક વિશ્વ પુરતુ મર્યાદિત છે, અને તેથી જ્ઞાનમીમાંસાને તત્ત્વમીમાંસા સાથે કોઈ આવશ્યક સબધ નથી અનુભવવાદની પરપરામા સશયવાદી હ્યુમનુ સ્થાન મહત્વનું છે તણ વિચારો વચ્ચેની સમતિ કે અસમતિને અનુક્રમે વિધિવાચી અને નિષેધવાચી સ્વરૂપનુ જ્ઞાન ગણ્યુ છે કેન્ટે જ્ઞાનને ઇન્દ્રિયજન્ય અને તાત્કાલિક અનુભવ પુરતુ મર્યાદિત ગણે છે

કેન્ટ કેન્ટે જ્ઞાનનુ વૈજ્ઞાનિક તેમજ તાત્ત્વિક મહત્વ સ્પષ્ટ કરવા પ્રયત્ન કર્યો હતો તેના જ્ઞાનના સિદ્ધાતમા માનસથી સ્વતત્ર એવી બાબતોના ઇન્દ્રિયજન્ય સવેદનો અને બૌદ્ધિક પ્રક્રિયા એમ બન્નેનો સમાવેશ કર્યો છે માનસની તાર્કિક શકિત દ્વારા ઇન્દ્રિયજન્ય સવેદનોની વ્યવસ્થા થાય છે કેન્ટે દર્શાવ્યુ છે કે હ્યુમના સિદ્ધાતમા, માનસમા કે વસ્તુઓમા સવેદનોના ઉદ્ભવ અગે, કશી સમજૂતી નથી આમ છતાં કેન્ટે પણ માનસ અને ઇન્દ્રિયજન્ય અનુભવની વસ્તુઓ વચ્ચેનુ દ્વૈત તો સ્વીકાર્યું છે જ વળી આનુભવિક અને બૌદ્ધિક તત્ત્વો જ્ઞાનમા કેવી રીતે સકલિત થઈને એકમરૂપ સમગ્ર જ્ઞાન ઉત્પન્ન કરે છે તે તેમણે દર્શાવ્યુ નથી અહી પણ અતિમ સત્તાના જ્ઞાનની શકયતા નથી આનુ કારણ એ છે કે તેમણે જ્ઞાનના માત્ર બૌદ્ધિક સ્તરના પાસાને જ લક્ષમાં લીધુ છે

---

૪ An Introduction To Philosophy p 86

**પ્રત્યક્ષવાદ અને પ્રકૃતિવાદ :** વીસમી સદીમા પ્રત્યક્ષવાદનું નવું સ્વરૂપ તાર્કિક પ્રત્યક્ષવાદ છે. આના પ્રમુખ ચિંતકો છે : રૂડોલ્ફ કાર્નેપ, ફિલિપ્પ ફ્રેંક અને એ. જે. ઍય્યર. આ ચિંતકો જ્ઞાનના ધ્યેય તરીકે અ તેમ સત્તાની સમજ કે એવા કોઇ તારિવક પ્રશ્નો સ્વીકારતા નથી. તેમના મતે માત્ર વિજ્ઞાન જ સાચુ જ્ઞાન આપી શકે છે. આ વૈજ્ઞાનિક જ્ઞાનનાં ચકાસણી અને ચોક્કસતા ઇન્દ્રિયજન્ય સંવેદન–સામગ્રી ઉપર આધારિત છે. પ્રકૃતિવાદની પણ આવી માન્યતા છે.

## બૌદ્ધિક દૃષ્ટિબિંદુનું મહત્વ અને ખામી

આમ જ્ઞાનમીમાંસાને તત્ત્વમીમાસા સાથે સાંકળતા બુદ્ધિવાદીઓ તથા આ બંને વચ્ચેનો સંબંધ અવગણતા સંશયવાદીઓએ જ્ઞાનના પ્રશ્નને માત્ર બૌદ્ધિક દૃષ્ટિએ તપાસ્યો છે. આ ઉપરાંત તેમાં સામાન્ય સ્તરના અનુભવને જ લક્ષમા લેવામા આવ્યો છે, ઉચ્ચ સ્તરની અનુભૂતિ નહીં શ્રી અરવિંદ બૌદ્ધિક તેમ જ ભૌતિકવાદી તત્ત્વજ્ઞાનનુ મહત્વ દર્શાવતાં કહે છે કે પ્રગતિ શીલ જ્ઞાનનો પાયો સ્પષ્ટ, શુદ્ધ અને તાલીમ પામેલ બુદ્ધિ ઉપર હોવો જોઈએ વળી ભૌતિકતાની નક્કર ભૂમિકા ઉપર અતિભૌતિકતાના મંડાણ દ્વારા જ અતિભૌતિકતા ઉપર સ્વામીત્વ હાસલ થઇ શકે ખ આથી ભૌતિ કવાદી જ્ઞાનના સંશોધનોને આપણે અવગણવાના નથી સંશયવાદ કે અજ્ઞેયવાદનું પણ મૂલ્ય છે. જ્ઞાનની અસીમ વૃદ્ધિની તૈયારી માટે અજ્ઞેયવાદની સેવા પ્રશંસનીય છે, એક રીતે તો જ્ઞાનનુ સત્ય એક પ્રકારનો અજ્ઞેયવાદ છે. કોઈ પણ માર્ગને અંતે આવીએ ત્યારે આપણને ભૌતિક, જૈવીય, સંવેદનાત્મક, બૌદ્ધિક, આદર્શલક્ષી અને આધ્યાત્મિક મૂલ્યોમા અભિવ્યક્ત થતી અજ્ઞેય સત્તાના આભાસો કે પ્રતીકો તરીકે આ વિશ્વ હોય એમ લાગે છે. જેમ જેમ સત્તાને વધુને વધુ સમજીએ છીએ તમ તેમ તે વિચારની વ્યાખ્યા અને અભિવ્યક્તિથી પર જણાય છે. તેને માનસ કે ભાષા પામી શકતા નથી. આ કારણે અજ્ઞાનના અજ્ઞાતપણાની અતિશયોક્તિ શક્ય છે.[૫] આમ છતા અજ્ઞાતને ચેતનાના સર્વોચ્ચ પ્રયાસો દ્વારા પામી શકાય છે આ જ્ઞાન આપણી બૌદ્ધિક સ્તરની ચેતના દ્વારા શીખી શકાય અને પૂર્ણ બનાવી શકાય તેવું જ્ઞાન નથી; તે અપરોક્ષાનુભૂતિનું

૫ L D PP. 12–13

જ્ઞાન છે આવુ પૂર્ણ જ્ઞાન આપણી પ્રકૃતિ અને આપણા સત્તના ઉર્ધ્વ-ગમન દ્વારા પ્રાપ્ત થાય છે[૬]

**વ્યવહારવાદી અભિગમ**

**જ્ઞાનનુ ધ્યેય :** પુરાણા ખ્યાનો અને અપ્રગતિશીલ દષ્ટિબિંદુને સ્થાને ગતિશીલ દષ્ટિબિંદુ વિજ્ઞાને સ્વીકાર્યું ત્યારે તેની પ્રતિક્રિયા રૂપે અજ્ઞેયવાદ અસ્તિત્વમા આવ્યો હતો આની અસરમાથી મુક્ત થવાનો પ્રયાસ વ્યવહારવાદે કર્યો વ્યવહારવાદ બુદ્ધિવાદ અને અજ્ઞેયવાદ વચ્ચેનો માર્ગ છે[૭] વ્યવહારવાદના મતે બુદ્ધિનુ સૈદ્ધાતિક કાર્ય વ્યવહારૂ જીવનને લક્ષમા લેતુ નથી વ્યવહારવાદ તો જ્ઞાનનુ ધ્યેય સત્તાની સમજને બદલે કાર્યની તૈયારી કે યોજના તરીકે લે છે આમ વ્યવહારવાદી જ્ઞાનમીમાસામા બુદ્ધિ કરતાં સકલ્પનુ મહત્વ વિશેષ છે/વિલિયમ જેમ્સ કહે છે કે માનસિક અગ્નિ વાસ્તવિક કાષ્ટને બાળી શકે નહી[૮]/

**વ્યવહારવાદી દૃષ્ટિકોણની અધુરાશ** વ્યવહારવાદીઓ કોઈ સ્થાયી કે સનાતન સત્તાને સ્વીકારતા નથી અને જ્ઞાનને માનવજીવનના વ્યવહારના સદભમા લે છે ડયૂઈ કહે છે કે જ્ઞાન એટલે સફળ વ્યવહાર વળી કાર્ય માટે વિચાર નથી વિચાર પોતે જ એક કાર્ય છે[૯] આમ વ્યવહારવાદ દર્શાવે છે કે માત્ર બૌદ્ધિક કે સૈદ્ધાતિક સમજ પર્યાપ્ત નથી અને તેથી કાર્ય અને કાર્યક્ષમતાને જ જ્ઞાનમીમાસામા મહત્વ મળવુ જોઈએ ) કેવળ બૌદ્ધિક જ્ઞાનની અપૂર્ણતા વિષે શ્રી અરવિદ પણ કહે છે કે ઇન્દ્રિયજન્ય અનુભવની ભૂલે સુધારવા માટે માનવી પાસે તર્ક જેવી મૂલ્યવાન શક્તિ છે પરતુ કેવળ તર્ક દ્વારા આપણ ભૌતિકમાથી તાત્ત્વિક જ્ઞાન પ્રતિ જ જઈ શકીએ છીએ આ તાત્ત્વિક જ્ઞાનના ખ્યાલો આપણા પૂર્ણ અસ્તિત્વને સતોષી શકે નહી માત્ર બૌદ્ધિક પાસાને જ સતોષી શકે આનુ કારણ એ છે કે આપણે વસ્તુઓને બે દૃષ્ટિથી નીરખીએ છીએ વિચાર તરીકે અને હકીકત તરીકે આથી જ્યાં સુધી બૌદ્ધિક પ્રત્યય કે ખ્યાલ આપણા અનુભવોનો ભાગ બને નહી ત્યા સુધી તે અધૂરો જ રહે છે[૧૦] |

---

૬ Ibid PP 584 585

૭ The chief Currents of Contemporary Philosophy p 189

૮ A Hundred Years of Philosophy P 108

૯ Ibid P 119

૧૦ L D P 59

જ્ઞાન, ભક્તિ અને કર્મ માર્ગોએ, સચ્ચિદાનંદના એક કે બીજા પાસા દ્વારા, તેને પામવાનાં ધ્યેયો સ્વીકાર્યાં છે. આ બધાનું ઐક્ય આપણે પૂર્ણ જ્ઞાન દ્વારા પ્રાપ્ત કરી શકીએ છીએ.[૧૧] આમ બૌદ્ધિક પ્રત્યયોની અધૂરાશ દર્શાવતું અને કાર્યના મહત્વને લક્ષમાં લેતું શ્રી અરવિંદનું દષ્ટિબિંદુ સમન્વયાત્મક અને આધ્યાત્મિક છે; જ્યારે વ્યવહારવાદી દષ્ટિબિંદુ ભૌતિક છે. આ આધ્યાત્મિક ધ્યેયને સિદ્ધ કરવા માટે સંકલ્પ તેમ જ કર્મનું મહત્વ દર્શાવતાં શ્રી અરવિંદ કહે છે કે પૂર્ણજ્ઞાનની પ્રાપ્તિમા આપણા સંકલ્પનો અને પ્રયાસોનો પણ ફાળો હોય છે. આ સંકલ્પ અને પ્રયાસો ઊર્ધ્વગમનના સોપાનો અને જ્ઞાનની પદ્ધતિની શોધ તથા તેનું ઉપયોજન કરે છે.[૧૨]

આમ શ્રી અરવિંદ પૂર્ણ જ્ઞાનમા સૈદ્ધાતિક સમજ, સકલ્પ અને વ્યવહારનો સમન્વય કરે છે. તેમના મતે ઉચ્ચ તેમ જ નિમ્ન કક્ષાઓની પ્રકૃતિમા સચ્ચિદાનંદની બેવડી અભિવ્યક્તિ છે. આ બન્નેનો એકમાં સમન્વય કરવાનો છે. આ સમન્વય સાક્ષાત્કારના પ્રકાશમા કરવાનો છે.[૧૩]

### વેદ–ઉપનિષદનું દષ્ટિબિંદુ

જ્ઞાન અંગેનું પાશ્ચાત્ય દષ્ટિબિંદુ મહદ્ અંશે બૌદ્ધિક છે, જ્યારે ભારતીય અભિગમ આધ્યાત્મિક રહ્યો છે. જ્ઞાન અને અજ્ઞાન અંગેના વેદ અને ઉપનિષદના દષ્ટિબિંદુને સ્પષ્ટ કરતાં શ્રી અરવિંદ[૧૪] દર્શાવે છે કે જ્ઞાન અને અજ્ઞાન વચ્ચેનો ભેદ ઋગ્વેદમાં આપ્યો છે તે અનુસાર જ્ઞાન સત્યમ્ અને ઋતમ્‌ની ચેતના છે અને તેની અચેતના અજ્ઞાન છે અહીં જ્ઞાનને ચિત્તિ અને અજ્ઞાનને અચિત્તિ કહ્યું છે. આમ અતિમાનસીય સત્યનું દર્શન કરે નહીં એ અજ્ઞાન છે. અવિભાજિત સત્તાના વિભાજન ઉપર આધારિત 'મર્યાદિત કે અયથાર્થ' જ્ઞાન એ અજ્ઞાન છે. અવિભાજિતને વિભાજિત કરતું બૌદ્ધિક જ્ઞાન, વસ્તુઓને તેના એક જ ઉદ્‌ભવસ્થાન પરત્વે કે સાર્વત્રિકતામાં સમજી શકતું નથી અને તેના ઐક્ય અને સત્ત્વને પામી શકતું નથી. જ્ઞાન તો એકીકરણ પ્રતિ અને અતિમાનસીય કક્ષા પ્રાપ્ત

૧૧. The Synthesis of Yoga pp. 392-393
૧૨ L D p 585
૧૩ The Synthesis of Yoga p 390
૧૪ L. D. pp. 437-439

કરવા પ્રતિ પ્રગતિ કરે છે, અને સત્‌ના એકત્વ અને સત્યને સમજે છે. આમ છતા અજ્ઞાન પણ એક પ્રકારનું જ્ઞાન છે. પરંતુ તે મર્યાદિત હોવાથી ભૂલ કે અયથાર્થતાને પાત્ર છે

ઉપનિષદની વેદાન્તી વિચારધારામાં ચિત્તિ અને અચિત્તિને સ્થાને વધુ પરિચિત શબ્દો 'વિદ્યા' અને 'અવિદ્યા'નો ઉપયોગ થયો છે આ શબ્દ-ફેર સાથે તેના અર્થનો પણ વિકાસ થયો છે. મુંડકોપનિષદમા જ્ઞાનનું ધ્યેય દર્શાવ્યું છે કે **कस्मिन्नु, खलु भगवी विज्ञाने सर्वमिदं विज्ञानं भवति** —જેને જાણવાથી બીજું બધું જાણી શકાય તે જ્ઞાન. આમ અંતિમ સત્તાનુ જ્ઞાન ઉપનિષદોએ પ્રબોધ્યુ છે. આ અંતિમ સત્તા એક અને અવિભાજ્ય છે આથી જ્ઞાનનો અર્થ 'એક'નુ જ્ઞાન અને અજ્ઞાનનો અર્થ સત્તાની એકાત્મક ચેતનાથી અલગ એવી વિભાજિત અનેકતાનું જ્ઞાન આમ છતા પાછળથી વેદાન્તી પદ્ધતિમાં આ બંન્ને વચ્ચેના અતિમાત્રાના ભેદને લેતું દષ્ટિબિંદુ અહી નથી. સત્ (સ્થાયી સત્તા) કરતાં ચિત્ (પરિવર્તનશીલ સત્તા)નું સ્થાન નીચુ ગણવા છતા ઉપનિષદ આ બન્નેને ભિન્ન ગણતું નથી. શ્રી અરવિંદ કહે છે કે આપણે જો આપણો પાયો જ ભૂલી જઈએ તો આપણું ઉર્ધ્વગમન યથાર્થ રીતે થશે નહીં. નિમ્ન કક્ષાને આપણે અવગણવાની નથી, પરંતુ તેનું ઉચ્ચતર પ્રકાશમાં પરિવર્તન કરવાનુ છે[૧૫]

**અદ્વૈત વેદાન્તી દષ્ટિબિંદુ**

**જ્ઞાન-અજ્ઞાનને અલગ લેવાની ભૂલ :** ઉપનિષદના ઉપરોક્ત અભિગમને તેની તાર્કિક અતિમતા પ્રતિ લઇ જવાનું વલણ આપણને અદ્વૈત વેદાન્તની વિચારધારામા જોવા મળે છે. 'એક'નું જ્ઞાન એટલે જ જ્ઞાન અને 'અનેક'નું જ્ઞાન એટલે અજ્ઞાન એવા ચૂસ્ત વિશ્લેષણવાદી અને તાર્કિક મંતવ્યને કારણે જ્ઞાન અને અજ્ઞાન વચ્ચેનો વિરોધ ઉત્પન્ન થયો છે આ બન્ને વચ્ચે, જાણે, કોઇ એકતા કે સમન્વય શક્ય નથી. શ્રી શંકરાચાર્યે પારમાર્થિક અને વ્યવહારિક એવા જ્ઞાનના ભેદ પાડ્યા. તેણે 'જ્ઞાતાનુ જ્ઞાન' યથાર્થ ગણ્યું છે અને ઇન્દ્રિયજન્ય આનુભવિક જ્ઞાન અયથાર્થ ગણ્યું છે. આ બંને પ્રકારના જ્ઞાન વચ્ચે કોઈ સેતુ, તેની પદ્ધતિમાં, બંધાતો નથી. આથી અજ્ઞાનમાથી જ્ઞાનમા જવાનો, બન્નેને જોડતો, કોઇ માર્ગ નથી. આ દષ્ટિબિંદુના સંદર્ભમાં શ્રી અરવિંદ કહે છે કે જેવી રીતે અંધની જેમ અજ્ઞાની અટવાયા કરે છે તેવી જ રીતે માત્ર જ્ઞાનને અનુસરનાર

૧૫ Ibid p 47

વધુ અધમારમાં અટવાયા કરે છે. પૂર્ણ જ્ઞાની, બ્રહ્મને જ્ઞાન અને અજ્ઞાન તરીકે, સત્ અને અસત્ તરીકે તથા એક અને અનેક તરીકે નીરખે છે.[૧૬] શ્રી શંકરાચાર્ય અજ્ઞાનને મિથ્યા, માયા અને અવિદ્યા કહે છે પરંતુ માયા ભ્રમ, જ્ઞાન અને અજ્ઞાન આપણી ચેતનાના પરિણામો છે આથી આપણી ચેતનામાં ઊંડુ નિરીક્ષણ કરીએ તો જ આપણે જ્ઞાન અને અજ્ઞાન તથા માયા વચ્ચેના સંબંધો અને સ્વરૂપ નિશ્ચિત કરી શકીએ[૧૭] જ્ઞાન અને અજ્ઞાનના સાચા સ્વરૂપને ઓળખીએ તો આ બન્ને એકબીજાના વિરોધી નથી તે સ્પષ્ટ થશે અજ્ઞાન સહજ રૂપાંતર દ્વારા જ્ઞાનમાં પરિવર્તિત થાય કે આથી અજ્ઞાન એ જ્ઞાનથી સ્વતંત્ર એવો કોઈ અનગ સિદ્ધાંત નથી શ્રી અરવિંદ અનુસાર જ્ઞાન ઉપર આવરિત એવું અજ્ઞાન જ્ઞાનની મર્યાદા કે જ્ઞાનનુ અંશવિરોધી કાર્ય છે[૧૮]

વિદ્યા કે જ્ઞાન દ્વારા આપણે ઈશ્વરને જાણી શકીએ છીએ અવિદ્યા અજ્ઞાનની અંધારી રાત હોવા છતાં અદ્વૈત વેદાન્તીની જેમ આપણે અજ્ઞાનના ક્ષેત્રને અવગ કરીને તેને અસ્તિત્વ ન ધરાવતી કે અવાસ્તવિક બાબત ગણીએ તો જ્ઞાન પોતે એક પ્રકારની અસ્પષ્ટતા બનશે અને અપૂર્ણતાનુ મૂળ બનશે અજ્ઞાનને ભ્રમ કે મિથ્યા ગણતુ મંતવ્ય જ્ઞાનનુ આ પાસુ લક્ષમા લેતુ નથી આથી એવુ બને છે કે "પ્રકાશથી અંજાયેલા આપણે, તે પ્રકાશ જેને પ્રકાશિત કરે છે તે ક્ષેત્રને, જોઇ શકતા નથી[૧૯] અજ્ઞાનનુ પ્રગતિશીલ પ્રકાશ દ્વારા જ્ઞાનમા રૂપાતર થાય છે આનુ કારણ એ છે કે જ્ઞાન અજ્ઞાનમા અગોચર રીતે રહેલુ છે જ

અદ્વૈતવાદના અવાસ્તવિક એવા માયાના સિદ્ધાંત પ્રમાણે તો સમગ્ર અનુભવ, સમગ્ર જ્ઞાન અને અજ્ઞાન તથા, આપણને મુક્ત કરતુ જ્ઞાન અને બંધનમાં બાંધતુ અજ્ઞાન વિશ્વનો સ્વીકાર અને ઈન્કાર એ બધા ભ્રમની બે બાજુઓ જેવા છે બંધન અને મુક્તિ માત્ર આભાસો છે, સત્ય નહી[૨૦] આથી 'જે જાણવાથી બીજુ બધુ જાણી શકાય' એવા ઉપનિષદના ઉક્તિને

૧૬ Ibid p 439
૧૭ Ibid P 441
૧૮ Ibid p 445
૧૯ Ibid p 35
૨૦ Ibid p 418

બદલે જે જાણવાથી બીજું બધું અસત્ અને સમજી શકાય નહીં તેવું રહસ્યમય બને એવો ઉકેલ અહીં આપવામાં આવ્યો હોય એમ લાગે છે.[૨૧]

## અજ્ઞાનનું સ્વરૂપ અને અજ્ઞાનનો હેતુ

આપણો અજ્ઞાન વિષેનો ખ્યાલ આપણા જ્ઞાન વિષેના ખ્યાલને નિશ્ચિત કરે છે. આથી શ્રી અરવિંદ અજ્ઞાન વિષે સમજાવતાં કહે છે કે કુદરતમાં અજ્ઞાન એ સંપૂર્ણ આત્મ-અજ્ઞાન છે, જ્યારે માનવીનું અશત જ્ઞાન-અજ્ઞાન આત્મ-જ્ઞાન પ્રતિ આગેકદમ કરતું અશત આત્મ જ્ઞાન છે. આમ છતાં બન્ને અજ્ઞાન છે અને બધા પ્રકારનું અજ્ઞાન તપસ્ કે ચેતનશક્તિનું આત્મ—સંકોચન છે. આને પરિણામે પોતાના સમગ્ર સ્વરૂપથી અને બીજા સ્વરૂપોથી ચેતનાનું દરેક સ્વરૂપ ભિન્ન લાગે છે જેની તે શક્તિ છે એવા ઉચ્ચતર સિદ્ધાંતથી માનસ પોતાને ભિન્ન ગણે છે અને બાકીના જ્ઞાનને દૂર કરવાનું વલણ ધરાવે છે. આ અજ્ઞાન છે. આમ અલગતા એ અજ્ઞાનનું હાર્દ છે.[૨૨]

અજ્ઞાનનો હેતુ દર્શાવતાં શ્રી અરવિંદ કહે છે કે આ અલગ આત્મ-સંકોચનનો હેતુ આત્મ વિસ્મૃતિ અને આત્મ-શોધની પરંપરાનો પત્તો પ્રાપ્ત કરવાનો છે. આત્માનંદ માટે અગોચર સત્ પ્રકૃતિમાં અજ્ઞાન બને છે. આમ અજ્ઞાન એ જ્ઞાનની આત્મ-મર્યાદા છે. આ જ્ઞાનનું અજ્ઞાનમાં પતન નથી પણ હેતુપુરઃસરનું અવતરણ છે. તે શાપ નથી પરંતુ દૈવી તક છે.[૨૩] અજ્ઞાન વિનાનું સત્ સ્થિર સત્ છે. પરંતુ વિશ્વનો આપણો અનુભવ ગતિશીલતાનો છે. વસ્તુઓની મર્યાદિત અને અલગ સમજનું અજ્ઞાન પૂર્ણ જ્ઞાન અને પૂર્ણ ચેતના બનવા પ્રયાસ કરે છે.[૨૪]

## અજ્ઞાનનું મૂળ

અજ્ઞાનના મૂળ અંગે શ્રી અરવિંદ કહે છે કે અદ્વૈત વેદાન્તી દૃષ્ટિબિંદુ અનુસાર આપણે જો માત્ર બ્રહ્મને જ સત્ ગણીએ તો માયા બ્રહ્મની—જ કે બ્રહ્મની ચેતનાની જ શકિત ગણાય. વળી જીવાત્મા અને બ્રહ્મ એક છે

૨૧ Ibid p 421
૨૨ Ibid p 435
૨૩ Ib d pp 526-527
૨૪ Ibid p 504

તેથી જીવાત્મા માયાને પાત્ર અને તો બ્રહ્મ પણ માયાને પાત્ર બને છે. પરંતુ આ મૂળભૂત રીતે શક્ય નથી. આમ જીવાત્મા અને સતને એક ગણીને તેને અજ્ઞાનના સંદર્ભમાં ભિન્ન ગણવાથી આ પ્રશ્નનું નિરાકરણ થતું નથી. ૨૫

શ્રી અરવિંદ અનુસાર સચ્ચિદાનંદ પૂર્ણ અને અવિભાજિત સમગ્ર હોવાથી તેમાં અજ્ઞાનનું મૂળ શક્ય નથી. આપણે સતના અંશત: કાર્ય સાથે આપણું તાદાત્મ્ય ગણીએ છીએ તેમાં અજ્ઞાન રહેલું છે આ તાદાત્મ્યમાં આપણે બાકીની સત્તાને લેતા નથી એ અજ્ઞાનનું કારણ છે આમ બ્રહ્મની પૂર્ણતાનું અજ્ઞાન સત્તાની સમગ્રતા અંગેનું અજ્ઞાન છે બ્રહ્મ તો સક્રિયતા અને નિષ્ક્રિયતા તથા એકતા અને અનેકતાથી પર છે.૨૬ આથી અજ્ઞાનનું મૂળ તપસ્ કે ચેતન-શક્તિના આત્મ-સંકોચનમાં શોધવું જોઈએ. આના પરિણામે માનસ વિવિધ સ્વરૂપો સાથે અલગ તાદાત્મ્ય સાધે છે અને તેથી ચેતનાને પોતાના સમગ્ર સ્વરૂપથી અલગ પાડે છે. આમ અજ્ઞાનનું ઉદ્ભવસ્થાન આત્મા કે બ્રહ્મ નથી; તે છે પ્રકૃતિ. આ પ્રકૃતિમાં પણ તે માનસના ઉદ્ભવની કક્ષાએ રહેલ છે, કારણ કે માનસ વિવિધતા લે છે અને એકતાને અવગણે છે.૨૭

પૂર્ણજ્ઞાન પૃથક્ તેમજ એકબીજાના સંબંધમાં એવા સતના બધા પાસાનું તથા આ બધાના આત્માના સત્ય સાથેના સંબંધનું જ્ઞાન છે ૨૮ આમ પૂર્ણજ્ઞાનમાં અનુભવ અને ચેતનાના બધા શક્ય ક્ષેત્રોની શોધ અને તેની સ્પષ્ટતા કરવાની છે. તેમાં અતિભૌતિક અને ભૌતિક બન્નેને જાણવાના છે. ૨૯

## જ્ઞાન અંગે શ્રી અરવિંદનો અભિગમ

**જ્ઞાન-અજ્ઞાનનું અદ્વૈત:** જે જ્ઞાન સર્વ જ્ઞાનના તાત્પર્યને પ્રકાશિત કરે, તેનો સમન્વય અને સુમેળ સાધે અને આપણા અજ્ઞાન અને ભ્રમનું મૂળ તથા કારણ શોધે, સમજાવે અને તેનું નિરાકરણ કરે તે જ્ઞાન સર્વોચ્ચ પ્રકારનું

૨૫. Ibid P 506
૨૬. Ibid P 516
૨૭. Ibid P. 528
૨૮. Ibid P. 583
૨૯ Ibid P 581

ગણી શકાય.[૩૦] પરંતુ પાશ્ચાત્ય બુદ્ધિવાદ અને અનુભવવાદમા તથા ભારતીય પરંપરાગત આત્યંતિક દૃષ્ટિકોણ કે એકાંગી અભિગમમા જ્ઞાનનો સિદ્ધાન અપૂર્ણ રહ્યો છે. ભારતીય પરંપરાગત દૃષ્ટિકોણ આધ્યાત્મિક છે, પરંતુ તેમા અનંત બ્રહ્મમા લીન થવા માટે શરીર, પ્રાણ, અને લાગણી તથા વિચારને ગૌણ ગણવામા આવ્યાં છે. પરંતુ પૂર્ણજ્ઞાનમા તો જે નિવારવાનું છે તે આપણું અજ્ઞાન અને અજ્ઞાનના પરિણામો છે. તેમાં જૈવીય કક્ષાએ રત રહેતા જીવનનુ અજ્ઞાન, ઇન્દ્રિયોના દ્વૈતવાદી સવેદનોનું અજ્ઞાન, તૃષ્ણા, ઇચ્છા અને આવેગોનું અજ્ઞાન, અપૂર્ણ માનસિક રચનાઓ સાથે સકળાયેલ વિચારનુ અજ્ઞાન આપણે નિવારવાના છે. [૩૧]

આ પૂર્ણજ્ઞાનમા આપણે બધાનો સમન્વય સર્વોચ્ચ 'એક'મા કરીએ છીએ વિશ્વ-સંગીતના મીઠા કે અરુચિકર, સ્પષ્ટ કે અસ્પષ્ટ, શક્તિશાળી કે નબળા, સંભળાતા કે દબાયેલા એવા બધા સૂરોને સ્વીકારીને તેને સચ્ચિદાનંદમા રૂપાતર પામતા અને સમન્વય સાધતા નીરખીએ છીએ.[૩૨] આમ જ્ઞાન અગેના ખ્યાલમા શ્રી અરવિંદ જ્ઞાન-અજ્ઞાનનું દ્વૈત સ્વીકારતા નથી. જ્ઞાન નિઃશંક 'એક'નું જ્ઞાન છે, સત્તાનો સાક્ષાત્કાર છે, જ્યારે અજ્ઞાન સત્‌ની આત્મ-વિસ્મૃતિ છે. પરંતુ પરિવર્તનશીલ અનેકવિધ તામા જ્ઞાનની વૃદ્ધિ દ્વારા જીવાતમા આનું નિવારણ કરે છે. સ્થાયી સત્ અને પરિવર્તનશીલ ચિત્ બન્ને બ્રહ્મના પાસા છે અને તેથી તેમાના કોઈ એકને પામાને લક્ષમા લેવાથી સર્વવ્યાપી સત્તાના સત્યના બીજા પાસાનુ દર્શન અધૂરું જ રહે છે. પરિવર્તનશીલ કે ચલાયમાન અનેકવિધતાનું જ્ઞાન પણ પૂર્ણજ્ઞાનનો એક ભાગ છે [૩૩]

**જ્ઞાનનો ચતુર્વિધ માર્ગ :** જ્ઞાનનો ચતુર્વિધ ક્રમ દર્શાવતાં શ્રી અરવિંદ કહે છે કે જ્ઞાનનો મૂળ માર્ગ તાદાત્મ્ય દ્વારા જ્ઞાન છે બીજો માર્ગ છે સીધા સંપર્ક દ્વારા જ્ઞાન. મૂળમા તો આ જ્ઞાન તાદાત્મ્ય દ્વારા જ્ઞાન સાથે જોડાયેલ છે, પરંતુ પોતાના મૂળથી તે અલગ પરોક્ષ હોવાથી શક્તિ-

---

૩૦ Ibid P. 420

૩૧. The Synthesis of Yoga P. 267

૩૨. Ibid P 393-394

૩૩ L. D PP 571-572

-શાળી હોવા છતાં અપૂર્ણ છે. ત્રીજો માર્ગ છે જ્ઞેય વસ્તુથી પૃથક્કૃત જ્ઞાન. આ જ્ઞાનનો પાયો સીધા સંપર્ક ઉપર કે અંશતઃ તાદાત્મ્ય ઉપર છે. ચોથો માર્ગ છે અપ્રત્યક્ષ સબંધ દ્વારા સંપૂર્ણ પૃથક્કૃત જ્ઞાન. પોતાના હેતુઓ અને પ્રેરકો અનુસાર જ્ઞાનનો માર્ગ નિર્ણિત થાય છે. મહદ અંશે આપણા સામાન્ય જીવનમાં જ્ઞાતા અને જ્ઞેય વસ્તુને અલગ લઈએ છીએ. આથી આપણે બાહ્ય વસ્તુઓ કે બીજી વ્યક્તિઓ સાથે તાદાત્મ્ય સાધતા નથી. આપણે આપણી જાતને કે આપણા સત્‌ને અપૂર્ણ છતા પ્રત્યક્ષ, તત્કાલ અને ગાઢ રીતે જાણીએ છીએ તેવી રીતે આ બધાને જાણતા નથી. અહીં તાદાત્મ્યનો અભાવ જ નહીં પણ સીધા સંપર્કનો અભાવ છે, કારણ કે આપણી ચેતના અને તેઓની ચેતના વચ્ચે પ્રત્યક્ષ સંસર્ગ નથી. આમાં જે કાંઈ દેખીતો સંપર્ક છે તે ઇન્દ્રિયો દ્વારા હોય છે. આ સાચું પ્રત્યક્ષપણું નથી. ઇન્દ્રિયો દ્વારા મૂળ વસ્તુઓનો આંતરિક સંપર્ક મળતો નથી; તેની માત્ર સંવેદનજન્ય પ્રતિમાજ પ્રાપ્ત થાય છે. [34]

**માનમના અનુભવનું સ્વરૂપ:** એક રીતે તો સર્વ અનુભવ માનસિક હોય છે, કારણ કે ઇન્દ્રિયો દ્વારા આપણે જે પ્રાપ્ત કરીએ તેનું રૂપાંતર ઇન્દ્રિયજન્ય માનસ-જેને ભારતીય તાત્ત્વિક પરિભાષામા મનસ્ કહે છે-ની પ્રક્રિયામા ન થાય ત્યાં સુધી આપણે માટે તેનું મૂલ્ય નથી. આ મનસ્‌ને છઠ્ઠી જ્ઞાનેન્દ્રિય ગણવામાં આવે છે. શ્રી અરવિંદ તો તેનેજ એક માત્ર જ્ઞાનેન્દ્રિય ગણે છે અને શ્રવણ સ્પર્શ, ગંધ, સ્વાદ અને દૃષ્ટિને મનસ્‌ના વિશિષ્ટીકરણો કહે છે. ઇન્દ્રિયો ઉપર આધારિત માનસના અનુભવનું સ્વરૂપ મિશ્ર પ્રકારનું હોય છે. જ્યારે તે જ્ઞેય બાબત સાથે તાદાત્મ્ય અને પ્રત્યક્ષ સંપર્ક સાધે છે ત્યારે તે શુદ્ધ સ્વરૂપનો અનુભવ હોય છે. આમ તો સર્વ અનુભવ તાદાત્મ્ય દ્વારા જ્ઞાનનો અનુભવ છે, પરંતુ તેનુ સાચું સ્વરૂપ આપણાથી અગોચર રહે છે. આનું કારણ એ છે કે બાકીના વિશ્વથી આપણે આપણી જાતને અલગ પાડીએ છીએ અને તેમા આપણે પોતે જ્ઞાતા અને બાકી બધું જ્ઞેય એવો ભેદ રચીએ છીએ. વળી જેને અલગ પાડ્યાં છે તેની સાથેના વ્યવહાર માટે આ રીતે સાધનો અને પ્રક્રિયા વિક-સાવવાં પડ્યાં છે. સચેત તાદાત્મ્ય દ્વારા પ્રત્યક્ષ જ્ઞાનને સ્થાને આપણે સંપર્ક માટ ભૌતિક કે શારીરિક સંપર્ક અને માનસિક સહાનુભૂતિ દ્વારા

---

[34] ... 47° 473

પરોક્ષ જ્ઞાનને લઈએ છીએ. આ મર્યાદા આપણા અહં ને કારણે અંકાય છે[૩૫]

**તાદાત્મ્ય દ્વારા જ્ઞાનના સોપાનો :** તાદાત્મ્ય દ્વારા જ્ઞાન પ્રાપ્ત કરવા માટે આપણે આપણા સાચા આત્માનું જ્ઞાન પ્રાપ્ત કરવું જોઈએ સર્વને એક તરીકે અને એકને સર્વમા નીરખતું જ્ઞાન આવું તાદાત્મ્ય દ્વારા જ્ઞાન છે. આમ આત્માના જ્ઞાન દ્વારા વિશ્વનું જ્ઞાન પ્રાપ્ત થાય છે[૩૬]. અહં એ આત્મા નથી. આત્મા તો બધા સાથે અને 'એક' સાથે એકરૂપ છે. આથી આત્માના સાચા સ્વરૂપને ઓળખવામા આપણે સત્‌ને ઓળખીએ છીએ શ્રી અરવિંદ આ આત્મ-પીછાનના ત્રણ સોપાનો દર્શાવે છે.[૩૭] એક તો આ જીવન જ સમગ્ર નથી તે જાણવું. વ્યક્તિ જ્યારે આ જાણે છે કે ભૌતિકતાથી પર કે આગળ પણ તબક્કા છે અને જીવન તેનીઆગળ અને પાછળ રહેલું છે ત્યારે તે અજ્ઞાનમાથી મુક્ત થવાના માર્ગે છે તેમ કહી શકાય. બીજુ સોપાન છે, પોતાના સમગ્ર સત્‌ના એક અંશ તરીકે સામાન્ય જાગૃત અવસ્થાને જાણવી. આથી તેના માનસિક આત્મઅજ્ઞાનને દૂર કરવાનો પ્રારંભ થાય છે. પોતાના માનસ, પ્રાણ અને શરીર ઉપરાંત પોતાનામા અમર એવો સદા વિકસતો આત્મા છે એવું જ્ઞાન એ ત્રીજુ સોપાન છે તેમાં વ્યક્તિને જ્ઞાન થાય છે કે પોતાનામા સર્વ કાંઈ છે તે આત્માની અભિવ્યક્તિ છે. આમ વ્યક્તિ પોતાના નિમ્ન અને ઉચ્ચ સત્‌ વચ્ચેની કડીને સ્પષ્ટ રીતે જાણે છે આથી તે આત્માની રચના અંગેના અજ્ઞાનને નિવારવા પ્રતિ આગળ વધે છે. આત્માની શોધમા તે ઈશ્વરને શોધે છે વળી આ દરેક સોપાને સત્‌ના વિવિધ તબક્કાનુ ઐક્ય પણ તે શોધે છે તાદાત્મ્ય દ્વારા જ્ઞાનમા જ્ઞાતા, જ્ઞેય અને જ્ઞાન મૂળભૂત રીતે એક જ છે આ ત્રણે સ્પષ્ટ રીતે એક જ સત્‌ છે.[૩૮]

**તાદાત્મ્ય દ્વારા જ્ઞાનનું સ્વરૂપ** આ તાદાત્મ્ય દ્વારા જ્ઞાન માત્ર બૌદ્ધિક પ્રત્યય કે માન સત્યની સ્પષ્ટ સમજ જ નથી, તે સાક્ષાત્કાર છે. તેમા વૈશ્વિક અને પારગામી આત્માને આપણામા અનુભવવાનો છે સાક્ષાત્કારમા ત્રણ ક્રમિક પ્રવૃત્તિઓનો સમાવેશ થાય છે[૩૯] એક તો આંતરિક દૃષ્ટિમાં સામાન્ય

---

૩૫ Ibid PP 59-60

૩૬. Ibid P 62

૩૭ Ibid P 621

૩૮ Ibid P 127

૩૯ The Synthesis of Yoga IP 279-280

ઇંદ્રિયો અગોચર એવી બાબતો સ્પષ્ટ અને વાસ્તવિક બને છે. જ્યારે વસ્તુ આપણી દૃષ્ટિ સમક્ષ હોય નહીં ત્યારે આપણે બીજા પાસેથી સાંભળેલ વર્ણન સાદૃશ્ય, કલ્પના તથા અનુમાન દ્વારા તેને જાણવા પ્રયત્ન કરીએ છીએ. આથી આપણે વસ્તુ અંગે વૃત્તો એટલે અંશો જાણી શકીએ છીએ. પરંતુ આથી વસ્તુને પોતાને પામી શકતા નથી. આમાં આપણે સત્તાની પ્રત્યયાત્મક રજૂઆત જ જાણીએ છીએ જ્યારે માનસ અને અતિમાનસ વચ્ચેનો પડદો દૂર થાય અને જાગૃત માનસ ઉપર જ્યોતિર્મય સત્નુ અવતરણ થાય ત્યારે આ પ્રત્યયાત્મક જ્ઞાનને સ્થાને સાક્ષાત્કાર દ્વારા જ્ઞાન થાય છે બીજું આ આંતરિક દર્શન એક માનસિક અનુભવ છે; જ્યારે આંતરિક અનુભવ માત્ર દર્શનથી જ સમાપ્ત થતો નથી. આંતરિક દર્શન દ્વારા દ્વાર ખુલતાં થાય છે. જ્યારે આંતરિક અનુભવમાં આલિંગન થાય છે. જ્ઞાનની ઉજ્જવલ આંખ દ્વારા જ નહીં પરંતુ આપણા સમગ્ર સત્ દ્વારા ઈશ્વર સાથે એકાકાર થવાનું છે. ત્રીજું, આ દૃષ્ટિ અને અનુભવ તાદાત્મ્ય પ્રાપ્ત કરવાનાં સાધનો છે આપણે જે નીરખીએ છીએ એ આપણો આત્મા છે અને તેથી તેના દર્શન અને અનુભવ તાદાત્મ્યમાં ટોચે ન પહોંચે તો તે અધૂરા જ ગણાય. આ તાદાત્મ્યમાં ઈશ્વરનું દર્શન અને આલિંગન જ પર્યાપ્ત નથી, તેમાં આપણે ઈશ્વર બનવાનુ છે. આ માટે સાત પ્રકારના અજ્ઞાનને નિવારવાની આવશ્યકતા રહે છે.

### સાત પ્રકારના અજ્ઞાનમાંથી પૂર્ણ જ્ઞાનમાં[૪૦]

**રચનાનું કે બંધારણનુ અજ્ઞાન** સાત પ્રકારના અજ્ઞાનમાંથી પૂર્ણ જ્ઞાનમાં વિકાસ એ ઉર્ધ્વીકરણ, વિસ્તૃતીકરણ અને સંગઠનની એવી ઉત્ક્રાંતિની ત્રેવડી પ્રક્રિયાનુ સ્વરૂપ છે. અજ્ઞાનમાં સૌથી મહત્ત્વનુ અજ્ઞાન રચનાનુ કે બંધારણનુ અજ્ઞાન છે, અને તે વિવિધ પ્રકારનુ હોય છે ભૌતિક સત્ અને માનસિક બુદ્ધિ તથા શક્તિને જ સર્વસ્વ ગણવામાં, આ અજ્ઞાનની વિશિષ્ટતા રહેલી છે આ પ્રાકૃતિક ભૌતિકવાદી કે ભૌતિક જીવવાદી દૃષ્ટિબિંદુ, આપણા સત્ના વ્યાપને સંકુચિત બનાવે છે ભૌતિક અસ્તિત્વ સૌ પહેલી આવશ્યકતા છે, પરંતુ તેમાં જ અટવાઈ રહેવાથી પ્રગતિ અવરોધાય છે આ મર્યાદામાંથી મુક્ત થવાનો પ્રયાસ આપણી સાચી પ્રગતિનુ સોપાન છે ભૌતિકતત્ત્વ અને પ્રાણની સૌ પ્રથમ આવશ્યક ભૂમિકામાંથી આપણે આગળ

૪૦. L D Pp 649-660

વધીને આપણી ચેતના શક્તિને ઉર્ધ્વગામી કરવાની છે આ માટે આપણા મનોમય આત્માને વધુ મુક્ત કરવાનો અને વધુ ઉચ્ચ કક્ષાએ લાવવાનો છે માનવ-સ્વાતંત્ર્ય અને પૂર્ણતા માટેનો આ માર્ગ છે આથી ભૌતિક અને જૈવીય સ્તરમા રહેલો માનવી ઉચ્ચ સ્તર પ્રતિ પ્રગતિ કરે છે અને અજ્ઞાનની પક્કડ ઢીલી પડે છે

**મૂળભૂત અજ્ઞાન :** આ બધારણુ અગેના અજ્ઞાનમા આપણે આપણા અવિભાજિત અખિલ સતને ભૂલીને શરીર, માનસ અને પ્રાણમાથી કોઈ એક ને કે કોઈ બેને સમગ્ર તરીકે ગણીએ છીએ આપણા ચલ અને અચલ સતનુ સાચુ બધારણ જાણીને આ અસરકારક જ્ઞાન દ્વારા બધારણના અજ્ઞાનનુ નિવારણ કરી શકીએ છીએ ચલ કે અચલ બેમાથી એકને જ સત્ ગણવુ એ આપણુ મૂળભૂત અજ્ઞાન છે

**મનોમય અજ્ઞાન :** આ મૂળભૂત અજ્ઞાન અને બધારણ અગેના અજ્ઞાનમાથી મુક્ત થવા માટે આપણે મનોમય કે માનસિક અજ્ઞાનમાથી મુક્ત થવુ જોઈએ, કારણ કે આ બન્ને એકબીજા સાથે સંબધિત છે (જાગૃત ચેતના પુરતા જ આપણા જીવનને સકુચિત ગણવામા માનસિક અજ્ઞાન રહેલ છે આપણામા રહેલ અવિકસિત એવા પ્રકાશ અને શક્તિનો ઉચ્ચતર વિકાસ હાસલ કરીને આ અજ્ઞાનનુ નિવારણ કરી શકીએ છીએ)

[ફ્રોઇડના સશોધનોને પરિણામે આધુનિક મનોવિજ્ઞાન ચેતના નિમ્ન ચેતન અને અચેતન એમ ત્રણ સ્તરો દર્શાવે છે અને આ સ્તરે પુરતુ મર્યાદિત માનવજીવન સ્વીકારે છે આમ આ મતવ્ય પણ માનસિક અજ્ઞાનનુ એક દૃષ્ટાત છે શ્રી અરવિંદ કહે છે કે માનસિક સ્તર અને સચેત જીવનથી નિમ્ન ક્રમાનુ, અસ્પષ્ટ અને તિરતા દરજ્જાનુ હોવાને કારણે આપણા જે ભાગને નિમ્નચેતન કહીએ છીએ તેમા કેવળ ભૌતિક અને જૈવીક એવા શારીરિક સતના બધારણના તત્ત્વો હોય કે તે માનસથી અગોચર અને માનસના કાબૂની બહાર હોય છે આ નિમ્નચેતન એટલે ચેતના બનવાની પ્રક્રિયા કરતુ અચેતન છે આપણા સતના નિમ્ન અગોનુ મૂળ અહી છે આપણામા રહેલ પશુની ગ્રથિ આ અચેતનના જગતમા હોય છે તેમાં પ્રકાશ પાથરવો અને તેના ઉપર કાબૂ મેળવવો એ ઉચ્ચ જીવનની પૂર્ણતા માટે આવશ્યક છે]

**અહમયનુ અજ્ઞાન** શ્રી અરવિંદ સામાન્ય સ્તરની ચેતનાથી આગળ વધીને, અતિમાનસીય ચેતનનો તબક્કો પણ દર્શાવે છે તેઓ કહે છે કે

પૂર્ણું આત્મજ્ઞાન પામવા માટે આપણે સામાન્ય માનસિક ભૂમિકાથી આગળ વધવું જોઈએ. આપણા જાગ્રત જીવનમાં જો ઉચ્ચ આધ્યાત્મિક સત્નું પ્રભુત્વ સ્થાપવું હોય તો નૂતન ચેતના અને નૂતન સત્‌ની અસીમ સરહદોમાં સચેત રીતે આપણું ઉર્ધ્વીકરણ અને વિસ્તૃતીકરણ કરવું જોઈએ. આવું વિકાસજન્ય પરિવર્તન, આપણાં સમય વિશેની અજ્ઞાનમય સંકુચિતતાને દૂર કરીને, કરી શકીએ છીએ. માત્ર એક જ જન્મ અને એક જ મૃત્યુ વચ્ચેના જીવનને જ સમગ્ર તરીકે લેવાનો આપણો સ્વભાવ સંકુચિત છે. તેની પાછળ અને તેની આગળ એવા જીવનનો વિસ્તાર આપણે લક્ષમાં લેતાં નથી. આનું કારણ એ છે કે આપણે ભૌતિક સ્તર અને સામાન્ય સ્તરના જીવન સાથે સંકળાયેલ માનસિક ક્રિયાઓમાં જ રત રહીએ છીએ. આત્મ-જ્ઞાન માટે આપણે તેમાંથી મુક્ત થવું ઘટે. ભૌતિક સ્તરથી ઉંચે આવવા માટે આપણા આત્માના આપણા શરીર સાથેના તાદાત્મ્યથી આગળ જઈને ઉર્ધ્વગમન કરવું આવશ્યક છે. પરંતુ આ માટે અમરત્વની માત્ર માન્યતા સ્વીકારવી એ પુરતું નથી. સાચા આત્મ-જ્ઞાનમાં તો આપણે આપણા અમરત્વની ચેતનામાં જીવવું જોઈએ અમરત્વનો અર્થ માત્ર શારીરિક મૃત્યુમાંથી વ્યક્તિગત મુક્તિ જ નથી ભૌતિક જીવન અને મૃત્યુના ક્રમમાંથી આપણે પસાર થઈએ છીએ તેનાથી પર એવા અનાદિ, અનંત અને સનાતન સત્ દ્વારા આપણે અનંત છીએ

**અહંનું અજ્ઞાન** આ અજ્ઞાનના નિવારણ સાથે અહંના અજ્ઞાનનું પણ આપણે નિવારણ કરીએ છીએ, કારણ કે જ્યાં સુધી અહંના અજ્ઞાનમાં રત રહીએ ત્યાં સુધી દૈવી જીવન કાં તો અપ્રાપ્ય રહેશે અથવા તેની આત્મ-અભિવ્યક્તિમાં તે અધૂરું રહેશે શ્રી અરવિંદ અહંને આપણી સાચી વ્યક્તિમત્તાની જૂઠી શરૂઆત કહે છે આ શરૂઆતમાં અહં આ જીવન, આ માનસ અને આ શરીર સાથે તાદાત્મ્ય સાધીને સંકુચિત બને છે. પરંતુ આપણી ચેતનાના ઉર્ધ્વીકરણ અને વિસ્તૃતીકરણમાં આવો અહં ટકી શકતો નથી આથી ઇશ્વરથી અને આપણી વિશ્વમય વૈયક્તિકતાથી આપણને અળગા રાખતા અહં અને તેના અજ્ઞાનમાંથી આપણે મુક્ત થઈએ છીએ.

**બ્રહ્માંડનું અજ્ઞાન :** આત્માની આવી જાગૃતિ સાથે બ્રહ્માંડ અંગેના અજ્ઞાનનું પણ નિવારણ થાય છે બ્રહ્માંડમાં અને બ્રહ્માંડથી પર તથા સમયથી

અને પરિવર્તનથી પર એવા આપણા સતનુ આપણને જ્ઞાન થાય છે આ જ્ઞાન સમયમા થતી દૈવી લીલાની ભૂમિકા બને છે વળી તેથી એક અને અનેક, સનાતન એકતા અને સનાતન વિવિધતાના સમન્વય દ્વારા આત્માનું ઈશ્વર સાથે એકીકરણ થાય છે અને વિશ્વમા દૈવી સત્તા દર્શન થાય છે. આ સાક્ષાત્કારના પરિણામે આપણે મર્ત્ય સયોગો અને સંબધોના મૂળ તરીકે બ્રહ્મને જાણીએ છીએ

**વ્યાવહારિક અજ્ઞાન :** આમ જો આપણા આત્મ-જ્ઞાનને આપણે પૂર્ણ બનાવીએ તો અયોગ્ય કરવામા, જુઠાણામા અને ભૂલોમા વ્યકત થતા અને તેને કારણે જીવનમા વિસવાદ ઉત્પન્ન કરતા વ્યાવહારિક અજ્ઞાનને સ્થાને યથાર્થ આત્મજ્ઞાન પ્રાપ્ત કરી શકીએ છીએ આથી, આપણે અયથાર્થ અને અપૂર્ણ મૂલ્યોને બદલે સાચી ચિત્-શકિત અને આનદના દૈવી મૂલ્યો ધારણ કરીશુ માત્ર ક્ષુલ્લક નૈતિકતા કે અપૂર્ણ માનવતાના અર્થમા નહ, પરતુ વિસ્તૃત અને પ્રકાશિત એવા દૈવી જીવનમાં યથાર્થ ચેતના, યથાર્થ કર્મ અને યથાર્થ જીવન એ ઈશ્વર સાથે એકરૂપ થવાની શરતો છે

**પૂર્ણજ્ઞાન :** સચેત આધ્યાત્મિક ઉત્ક્રાતિના પદ્ધતિ અને પરિણામ આ દૈવી જીવનમા રૂપાતર છે તેમા માનસિક જીવનમાથી આધ્યાત્મિક અને અતિમાનસીય કક્ષાએ રૂપાતર થાય છે અને જીવન અનગત્વ ઉત્પન્ન કરતા અજ્ઞાનથી દોરવાતુ નથી

આ રીતે જેને તે અવગણે છે કે ભૂલી જાય છે તેને શોધવુ અને સાત પ્રકારના અજ્ઞાનનુ નિવારણ કરવુ એટલે જ પૂર્ણજ્ઞાન તેમા બ્રહ્મને બધી બાબતોના મૂળ તરીકે અને સત્ તથા તેની વૈશ્વિક અભિવ્યકિત સાથે આપણા સતને એક ગણીને આપણે અહની અજ્ઞાનતા દૂર કરવાની છે આપણા સામાન્ય સ્તરની ભૂમિકામા રહેલ વધુ મહાન અને આતરિક એવા સત્તે આ જ્ઞાન દ્વારા જાણવાનુ છે આ સાથે તેમાં આપણા માનસ, પ્રાણ અને શરીરને આત્મા સાથેના સાચા સબધમા સમજવાના છે વળી તેમાં આપણે આપણાં વિચાર, સકલ્પ અને કાર્યનો સાચો ઉપયોગ કરવાનો અને સાચો સુમેળ સાધવાનો છે[૪૧]

---

૪૧ Ibid p 584

## ચ. જ્ઞાન, સત્ય અને ભૂલ

જ્ઞાન અને અજ્ઞાનના પ્રશ્ન સાથે સત્ય અને ભૂલનો પ્રશ્ન પણ સકળાયેલ છે કારણ કે જ્યારે કોઈપણ બાબતનુ જ્ઞાન પ્રાપ્ત થાય ત્યારે તે સાચુ છે કે ભૂલભરેલુ છે તે જાણવુ અનિવાર્ય બને છે યુગોથી માનવીએ જ્ઞાનની યથાર્થતાના વિવિધ ધોરણો અપનાવ્યા છે શ્રી અરવિંદના દૃષ્ટિબિંદુને સ્પષ્ટ કરવામાં આનો પરિચય આવશ્યક છે.

### સામાજિક અને અવિચ્છિન્ન અનુભવ ઉપર આધારિત ધોરણો

સામાજિક ધોરણ : પ્રારભમાં પ્રાથમિક માનવીએ પોતાના જૂથની માન્યતાઓને સાચી માન્યતાઓ તરીકે સ્વીકારી પરતુ જૂથનો કોઈ રિવાજ કે જૂથની કોઈ માન્યતા હોવાના કારણે જ એ યથાર્થ હોય શકે નહી માનવીની અનેક પેઢીઓએ ઉત્તરોત્તર ચકાસેલી આવી માન્યતાઓ સાચી હોય કે અને સામાન્ય ભાષાનો પરપરાગત ઉપયોગ એ સાચી ભાષા છે એવુ ભાષાના તત્ત્વજ્ઞાનના, મૂર જેવા, આધુનિક ચિતકો માને છે[૪૨] એ સાચુ છે કે સસ્કૃતિમા પરપરાનુ પ્રદાન અતિ મહત્ત્વનુ છે, કારણ કે કળા, ધર્મ કેળવણી તત્ત્વજ્ઞાન કાયદો અને ભાષા વગેરેમા પરપરા અને ઉપયોગને કારણે તેના ઉત્તમ સ્વરૂપો પ્રાપ્ત થયા છે પરતુ માત્ર પરપરા અને ઉપયોગને કારણે જ તેને સત્ય માની શકાય નહી આવુ જ શબ્દપ્રમાણ અગે છે ભારતીય તત્ત્વજ્ઞાનના વિકાસમા આ પરિસ્થિતિ અગે દર્શાવતાં શ્રી અરવિદ કહે છે કે ભૂતકાળના વારસા પ્રત્યે માનની લાગણી ધરાવતા ભારતીય તત્ત્વજ્ઞાનીઓ મ મેવડુ વલણ અપનાવ્યુ છે તેમણે વેદ–ઉપનિષદના પ્રાચીન કાળના દ્રષ્ટાઓની અપરોક્ષાનુભૂતિ ના આધારે થયેલ કથનો સ્વીકાર્યા છે અને આ તર્કથી પ્રારભ કરીને આ પરિણામો ચકાસ્યા છે આમ છતા તર્કનુ સહજ વલણ પોતાની સર્વોપરિતાને સ્થાપવાનુ હોવાથી વેદના પાઠોનો આધાર લઈને, એક પદ્ધતિ બીજી પદ્ધતિના ખડન માટેના હથિયાર તરીકે, આ કથનોનો ઉપયોગ કરે છે આમ વિવિધ અને વિરોધી સપ્રદાયોનો ઉદ્ભવ થયો હતો પરતુ શ્રી અરવિદ કહે છે કે અતસ્ફુરિત જ્ઞાન તો વસ્તુઓને તેની અખિલાઈમા ઓળખે છે અને તેનુ વલણ જ્ઞાનના ઐક્ય અને સમન્વય પ્રતિ હોય છે[૪૩]

---

૪૨ An Introduction TO Ph losophy p 59

૪૩ L D P 66

**અવિલંબિત પ્રત્યક્ષીકરણ ઉપર આધારિત ધોરણ :** ઉપરોકત રિવાજ, પરંપરા અને શબ્દપ્રમાણના સામાજિક ધોરણને બદલે કેટલીકવાર અવિલંબિત કે તાત્કાલિક પ્રત્યક્ષીકરણ ઉપર આધારિત એવાં સત્યનાં ધોરણો પણ લેવામાં આવે છે. આમાં વૃત્તિ અને ઈન્દ્રિયજન્ય પ્રત્યક્ષીકરણ મુખ્ય છે.

વૃત્તિને તાત્કાલિક અનુભવની બાબત ગણીને તેના આધારે નૈતિક સત્ય અંગે પણ નિર્ણય કરવામાં આવે છે. દા. ત., 'લડાઈ જરૂરી અને યોગ્ય છે,' કારણ કે માનવીમાં લડાયક વૃત્તિ છે.' 'ધર્મ સાચો છે, કારણ કે માનવીમાં ધાર્મિક વૃત્તિ છે, પરંતુ સત્યની કસોટી તરીકે વૃત્તિને આમ લઈ શકાય નહીં. દા. ત., સામાજિકતા એક વૃત્તિ છે, પરંતુ ઈર્ષા, સહાનુભૂતિ અને વિરોધ, ગુસ્સો અને પ્રેમ, ભય અને ઉત્કંઠા પણ વૃત્તિઓ છે.[૪૪] આમાં કઈ વૃત્તિને કારણે ઉદ્દભવતી માન્યતા સાચી ગણાય તે સ્પષ્ટ થતું નથી. વૃત્તિ અંગેની આવી અસ્પષ્ટતાને કારણે મેકડુગલનું મંતવ્ય ટીકાપાત્ર બન્યું છે. વળી વૃત્તિની વ્યાખ્યા અંગે પણ ઘણા મોટા મતભેદો છે.

[ સત્ય અને ભૂલના સંદર્ભમા શ્રી અરવિંદની, વૃત્તિ અંગેની સમજૂતી નોંધપાત્ર છે.[૪૫] તેઓ દર્શાવે છે કે જીવન ટકાવી રાખવા માટે અનિવાર્ય ક્રિયાઓ શકય બને તે માટે ઓછામા ઓછી જરૂરી એવી અંતઃસ્ફુરણા પ્રાણીમા જૈવીય સ્તરે હોય છે. આ અંતઃસ્ફુરણા પ્રાણીના કાબૂમા નથી; પ્રાણી તેના કાબૂમાં છે, અને તે પ્રાણીને કાર્યાન્વિત કરે છે. અંતઃસ્ફુરણાની જૈવીય કક્ષાની અભિવ્યકિત એકત્રિત થઈને સ્વયંસંચાલિત વૃત્તિનું સ્વરૂપ લે છે. આ વૃત્તિ, જ્યારે જરૂર પડે ત્યારે કાર્યાન્વિત બને છે. જાતિની આ વૃત્તિ વૈયકિતક સભ્યોને જન્મ સાથે જ મળે છે. જ્યારે અંતઃસ્ફુરણા ઉદ્દભવે છે ત્યારે તે ભૂલરહિત હોય છે. એક નિયમ તરીકે વૃત્તિ પણ સાચી હોય છે. આમ છતાં તે ભૂલને પાત્ર પણ હોઈ શકે છે, કારણ કે અવિકસિત બુદ્ધિ કે સપાટીના સ્તરની ચેતના તેમા ખલેલ કરે છે, અથવા તો નવા સંયોગોમાં આવશ્યક ન હોવા છતા વૃત્તિ, યાંત્રિક ઢબે, એનું એજ કાર્ય કર્યા કરે છે ]

૪૪ Jame's list in 'An Introduction To Philosophy' P. 9
૪૫. L D. Pp. 545-547

ઉત્ક્રાંતિમા પ્રાણીની ભૂમિકામા બુદ્ધિના આવિર્ભાવને પરિણામે આ ભૂમિકામા વિસ્તૃત પરિવર્તન થાય છે તે વધુ સૂક્ષ્મ બને છે અને ઊંચે આવે છે આ સાથે જૈવીય સ્તરની અતઃકરણા અને વૃત્તિનુ જીવન ઓછા થતા જાય છે જ્યા શક્તિશાળી જૈવીય અતસ્ફુરણા હોય ત્યા પણ તેનુ સ્વરૂપ માનસીકરણ દ્વારા ઢકાયેલુ રહે છે

| પ્રત્યક્ષીકરણ અગે શ્રી અરવિદ દર્શાવે છે કે બાહ્ય વિશ્વ સાથેના સપાટી ઉપરના સ્તરના સપર્કને કારણે સવેદન અને ઇન્દ્રિયજન્ય પ્રત્યક્ષીકરણ થાય છે જો આની ભૂમિકામાં ચેતના ન હોય તો સવેદન કે ઇન્દ્રિયજન્ય પ્રત્યક્ષીકરણ થાય નહી જ્ઞાતા અને જ્ઞેય વસ્તુ બન્નેમા ચિત્-શક્તિ સુષુપ્તાવસ્થામા હોય છે જો આ પ્રુપ્તસ્થ ચેતના સપાટીના સ્તર ઉપર આવે તો વસ્તુના હાર્દ સાથે ચેતનાના સપર્કથી પ્રત્યક્ષ જ્ઞાન મળે આ જ્ઞાન ભ્રમરહિત હોય છે સામાન્ય ઇન્દ્રિયજન્ય અનુભવનુ જ્ઞાન આવુ ભ્રમરહિત હમેશા હોતુ નથી |

**બૌદ્ધિક ધોરણ**

**અનુરૂપતાની કસોટી :** બૌદ્ધિક ધોરણમા અનુરૂપતા, સગતિ અને વ્યવહારુ પરિણામોને સત્યની કસોટીના ધોરણો તરીકે લેવામા આવે છે

વાસ્તવવાદ અનુસાર સત્ય એટલે હકીકતો કે વસ્તુ અને વિચારો કે માનસ વચ્ચેની અનુરૂપતા વસ્તુઓ માનસથી સ્વતત્ર અસ્તિત્વ ધરાવે છે અને તેને અનુરૂપ વિચારો સત્ય છે નૂતન વાસ્તવવાદીઓ અને સમીક્ષાત્મક વાસ્તવવાદીઓ માને છે કે વસ્તુને અનેક ગુણો છે અને એ વસ્તુના જ્ઞાનમા આપણુ માનસ પોતાના હેતુ અનુસાર કોઈ અમુક ગુણ લક્ષમા લે છે, અને બીજાને અવગણે છે આથી સત્ય સમગ્ર સત્તાને અભિવ્યક્ત કરી શકે નહી

ઉપરોક્ત અનુરૂપતાનો સિદ્ધાત એક ધોરણ તરીકે યથાર્થ નથી, કારણ કે સત્તા સાથે વિચારોની સરખામણી યોગ્ય ગણાય નહી આમ છતા દલીલને ખાતર માની લઈએ કે વિચાર અને વસ્તુ વચ્ચે અનુરૂપતા એ એક સ્થાપિત હકીકત છે તો પણ સત્ય અગેના વાસ્તવવાદી ખ્યાલમા સત્તા તેની સમગ્રતામા સ્પષ્ટ થતી નથી વળી અહી સત્તા અને સત્ય વચ્ચેનો સબધ બાહ્ય છે અતર્ગત નહી ૪૬

૪૬ The Principles of Philosophy P 146

શ્રી અરવિંદ અનુસાર સત્ય આપણે માટે સાપેક્ષ છે, કારણ કે આપણા જ્ઞાન ઉપર અજ્ઞાનનું આવરણ છે આપણી દૃષ્ટિ વસ્તુઓના સંપૂર્ણ સત્યને જાણવા માટે ટૂંકી પડે છે કોઇપણ માનસિક વિધાન તદ્દન સાચુ બની શકે નહીં, કારણ કે તે શુદ્ધ અને નગ્ન સત્ય નથી તે આવરણમાં વીંટળાયેલુ છે આથી ઘણીવાર સત્યને બદલે આ આવરણ જ દૃષ્ટિગોચર બને છે આમ વિચાર અને વસ્તુ વચ્ચેની અનુરૂપતાની કસોટી નિરર્થક બને છે આ કારણે બાહ્ય અનુરૂપતાને બદલે આંતરિક એવા અંતઃસ્ફુરણાના તાદાત્મ્ય દ્વારા જ્ઞાનની આવશ્યકતા રહે છે શ્રી અરવિંદ કહે છે કે તાદાત્મ્ય દ્વારા જ્ઞાનનું સત્ય કે ચેતનાના પ્રત્યક્ષ કાર્ય દ્વારા સત્યનુ જ્ઞાન આવરણમુક્ત હોય છે આમા આપણી દૃષ્ટિ ભલે મર્યાદિત હોય પરંતુ તે પ્રમાણભૂત છે આ પ્રમાણભૂતપણુ સંપૂર્ણતા પ્રતિ કદમ છે[૪૭] આ માટે આપણે શારીરિક સંપર્ક અને માનસિક સહાનુભૂતિના પરોક્ષ જ્ઞાનને બદલે સચેત તાદાત્મ્ય દ્વારા પ્રત્યક્ષ જ્ઞાન પ્રાપ્ત કરવુ જોઇએ[૪૮]

**સંગતિની કસોટી :** બીજુ બૌદ્ધિક ધોરણ સંગતિનુ છે જ્ઞાનની વિવિધ માન્યતાની રજૂઆત કરતા નિર્ણયોની વિભિન્ન પદ્ધતિઓ વચ્ચે સંગતિમા સત્ય રહેલુ છે આમ સંગતિ એટલે માત્ર વિધાનો વચ્ચે વિરોધનો અભાવ જ નહીં, પરંતુ આંતરિક પદ્ધતિસરની પણ સુસંગતિ છે. આથી જ્યાં અસંગતિ છે ત્યા ભૂલ છે બ્રેડલે અને હેગલ અનુસાર અલગ અને એકલા નિર્ણય કે વિધાનને પોતાનું સત્ય-મૂલ્ય નથી સત્ય હંમેશા સંગતિની પદ્ધતિ છે આની વિશાળતા કે સંકુચિતતાનો આધાર આપણા સત્તા તરફના વિશાળ કે સંકુચિત વલણ ઉપર છે આથી સંગતિની પદ્ધતિઓની વિશાળતા કે મર્યાદા અનુસાર સત્યની વિવિધ કક્ષાઓ હોય છે હેગલના આદર્શવાદમા સત્ય અને ભૂલ વચ્ચેનો ભેદ કક્ષાનો ભેદ છે પ્રકારનો ભેદ નથી ભૂલ અંશત સત્ય છે મર્યાદિત બુદ્ધિ સંપૂર્ણ સંગતિની પદ્ધતિ પ્રાપ્ત કરી શકે નહીં અને તેથી વત્તાઓછે અંશે મર્યાદિત એવી સંગતિની પદ્ધતિઓ અધૂરાં સત્યો આપી શકે છે[૪૯] બ્લેન્શાર્ડ કહે છે કે

---

૪૭ L D P 533

૪૮ Ibid P 60

૪૯ The Pr nciples of Philosophy P 142

સત્યની કક્ષાઓનો નિર્ણય, તે સમગ્ર અનુભવની સાથે કેટલી સંગત છે તેના ઉપરથી બાંધી શકાય.[૫૦]

**સંગતિના ધોરણની અપૂર્ણતા :** આધુનિક તત્ત્વજ્ઞાનમાં સંગતિના ધોરણની અપૂર્ણતા અંગે વિવિધ તાત્ત્વિક પદ્ધતિઓ સભાન બની છે. બર્ગસાં બુદ્ધિને અંતઃસ્ફુરણાથી નીચી કક્ષાની ગણે છે અને માને છે કે સંગતિ સ્થાયી એવું વિશ્વનું ચોકઠું જ આપે છે અને નક્કર જીવનની વિવિધતાને અવગણે છે. વિશ્લેષણવાદી ચિંતકો કહે છે કે સંગતિનો સિદ્ધાંત વિશ્લેષણની સાચી વૈજ્ઞાનિક અને તાત્ત્વિક પદ્ધતિનો વિરોધી છે.[૫૧]

આમ છતાં સંગતિનું ધોરણ પૂર્ણ સત્ય આપી શકે નહીં તેથી તે તદ્દન નકામું છે તેમ ગણી શકાય નહીં. કોઈપણ ધોરણ અંશતઃ જ્ઞાનને પણ અવગણી શકે નહીં. શ્રી અરવિંદ કહે છે કે બુદ્ધિ અને તર્ક આ મિશ્રિત સત્યમાંથી વધુ સાચા આત્મજ્ઞાન અને વિશ્વ–જ્ઞાનને પ્રાપ્ત કરી શકે છે.[૫૨] આમ અજ્ઞાન અને પૂર્ણજ્ઞાન વચ્ચેની કક્ષાઓ આપણે સ્વીકારવી જોઈએ.

બૌદ્ધિક ધોરણ અંગેની બર્ગસાંની ટીકામાં વજૂદ છે જ. બૌદ્ધિક તર્ક અવિભાજિત એવી અખિલ સત્તાનું વિભાજન અને વિશ્લેષણ કરે છે અને આ વિભાજનોને જોડીને સમગ્રની પુનર્રચના કરે છે. [૫૩] આવી રચનામાં અમુકને સ્વીકારીને અમુકનો નિષેધ કરવાનું તર્કનું કાર્ય અવરોધો અને ભૂલો ઉત્પન્ન કરે છે. માનસના વિકાસની સાથે માનસિક વૈયક્તિકતાનો પણ વિકાસ થાય છે. આ સપાટીના બાહ્ય સ્તરની માનસિક વૈયક્તિકતા અહં–કેન્દ્રિત હોય છે. તે વિશ્વ અને વસ્તુઓને, તે જેવી છે તેવી નહીં, પણ પોતાને અસર કરે તે અનુસાર લે છે. પોતાના અહં અને વૈયક્તિકતાની આવશ્યકતા અનુસાર માનસ નિરીક્ષણ, નિર્ણય અને તર્કને નિર્ણિત કરે છે[૫૪] તેને આમ કરવું પડે છે, કારણ કે આપણું વિચારક્રિયા કરતું માનસ, તેના સહજ સ્વરૂપમાં, શક્યતાઓનું અજ્ઞાન દૃષ્ટા છે. તે આ

---

૫૦ Perspectives In Phiolosophy P. 214

૫૧. An Introduction To Philospophy P 78

૫૨. L D. p. 550

૫૩. Creative Evolution p 396 and L D p. 66

૫૪. L. D p 551

શક્યતાઓ પાછળ રહેલ સત્યને જાણતુ નથી, અને એક પછી એક શક્યતાને કે ઘણી શક્યતાઓને એની સાથે ચકાસીને તેને વિષે સ્થાયી માન્યતા કે જ્ઞાન પ્રાપ્ત કરવા કોશિશ કરે છે આમ છતા માનસ સાપેક્ષતા અને શક્યતાની દુનિયામાં રહેતુ હોવાથી અતિમ ચોક્કસના કે પૂર્ણ રીતે દઢ માન્યતા પ્રાપ્ત કરી શકતુ નથી જે વાસ્તવિક છે અને જેનો સાક્ષાત્કાર થયો છે તે પણ 'હોય કે ન હોય' તેમ આપણુ માનસ સશયમાં રહે છે[૫૫] જૈન તત્ત્વજ્ઞાનના સ્યાદ્વાદ અનુસાર પોતાને કેન્દ્રમા રાખીને સમગ્રને શરતી દષ્ટિબિંદુના આધાર ઉપર રહેતુ દરેક માનવ-વિધાન અશત સાચુ હોય છે આથી સત્યનુ બૌદ્ધિક એવુ સગતિનુ ધોરણ પૂર્ણ સત્ય આપી શકે નહી એ સ્વાભાવિક છે આ માટે માનસિક સગતિની ભૂમિકા અતસ્ફુરણાના પૂર્ણ અનુભવમા હોવી ઘટે શ્રી અરવિંદ કહે છે કે જ્યારે માનસમાં આત્મભાન સ્વાભિવ્યક્ત એવી તાદાત્મ્યની તેજોમયતામા ઉર્ધ્વગમન કરે છે ત્યારે તર્કનુ પણ સ્વ-પ્રકાશિત એવા અતસ્ફુરણાના જ્ઞાનના સ્વરૂપમાં રૂપાંતર થાય છે[૫૬]।

**વ્યવહારવાદી ધોરણ :** વ્યવહારવાદી ધોરણ પણ બૌદ્ધિક છે આ ધોરણ અનુસાર વિચારણાના સત્યની કસોટી તેના વ્યવહારુ પરિણામોમાં જોવા મળે છે જો આ પરિણામો સતોષપ્રદ હોય તો વિચારણા સાચી છે વ્યવહારવાદ સત્ય અગે બુદ્ધિ કરતા વ્યવહારુ કાર્યને વધુ મહત્વ આપે છે બુદ્ધિ એક જ પ્રશ્નના વૈકલ્પિક નિરાકરણો આપે છે તેમાથી કયો વિકલ્પ પસદ કરવો તેની મૂઝવણમાથી આપણો મકલ્પ માર્ગ કાઢે છે અને સૌથી વધુ સતોષ આપે તેવો વિકલ્પ પસદ કરે છે આમ કાર્યનો સતોષ કે ઉપયોગિતા સત્યનુ ધોરણ બને છે ભારતીય પરપરાગત પદ્ધતિઓમાં પણ વ્યવહારુ પાસુ લક્ષમા લેવામા આવ્યુ છે[૫૭] જ્યારે એક બાબતનુ સાચુ જ્ઞાન પ્રાપ્ત થાય ત્યારે જ્ઞાતાનુ સાહજિક વલણ આ સાચા જ્ઞાનને અમલમા મૂકવાનુ હોય છે આથી જે બાબત જાણી છે તે <u>હેય</u> કે દૂર રાખવા જેવી છે કે <u>ઉપાદેય</u> એટલે કે સ્વીકારના જેવી છે તે લક્ષમા રાખવુ જરૂરી છે આમ અહીં સિદ્ધાત અને વ્યવહાર બન્નેને લક્ષમા રાખવામા

૫૫ Ibd P 372

૫૬ Ib d P 63

૫૭ The Principles of Philosohy P 147

આવ્માં હોવા છતાં વધુ મહત્વ તો આંતરિક એવા સૈદ્ધાતિક પાસાનું છે. ઔદ્મનવાદીઓ સત્યના સૈદ્ધાતિક પાસાને બદલે વ્યવહારુ પાસાને વધુ મહત્વ આપે છે. પાશ્ચાત્ય વ્યવહારવાદની જેમ તેઓ પણ માને છે કે, મુખ્યત્વે, જ્ઞાતાના વ્યવહારુ સંતોષમા સત્ય સમાયેલું છે.

પાશ્ચાત્ય વ્યવહારવાદી વિચારધારામા 'વ્યવહારુ' અને 'સંતોષપ્રદ' શબ્દોના અર્થ અંગે ચાર પ્રકારના મંતવ્યો પ્રવર્તે છે.[૫૮] આંગ્લ વ્યવહારવાદી શિલરના માનવતાવાદ અનુસાર, "જે મારા હેતુઓ પૂરા કરે, મારી ઈચ્છાઓ સંતોષે અને મારું જીવન વિકસાવે તે સત્ય છે." પરંતુ આ યથાર્થ નથી, કારણ કે આપણી કેટલીયે ઈચ્છાઓ પરિપૂર્ણ થતી નથી. વળી કેટલીક પરિપૂર્ણ થાય છે તે પણ સત્યને બદલે ભૂલને પથે લઈ જાય છે. શ્રી અરવિંદ દર્શાવે છે કે આપણામા રહેલ સહજ જૈવીય તંત્રને નિયંત્રિત કરવામાં ન આવે તો તેને સત્ય, યથાર્થ ચેતના કે યથાર્થ કાર્ય સાથે સબંધ રહેતો નથી. તેનો સંબંધ પોતાની અભિવ્યક્તિમા, પ્રાપ્તિ કરવામાં અને ઇચ્છાના સંતોષ સાથે રહેલો છે. આ મુખ્ય જરૂરતને અનુલક્ષીને સત્યની કે બીજી બાબતોની દરકાર કર્યા વિના સંતોષ મેળવવા, તે કોશિષ કરે છે.[૫૯]

**પ્રાયોગિક વ્યવહારવાદ :** પ્રાયોગિક પ્રકારના વ્યવહારવાદ અનુસાર જે ઉપયોગી થાય કે કામ આવે તે અને જેને પ્રાયોગિક રીતે ચકાસી શકાય તે સત્ય છે. પરંતુ શ્રી અરવિંદ દર્શાવે છે કે આપણું ભૌતિક માનસ જે પરલક્ષી અને ભૌતિક હોય તેને સત્ય ગણે છે. આવા માનસનો, ભૌતિક વિજ્ઞાન, એક વિશાળ વિસ્તાર છે. તેની સત્યની કસોટી છે, પરલક્ષી પુરાવો અને તર્ક દ્વારા ચકાસણીની શકયતા. પરંતુ માનવીનુ ચેતન માનસ ભૌતિકતા અને પરલક્ષિતાથી જ સંતોષ પામતું નથી હજી સુધી અગોચર રહેલી શકયતાઓને સ્પષ્ટ કરીને આ માનસ, ભૌતિક વાસ્તવિકતાના ક્ષેત્રને વિશાળ બનાવવા પ્રયત્ન કરે છે.[૬૦]

**નામવાદ :** પ્રાયોગિક પ્રકારના વ્યવહારવાદનો એક પેટાપ્રકાર નામવાદ છે. નામવાદ અનુસાર સાર્વત્રિકો માત્ર નામો છે, વાસ્તવિકતા

૫૮ An Introduction To Philosophy PP. 68-72
૫૯. L D P. 553
૬૦. Ibid Pp 372-373

નહી. તેના મતે પ્રયોગના અપેક્ષિત પરિણામો ભાવિ અનુભવની વિશિષ્ટ હકીકતો હોય છે સાર્વત્રિક નહી. વ્યવહારવાદનો આ પ્રકાર ઇન્દ્રિયજન્ય અનુભવને સત્યના ધોરણ તરીકે સ્વીકારતા મતવ્ય જેવો છે પરંતુ માનસિક પ્રકૃતિ દ્વારા સત્યની મર્યાદા તો જ્યાં સુધી વ્યક્તિ વિશ્વમય કે સાર્વત્રિકતાની કક્ષાએ પહોચે નહી ત્યાં સુધી રહે છે[૬૧] આમ શ્રી અરવિંદના મતે સાર્વત્રિકના માત્ર નામ જ નથી, ભૂતને નિવારવા માટે પ્રાપ્ત કરવાની ઉચ્ચ કક્ષા છે

**જૈવીય અનુભવવાદ** ડયૂઈનો જૈવીય અનુભવવાદ પ્રાયોગિક વ્યવહારવાદ જેવો હોવા છતા જીવવિજ્ઞાન ઉપર વધુ આધારિત છે તેના મતે વિચારનુ કાર્ય, મનો–શારીરિક જીવત એકમ તરીકે, માનવીના સયોગો સાથેના અનુકૂલનનુ છે વિચારના આ કાર્યમાં સત્યની વ્યવહારવાદી કસોટી રહેલી છે વ્યવહારવાદના બધા સ્વરૂપોમા આ પ્રકાર ઘણો લોકપ્રિય હોવા છતા અધૂરો છે અહી સત્યના તાત્ત્વિક ધોરણને સત્યના એક જ પ્રકાર પુરતુ મર્યાદિત બનાવવામા આવ્યુ છે વિશિષ્ટ વિજ્ઞાનોમાથી જીવવિજ્ઞાનને સર્વ સત્યના ધોરણ તરીકે ગણવુ યોગ્ય ગણાય નહી આથી તો સત્યનુ ધોરણ ઘણુ સકુચિત બને છે શ્રી અરવિદ દર્શાવે છે કે આપણા અજ્ઞાનને કારણે બાહ્ય ચેતના વ્યક્તિઓ, વસ્તુઓ અને બનાવોના સપર્ક પ્રતિ અયથાર્થ પ્રતિક્રિયા કરે છે તે અતરતમ અગોચર ચેતનાના સૂચનને અવગણે છે કે તરછોડે છે અને તેને બદલે અજ્ઞાનમય માનસિક અને જૈવીય સૂચનોને સ્વીકારે છે પોતાને અનગ ગણતુ આવુ જૈવીય સત વિસવાદ અને અવ્યવસ્થાનુ સ્રોત અને ક્રિયાશીલ મૂળ છે[૬૨]

**ખ્યાલોની અસ્પષ્ટતા** ઉપરોક્ત ચાર પ્રકારના વ્યવહારવાદી સ્વરૂપો એકબીજાના વિરોધી હોય તેમ લાગે છે માનવતાવાદી દષ્ટિબિંદુએ અમરત્વ સાચુ છે પણ નામવાદ અનુસાર તે સાચુ નથી કારણ કે અનત જીવનનો વિચાર વિશિષ્ટ ભૌતિક હકીકત તરીકે લઈ શકાય નહી વળી જે પ્રાયોગિક રીતે સાચુ હોય તે જૈવીય રીતે અનુકૂલન માટે નિરર્થક હોઈ શકે છે આમ 'વ્યવહારુ' અને 'સતોષકારક' ની વ્યાખ્યાઓ આપવાના વ્યવહારવાદી પ્રયાસોમા આ ખ્યાલોની અસ્પષ્ટતા જ સ્પષ્ટ બની છે

૬૧ Ibid P 552
૬૨ Ibid P 553

શ્રી અરવિંદ અનુસાર વ્યવહારુ તર્કની ભૂલ, દેખીતી હકીકત તાત્કાલિક સાચી લાગે તેની વધુ પડતી અસર હેઠળ આવી જવામા, રહેલી છે. આપણે ભૂલનાં કારણો જાણીએ તો તેને દૂર કરવાનું કાર્ય કંઈક આશા સાથે કરી શકીએ, કારણ કે જ્ઞાન શક્તિ અને સ્વામીત્વ બન્ને છે.[૬૩]

ઉપરોક્ત વિવિધ ધોરણો સત્યની કસોટી માટે અપર્યાપ્ત રહ્યાં છે. આનું કારણ એ છે કે આપણે ગૌણ પ્રત્યક્ષીકરણો ધ્યાનમા લઈએ છીએ; જ્ઞાનનું મૂળ લક્ષમા લેતા નથી. આપણે વસ્તુઓની પ્રક્રિયાઓ જાણીએ છીએ; તેનું સત્વ જાણતા નથી. આપણે સંયોગોનો વધુ શક્તિશાળી ઉપયોગ કરી શકીએ છીએ, આવશ્યક કાબૂ ધરાવી શકતા નથી. આપણે માત્ર બાહ્ય અને ગૌણ કારણો લક્ષમાં લઈએ છીએ[૬૪] સર્વોચ્ચ સત્યનો આત્મ-નિયમ તો બધા ધોરણોથી પર છે.[૬૫]

## આત્મલક્ષિતા અને પરલક્ષિતા તરીકે સત્ય

**આત્મલક્ષી દૃષ્ટિબિંદુ:** અસ્તિત્વવાદી કિર્કેગાર્ડ અનુસાર સત્ય આત્મલક્ષી છે. કર્તાની સંજ્ઞાનાત્મક આત્મલક્ષિતા અનિશ્ચિત છે, કારણ કે તેનો આધાર જે વસ્તુઓ ઉપર છે, તે તેના કાબૂમા નથી વળી તે માત્ર શક્યતા છે, સંપૂર્ણ ચોક્કસતા નથી પરંતુ નૈતિક કર્તા પોતાના સંકલ્પનો સંકલ્પકાર છે અને તે બાહ્ય બાબતો ઉપર આધારિત ન હોવાથી પૂર્ણ ચોક્કસતા પ્રાપ્ત કરે છે. કિર્કેગાર્ડ કહે છે કે અસ્તિત્વ ધરાવતી વ્યક્તિ માટે તો અસ્તિત્વ ધરાવતી એકમાત્ર સત્તા, તેની પોતાની નૈતિક સત્તા છે.[૬૬] આમ કિર્કેગાર્ડને મતે આત્મલક્ષિતા સત્ય છે અને સત્તા પણ છે. ભૂલ અંગે તે કહે છે કે માત્ર આત્મલક્ષિતામા નિર્ણયકતા રહેલો છે, જ્યારે પરલક્ષિતામા ભૂલ રહેલી છે. કિર્કેગાર્ડ સત્ય અંગેના ખ્યાલમાં આંતરિકતાને મહત્ત્વ આપે છે એ યોગ્ય છે, પરંતુ આ આંતરિકતામા જ્ઞાતા, જ્ઞેય અને અંતિમ સત્તા એક જ છે એવા પૂર્ણવાદી દૃષ્ટિબિંદુનો તેમા અભાવ છે. શ્રી અરવિંદ કહે છે કે આધુનિક યુગમા આત્મકેન્દ્રિત વલણને જ્ઞાનના ધોરણ તરીકે લેવામાં આવે છે. પરંતુ જ્ઞાનનું કે સત્તાનું આ અયથાર્થ ધોરણ છે,

૬૩ Ibid P 55

૬૪. Ibid P. 55

૬૫ Ibid P 543

૬૬ The Chief Currents of Contemporary Philosophy P 516

સમજ કે તેનો અર્થ સામાન્ય માનસની સર્વોપરિતા છે તેમાં અતિમાનસની કક્ષા લક્ષમાં લેવામાં આવતી નથી તેના આત્યંતિક દૃષ્ટિબિંદુમાં દરેક જ્ઞાનના નિર્ણાયક હોવાનો વ્યક્તિનો દાવો બૌદ્ધિક માનસનો એક વહેમ છે સત્ય તો એ છે કે દરેક મનુષ્યે પોતે વિચારવાનું છે અને પોતાની ભિન્ન અનુમાન કરવાનું છે/પરંતુ તે વધુ વિસ્તૃત જ્ઞાનને આત્મસાત અને નીપજાવવા તૈયાર રહે તેના ઉપર તેના નિર્ણયની યથાર્થતાનો આધાર છે[૬૭]

સત્તાના ત્રણ આત્મલક્ષી દૃષ્ટિબિંદુનો ખ્યાલ આપતા શ્રી અરવિંદ કહે છે કે મનવશીન અને પૂર્ણ જ્ઞાન ધરાવતી ચેતના સામાન્ય સ્તરનું માનસ નથી તે તો વિશ્વ-જ્ઞાન અને આત્મ-જ્ઞાનને સહજ રીતે ધારણ કરતું પૂર્ણ પ્રજ્ઞાન આ ભૂમિકા ઉપર જ આપણે આત્મલક્ષી દૃષ્ટિબિંદુ લેવું જોઈએ[૬૮]

પરલક્ષી દૃષ્ટિબિંદુ : સર્વાત્મક વાસ્તવવાદી દૃષ્ટિબિંદુ સત્યને પરલક્ષિતાના તરીકે ગણે છે આ મંતવ્ય અનુસાર જ્યારે આપણે કોઈ વસ્તુને જાણીએ છીએ ત્યારે જ્ઞાનની પ્રક્રિયાથી સ્વતંત્ર એવી સત્તાને આપણે 'સત્ત્વ' એટલે કે લક્ષણ કે લક્ષણોનું અર્થ આપીએ છીએ આ સત્તાના વાસ્તવિક લક્ષણ સાથે 'સત્ત્વ' નું તાદાત્મ્ય એટલે સત્ય અને આથી ભૂલ એટલે આ બન્ને વચ્ચેના સમતપણાનો અભાવ[૬૯] માર્ટિન હેઇગર અનુસાર આ મંતવ્ય યથાર્થ નથી તેના મતે માનવ જ્ઞાન, માનસ અને વસ્તુ વચ્ચેની પ્રક્રિયાનું પરિણામ નથી સાચી માનસિક પ્રક્રિયા કે તેને વ્યક્ત કરતું વિધાન સતના કોઈ પણ પાસાને, અવરોધ વિના, મુક્ત રીતે વ્યક્ત થવા દે છે આથી સત્યનું હાર્દ સ્વાતંત્ર્ય છે[૭૦] 'જે છે' તેને સ્પષ્ટ કરવું કે વ્યક્ત કરવું એ સત્ય છે 'જે છે' તેની અભિવ્યક્તિ ન કરી શકવાને કારણે માનવી ભૂલમાં રત રહે છે આમ ભૂલ એટલે સત્યના મૂળભૂત તત્ત્વ [illegible] પ્રતિ-સત્ત્વ[૭૧] આ કારણે માનવીનું અસ્તિત્વ પ્રમાણભૂત

૬૭ L D Pp 579 580
૬૮ Ibid P 576
૬૯ The Chief Currents of Contemporary Philosopay p 334
૭૦ Perpectives In Philosophy P 457
૭૧ Ibid P 460

અને સ્વૈચ્છિક નથી પ્રમાણભૂત અસ્તિત્વ પ્રાપ્ત કરવા માટે માનવીએ સત્ય અને સ્વાતંત્ર્યમાં જીવવું જોઈએ

પરલક્ષિતા અને માનવીના પ્રમાણભૂત અસ્તિત્વ અંગે શ્રી અરવિંદના વિચારો નોંધપાત્ર છે તેઓ કહે છે કે અજ્ઞાનને આત્મ-અસ્તિત્વ અને પ્રમાણભૂતપણું હોતાં નથી અજ્ઞાન જ્ઞાનની મર્યાદામાં કે જ્ઞાનના અભાવમાં છે; જ્યારે ભૂલ સત્યથી ભિન્ન પડવામાં રહેલી છે વસ્તુઓ સાથે તાદાત્મ્ય ધરાવતો કે પ્રમાણભૂત અનુભવ જ્ઞાનનું સાચું સ્વરૂપ છે[૭૨] આમ સાચું સ્વાતંત્ર્ય માનવ-દૃષ્ટિને મર્યાદિત કરતા અજ્ઞાનમાંથી મુક્ત થઈને પોતાના સાચા સ્વરૂપને પ્રાપ્ત કરવામાં રહેલું છે, પરલક્ષી દૃષ્ટિબિંદુ અંગે શ્રી અરવિંદ દર્શાવે છે કે પરલક્ષી જ્ઞાનને જ યથાર્થ ગણતું દૃષ્ટિબિંદુ ભૌતિક અસ્તિત્વને જ મૂળભૂત ગણે છે ભૌતિક અને બાહ્ય વસ્તુઓના સંદર્ભમાં પરલક્ષી પુરાવાઓના આધાર ઉપર જે ભૌતિક અને પરલક્ષી નથી તેની સત્તા હોવાનો પુરાવો આપવામાં આવે છે તે યથાર્થ નથી.[૭૩] તાત્ત્વિક વિધાનોને અર્થહીન ગણતું અને સામાન્ય સ્તરના આનુભવિક વિધાનોની વૈજ્ઞાનિક અને ભૌતિક ચકાસણીને જ અર્થપૂર્ણ ગણતું એ જે એયરનું તાર્કિક પ્રત્યક્ષવાદી મંતવ્ય આવું છે[૭૪] શ્રી અરવિંદ અનુસાર આવું મંતવ્ય અપૂર્ણ છે, કારણ કે તે અસ્તિત્વની માત્ર એક બાજુ અને તેમાંયે માત્ર એક ક્ષેત્ર લક્ષમાં લઈને બાકીનું અવગણે છે દૃષ્ટિકોણમાં પરલક્ષિતાનું મૂલ્ય આત્મા સાથેના સંબંધમાં જ છે પરલક્ષી વિશ્વ આત્માની બાહ્ય અભિવ્યક્તિ છે તે આત્મનથી સતની અભિવ્યક્તિની ભૂમિકા છે[૭૫] એ સાચું છે કે દરેક કિસ્સામાં સમજણ, વિવરણ અને ચકાસણી આવશ્યક છે પરંતુ જે આત્મલક્ષી અને અતિભૌતિક છે તેની ચકાસણીની પદ્ધતિ બાહ્ય અને પરલક્ષી એવી ભૌતિક ચકાસણીની પદ્ધતિથી ભિન્ન છે આત્મલક્ષી અનુભવને બાહ્ય ઇન્દ્રિયોના પુરાવાના સંદર્ભમાં ચકાસી શકાય નહીં તેની પોતાની આંતરિક એવી ચકાસણીની પદ્ધતિ છે[૭૬]

---

૭૨ L D P. 534
૭૩ Ibid P. 577
૭૪ Perspectives In Philosophy P 284
૭૫ L D P 578
૭૬ Ibid Pp 578-579

**આત્મલક્ષી અને પરલક્ષી દૃષ્ટિબિંદુઓનો સમન્વય** ઉપરોક્ત બન્ને મતવ્યોનો સમન્વય કરતાં શ્રી અરવિંદ કહે છે કે આત્મલક્ષિતા અને પરલક્ષિતા એકબીજાથી અલગ સત્તાઓ નથી એક જ સત્તાની અભિવ્યક્તિનાં આ બન્ને પાસા છે અને બન્નેનું મૂલ્ય સમાન છે. જો આંતરિક કે અતિભૌતિક એવી ચેતનાની બાબતો અસત્ય હોય તો પરલક્ષી ભૌતિક વિશ્વ સત્ય રહી શકે નહી ઇન્દ્રિયોનો પુરાવો હમેશ અપૂર્ણ હોય છે, કારણ કે તે અધૂરો અને ભૂલને પાત્ર છે આથી જે ચેતનાના સંદર્ભમા બાહ્ય ઈન્દ્રિયોનો પુરાવો લેવામાં આવે તો તે ભરોસાપાત્ર બની શકે છે, કારણ કે ઇન્દ્રિયજન્ય બાહ્યપણામા ચેતના પોતાની અંતઃસ્ફૂરણાને ઉમેરે છે તથા અર્થઘટન કરે છે આત્મલક્ષી ચેતના સિવાય પરલક્ષી વિશ્વને જાણવાનુ આપણી પાસે બીજુ કોઈ સાધન નથી ભૌતિક જ્ઞાનેન્દ્રિયો તો આત્મલક્ષી ચેતનાના સાધનો છે.૭૭

## સત્ય અને ભૂલ અંગે શ્રી અરવિંદનો અભિગમ

**ભૂલનો ઉદ્ભવ૭૮:** માનસની સામાન્ય કક્ષાએ ભૂલની ઉત્પત્તિ અંગે શ્રી અરવિંદે વિશદ સમજૂતી આપી છે. તેઓ દર્શાવે છે કે ઉચ્ચ પ્રજ્ઞાનમા રૂપાંતર માટે તૈયાર થવા પહેલાં, વિશ્વ–પ્રકૃતિની ધીમી પદ્ધતિમા, જડમાંથી અજ્ઞાન અને અજ્ઞાનમાંથી અધૂરા એવા જ્ઞાન–અજ્ઞાનના તબક્કા આવે છે. આમા આપણી માનસિક બુદ્ધિ ઉચ્ચ રૂપાંતર માટેના સંક્રમણનો આવશ્યક તબક્કો છે આથી આ તબક્કામા ભૂલ પણ એક અનિવાર્ય તબક્કા તરીકે સંકળાયેલ છે માનસનુ પહેલુ સાધન નિરીક્ષણ છે પરંતુ આ નિરીક્ષણ એક જટિલ પ્રક્રિયા છે અને આ પ્રક્રિયા દરમિયાન અજ્ઞાન ચેતના દરેક કદમે ભૂલને પાત્ર રહે છે આનુ કારણ એ છે કે ઇન્દ્રિયો તથા તેના ઉપર આધાર રાખતુ માનસ પોતાના વ્યવહારુ હેતુઓ અનુસાર કેટલુંક લક્ષમાં લે છે તો કેટલુંક અવગણે છે પરંતુ આવી પસંદગી અયથાર્થ બને છે વળી તેમા તે પોતાની વ્યક્તિગત સ્મૃતિની છાપનો અંગતતા ઉમેરો કરે છે. આમ આ ભૂલોમા અનુમાનની, નિર્ણયોની અને હકીકતોના અર્થઘટનની બૌદ્ધિક ભૂલોનો ઉમેરો થાય છે આથી જ્ઞાનનુ અયથાર્થ ઉપયોજન,

---

૭૭ Ibid P 578

૭૮ Ibid Pp 549–552

અયથાર્થ જોડાણ, અયથાર્થ રચના અને અયથાર્થ રજૂઆતનું એવું માનસિક ભૂલોનું એક જટિલ તંત્ર ઉત્પન્ન થાય છે.

**સાંખ્યનો ત્રિ-ગુણ સિદ્ધાંત :** જ્ઞાન–અજ્ઞાન અને ભૂલના સંદર્ભમાં શ્રી અરવિંદ સાંખ્ય મનોવિજ્ઞાનના ત્રણ ગુણોનો સિદ્ધાંત સ્પષ્ટ કરતાં દર્શાવે છે કે આ સિદ્ધાંત અનુસાર માનસિક વ્યક્તિમત્તાના ત્રણ પ્રકારો વચ્ચે ભેદ પાડી શકાય. તામસી પ્રકારની વ્યક્તિમત્તા જડત્વ અને મંદતાના કાબૂ હેઠળ છે, રાજસી પ્રકાર પ્રવૃત્તિ અને આવેગની અસર હેઠળ છે અને પ્રકાશ, સમતુલા અને સંવાદના સાત્ત્વિક પ્રભાવ હેઠળ ત્રીજો પ્રકાર છે. આ ત્રીજો પ્રકાર સાત્ત્વિક વ્યક્તિમત્તા છે. તામસી બુદ્ધિનું સ્થાન ભૌતિક માનસમાં છે. તે રૂઢિચુસ્ત અને અપ્રગતિશીલ છે અને તેથી તે નૂતન અને પ્રગતિશીલ જ્ઞાન સ્વીકારી શકતી નથી. જે પરિચિત છે, જે સ્થાપિત છે, જે દેખીતું છે અને જેનાથી ટેવાયેલ છે તેને તે વળગી રહે છે. તેની મર્યાદિત શક્તિ વ્યવહારુ પુનરાવર્તનો કરી શકે છે. રાજસી બુદ્ધિનું સ્થાન જૈવીય માનસ છે. આના બે પેટાપ્રકારો છે. એક પ્રકાર પોતાની માનસિક વ્યક્તિમત્તા સાથે જે બાબત સંમત હોય તેને સ્વીકારવાનું અને આવેગ તથા આક્રમણ દ્વારા તેનું રક્ષણ કરવાનું વલણ ધરાવે છે બીજો પેટાપ્રકાર વધુવાર પ્રગતિશીલતા અને નવી બાબતો માટે ઉત્સાહિત હોય છે. અલબત્ત, આ પ્રકાર સત્ય અને પ્રકાશના વિચારથી દોરવાતો નથી, પરંતુ બૌદ્ધિક સાહસથી દોરવાય છે. સાત્ત્વિક બુદ્ધિ જ્ઞાન માટે ઉત્કંઠિત હોય છે. તે સુમેળયુક્ત બૌદ્ધિક રચનામાં, સત્યના કૌશલ્યપૂર્ણ ઘડતર માટે, જે પોતાને સત્ય તરીકે પ્રમાણિત કરે તેને અનુરૂપ પોતાના મંતવ્યનું અનુકૂલન કરવા, સમતુલા અને ચકાસણી ધ્યાનમાં લેવા તત્પર હોય છે. આમ છતાં માનસિક કક્ષાનો પ્રકાશ મર્યાદિત છે અને તેથી આ સાત્ત્વિક બુદ્ધિ બધાં સત્યો અને સમગ્ર જ્ઞાન સરખી રીતે પ્રાપ્ત કરી શકતી નથી જ્ઞાની હોવા છતાં તેનો માનસિક અહં પોતાની માનસિક પસંદગી, તર્ક, નિરીક્ષણ અને નિર્ણયથી મર્યાદિત છે. મોટાભાગના માનવીઓમાં ઉપરોક્ત ગુણોમાંના કોઈ એક ગુણનું પ્રભુત્વ હોય છે અને સાથે બીજા ગુણોનું પણ મિશ્રણ હોય છે આથી એક જ વ્યક્તિ એક દિશા કે બાબતમાં સુમેળયુક્ત પ્રગતિશીલ માનસ ધરાવતી હોય તે બીજી બાબતોમાં પૂર્વગ્રહ અસમતુલા ધરાવતી હોય તેમ બને છે. માનસિક ચેતનાની અને માનસિક પસંદગીની આ મર્યાદા છે જ્યાં સુધી આપણે માનસના પારગામીત્વ માટે તૈયાર ન હોઈએ અને વૈશ્વિક કક્ષા પ્રાપ્ત ન

કરી હોય ત્યાં સુધી આ મર્યાદા નડે છે. આમ ભૂલનું મૂળ આપણી સામાન્ય ચેત્રી માનસની કક્ષામાં રહેલું છે.

ભૂલનું નિવારણ : પોતાને અને પોતાના વિભાગીકરણોને સચ્ચિદાનંદના સત્યની લીલા તરીકે ગણવાને બદલે માનસ પોતે રચેલા વિભાગોમાં જ વસ્તુઓને જુએ છે. આમ આ ભિન્નતા ભૂલનું કારણ છે- अविद्यायाम् अन्तरे.[૭૯] આનો ઉકેલ દર્શાવતાં શ્રી અરવિંદ કહે છે કે બાહ્ય જૈવીય વ્યક્તિત્વને સ્થાને આંતરિક જૈવીય સત્તને ઓળખીએ તો જૈવીય અહં ઉપર પ્રભુત્વ પ્રાપ્ત કરીને આપણા સાચા આધ્યાત્મિક સત્તનું, તેને એક પ્રબળ સાધન બનાવી શકીએ. આથી ભૂલનું સાચું નિવારણ આપણા આધ્યાત્મિક વિકાસ દ્વારા બધી વસ્તુઓ સાથે તાદાત્મ્ય અનુભવવામાં અને તેને આપણા જ આત્માના અંશ તરીકે ઓળખવામાં રહેલું છે. પૂર્ણ આધ્યાત્મિક ચેતનામા સત્તની સમગ્ર અભિવ્યક્તિઓના જ્ઞાનનો સમાવેશ થાય છે. તેમા સૌથી નિમ્ન અને સૌથી ઉચ્ચ કક્ષાઓની અભિવ્યક્તિઓ સાથે વચગાળાની અભિવ્યક્તિઓને સાંકળીને, તેને અવિભાજિત સમગ્ર તરીકે, આ ચેતના પીછાને છે. આમ પૂર્ણજ્ઞાનમાં પૂર્ણ સત્તાનો સ્વીકાર અભિપ્રેત છે[૮૦]

જ્યાં સુધી આત્માના સત્યને આપણી જીવન-ભૂમિકા ન બનાવીએ અને અજ્ઞાનનું ઉચ્ચ જ્ઞાનમાં રૂપાંતર ન કરીએ ત્યા સુધી આ પ્રશ્નનું અંતિમ નિરાકરણ મળતું નથી. અજ્ઞાનની ભૂમિકા અપૂર્ણ અને વિભાજિત ચેતના છે અને આપણે આ વિભાજનો સ્વીકારીએ છીએ તેથી અયથાર્થ જ્ઞાન અને અયથાર્થ સંકલ્પની શક્યતા ઉત્પન્ન થાય છે. અયથાર્થ જ્ઞાન વિના ભૂલ શક્ય નથી. ભૂલ વિના અયથાર્થ સંકલ્પની સંભાવના નથી અને અયથાર્થ સંકલ્પ વિના અયથાર્થ કર્મ બનતું નથી. માત્ર માનસિક કાબૂથી તેનું નિવારણ થતું નથી. આનો ઉપાય ચેતનામા સમગ્ર પરિવર્તન અને વિશ્વ-પ્રકૃતિમાં સમૂળું પરિવર્તન છે.[૮૧] આમ એ સ્પષ્ટ છે કે માનસિક રચના અથવા વિભાજનોનુ બૌદ્ધિક એકીકરણ સત્તની જટિલતાને પામી શકતુ નથી આપણા સત્તની જટિલતાનો સુમેળ તો માત્ર જાગૃત આત્માનું આત્મ-જ્ઞાન અને અંતઃસ્ફુરણા જ સાધી શકે.[૮૨]

૭૯ Ibid P 159
૮૦. Ibid P 566
૮૧. Ibid P 558
૮૨. Ibid P 926

## સંદર્ભગ્રંથો

૧. Sri Aurobindo : The Life Divine (1965) : India Library Society N Y.

૨. Alburey Castell : An Introduction to Modern Philosophy (1959) : Mc Millan.

૩. Bhattacharya : The Principles of Philosophy (1959) : Calcutta University.

૪. Brightman : An Introduction to Philosophy (1963) : Holt Rinehart.

૫ D. M. Datta : The Chief Currents of Contemporary Philosophy (1961) : Calcutta University

૬. Passmore : A Hundred Years of Philosophy (1966) : G Duckworth.

૭. Sri Aurobindo : The Synthesis of Yoga (1965) : Sri Aurobindo Ashram.

૮. R. N Beck (Ed.) : Perspectives In Philosophy (1969) : Holt Rineart.

૯. Bergson . Creative Evolution (1944) The Modern Library N Y.

## પ્રકરણ ૪

# તત્ત્વજ્ઞાનની પદ્ધતિ

પૂર્ણજ્ઞાનમાં આપણા સમગ્ર સતનો પૂર્ણ અનુભવ હોય છે. વળી પૂર્ણજ્ઞાનમાં પૂર્ણ સત્તાનો સ્વીકાર અભિપ્રેત છે. આથી આ સત્તાના સાક્ષાત્કાર માટેની પદ્ધતિ અત્યંત મહત્વની હોય એ સ્વાભાવિક છે. ભારતીય તાત્ત્વિક વિચારધારામાં સતની માત્ર સમજ જ નહીં પરંતુ, તેના સાક્ષાત્કારનું ધ્યેય મુખ્ય છે. આ કારણે, જ્ઞાનનું સ્વરૂપ નક્કી કરવામાં જેમ જ્ઞાનનું ધ્યેય નિર્ણાયક છે તેમ તાત્ત્વિક પદ્ધતિ દ્વારા શું સિદ્ધ કરવાનું છે તેના ઉપર આવી પદ્ધતિનો આધાર રહેલો છે.

## પદ્ધતિની રચનામાં તર્ક અને ભાષાનું મહત્ત્વ

અંતઃસ્ફુરણા સતનો સાક્ષાત્કાર કરાવી શકે પરંતુ આપણી પ્રકૃતિની માંગ અનુસાર સત્યની વ્યવસ્થા કે પદ્ધતિ આપી શકે નહીં. આને માટે આપણી સામાન્ય સ્તરની કક્ષામાં તેની વ્યવસ્થા જરૂરી બને છે. આ સ્તરે તર્ક વ્યવસ્થિત થયેલ છે અને તેની મદદથી આપણાં પ્રત્યક્ષીકરણો, વિચારો અને કાર્યોની વ્યવસ્થામાં આપણને સહાય મળે છે. આમ વેદ–ઉપનિષદના પ્રાચીન કાળના અનુભૂતિના તબક્કાને સ્થાને બૌદ્ધિક જ્ઞાનનો યુગ આવ્યો. આથી અનુભૂતિ દ્વારા પ્રાપ્ત થયેલ આધ્યાત્મિક અનુભવને યોગ્ય ભાષામાં રજૂ કરવાનું આવશ્યક બન્યું. આવા અનુભવને વ્યક્ત કરવા માટે અંતઃસ્ફુરિત, તાત્ત્વિક અને કાવ્યમય અભિવ્યક્તિ ધરાવતી ભાષા સર્જવાની રહે છે. આ ભાષા પ્રગાઢ, સૂચન કરતી અને સંકેતો તથા ચેતનવંતા સંવેદનોને આબેહૂબ ઝીલતી હોવી જોઈએ. ટૂંકામાં, વેદ–ઉપનિષદોમાં છે તેવી અર્થસભર અને સૂક્ષ્મ ભાષા હોવી જોઈએ. તાત્ત્વિક વિચારધારાની સામાન્ય ભાષામાં, પરોક્ષ કે દૂરના સૂચનોથી કે અમૂર્તીકરણની અચોક્કસતાથી સંતોષ મેળવવાનો રહે છે. અલબત્ત, આવી ભાષા આપણી બુદ્ધિને મદદરૂપ થાય છે કારણ કે, આપણી તાર્કિક અને બૌદ્ધિક સમજની પદ્ધતિને તે અનુકૂળ છે. આમ છતાં, તેની પાસેથી સાચી સેવા લેવા માટે બુદ્ધિએ મર્યાદિત તર્કની સરહદો વટાવીને અનંતના તર્કથી ટેવાવું પડશે જો આપણે અનંત સત્ અંગે મર્યાદિત તર્કનું ઉપયોજન કરશું તો સર્વવ્યાપી સત્તાને

અહીં તેની અમૂર્ત છાયાને જ પ્રાપ્ત કરશું. આથી આ વાણી સત્તા અંગે વદશે પરંતુ, તેને વ્યક્ત નહીં કરી શકે. આથી જેને જાણવાનું છે તેને અનુરૂપ આપણી જાણવાની રીત હોવી ઘટે.[1] શ્રી અરવિંદે પોતાની પદ્ધતિની રચનામાં આ ધ્યેય સતત નજર સમક્ષ રાખ્યું છે અને ભાવાનું આગવું ઉપયોજન પણ કર્યું છે. તેઓ વેધક ચિંતક હોવા ઉપરાંત એક મહાન કવિ પણ હતા. આથી આ કાર્ય તે સહજતાથી કરી શક્યા છે. બીજી કેટલીક પદ્ધતિઓના સંદર્ભમાં તેમની સમન્વયવાદી પદ્ધતિ વધુ સ્પષ્ટ ઉપસી આવે છે.

બુદ્ધિવાદ અને અનુભવવાદ:

પદ્ધતિઓનું મૂળ નિરીક્ષણ અને તર્કનો સમન્વય છે. પરંતુ પ્રાથમિક માનવીએ સૌ પહેલાં કરેલા નિરીક્ષણો ચોક્કસ ન હતાં. તેના તર્કમાં ભય, આશા, ઇચ્છા, તરંગો અને કલ્પનાનું મિશ્રણ અને પ્રભુત્વ હતું. સંસ્કૃતિના ઉષઃકાળથી ભારતમાં તથા પશ્ચિમમાં ગ્રીસમાં આ અંગે વધુ સ્પષ્ટ વિચારધારા રચાવા લાગી.[2] ભારતમાં વેદ–ઉપનિષદ કાળના દ્રષ્ટાઓની, અંતિમ સત્તાનું જ્ઞાન પ્રાપ્ત કરવાની પદ્ધતિ, અંતઃસ્ફૂરણાની હતી. સાક્ષાત્કાર દ્વારા લાધેલા સત્યને કોઈ બૌદ્ધિક પદ્ધતિમાં મૂકયા વિના તેમણે તેમનું કથન કર્યું છે. અહીં અનુભવને ઈન્દ્રિયજન્ય અનુભવ તરીકે નહીં પરંતુ ઉચ્ચ આધ્યાત્મિક અનુભવ તરીકે લેવામાં આવ્યો છે. પાશ્ચાત્ય વિચારધારામા અનુભવનો અર્થ, મહદ્, અંશે, ઈન્દ્રિયજન્ય અનુભવ તરીકે લેવામાં આવે છે.

અનુભવવાદ: જ્ઞાનમીમાંસાના ક્ષેત્રમા મુખ્ય બે હરીફો છે: બુદ્ધિવાદ અને અનુભવવાદ. અનુભવવાદ જ્ઞાનને મનોવૈજ્ઞાનિક ક્રિયા ગણે છે અને જ્ઞાનના મૂળ અને ઘટક તરીકે સંવેદનોને લે છે. આથી કેટલીકવાર તેને સંવેદનવાદ પણ કહેવામાં આવે છે. જે બાહ્ય નિરીક્ષણમાં કે અનુભવમાં ન આવે તેનું અસ્તિત્વ તેને સ્વીકાર્ય નથી. આત્મ–અનુભવનું પણ અહીં સ્થાન નથી. જ્ઞાનની આવી અનુભવવાદી પદ્ધતિ બુદ્ધિવાદી પદ્ધતિ જેટલી જ પ્રાચીન છે. ગ્રીક અણુવાદીઓ અને પ્રોટેગોરસ જેવા સોફિસ્ટો અનુભવવાદીઓ હતા. સાઈરેનેક્સ, એપિકયુરિયનોનું દષ્ટિબિંદુ નૈતિક હોવા છતાં અનુભવવાદી હતું. એકને જ્ઞાનના સિદ્ધાંત તરીકે અનુભવવાદી સિદ્ધાંતની પદ્ધતિ

૧. L. D. P. 293

૨ *An Introduction To Philosophy* P. 29

આપી હતી. હોબ્સે અનુભવવાદી પરંપરા ચાલુ રાખી અને જ્હોન લૉકે તેને વિશિષ્ટ સ્વરૂપ આપ્યું. આમ છતાં લૉક બુદ્ધિવાદમાંથી સંપૂર્ણ મુક્ત થઈ શક્યા નહોતા. બર્કલેનો આનુભવિક આદર્શવાદ આત્મનિષ્ઠ આદર્શવાદમાં પરિણમ્યો હતો; જ્યારે હ્યુમે બૌદ્ધિક અસરને દૂર કરીને જ્ઞાનના મૂળ તરીકે માત્ર અનુભવને જ સ્વીકાર્યો હતો. લૉક પછીના મિલ તથા આજસુધીના અનુભવવાદી ચિંતકોએ આ અંગે પોતાનું વિશિષ્ટ પ્રદાન કર્યું છે. માત્ર બાહ્ય બાબતોના સંવેદન પૂરતું જ જ્ઞાન મર્યાદિત છે એવી અનુભવવાદી માન્યતાને ઑગસ્ટ કોમ્તેએ પ્રત્યક્ષવાદ કહ્યો છે. આ પ્રત્યક્ષવાદનું વીસમી સદીનું એક સ્વરૂપ તાર્કિક પ્રત્યક્ષવાદ છે અને તે તાત્ત્વિક જ્ઞાનને નકારે છે.

બુદ્ધિવાદ : ઇન્દ્રિયજન્ય અનુભવ કે બાહ્ય જ્ઞાન માત્ર અધૂરું અને વિરોધાભાસી જ નહીં પણ જે સ્થાયી અને સનાતન છે તેનું જ્ઞાન આપવા અસમર્થ હોવાથી બુદ્ધિવાદ તેને યથાર્થ ગણતો નથી. બુદ્ધિવાદ અનુસાર તર્ક અને તેના સિદ્ધાંતો જ્ઞાન માટે પર્યાપ્ત છે.) સોક્રેટિસ અને પ્લેટોએ જ્ઞાનની બૌદ્ધિક પદ્ધતિ સ્વીકારી હતી. સ્ટોઇક્સ અને સિનિક્સ સંપ્રદાયોએ આ પદ્ધતિને નૈતિક દૃષ્ટિબિંદુથી લીધી હતી ત્યારબાદ ડેકાર્ટ, સ્પિનોઝા, લાઇબ્નીઝ અને વોલ્ફ દ્વારા તેને વધુને વધુ પદ્ધતિસરનું સ્વરૂપ આપવામાં આવ્યું હતું.[3]

આધુનિક યુગમાં બુદ્ધિવાદ અને અનુભવવાદ . બુદ્ધિવાદ અને અનુભવવાદ વચ્ચેના તીવ્ર ભેદ જે પ્રાચીન સમયમાં હતા તે આધુનિક યુગમાં રહ્યા નથી. ફ્રેંક થિલી[4] દર્શાવે છે કે જો 'બુદ્ધિવાદ'નો અર્થ સાક્ષાત્કારને બદલે અને શબ્દપ્રમાણને બદલે તર્કને જ્ઞાનનું ધોરણ ગણતા વલણ તરીકે લેવામાં આવે તો તત્ત્વજ્ઞાનની બધી આધુનિક પદ્ધતિ બુદ્ધિવાદી છે. અનુભવવાદને પણ આવો બુદ્ધિવાદ સ્વીકાર્ય બની શકે. બીજું, વિચારનું ધ્યેય, જેમાં વિવિધ વિધાનો તાર્કિક રીતે એકબીજાથી સંબંધિત હોય તેવી, સત્યની પદ્ધતિનું હોય તો જ્ઞાન અંગેનો આ ગાણિતિક ખ્યાલ મદદ અંશે આધુનિક પદ્ધતિઓમાં સ્વીકાર્ય બન્યો છે. અનુભવવાદને પણ આ સ્વીકાર્ય હોઈ શકે. પરંતુ જ્ઞાનની ભૂમિકા માત્ર વિચાર કે તર્કમાં જ હોઈ શકે અને

---

૩. The Principles of Philosophy P. 37

૪. A History of Philosophy Pp. 282–283

અનુભવ કે ઇન્દ્રિયજન્ય પ્રત્યક્ષીકરણમાં ન હોઈ શકે એવું બુદ્ધિવાદી મંતવ્ય અનુભવવાદનું વિરોધી છે.

આવું જ અનુભવવાદ વિષે છે. જો આપણે તત્ત્વજ્ઞાનનું ધ્યેય આપણા અનુભવનું વિશ્વ અને તેના અર્થઘટનનું છે તેમ ગણીએ તો બધું તત્ત્વજ્ઞાન અનુભવવાદી છે. પરંતુ જો ઇન્દ્રિયજન્ય પ્રત્યક્ષીકરણથી સ્વતંત્ર એવો કોઈ શુદ્ધ વિચાર અશક્ય છે એમ લેવામાં આવે તો આવું અનુભવવાદી મંતવ્ય બુદ્ધિવાદનું વિરોધી છે. શ્રી અરવિંદ દર્શાવે છે કે સામાન્ય રીતે બાહ્ય વિશ્વનું જ્ઞાન આપણે પરોક્ષ રીતે આપણી જ્ઞાનેન્દ્રિયો દ્વારા મેળવીએ છીએ. પરંતુ આ નિયમ માત્ર નિયમિત ટેવનું પ્રભુત્વ જ છે માનસ માટે ભૌતિકતત્ત્વના પ્રભુત્વમાંથી મુક્ત થઈને જ્ઞાનેન્દ્રિયોની સહાય વિના વસ્તુઓને પ્રત્યક્ષ રીતે પીછાની શકે એ સહજ અને શક્ય છે. વળી સામાન્ય રીતે ઉપયોગમા લેવાતી પાંચ જ્ઞાનેન્દ્રિયો ઉપરાંત બીજી જ્ઞાનેન્દ્રિયોનો વિકાસ કરવામા માનસના સર્વોપરિ કાર્યનું ઉપયોજન કરી શકાય છે આંતરિક જ્ઞાનેન્દ્રિયોના ઉપયોગ દ્વારા અને તેની શુદ્ધ માનસિક કે સૂક્ષ્મ પ્રવૃત્તિ દ્વારા આપણે ભૌતિક સંયોગજન્ય વ્યવસ્થાની બાબતો સિવાયના અનુભવોનુ જ્ઞાન પણ પ્રાપ્ત કરી શકીએ છીએ [૫]

ઉપરોક્ત બુદ્ધિવાદ અને અનુભવવાદના વિશાળ સંદર્ભમા કેટલીક બુદ્ધિવાદી અને અનુભવવાદી ગણાતી આધુનિક પદ્ધતિઓનો પરિચય આવશ્યક છે.

## વિવિધ પદ્ધતિઓ

### નિગમન પદ્ધતિ

યુરોપના આધુનિક તત્ત્વજ્ઞાનમા બુદ્ધિવાદનો ઉદ્ભવ નિગમન કે ગાણિતિક પદ્ધતિમા રહેલો છે ભૂમિતિના મૂળભૂત સિદ્ધાંતો કે વિચારના નિયમો જેવા આવશ્યક અને સ્વયંસિદ્ધ ગણાતા પ્રાથમિક સત્યો શોધવાની અને આ પ્રાથમિક સત્યોમાથી તાર્કિક રીતે અનિવાર્ય એવા <u>નિગમનો તારવવાની આ પદ્ધતિ છે એરિસ્ટોટલના તર્કશાસ્ત્રની આ પદ્ધતિ હતી.</u> યુરોપમા મધ્યયુગ દરમિયાન તેનુ ઉપયોજન ઘણુ વ્યાપક હતુ અત્યારે પણ તેનો ઉપયોગ નૂતન–થોમસવાદીઓ કરે છે. ગણિતની તે પ્રશિષ્ટ

૫ L D Pp 60–61

પદ્ધતિ છે[૬] આમ છતાં તત્ત્વજ્ઞાનમા ડેકાર્ટે તેનો સૌ પહેલો મૌલિક ઉપયોગ કર્યો છે સ્પિનોઝાએ તથા લાઇબનીઝે પણ આ પદ્ધતિનો ઉપયોગ કર્યો હતો આ પદ્ધતિને કોઈવાર 'કઠોર' ગણીને ટીકા કરવામાં આવે છે હાલ યુગે તેને 'અતર્મુખી' ગણી છે[૭]

સમગ્ર અનુભવને બદલે માત્ર બૌદ્ધિક અનુભવને જ આ પદ્ધતિ લક્ષમાં લે છે તેથી અપૂર્ણ છે શુદ્ધ તર્કના ઉપયોગથી તાત્ત્વિક ખ્યાલો જાણી શકાય, સત્‌નો સાક્ષાત્કાર કરી શકાય નહી શ્રી અરવિંદ દર્શાવે છે કે તર્કના પ્રત્યયો અનિવાર્ય નથી આપણા માનસિક પ્રત્યયો દ્વારા આપણા સત્‌ને મૂલવવાને બદલે જે સત્ આપણે નીરખીએ છીએ તેના દ્વારા મૂલવવુ જોઈએ મનમા તદ્દન મુક્ત અને સૌથી શુદ્ધ પ્રકારની અતર્દષ્ટિ દ્વારા થતુ જ્ઞાન ગતિશીલ હોય છે સત્ કેવળ પ્રત્યય નથી તે મૂળભૂત સત્તા છે વળી ગતિ શક્તિ અને પરિવર્તન પણ એ જ સત્તા છે[૮] આથી માત્ર સ્થિર અને સ્થાયીત્વને જ સ્વીકારતી અને ગતિશીલ સત્‌ને અવગણતી બૌદ્ધિક પદ્ધતિ સત્તાનુ સાચુ અને સમગ્ર સ્વરૂપ આપી શકે નહી

પ્રાયોગિક કે વ્યાપ્તિ પદ્ધતિ

ફ્રાંસિસ બેકન દ્વારા પ્રારભ પામેલી આ પદ્ધતિનો વિકાસ ન્યૂટન જેવા વૈજ્ઞાનિકોએ કર્યો છે તેમા નિરીક્ષણ અને સામાન્યીકરણ દ્વારા અમુક કે સિદ્ધાંત કલ્પનાની રચના પ્રયોગ દ્વારા તેની ચકાસણી તથા તેનુ પુનનિરીક્ષણ વગેરે ક્રિયાઓનો સમાવેશ થાય છે કાળજીપૂર્વક ઉપયોગ મા લેવાથી આ પદ્ધતિ દ્વારા વિજ્ઞાનમા ઘણા સશોધનો શક્ય બન્યા છે આમ છતા આ પદ્ધતિ દેખીતી રીતે જ અધૂરી છે કારણ કે અમુક પૂર્વમાન્યતાની શરતો હેઠળ પ્રયોગ કરવામાં આવે છે અને તેનો ઉદ્દેશ કોઈક સમસ્યાનો ઉકેલ હોય છે વળી એક ભૌતિક હકીકત તરીકે પ્રયોગનુ અર્થઘટન માનસે કરવાનુ હોય છે આથી જો સમગ્ર અનુભવના સદર્ભમા તેનુ અર્થઘટન ન થાય તો તે એકાંગી જ બની રહે આધુનિક યુગમા પ્રાયોગિક પદ્ધતિ તો પ્રકૃતિવાદી સાધનવાદી અને વ્યવહારવાદી તાત્ત્વિક પદ્ધતિઓની મુખ્ય ભૂમિકા બની રહેલ છે

૬ An Introduction To Philosophy P 31

૭ Ibid P 31

૮ L D Pp 73 74

આ વ્યાપ્તિ પદ્ધતિ સંકુચિત છે કારણ કે અમુક વિશિષ્ટ પ્રશ્ન અને પૂર્વમાન્યતાના સંદર્ભમાં થયેલ પ્રયોગનાં પરિણામો સાપેક્ષ જ હોય છે. શ્રી અરવિંદ દર્શાવે છે કે ભલે વિરોધાભાસી હોય, પણ બધા સત્યોને તેની યથાર્થતા હોય છે. આમ છતાં તેનો સમન્વય કોઈ સૌથી વિસ્તૃત સત્યમાં થવો આવશ્યક છે. વળી બધા સત્યોની અંતિમ કસોટી તર્ક નહીં પણ આધ્યાત્મિક પ્રકાશ છે, અને તેની ચકાસણી આધ્યાત્મિક અનુભવ દ્વારા થઈ શકે. માત્ર એક નિર્ણાયક આધ્યાત્મિક અનુભવ તાર્કિક બુદ્ધિ દ્વારા રચાયેલ નિગમનોની અયથાર્થતા સ્પષ્ટ કરી શકે છે.[૯]

## વિશ્લેષણ પદ્ધતિ

આ પદ્ધતિ સમગ્રને તેના ભાગોમાં વિભાજિત કરે છે. આમ કરીને જેનું વિભાજન થઈ ન શકે તેવા સરળ ભાગ સુધી પહોંચવાનો તેનો હેતુ છે. અહીં વસ્તુનું ગુણાત્મક નહીં પણ પારિમાણિક કે જથ્થાનું પાસું જ ધ્યાનમાં લેવાય છે. ગણિતની અને ભૌતિક વિજ્ઞાનોની આ પદ્ધતિ છે, અને તેનો તત્ત્વજ્ઞાનમાં એક પદ્ધતિ તરીકે, પ્રાચીન કાળમાં ડેમોક્રિટસે અને આધુનિક કાળમા હ્યુમ જેવા ચિંતકોએ ઉપયોગ કર્યો છે.

**વિશ્લેષણ પદ્ધતિની મર્યાદા અને મહત્ત્વ :** સમકાલીન તાત્ત્વિક ચિંતનમાં ભાષાના તત્ત્વજ્ઞાન અને પ્રત્યક્ષવાદ અનુસાર તત્ત્વજ્ઞાન વિધાનોનો સમૂહ નથી; તે વિશ્લેષણની પ્રવૃત્તિ છે. તત્ત્વજ્ઞાનનું ધ્યેય ભાષાનો અભ્યાસ છે.[૧૦] આ અનુસાર તત્ત્વજ્ઞાનીનું કાર્ય વિચારોની તાર્કિક સ્પષ્ટતા કરવાનું છે. વિશ્લેષણની પદ્ધતિના એક પ્રબળ સમર્થક એડવર્ડ સ્પોલ્ડિંગ અનુસાર સંપૂર્ણ વિશ્લેષણ દ્વારા, સમગ્ર તરીકે સમગ્રના જે ગુણધર્મો હોય, તેને પ્રાપ્ત કરી શકાય છે. આમ છતા તેઓ કબૂલ કરે છે કે આવા ગુણધર્મોનું અસ્તિત્વ પ્રકૃતિમાં અબૌદ્ધિક તત્ત્વ છે.[૧૧] આમ આ બૌદ્ધિક દૃષ્ટિબિંદુને પણ અનુભવની સૌથી જટિલ અને મહત્ત્વની રચનાઓને અબૌદ્ધિક ગણવી પડે છે એ આ પદ્ધતિની મર્યાદા દર્શાવે છે.

વિશ્લેષણની પદ્ધતિનું મહત્ત્વ પણ છે. વિચારોની સ્પષ્ટ રજૂઆત માટે ભાષાના વિશ્લેષણની અને વિચારના વિશ્લેષણની પણ આવશ્યકતા

૯. Ibid Pp. 420–421

૧૦. Perspectives In Philosophy P. 268

૧૧. An Introduction To Philosophy P. 35

છે. વિશ્લેષણથી સ્પષ્ટતા મળે છે, પરંતુ કેવળ વિશ્લેષણ તો અનુભવના અલગ ટુકડાઓ લઈને તેની પાછળ રહેલ ઐક્યને ગુમાવે છે. અંતઃસ્ફુરણાના અનુભવને વ્યવસ્થિત પદ્ધતિમાં મૂકવા માટે તર્ક અને વિશ્લેષણ જરૂરી છે, પરંતુ સમગ્ર તો અંતઃસ્ફુરણાના સાક્ષાત્કાર દ્વારા જ પામી શકાય. અવિભાજિત સમગ્રના વિભાજનોનું પુનઃ બૌદ્ધિક સંગઠન કરીને સત્તાનું સાચું સ્વરૂપ પ્રાપ્ત કરી શકાય નહીં તેવું શ્રી અરવિંદ અને બર્ગસાનું મંતવ્ય છે.[૧૨]

**ભાષાના વિશ્લેષણવાદી મંતવ્યની અપૂર્ણતા :** તાર્કિક વિશ્લેષકો અને ભાષાના તત્ત્વજ્ઞાનીઓ તત્ત્વમીમાંસાના પ્રશ્નોને અવગણીને માત્ર ભાષાકીય વિશ્લેષણ અને ભૌતિકતાને મહત્ત્વ આપે છે. આથી તેનું અનુભવ અંગેનુ દૃષ્ટિબિંદુ પણ સંકુચિત બન્યું છે. શ્રી અરવિંદ કહે છે કે દરેક બાબતમા સમજણ, વિશ્લેષણ અને ચકાસણી જરૂરી છે, પરંતુ જે આત્મલક્ષી અને અતિભૌતિક છે તેની ચકાસણીની પદ્ધતિ બાહ્ય, ભૌતિક કે પરલક્ષી પદ્ધતિથી ભિન્ન છે.[૧૩] તાત્ત્વિક સત્યો અને પૂર્ણ સત્યના જ્ઞાનની ચકાસણી તાદાત્મ્ય દ્વારા અનુભવથી થઈ શકે. બૌદ્ધિક એવી વિશ્લેષણ પદ્ધતિ બુદ્ધિથી પર એવી કોઈપણ બાબત ધ્યાનમા લેવા સમર્થ નથી. વળી ભૌતિક વિશ્વની વસ્તુઓને જાણવાથી જ આપણા બધાં પાસાંને સંતોષ થતો નથી, આથી માત્ર બૌદ્ધિક જ્ઞાન એકાંગી છે. વાસ્તવવાદીઓ માત્ર ઇન્દ્રિયજન્ય અનુભવની બાબતો જ લક્ષમા લે છે, તે અયથાર્થ છે. શ્રી અરવિંદ કહે છે કે ઇન્દ્રિયજન્ય અનુભવથી પર ભૌતિક વાસ્તવિકતાઓ છે એટલું જ નહીં પણ જો સત્યની કસોટી અનુભવ અને પુરાવો હોય તો અતિભૌતિક એવી સૂક્ષ્મ જ્ઞાનેન્દ્રિયો પણ છે. આ સૂક્ષ્મ જ્ઞાનેન્દ્રિયો સૂક્ષ્મ દૃષ્ટિના અને અનુભવનાં સાધનો છે.[૧૪]

અપરોક્ષાનુભૂતિને શબ્દ-દેહ આપવામાં અત્યંત કાળજી રાખવી જોઈએ અને તેથી તેને લાયક એવી ભાષાનું સર્જન પણ કરવું જોઈએ એમ શ્રી અરવિંદ માને છે. આ કાર્ય ઉપરોક્ત ભાષાના વિશ્લેષણના તત્ત્વજ્ઞાનથી થઈ શકે તેમ નથી, કારણ કે તે સામાન્ય બૌદ્ધિક અને ઇન્દ્રિ-

૧૨ L. D P. 66 and Creative Evolution P 63
૧૩. L. D Pp. 578–579
૧૪ Ibid P 19

યજન્ય અનુભવની અનુભવને અનુનદીને વિશ્લેષણ કરે છે, સર્જન નહી. શ્રી અરવિંદ દર્શાવે છે કે વેદ-ઉપનિષદ કાળના ઋષિઓના કથનો અંતઃસ્ફુરણાના અનુભવને યથાર્થ રીતે અને કાવ્યમય રીતે વ્યક્ત કરે છે. દૃષ્ટાન્ત આપતા તેઓ કહે છે કે અંતઃસ્ફુરણાના મૂળમાથી ઉદ્‌ભવ પામેલા ભારતીય ભાષાના ત્રણ પદો 'આત્મા', 'ઈશ્વર' અને 'પુરુષ' વ્યાપક ચોકસાઈ દર્શાવે છે. વળી તે બૌદ્ધિક પ્રત્યયની જડતા અને અસ્પષ્ટતાથી મુક્ત છે અને વિવિધ ઉપયોજનને પાત્ર છે પાશ્ચાત્ય તત્ત્વમીમાંસામા જેને નિરપેક્ષ સત્તા (The Absolute) ગણવામા આવે છે તે સર્વોપરિ બ્રહ્મ છે. વળી તે પોતાના સ્વરૂપો, પરિવર્તનો અને સાપેક્ષ સતને સમાવતી સર્વવ્યાપી સત્તા પણ છે આમ ઉપનિષદો અનુસાર 'આ બધુ બ્રહ્મ છે,' માનસ બ્રહ્મ છે, પ્રાણ બ્રહ્મ છે અને ભૌતિકતત્ત્વ બ્રહ્મ છે જે કાઈ અસ્તિત્વ ધરાવે છે તે બધામા પોતાને પીછાનતી ચેતના પણ બ્રહ્મ છે [૧૫]

## સમીક્ષાત્મક અથવા 'પારગામી' પદ્ધતિ

હ્યુમે લીધેલી અતિમાત્રાની વિશ્લેષણ પદ્ધતિ કેન્ટને અયથાર્થ અને અપૂરતી લાગી હતી આથી તેણે પોતાની નવી પદ્ધતિ રચી હતી આ સમીક્ષાત્મક પદ્ધતિમા 'સમીક્ષા'નો સામાન્ય અર્થ લેવામા આવ્યો નથી. કેન્ટના સમયમા મૂળભૂત વિજ્ઞાનોના સ્વીકૃત સિદ્ધાંતોથી શરૂ કરીને વિજ્ઞાનોમા આવશ્યકતા તરીકે સ્વીકારાતા સિદ્ધાંતોની તપાસ કરવાની હતી જ્ઞાનનુ મૂળ, વિસ્તાર, મર્યાદા વગેરેની તપાસાર્થે તેણે પોતાના પદ્ધતિનો ઉપયોગ કર્યો હતો માત્ર ઇન્દ્રિયજન્ય અનુભવથી તે આગળ જતી હોવાથી આ પદ્ધતિને 'પારગામી' પણ ગણવામા આવે છે.[૧] જ્ઞાનની માન્યતાઓને ચકાસ્યા વિના સ્વીકારવાનુ રૂઢિચુસ્ત વલણ અને અજ્ઞેયવાદ પ્રતિ દોરતુ અતિમાત્રાનુ વિશ્લેષણવાદનુ અનુભવવાદી વલણ એમ બન્નેથી પોતાની પદ્ધતિ ભિન્ન છે એમ કેન્ટ કહે છે[૧૬] તેણે પોતાની પદ્ધતિનુ ઉપયોજન ગણિતશાસ્ત્ર અને ભૌતિકશાસ્ત્ર ઉપરાંત ઈશ્વરવિદ્યા, નીતિશાસ્ત્ર અને સૌંદર્યશાસ્ત્રમા પણ કર્યુ છે.

[૧] કેન્ટની પદ્ધતિ સંવેદનો અને સમજણના સ્વરૂપના વિશ્લેષણ ઉપર આધારિત છે આપણુ જ્ઞાન સંવેદનોથી શરૂ થાય છે અને સંવેદનોની

૧૫ Ibid Pp 293-294

૧૬ An Introduction To Philosophy P. 36

સમજમા થઇને તર્કમાં પરિણમે છે આમ અહી 'પારગામી' પદ્ધતિ સવેદનો ઉપર આધારિત તાર્કિક જ્ઞાન પુરતી મર્યાદિત બની રહે છે તેનાથી અતિમ સત્ જાણી શકાય નહી ]

તર્કના પારગામીત્વ અગે શ્રી અરવિંદ કહે છે કે તર્કના પોતાના સિદ્ધાતમા પારગામીત્વનો સ્વીકાર રહેલો છે કારણ કે પોતાના સમગ્ર ધ્યેય અને હાર્દમા તર્કે ભૂલ દૂર કરીને સત્ય શોધવાનુ છે, તેનો હેતુ મોટી ભૂલમાથી નાની ભૂલમા જવાનો નથી તે યથાર્થ અને અયથાર્થ જ્ઞાનને જાણીને પ્રગતિશીલ રીતે સત્યને પીછાનવા પ્રયત્ન કરે છે૧૭ પરતુ સામાન્ય સ્તરનુ માનસ પોતાની મર્યાદાને કારણે આ કાર્ય કરી શકતુ નથી ]સામાન્ય ભૌતિક સામગ્રીના આધારે આગળ વધતો તર્ક સુનિશ્ચિત પરિણામો આપી શકે નહી કારણકે આ સામગ્રીમા અનુભવની અધૂરાશ હોય છે૧૮ ]

### દ્વદ્વાત્મક પદ્ધતિ

આ પદ્ધતિનુ મૂળ ગ્રીક વિચારધારાની 'સવાદ' પદ્ધતિમા છે એકેડેમિસની સવાદ–જવાબની પદ્ધતિ જાણીતી હતી પ્લેટોના 'સવાદો'મા આ પદ્ધતિનો વિકાસ થયો હતો, અને તેમા તર્કના શાસ્ત્રનો અને દલીલની કલાનો સમાવેશ થયેલો છે આધુનિક સમયમા કેન્ટ અને હેગલે તેને નવુ સ્વરૂપ આપ્યુ છે સ્થળ કાળના વિશ્વને 'આપેલ સમગ્ર' તરીકે સ્વીકારવાથી તર્કની તપાસમાં જોવા મળતા અનિવાર્ય વિરોધોને વર્ણવવા માટે કેન્ટે તેનો ઉપયોગ કર્યો છે હેગલનો વ્યાપ ઘણો વિસ્તૃત છે વિચાર અને સત્તા બન્નેની પ્રક્રિયાના સિદ્ધાત તરીકે તે દ્વદ્વાત્મક પદ્ધતિ લે છે

**દ્વદ્વાત્મક પદ્ધતિનુ સ્વરૂપ :** આ પદ્ધતિમાં પ્રારભ તરીકે, અનુભવ અગે કોઈપણ કથન લેવામા આવે છે આ પ્રારભને હેગલ થિસિસ કે 'વાદ' કહે છે દરેક પ્રારભની જેમ આ પ્રારભ પણ અધૂરો છે કારણ કે કથનની વિરોધી બાબતનો તેમાં અભાવ છે દાત આપણે માન' આ સત્ છે' એમ કહીએ તે તેની રૂપરેખા વિનાનુ આ કથન શૂન્ય છે આથી તે કાંઇ નથી એવો 'પ્રતિવાદ' મળે છે આમ છતા વિચાર 'પ્રતિવાદ'મા જ બધાઈ રહેતો નથી 'પ્રતિવાદ પણ 'વાદ'ની જેમ અધૂરો છે આ દ્વદ્વાત્મક સવર્ધમાથી

૧૭ L D Pp 54 55

૧૮ Ibid P 21

'સિન્થેસિસ' કે 'યુક્તવાદ' ઉત્પન્ન થાય છે આમ 'વાદ' અને 'પ્રતિવાદ'-માંથી ઉત્પન્ન થનો 'યુક્તવાદ' 'વાદ' અને 'પ્રતિવાદ'ને પોતાનામા સમાવતો હોવા છતાં તેમની મર્યાદાઓને પણ દૂર કરે છે[૧૯] આ 'યુક્તવાદ' એક 'વાદ' તરીકે 'પ્રતિવાદ'ને ઉત્પન્ન કરે છે અને ફરી 'યુક્તવાદ' ઉદ્ભવે છે આમ સપૂર્ણ વિચાર પ્રાપ્ત ન થાય ત્યાં સુધી આ પ્રક્રિયા ચાલ્યા કરે છે આ પદ્ધતિ પણ બૌદ્ધિક છે

**પદ્ધતિની અપૂર્ણતા** આ અગે શ્રી અરવિદ દર્શાવે છે કે આધ્યાત્મિક અને મૂળભૂત સત્યોનો નિર્ણય કરનાર દ્વદ્વાત્મક બુદ્ધિ પર્યાપ્ત નથી ઘણીવાર, જાણે તે વાસ્તવિકતાઓ જ હોય તેમ ગણીને શબ્દો અને અમૂર્ત વિચારોને ધ્યાનમા લેવાના વલણને કારણે તે આપણા સતની સમગ્ર અને મૂળભૂત હકીકતો પ્રતિ મુક્ત રીતે દષ્ટિપાત કરી શકતી નથી જ્યાં સુધી આપણા જ્ઞાન અને દષ્ટિની અભિવ્યક્તિ અને વ્યવસ્થાની સ્પષ્ટતામા મદદ કરે ત્યા સુધી દ્વદ્વાત્મકબુદ્ધિનો ઉપયોગ કરવો જોઈએ તેને આપણા પ્રત્યયો ઉપર આધિપત્ય મેળવવા દેવુ જોઈએ નહી. વળી તર્કશાસ્ત્રના જડ ચોકઠામાં બધ બેસે નહી એવા સત્યને દૂર કરવા દેવુ જોઈએ નહી[૨૦] આમ અત સ્ફુરણા દ્વારા સતના સાક્ષાત્કારને અભિવ્યકત કરવામાં અને પદ્ધતિની રચનામા તર્કશાસ્ત્રની ઉપયોગિતા અને મર્યાદા બન્ને છે

## શ્રી અરવિંદનો પૂર્ણવાદી અભિગમ

બીજી તાત્ત્વિક સમસ્યાઓની જમ તત્ત્વજ્ઞાનની પદ્ધતિ અગે પણ શ્રી અરવિદ સમન્વયવાદી દષ્ટિબિદુ ધરાવે છે તે પોતાની પદ્ધતિમાં તર્ક અને અતસ્ફુરણા બન્નેનુ મહત્ત્વ લક્ષમા લે છે આ ઉપરાત સાક્ષાત્કારને પ્રત્યયાત્મક શબ્દદેહ આપવામા પણ તેણે કાળજી રાખીને નવા શબ્દો પ્રયોજ્યા છે

અનતનુ તર્કશાસ્ત્ર

**સામાન્ય તર્ક અને અનતનો તર્ક :** માનવતર્કનુ કાર્ય બેવડુ છે મિશ્ર કે આધારિત અને શુદ્ધ કે સર્વોચ્ચ જ્યારે ઇન્દ્રિયજન્ય અનુભવની મર્યાદામા રહીને તેના નિયમોને તે અતિમ ગણે છે ત્યારે તર્કનુ કાર્ય

---

૧૯ An Introduction To Philosophy Pp 36 37

૨૦ L D Pp 440-441

મિશ્ર પ્રકારનું છે. તે ઇન્દ્રિયજન્ય અનુભવમાં આવતી બાબતો, સંબંધો, પ્રક્રિયાઓ અને ઉપયોગિતા ધ્યાનમાં લે છે આ બૌદ્ધિક કાર્ય જે ખરેખર છે તેને જાણવા અસમર્થ છે. તે તો જે દેખીતું છે તેને જ કેવળ જાણે છે પરંતુ પોતાના શુદ્ધ કાર્યમાં તર્ક, ઇન્દ્રિયજન્ય અનુભવોને પ્રારંભ પુરતા સ્વીકારીને તથા તેની મર્યાદામાંથી મુક્ત થઈને, વ્યક્તની પાછળ રહેલ સામાન્ય અને અચલિત પ્રત્યયોને પ્રાપ્ત કરવા કોશિષ કરે છે. આમ તે ઇન્દ્રિયજન્ય અનુભવથી આગળ જાય છે.[૨૧] જ્યારે મર્યાદિતનુ તર્કશાસ્ત્ર આપણને સત્વનો ખ્યાલ આપવામા નિષ્ફળ જાય છે ત્યારે આપણે અનંતના તર્કશાસ્ત્ર દ્વારા હકીકતને પ્રત્યક્ષ અને અમર્યાદિત દૃષ્ટિથી નીરખવી જોઈએ.[૨૨]

અતિભૌતિક એવા સત્નું જ્ઞાન ભૌતિક એવા સામાન્ય સ્તરના તર્કશાસ્ત્ર દ્વારા પ્રાપ્ત ન થાય એ સ્વાભાવિક છે. તર્કશાસ્ત્રના આપણા ધોરણો પોતાના મર્યાદિત ક્ષેત્રમાં ભલે યોગ્ય હોય, પરંતુ નિમ્નબૌદ્ધિક તથા અતિબૌદ્ધિક ક્ષેત્રોમા યથાર્થ હોઈ શકે નહીં. આ કારણે બૌદ્ધિક તર્કમા 'એક'ને સ્વીકારીને 'અનેક'ને નકારવાનું, 'અનેક'ને સ્વીકારીને એકતાને અવગણવાનું, સ્થાયી સત્ને સ્વીકારીને પરિવર્તનશીલ સત્ને નકારવાનું કે પરિવર્તનને જ સત્ય ગણીને સનાતન સત્ને નકારવાનું વલણ એકબીજા સામે વિરોધ ઉત્પન્ન કરે છે. આમ શ્રી અરવિંદ કહે છે કે સત્ 'એક' છે માટે 'અનેક' ભ્રમ છે અને બ્રહ્મ સત્ છે માટે જે સાપેક્ષ કે મર્યાદિત છે તે અસત્ છે એવા પક્ષપાતી તર્કના અલગ કરતા ભેદોને આપણે સ્વીકારવા જોઈએ નહીં. વળી અમુક જ દૃષ્ટિબિંદુને મહત્ત્વ આપવાના વલણ અંગે પણ આપણે સાવધ રહેવુ જોઈએ. ભૌતિક દૃષ્ટિબિંદુ ધરાવતો કે આધ્યાત્મિક દૃષ્ટિબિંદુ ધરાવતો પક્ષપાતી તર્ક અયથાર્થ છે. શ્રી અરવિંદ દર્શાવે છે કે વિશ્વ એક અવાસ્તવિક સ્વપ્ન છે તેવું આધ્યાત્મિક દૃષ્ટિબિંદુ અને ઈશ્વર તથા પારગામીત્વને ભ્રામક ગણતુ ભૌતિક દૃષ્ટિબિંદુ, બન્નેનું આપણે માટે પૂર્ણ એવુ મૂલ્ય હોઈ શકે નહીં. એક કિસ્સામા ભૌતિક હકીકતો સાથે સત્તાને સાંકળતું અને ઇન્દ્રિયજન્ય પુરાવાઓથી ટેવાયેલું માનસ સત્તાના ખ્યાલને અતિભૌતિક અનુભવ સુધી વિસ્તારવાને સમર્થ નથી, અથવા તો

૨૧ Ibid Pp 58–59

૨૨ Ibid P 303

જ્ઞાનના બીજા સાધનોના ઉપયોગજનથી ટેવાયેલ નથી બીજા હિસ્સામા અતિ-ભૌતિક એવા શક્તિશાળી અનુભવ પ્રતિ જતુ માનસ, આ જ અશક્તિનુ સ્વરૂપ છે અને તેથી તે ઇન્દ્રિયજન્ય અનુભવને સ્વપ્ન કે ભ્રમ ગણે છે[૨૩] આથી બુદ્ધિના સાચા કાર્ય માટે તેણે મર્યાદિત તર્કમાથી મુક્ત થઈને અનતના તર્કથી ટેવાવુ જોઈશે[૨૪] સામાન્ય માનસિક તર્ક અનત અને મર્યાદિત વચ્ચે વિરોધ ઉત્પન્ન કરે છે, જ્યારે અનતના તર્કમાં આવો વિરોધ ઉત્પન્ન થતો નથી અને તેમા 'એક'મા 'અનેક'નુ હોવુ કે મર્યાદિતનું અનતમા હોવુ સહજ અને પૂર્ણ રીતે શક્ય છે[૨૫]

વિરોધીનો સમન્વય : બધા વિભાગોમા અને વિવિધતાઓમા અવિરોધી એકતા એ અનતનુ ગણિત છે આ અગે ઉપનિષદનુ કથન લઈને શ્રી અરવિદ કહે છે કે 'આ પૂર્ણ છે, તે પૂર્ણ છે અને પૂર્ણમાથી પૂર્ણ બાદ કરતાં પૂર્ણ જ બાકી રહે છે'[૨૬] આપણને 'એક' અનત અનેક તરીકે દેખાય છે તે અગણિત વસ્તુઓનો સરવાળો નથી, તે પોતે જ આ બધુ છે અનતના તર્કશાસ્ત્રના તારણો મર્યાદિત તર્કના પ્રત્યયોથી ભિન્ન હોય તો તેનુ કારણુ એ છે કે અનતનો તર્ક મર્યાદાથી મુક્ત છે અને તેથી મર્યાદિત સામગ્રીના આધાર ઉપર રહેવાને બદલે સત્તાને સ્વીકારીને, બધાનુ સત્ય, સત્તાના સત્વમા નીરખે છે તે બધી બાબતોને અલગ સત્, ગતિઓ, નામ, રૂપ કે વસ્તુઓ તરીકે જોતો નથી, આ બધાને તે એક જ સત્તાના સ્વરૂપો તરીકે જુએ છે આમ અનતનુ તર્કશાસ્ત્ર સામાન્ય બૌદ્ધિક તર્કશાસ્ત્રથી ભિન્ન છે આપણુ માનસિક દષ્ટિબિંદુ ગૌણ હકીકતોમાથી પ્રાપ્ત કરેલ વિચારો અને શબ્દો સાથે સકળાયેલુ છે આથી તે વિરોધોનો સમન્વય કરી શકતુ નથી અનત સત્‌ના તર્કશાસ્ત્રમા તેનો સમન્વય મહાન મૂળભૂત હકીકતોમાં થાય છે[૨૭]

સમગ્રનુ દર્શન સામાન્ય તર્ક મર્યાદિતના સંદર્ભમા કામ કરવા ટેવાયેલ હોવાથી સમગ્રના વિભાગો કરીને કોઈ એક વિભાગને સમગ્ર તરીકે

૨૩ Ibid P 36
૨૪ Ibid P 293
૨૫ Ibid P 304
૨૬ Ibid P 307
૨૭ Ibid P 341

લે છે. વ્યવહારુ હેતુઓ માટે આપણે આ મર્યાદિત કક્ષાસ્વીકારીએ છીએ. વળી સત્તાની અસર તરીકે કે પરિણામ તરીકે તે યથાર્થ હોવાથી તેને અવગણી શકાય નહીં. પરંતુ જે સમગ્ર છે તેના અનુભવમાં પણ, માનસ વિભાજન કરતા તર્ક દ્વારા મર્યાદિત અને અનંતની વચ્ચે ભેદ પાડે છે. આથી અનંતની સાચી વિશ્વ–પ્રક્રિયા સમજવા માટે ચેતનાએ મર્યાદિત તર્કથી આગળ જવું જોઈએ. આ છે અનંતનો તર્ક અને તેના અનુક્રમો વિચારના સોપાનો નથી, તે સત્યના સોપાનો છે [૨૮]

આમ સામાન્ય બુદ્ધિની સમજણ નિમ્નકક્ષાની છે જ્યારે ઉચ્ચ બુદ્ધિને શ્રી અરવિંદ દૃષ્ટિ કે દર્શન કહે છે જ્ઞાનમાં આ ઉચ્ચ બુદ્ધિ અધ્યક્ષ છે [૨૯] ને તે નિમ્નકક્ષાના સાધનોની દખલગીરીથી મુક્ત થઈને કાર્ય કરે તો તે સત્યના શુદ્ધ સ્વરૂપો આપી શકે છે તે ઇન્દ્રિયોના આધાર વિના પોતાની દૃષ્ટિથી નીરખી શકે છે તેમ કલ્પનાને સ્થાને આત્મશ્રદ્ધાયુક્ત સત્યની પ્રેરણા અને તર્કના નિગમનોને સ્થાને અંતસ્ફુરિત નિર્ણયોનું પ્રભુત્વ હોય છે.

**સમજણની અશુદ્ધિનાં કારણો** ઉપરોક્ત દૃષ્ટિ માટે આપણે આપણી સમજણને શુદ્ધ બનાવવી જોઈએ શ્રી અરવિંદ સમજણની અશુદ્ધિના ત્રણ કારણો આપે છે [૩૦]

પહેલું કારણ છે વિચારણાના કાર્યમાં ઇચ્છાનું મિશ્રણ જૈવીક અને આવેગમય એવા આપણા સત્તા પાસામા સંકળાયેલ સંકલ્પની અશુદ્ધિ, આ ઇચ્છા છે જ્ઞાનના શુદ્ધ સંકલ્પમા જૈવીય અને આવેગમય ઇચ્છાઓ ખલેલ કરે છે તેથી વિચારનું કાર્ય પોતાને યોગ્ય એવા ધ્યેયને બદલે બીજા ધ્યેયો પ્રત્યે ધ્યાન આપે છે આ પાસાનું શમન અને તેના ઉપર પ્રભુત્વ એ ભૂલ, અજ્ઞાનતા અને વિકૃતિમાથી મુક્ત થવાની પહેલી શરત છે

સમજણમા અશુદ્ધિનું બીજું કારણ છે ઇન્દ્રિયોનો ભ્રમ અને ઇન્દ્રિયજન્ય માનસની વિચારણાના કાર્યમા દખલ જેને સતત સુધારવાની અને જેનાથી આગળ વધવાની આવશ્યકતા છે, તે ઇન્દ્રિયજન્ય જ્ઞાનની સામગ્રી

---

૨૮ Ibid Pp 424-425

૨૯ The Synthesis of Yoga P 285

૩૦ Ibid Pp 287 289

ઉપર આધાર રાખવાથી સાચુ જ્ઞાન પ્રાપ્ત થતુ નથી. આપણી જ્ઞાનેન્દ્રિયો દ્વારા રજૂ થતા દેખીતા કાર્યોના મૂળમા રહેલ વિશ્વ–શક્તિના સત્યોની તપાસ એ વિજ્ઞાનનુ મગલાચરણ છે, જ્યારે વસ્તુઓના સિદ્ધાતોની અયથાર્થ એવી ઇન્દ્રિયજન્ય રજૂઆતની તપાસ એ તત્ત્વજ્ઞાનનો પ્રારભ છે આ આધ્યાત્મિક જ્ઞાનની શરૂઆત છે

અશુદ્ધિનુ ત્રીજુ કારણ સમજણમાં, પોતાનામા જ રહેલુ છે આ છે જ્ઞાન મેળવવા માટેના સકલ્પનુ અયથાર્થ કાર્ય આમા પસદગી અને અસમતુલાને કારણે શુદ્ધ જ્ઞાન પ્રાપ્ત થતુ નથી આને કારણે પક્ષપાતી બુદ્ધિ, અમુક વિચારો અને અભિપ્રાયોને વળગી રહે છે અને બીજા વિચારો તથા અભિપ્રાયોમા રહેલ સત્યને અવગણે છે આનો ઉપાય માનસની સમતુલા સ્થાપવામા અને માનસની સ્થિતપ્રજ્ઞતાને પૂર્ણ બનાવવામાં રહેલો છે.

**શુદ્ધ સમજણ** આ રીતે શુદ્ધ થયેલ સમજણ ગતિશીલ, સમગ્ર અને ભૂલવિહીન એવુ બૌદ્ધિક વિચારનુ સાધન બનશે આથી આત્મા અને વિશ્વના સત્યોના સાચા અને પૂર્ણ પ્રત્યક્ષીકરણને તે પામી શકશે આમ છતા સાચા જ્ઞાન માટે આટલુ જ પુરતુ નથી, કારણ કે સાચુ જ્ઞાન તો અતિભૌતિક છે શુદ્ધ તર્કના ઉપયોગથી આપણને ભૌતિકને બદલે તાત્ત્વિક જ્ઞાન પ્રાપ્ત થાય છે એ સાચુ છે, પરતુ તાત્ત્વિક જ્ઞાનના પ્રત્યયો આપણા પૂર્ણ સતને પૂરેપૂરો સતોષ આપી શકે નહી સત્તાનુ સર્વોચ્ચ જ્ઞાન તો અતિમાનસીય કક્ષાની અતસ્ફુરણા દ્વારા જ પ્રાપ્ત થઈ શકે આ કક્ષા પ્રાપ્ત કરતા પહેલા ઉપયોક્ત શુદ્ધ સમજણની પરિસ્થિતિ પ્રાપ્ત કરવી આવશ્યક છે આથી સાચા જ્ઞાનની પ્રાપ્તિમા તે વિઘ્નરૂપ નીવડતી નથી આ ઉપરાત સત્તાના ધોરણમા પરિવર્તન સાથે, તેના અનુભવને વર્ણવતા પ્રત્યયો પણ પ્રયોજવા આવશ્યક બને છે શ્રી અરવિંદે અનતના તર્કના આધ્યાત્મિક અનુભવ ઉપર આધારિત પ્રત્યયોનુ મૌલિક ઉપયોજન કર્યુ છે, આ નવા પ્રત્યયો છે [૧]માનસ, [૨]ઉચ્ચતર માનસ, [૩]પ્રકાશમય માનસ, [૪]અતસ્ફુરણા, [૫]અધિમાનસ અને [૬]અતિમાનસ સત્તાના સાચા જ્ઞાનના પણ આ તબક્કાઓ છે

## માનસના તબક્કા[31]

**ઉચ્ચતર માનસ :** આપણી સામાન્ય માનસિકતાથી આગળ વધવાનું સૌ પહેલું સોપાન ઉચ્ચતર માનસમાં ઉર્ધ્વગમન કરવાનું છે. આ માનસ અર્ધ-પ્રકાશ કે પ્રકાશ-અંધકારના મિશ્રણમાં અટવાયેલું નથી. તે છે ચૈતનતત્ત્વની વિશાળ સ્પષ્ટતા. તેનું અંતિમ મૂળ અધિમાનસમાં છે. તે અધિમાનસમાંથી નિષ્પન્ન થતી શક્તિ છે. તેની ચેતનાની પ્રવૃત્તિ ઉપર વિચારનું પ્રભુત્વ એ તેની વિશિષ્ટતા છે. તે પ્રકાશમય વિચાર-માનસ છે અને આત્મા દ્વારા નિર્માણ પામેલું પ્રત્યયાત્મક જ્ઞાન છે. આપણે જ્યારે સામાન્ય તાર્કિક માનસથી ઉંચે જઈએ અને આત્માના પ્રદેશમાં પહોંચીએ ત્યારે આપણને તેનો સૌ પહેલો ભેટો થાય છે. આ કક્ષાએ તારવણી અને નિગમનોનું તાર્કિક તંત્ર હોતું નથી. કારણ કે આવું કાર્ય જ્ઞાનની શોધ કરતું અજ્ઞાનનું કાર્ય છે. આમાં તેને દરેક સોપાને ભૂલથી બચવા માટે, કામચલાઉ આશ્રય માટે અને પસંદગીપૂર્વકનું માનસિક ચોકઠું ઊભું કરવા માટે આ તંત્રની આવશ્યકતા રહે છે. વળી અચેતનની ભૂમિકા ઉપર લદાયેલ હોવાથી સામાન્ય માનસની ભૂમિકા સ્થિર હોતી નથી. પરંતુ ઉચ્ચતર કક્ષાના માનસનો વિચાર સનાતન પ્રજ્ઞાનની આત્માભિવ્યક્તિ છે; તે પ્રાપ્ત-જ્ઞાન નથી. આથી આ કક્ષાએ સત્યની મહાન સમગ્રતા જાણી શકાય છે. પરંતુ મહાન સમગ્રતા અનંત રીતે વિશાળ છે. આથી જ્ઞાનના પાસાંને અંત નથી—नास्त्यन्तो विस्तरस्य मे. આ ઉચ્ચતર માનસને સંકલ્પનું પણ પાસું છે. તે જ્ઞાન દ્વારા શુદ્ધિકરણ કરે છે. આથી લાગણી અને કાર્યો ઉચ્ચતર પ્રજ્ઞાનના સ્પંદનો બને છે. આમ તે પરિવર્તનની ભૂમિકા બાંધે છે અને સતના શ્રેષ્ઠ સત્ય માટે તૈયારી કરે છે. આમ આ પ્રાથમિક આધ્યાત્મિક રૂપાંતર અજ્ઞાનનો કાબૂ ઢીલો કરે છે. આમ છતાં, તેની મર્યાદા તથા અવરોધની અસરો સંપૂર્ણ નાબૂદ થતી નથી. આપણી માનસિકતામાં પ્રવેશવાને કારણે ઉચ્ચતર માનસની આધ્યાત્મિક શક્તિ ઘટે છે. (અંતરાયોને નાબૂદ કરવા માટે વધુ પ્રબળ માનસની આવશ્યકતા રહે છે.)

**પ્રકાશમય માનસ :** આવું પ્રબળ માનસ છે પ્રકાશમય માનસ. તે માત્ર ઉચ્ચ વિચારનું માનસ નથી; તે છે આધ્યાત્મિક પ્રકાશનું માનસ. અહીં આધ્યાત્મિક બુદ્ધિની સ્પષ્ટતાને સ્થાને આત્માનો તીવ્ર અજવાસ છે.

31. L. D. Pp. 835-848

ઉચ્ચતર માનસની ધીમી પ્રક્રિયાને બદલે અહીં ઝડપી રૂપાંતરની વધુ ક્રિયાશીલ પ્રક્રિયા હોય છે. પ્રકાશિત માનસ મુખ્યત્વે વિચાર દ્વારા કાર્ય કરતું નથી વિચાર અહીં ગૌણ સ્થાન ધરાવે છે. ધ્વનિના અર્થની ચોક્કસ સ્પષ્ટતા વિના અજ્ઞાન, સત્યને પૂરેપૂરું સરળ અને બુદ્ધિગમ્ય બનાવી શકતું નથી એટલે તેને આ સાધન વિના ચાલતું નથી માનસમા નિરીક્ષિત કે શોધેલી આત્મનના સંપર્ક પ્રતિ પ્રત્યક્ષીકરણની પ્રતિક્રિયા, સામાન્ય સ્તર ઉપર હોય છે; જ્યારે આધ્યાત્મિક પ્રકાશની પ્રતિક્રિયા, વધુ ઊંડી એવી પ્રત્યક્ષીકરણની ક્રિયા હોય છે. વિચાર સત્યની પ્રતિનિધિરૂપ પ્રતિક્રિયા ઉત્પન્ન કરે છે, જ્યારે વધુ ઊંડી એવી આધ્યાત્મિક દૃષ્ટિમા સત્ય પોતે ઝીલાય છે. આથી અહીં વિચાર દ્વારા ઉત્પન્ન થતી પ્રતિનિધિરૂપ પ્રતિકૃતિ ગૌણ છે. અલબત્ત, જ્ઞાનના વ્યવહાર માટે તે શક્તિશાળી છે પણ જ્ઞાનને પ્રાપ્ત કરવા અને ધારણ કરવા માટે અનિવાર્ય નથી. આમ દૃષ્ટિ દ્વારા આગળ વધતી દૃષ્ટાની ચેતના વિચારકની ચેતના કરતાં જ્ઞાનની વધુ મહાન શક્તિ ધરાવે છે વિચારની પ્રત્યક્ષીકરણની શક્તિ કરતા અંતર્દૃષ્ટિની પ્રત્યક્ષીકરણની શક્તિ વધુ મહાન અને વધુ પ્રત્યક્ષ છે. પ્રકાશમય માનસ વધુ શક્તિશાળી અને ક્રિયાશીલ સમન્વયને અસરકારક બનાવી શકે છે. તે વિચાર–માનસને પ્રત્યક્ષ આન્તરિક દૃષ્ટિ અને પ્રેરણા દ્વારા પ્રકાશિત કરે છે. આ ઉપરાત તે ઇન્દ્રિયામા આધ્યાત્મિક સંવેદનોની પ્રત્યક્ષ અને સમગ્ર શક્તિ પ્રેરે છે. આથી આપણા જૈવીય અને ભૌતિક સત્, આ માનસના જેટલી તીવ્ર રીત, સંપર્ક સાધી શકે છે. વળી આવેગ સર્વમા દિવ્યતા જુએ છે, અનુભવે છે અને તેનો પ્યાર બાધી શકે છે તે ભૌતિક માનસ ઉપર પરિવર્તનનો પ્રકાશ પાથરે છે અને તેને તેની મર્યાદામાથી મુક્ત કરે છે ઉચ્ચતર માનસ દ્વારા પરિવર્તનમાં, આધ્યાત્મિક ઋષિ અને ચિંતક પોતાનો પૂર્ણ અને ક્રિયાશીલ પરિપૂર્ણતા પ્રાપ્ત કરે છે, જ્યારે પ્રકાશમય માનસ દ્વારા રૂપાતરમા, દૃષ્ટા અને જ્ઞાની એવા રહસ્યવાદી પણ આવી પરિપૂર્ણતા હાસલ કરે છે

અંતસ્ફુરણા : માનસના ઉર્ધ્વગમનના આ બે તબક્કા ત્રીજી કક્ષાના સંદર્ભમા પોતાની પૂર્ણ એકતા હાંસલ કરી શકે છે આ છે અંતસ્ફુરણાની કક્ષા. તાદાત્મ્ય દ્વારા મૂળ જ્ઞાન સાથે વધુ ગાઢ અને વધુ નજદીક એવી ચેતનાની શક્તિ અંતસ્ફુરણા છે. તેનુ પ્રગાઢ પ્રત્યક્ષીકરણ, દૃષ્ટિ અને પ્રત્યયના પ્રત્યક્ષી-

કરણથી આગળ જાય છે તે ભીતરમા જતા અને અભિવ્યક્ત કરતા એવા સ્પર્શનુ પરિણામ છે તેમા દષ્ટિ અને પ્રત્યય તેના ભાગો રૂપે સમાવેશ પામે છે આમ છતા, જો કે, માનસે અતસ્ફુરિત માનસની કક્ષા પ્રાપ્ત કરી હોય, પરતુ અતિમાનસિક મૂળ સાથે તેનો સચેત સબધ ન હોય તો આ નવી માનસિકતાને પોતાના પ્રત્યક્ષીકરણો અને તેની અનગ પ્રવૃત્તિઓનો સમન્વય કરવો મુશ્કેલ બની રહેશે

અતસ્ફુરણા વધુ ઉચ્ચ પ્રકાશનુ કિરણ કે પ્રકાશની ધાર છે તેની કક્ષાએ આપણી ચેતનાને લઈ જઈએ ત્યારે આ મૂળ અતસ્ફુરણા આપણામા અવતરણ કરવા લાગે છે તે સતત રીતે કે વીજળીના ચમકારાની જેમ આવે, પરતુ આ તબક્કે તર્કનો નિર્ણય તેને માટે કામયાબ મનનો નથી તે માત્ર તેની નોધ કરી શકે જ્યાંસુધી ચેતનાની પ્રક્રિયાનો, અતસ્ફુરણાના ઉપયોગનો આધાર, નીચી કક્ષાની બુદ્ધિ ઉપર હશે ત્યાસુધી જ્ઞાન–અજ્ઞાનની મિશ્ર પરિસ્થિતિ ચાલુ રહેશે

અતસ્ફુરણાની શક્તિ ચોવડી છે એક સત્યદર્શનની અભિવ્યક્તિની શક્તિ બીજી, સત્યશ્રવણ કે પ્રેરણાની શક્તિ ત્રીજી મહત્ત્વને તત્કાલ ગ્રહણ કરતી કે સત્ય–સ્પર્શની શક્તિ અને ચોથી સત્ત–સત્ય વચ્ચે વ્યવસ્થિત અને ચોક્કસ સબધના સાચા અને સહજ વિવેકની શક્તિ આથી અતસ્ફુરણા તર્કના અને તાર્કિક બુદ્ધિના પણ બધા કાર્યો કરી શકે છે આ કાર્યો પોતાની ઉચ્ચ પ્રક્રિયા દ્વારા કરવાને કારણે તેના સોપાનો દઢ હોય છે તે માત્ર વિચારના માનસનુ જ નહી પણ ભૌતિક ચેતના ઇન્દ્રિયો, પ્રાણ અને હૃદયનુ પણ રૂપાતર કરે છે આમ તે અતસ્ફુરણાના વસ્તુ તરીકે સમગ્ર ચેતનાનુ પરિવર્તન કરી શકે છે

અધિમાનસ આમ છતા અતસ્ફુરિત પ્રકાશ અને શક્તિ પોતાના કાર્યમા અવરોધ અનુભવે છે કારણ કે તે અતિમાનસના મૂળ સ્વરૂપનુ રૂપાતરિત અને પ્રતિનિધિરૂપ કિરણ છે આથી તે તાદાત્મ્ય જ્ઞાનની સપૂર્ણતા આપી શકે નહી આપણી પ્રકૃતિમા રહેલુ અચેતન એટલુ વિશાળ ઊડુ અને નક્કર છે કે તેનો એકીસાથે તાગ લઈ શકાય નહી આથી, આગળનુ સોપાન છે અધિમાનસ આ કક્ષાએ પ્રવેશ માટે અતસ્ફુરણામય પરિવ -
ર્તન આવશ્યક છે પરતુ જ્યારે અધિમાનસ પોતાના કાર્યમા સપૂર્ણ ન

હોય અને પસંદગીયુક્ત હોય ત્યારે પણ તે વિશ્વ–ચેતનાની શક્તિ અને વિશ્વ-જ્ઞાનનો સિદ્ધાંત હોય છે. આથી આ પણ, અતિમાનસીય જ્ઞાનનો પ્રતિનિધિરૂપ પ્રકાર છે. આ કારણે, વિશ્વ–ચેતનામાં પ્રવેશથી અધિમાનસીય અવતરણ અને ઉર્ધ્વગમન શક્ય બને છે, માત્ર વૈયક્તિક એવો ઉચ્ચ અને તીવ્ર પ્રવેશ પર્યાપ્ત નથી.

વેદની 'સત્યના સૂર્ય'ની ઉપમા લઈને શ્રી અરવિંદ કહે છે કે આપણે ઉચ્ચતર માનસના કાર્યને સ્થિર સૂર્ય–પ્રકાશ સાથે અને અંતઃસ્ફૂરિત માનસને પ્રજ્વલિત સૂર્યના ચમકારાના ધોધ સાથે સરખાવી શકીએ. તેનાથી આગળ પ્રગાઢ અને ચોક્કસ એવાં સત્યદષ્ટિ, સત્યવિચાર, સત્ય-સમજ, સત્યલાગણી અને સત્યકાર્યની શક્તિ રહેલી છે. આને આપણે 'અંતઃસ્ફૂરણા' એવું નામ આપીએ છીએ. આ અંતઃસ્ફૂરણાના મૂળમાં આપણે અતિમાનસના પ્રજ્ઞાન સાથે પ્રત્યક્ષ સંપર્ક ધરાવતા વૈશ્વિક માનસને શોધી શકીએ છીએ. આ છે અધિમાનસ. અધિમાનસનું કાવ્યમય વર્ણન કરતા શ્રી અરવિંદ કહે છે કે સર્જનાત્મક એવા કોઈ અધિ-આત્માની, જાણે વિશાળ પાંખો દ્વારા અધિમાનસ જ્ઞાન–અજ્ઞાનના નિમ્ન ગોળાર્ધ ઉપર આવરણ રચે છે અને તેને વધુ મહાન પ્રજ્ઞાન સાથે સાંકળે છે. આ સાથે તે પોતાના ઝગમગતા સુવર્ણ–ઢાંકણ દ્વારા વધુ મહાન સત્યને આપણાથી ઓઝલ રાખે છે આમ, તે એક માર્ગ છે અને એક અવરોધ પણ છે. અધિમાનસની આ શકિત સર્વોચ્ચ જ્ઞાન અને વૈશ્વિક અજ્ઞાનને એકી સાથે જોડે છે અને ભિન્ન પણ પાડે છે.

**અધિમાનસીય વૈવિધ્ય અને મર્યાદા :** અધિમાનસીય ચેતના અને અનુભવના અનેક સ્વરૂપો છે, કારણ કે અધિમાનસ ઘણી પરિવર્તન-શીલતા ધરાવે છે તે અનેકવિધ શક્યતાઓનુ ક્ષેત્ર છે. અધિમાનસના સંપૂર્ણ કાર્ય કે તીવ્ર અસર દ્વારા ઇશ્વર કે વિશ્વાત્માની હાજરીનું પૂર્ણ ભાન સામાન્ય બાબત બની શકે છે, અને ભૌતિક સાધન ઉપર પ્રભુત્વ ધરાવતા વિશિષ્ટ કેન્દ્રનુ સર્જન થાય છે. અતિમાનસ પ્રત્યેના રૂપાંતર દરમિયાન આ કેન્દ્રીકરણનુ કાર્ય મૃત પ્રાય અહમને બદલે સાચી વ્યક્તિની શોધ પ્રતિ વળે છે. અધિમાનસીય ચેતનાની વિવિધતા અને વિકાસ અનેકમુખી છે, આ ચેતનાનો અનુભવ પ્રકાશ અને સત્યની ચેતના તરીકે, શકિત તરીકે, બળ તરીકે, પ્રકાશ અને સત્યસભર કાર્ય તરીકે, સૌંદર્યના સંવેદન તરીકે અને વૈશ્વિક

આન દતરીકે થાય છે અધિમાનસીય પરિવર્તન પોતાની પહેલાના ત્રણે સોપાનોને લઈને તેને સર્વોચ્ચ અને સૌથી વિસ્તૃત શકિતના સ્તર ઉપર મૂકે છે આમ છતાં તેની પોતાની શકિત અને દરજ્જામાંથી ઉત્પન્ન થતા કેટલાંક કારણો તેને આધ્યાત્મિક ઉત્ક્રાંતિની અ તિમ શક્યતા બનતા અટકાવે છે તે નિમ્ન ગોળાર્ધનો સર્વોચ્ચ શકિત તથા વૈશ્વિક એકતાનો ભૂમિકા હોવા છતાં તેનુ કાર્ય વિભાજન અને આંતરક્રિયાનુ એટલે કે અનેકતાની લીલા ઉપર આધારિત કાર્ય છે અધિમાનસ વૈયકિતક માનસ અને વૈશ્વિક માનસને તેના સર્વોચ્ચ સ્તરે એક કરી શકે છે, પરતુ માનસને માનસથી પર દોરી શકતુ નથી, વળી મૂળ અચેતનના આ વિશ્વમા તે પારગામીને ક્રિયાશીલ બનાવી શકતુ નથી આ કાર્ય તો અતિમાનસ જ કરી શકે

આમ અધિમાનસના અવતરણથી અચેતનનુ સ પૂર્ણ રૂપાતર થઈ શકતુ નથી આ કક્ષાએ બધી વિવિધતાઓને પોતાનામા સમાવતા સિદ્ધાતના સર્વોચ્ચ એકતા હેઠળ લાવવાનુ બનતુ નથી આથી અધિમાનસમાથી અતિમાનસમા રૂપાતર થવુ આવશ્યક છે જ્યારે અતિમાનસી સિદ્ધાત અને તેની વૈશ્વિક ક્રિયા પોત ના ભૂમિકા ઉપર કાયમી પ્રસ્થાપિત થાય ત્યારે અધિમાનસ અને આધ્યાત્મિક માનસના શકિતઓ તેના ઉપર દઢ રીતે રહી શકે છે અને પોતાની પૂર્ણતા હાસલ કરી શકે છે[૩૨]

અધિમાનસ; અજ્ઞાનનુ પ્રતિનિધિ• પોતાના નિયમ અને સ્વરૂપમા અધિમાનસ અતિમાનસીય ચેતનાનુ પ્રતિનિધિ છે તે અજ્ઞાનનુ પણ પ્રતિનિધિ છે આ અ ગે સમજૂતી આપતા શ્રી અરવિ દ કહે છે કે વૈવિધ્યમય એવા સામ્યના પડદા દ્વારા અજ્ઞાન ઉપર અપ્રત્યક્ષ રીતે અતિમાનસ કાર્ય કરે છે કારણ કે અજ્ઞાનનો અ ધકાર સર્વોચ્ચ પ્રકાશની સીધી કે પ્રત્યક્ષ અસર સહન કરી શકે નહી આમ અતિમાનસનુ અવતરણ અધિમાનસના માધ્યમ દ્વારા થાય છે અતિમાનસ અધિમાનસને પોતાની સર્વ શકિત આપે છે, અને વસ્તુઓના જ્ઞાન અનુસાર તેની વ્યવસ્થા કરવાનુ તેના ઉપર છોડી દે છે સત્યની તે દષ્ટિ હોવા છતા અધિમાનસને શ્રી અરવિ દ અજ્ઞાનનુ જનક કહે છે અધિમાનસ અવિભાજિત સત્તાના દરેક પાસાને સ્વતત્ર કાર્ય અર્પે છે આથી આ દરેકને પૂર્ણ એવુ અલગ મહત્ત્વ મળે છે અધિમાનસના આ કાર્યનુ દષ્ટાત સાખ્યમા જોવા મળે છે ત્યા પુરુષ અને પ્રકૃતિને

૩૨ Ibid P 855

અલગ તત્ત્વો તરીકે સ્વીકારવામાં આવ્યા છે જો કે, અધિમાનસમાં આવું અલગત્વ પૃથક્ત્વ એકતાના આધાર ઉપર સ્થાપેલ હોય છે. અધિમાનસની વસ્તુઓની સમજ પૂર્ણ હોવા કરતાં વૈશ્વિક વધુ છે અધિમાનસ વૈશ્વિક સત્યનો સિદ્ધાંત છે તે સત્યમાંથી અથવા જ્ઞાનમાંથી પતન નથી. તેમાં સંઘર્ષ કે અવ્યવસ્થા પણ નથી.[૩૩] આમ છતાં, પૂર્ણ જ્ઞાન માટે, અધિમાનસની કક્ષામાંથી અતિમાનસની કક્ષા પ્રાપ્ત કરવાથી, સર્વોચ્ચ પ્રકારની અંતઃસ્ફુરણા દ્વારા સત્તા સાથેનું તાદાત્મ્ય સાધી શકાય છે. આ અતિમાનસીય કક્ષાથી પણ આગળ સચ્ચિદાનંદના પૂર્ણ અનુભવમાં કેવળ એકત્વનું તાદાત્મ્ય અનુભવાય છે અતિમાનસ સચ્ચિદાનંદની અંતરસ્થ શક્તિ છે[૩૪]

**અધિમાનસીય કક્ષાનું મહત્ત્વ :** અધિમાનસીય કક્ષાનું મહત્ત્વ દર્શાવતા શ્રી અરવિંદ કહે છે કે આ કક્ષા ક્વચિત જ પ્રાપ્ત થઈ શકે એવું માનવચેતનાનું શિખર છે તે વૈયક્તિકતા ગુમાવ્યા વિના પ્રાપ્ત કરેલ વૈશ્વિક ચેતના છે. અહીં નિમ્ન કક્ષા ઉચ્ચતમ કક્ષા સાથે સંકળાયેલ હોવાથી, તેનું સાતત્ય છે | ધર્મોની ઉત્પત્તિ અધિમાનસના અનુભવનું પરિણામ છે | આ ઉપરાંત ઉચ્ચ પ્રકારના કલામય સર્જનની જનક પણ આ જ કક્ષા છે આ કક્ષાએ ચેતના દરેક બાબતને અનંત નહીં, પરંતુ વિરાટ સમુદ્રમાં શાંતિથી જુએ છે સૌથી મહાન કવિઓમાં આ પરિસ્થિતિ જોવા મળે છે. અધિમાનસની પૂર્ણ અને સ્થાયી સ્થિતિમાં વૈશ્વિક આનંદ, વૈશ્વિક સૌંદર્ય અને વૈશ્વિક પ્રેમ પ્રાપ્ત થાય છે આનું કારણ એ છે કે નિમ્ન કક્ષાની માનસિકતામાં દેખાતા વિરોધો અહીં એકમેકનાં પૂરક જણાય છે. અધિમાનસની કક્ષા ધાર્મિકતાની, કવિની, બુદ્ધિની, કલાની અને પરાક્રમની તીવ્રતાથી પ્રાપ્ત કરી શકાય કારણ કે, આ બધામાં માનવી પોતાની સામાન્યતાથી આગળ જાય છે. આધ્યાત્મિક પ્રગતિ માટે શ્રી અરવિંદ કલાને વિશિષ્ટ સ્થાન આપે છે કલાકારોની સૌથી મોટી મુશ્કેલી તેનું અહં છે અને તેથી તેની પ્રગતિ અવરોધાય છે. પોતાના અહંને ઓગાળી નાખતા ધાર્મિક માનવી માટે આ અવરોધ હોતો નથી, પરંતુ તે ક્વચિત જ ચેતનાના વૈયક્તિક માર્ગ દ્વારા સાર્વત્રિકતામાં પ્રવેશે છે. મહદ્ અંશે તે આ માર્ગની બહાર નીકળી જાય છે અને વૈયક્તિક ચેતનાના વચગાળાના

૩૩ Ibid Pp 255-259

૩૪, Ibid P 291

તબક્કા પ્રત્યે બેદરકાર રહે છે તે જ્યારે સર્વોચ્ચ કક્ષાએ પહોંચે છે ત્યારે તેની અભિવ્યક્તિની આવશ્યક વૈયક્તિકતા તેમાં હોતી નથી વેદના ઋષિઓએ, એક પછી એક તબક્કામાં, સતત અને પદ્ધતિસરના ઉર્ધ્વગમનનું સુંદર દૃષ્ટાંત પૂરું પાડ્યુ છે. તેઓ વિશ્વના સૌથી મહાન કવિઓ પણ હતા "કવિ" શબ્દમાં 'કાવ્ય રચનાર' અને 'સત્યનો દૃષ્ટા' બન્નેનો સમાવેશ થાય છે

કવિતા અને સંગીતને આપણે ઉચ્ચતર સ્પંદનોને સચેત રીતે ઝીલતા બનાવી શકીએ તો તે મહાન અને ઉચ્ચ રચનાઓ બનને શ્રી અરવિંદ કહે છે કે આથી આપણા જીવનમાં દેવોને પ્રવેશ કરાવતી મંત્રમય કવિતા કે સંગીતની કક્ષા પ્રાપ્ત થશે શ્રી અરવિંદનુ મહાકાવ્ય 'સાવિત્રી' આવી કવિતા છે મહાન મંત્ર, મહાન કાવ્ય કે મહાન સંગીત, આ અધિમાનસની કક્ષામાથી નિષ્પન્ન થાય છે સર્જનાત્મક અને આધ્યાત્મિક પ્રવૃત્તિઓનુ મૂળ અહીં છે સાચા કાવ્યમાં ઉર્ધ્વગામી સ્પંદનોનો રણકાર હોય છે[૩૫]

**પ્રકાશનુ માનસ** માનસના સામાન્ય બૌદ્ધિક સ્તરથી ઉચ્ચ તબક્કાઓને શ્રી અરવિંદ આધ્યાત્મિક માનસ કહે છે આ ઉર્ધ્વગામી એવી જ્ઞાનની અને અંતસ્ફુરણાની પ્રક્રિયામાં 'પ્રકાશનુ માનસ'નો શ્રી અરવિંદનો ખ્યાલ નોંધપાત્ર છે

તેઓ કહે છે કે ઉત્ક્રાંતિમાં ભૌતિકતત્ત્વે પોતાના વ્યવસ્થિત સ્વરૂપોને વિકસાવ્યાં અને જીવંત એકમોને તે ધારણ કરવા શક્તિમાન બન્યુ ત્યારબાદ નિશ્ચેતનામાંથી સચેત એવાં પ્રાણીઓનો ઉદ્ભવ અને પછીથી માનવીની વિચારણાનો ઉદ્ભવ થયો પ્રાણ ઉપર સ્થાયેલ માનસે બુદ્ધિનો વિકાસ કર્યો તથા પોતાના જ્ઞાન-અજ્ઞાન સત્ય-ભ્રમ જેવાં પ્રકારો વિકસાવ્યા આથી આગળ તે અતિમાનસની ઝાંખી કરવા શક્તિમાન બને છે આ ઉર્ધ્વગમનમાં પ્રકાશનુ માનસ એક કક્ષા છે અને એક અનિવાર્ય તબક્કો છે તે વિકાસ પામતા સિદ્ધાંત તરીકે માનવીના ઉર્ધ્વગમનના એક તબક્કાનુ સૂચન કરે છે આ વિકાસમા પોતાની શક્તિની ઉર્ધ્વગામી કક્ષાઓને તે પોતાનામા સમાવે છે આથી આધ્યાત્મિકતા પ્રતિ પ્રકાશની શક્તિ અને માનવીની દિવ્યતા પ્રતિ પ્રગતિ થાય છે પ્રકાશના માનસના ઉદ્ભવ અને

૩૫ Sri Aurobindo or The Adventure of Consciousness Pp 227 230

તેના સાચા સ્થાન તરફ ઉર્ધ્વગમનના બે તબક્કાઓ શ્રી અરવિંદ દર્શાવે છે. પહેલા તબક્કામાંથી પોતાને અજ્ઞાનમાંથી સંકેલવું, પોતાના બંધારણીય તત્ત્વોને એકઠા કરવું અને પ્રારંભના અપૂર્ણ ઘાટ અને પ્રકારો બાંધવું અને ત્યારબાદ પૂર્ણતા પ્રતિ આગેકદમ કરતું આ માનસ અજ્ઞાનની સરહદ ઓળંગીને પોતાના પ્રકાશમાં પહોંચે છે. બીજા તબક્કામાં સહજ પ્રકાશમાં વિકસના અને ઉચ્ચતર સ્વરૂપો પ્રાપ્ત કરતાં કરતાં અતિમાનસ સાથે તે જોડાય છે. ત્યાં તે અતિમાનસ હેઠળ તેના એક ભાગ તરીકે કે પ્રતિનિધિ તરીકે રહે છે. આમ સૌ પહેલાં અજ્ઞાનમાં પોતાનામાં પણ, દૈવી જીવન તરફની માનવીના ઉર્ધ્વગમનની, શક્યતા બંધાય છે. ત્યારબાદ આ માનસના પ્રકાશ દ્વારા પૃથ્વી ઉપરની ચેતનામાં અને અતિમાનસની કક્ષા પ્રાપ્ત કર્યા પહેલાં પણ પ્રકાશિત દૈવી જીવન પાંગરશે.[૩૬] આમ પ્રકાશનું માનસ અતિમાનસના આધિપત્ય હેઠળનું કાર્ય છે અને અતિમાનસ ઉપર આધારિત છે.[૩૭]

ચેતનાના નીચે ઉતરતા ક્રમમા આ માનસ છેલ્લું છે. તેમાં અતિમાનસ આત્મ–પસંદગી દ્વારા અગોચર રહે છે, તેમ છતા પ્રકાશના માનસનુ હાર્દ અતિમાનસ જ છે. આથી તેમા પ્રકાશનું, સત્યનું અને જ્ઞાનનુ કાર્ય રહેલું છે અને અચેતન, અજ્ઞાન, તથા ભૂલનું તેમા સ્થાન નથી. તે જ્ઞાનમાથી જ્ઞાન પ્રતિ જાય છે. અહીં હજી આપણે સત્યની ચેતનાની સરહદો છોડીને અજ્ઞાનમા ગયા હોતા નથી. આ કક્ષાએ આપણે માનસના પ્રદેશમા હોવા છતાં અતિમાનસ સાથે સબંધિત છીએ કારણ કે, આ માનસે અતિમાનસની સાથેના અંતરસ્થ સંબંધને છોડયો હોતો નથી. આથી ઉત્ક્રાંતિના ઉતરતા ક્રમમાં આપણે પ્રકાશના માનસની એ કક્ષાએ ઊભા છીએ કે એક સોપાન વધુ નીચે ઉતરવાથી અજ્ઞાનની સરહદમાં પ્રવેશવાનું બને છે. ઉત્ક્રાંતિના ઉર્ધ્વગમનના ક્રમમા આ સંક્રાંતિના તબક્કે આપણે પ્રકાશને નીરખીએ છીએ, તેના પ્રતિ વળીએ છીએ અને એક પગલુ આગળ ભરવાથી આપણે પ્રકાશના પ્રદેશમાં પહોચી શકીએ છીએ.[૩૮] આમ આધ્યાત્મિક માનસના

---

૩૬. The Supramental Manifestation upon Earth Pp. 126–128

૩૭ Ibid P. 130

૩૮. Ibid P. 131

ક્રમમાં શુદ્ધ જ્ઞાનનો પ્રારંભ આ પ્રકાશમાં માનસથી થાય છે અને વધુને વધુ પૂર્ણતા હાંસલ થતી જાય છે. તે ઉચ્ચતર માનસના ક્રમથી નીચું હોવા છતા આધ્યાત્મિક માનસના સ્વરૂપનું છે.×

## શ્રી અરવિંદની પૂર્ણ પદ્ધતિ

**અતિમાનસીય અંતઃસ્ફૂરણા :** સામાન્ય ઇન્દ્રિયજન્ય પ્રત્યક્ષીકરણ ઉપર આધાર રાખતા માનસથી પ્રગતિ સાધીને અતિમાનસની કક્ષાની અપરોક્ષાનુભૂતિની પરિસ્થિતિ દર્શાવીને શ્રી અરવિંદે પોતાની પદ્ધતિમા તર્ક અને અંતસ્ફૂરણાનો સમન્વય કર્યો છે. જેમ જ્ઞાન–અજ્ઞાન કોઈ અલગ અસ્તિત્વ ધરાવતી બાબતો નથી અને અજ્ઞાનનું રૂપાંતર ઉર્ધ્વગમન દ્વારા પૂર્ણ જ્ઞાનમાં થાય છે તેમ અંતિમ સત્તાનું જ્ઞાન પ્રાપ્ત કરવા માટેની સામાન્ય બૌદ્ધિક પદ્ધતિમાંથી ઉર્ધ્વગમન દ્વારા અપરોક્ષાનુભૂતિના તબક્કાએ પહોચી શકાય છે. શ્રી અરવિંદે આ ક્રમ વિગતેથી દર્શાવ્યો છે. જ્ઞાનના સ્વરૂપને અનુલક્ષીને જ પદ્ધતિની રચના થઈ

---

× શ્રી કે. ડી. શેઠનાના મંતવ્ય અનુસાર પ્રકાશનું માનસ કોઈ તબક્કો કે સ્તર નથી. આના સમર્થનમાં તેઓ કહે છે કે પ્રકાશનું માનસ અવતરણ કરે છે એવો કોઈ ઉલ્લેખ શ્રી અરવિંદે કર્યો નથી. પ્રકાશનું માનસ જો આધ્યાત્મિક માનસ રૂપી સીડીના એક સોપાન તરીકે હોત તો શ્રી અરવિંદે 'ધ લાઇફ ડિવાઇન'માં માનસના તબક્કાઓમા તેનો ઉલ્લેખ કર્યો હોત. આ કોઈ એવી જટિલ કે અઘરી બાબત નથી કે 'ધ લાઇફ ડિવાઇન' ગ્રંથનું પ્રકાશન થયું ત્યાં સુધી સ્પર્શી શકાઈ ન હોય વળી જો શ્રી અરવિંદ અધિમાનસ અને અતિમાનસ જેવી ઉચ્ચ અને જટિલ બાબતો અંગે ઉલ્લેખ કરી શકયા છે તો આ સ્તરનો ઉલ્લેખ ન કરવાનું કોઈ કારણ નથી. આ કક્ષાએ ભૌતિક માનસિકતાનું પ્રકાશના પ્રદેશમાં રૂપાંતર થયું હોવા છતા પ્રકાશનું માનસ 'અતિમાનસીય' હોવા કરતા 'આધ્યાત્મિક' વધુ હોય તેમ જણાય છે. પરંતુ પ્રકાશનું માનસ ઉચ્ચતર માનસના લઘુ સ્વરૂપ તરીકે સહજ અસ્તિત્વ ધરાવતી જ્ઞાનની કક્ષા નથી પ્રકાશનું માનસ તો તેના પૂર્ણ વર્તુળમાં અને તેની સર્વોચ્ચ કક્ષામાં પૃથ્વી ઉપર સત્યના મૂળ સ્વરૂપની પુનઃ રજૂઆત કરે છે (*The vision and Work of Sri Aurobindo* Pp. 110–111 and 121)

છે. શ્રી અરવિંદે સ્પષ્ટ કર્યું છે કે સામાન્ય માનસિક પ્રકૃતિ અને માનસિક વિચાર મર્યાદિત ચેતના ઉપર આધારિત છે; જ્યારે અતિમાનસીય પ્રકૃતિ અનંતની શકિત અને ચેતના છે. તે સર્વને એકત્વના દષ્ટિબિંદુથી નીરખે છે અને અનેકના તથા વિવિધતાને આ એકત્વના પ્રકાશથી જુએ છે. તેનાં સંકલ્પ, વિચારો, લાગણી અને સમજણ આ એકત્વના બનેલાં છે અને તેનાં કાર્યોની ભૂમિકા પણ આ જ છે. સામાન્ય માનસિક પ્રકૃતિ તો વિચારવાનું, નીરખવાનું, સંકલ્પ કરવાનું, અનુભવવાનું અને સમજવાનું કાર્ય વિભાજનોના પ્રારંભથી કરે છે. આથી અહીં એકતાની સમજણ, આ સ્તરે બંધાય છે. તે એકત્વનો અનુભવ કરે તોયે આ મર્યાદા અને ભિન્નતાની ભૂમિકા ઉપર તેને કાર્ય કરવું પડે છે. પરંતુ અતિમાનસીય જીવન તો મૂળભૂત, સહજ અને અંતરસ્થ એકતાનું જીવન છે. અતિમાનસીય પ્રકૃતિનું સામાન્ય સ્તરનું માનસિક વર્ણન અત્યંત અમૂર્ત ભાષામાં કે સત્તાના સાચા સ્વરૂપથી ભિન્ન સ્વરૂપમાં થાય છે.[૩૯] આથી બ્રહ્મજ્ઞાન માટે માનસના સામાન્ય સ્તરથી આગળ વધવાનું આવશ્યક બને છે. આવું જ્ઞાન જ્ઞેય વસ્તુ સાથે ચેતનાના સીધા કે પ્રત્યક્ષ સંપર્કથી પ્રાપ્ત કરી શકાય.[૪૦] આમ છતાં આ અપરોક્ષાનુભૂતિ કોઈ અલગ એવી જ્ઞાનની પદ્ધતિ નથી. તે સામાન્ય મનોમયતાના વિકાસ અને ઉર્ધ્વગમન દ્વારા પ્રાપ્ત થતી કક્ષા છે. ઇન્દ્રિયજન્ય પ્રત્યક્ષીકરણ, તર્ક અને ગણિતની પદ્ધતિ, દ્વંદ્વાત્મક પદ્ધતિ વગેરેનું જે તે ક્ષેત્રમાં મહત્ત્વ છે અને ઉપયોગિતા પણ છે. વળી પૂર્ણજ્ઞાનની પદ્ધતિમાં અનુભવ અને ચેતનાના બધા શકય પ્રદેશોની ખોજ અને સ્પષ્ટતા આવશ્યક છે. ભૌતિકની જેમ અતિભૌતિક પણ સત્ય છે અને તેને જાણવું એ પૂર્ણજ્ઞાનનો જ ભાગ છે.

અગોચરની ખોજ: અતિભૌતિક જ્ઞાન તરંગ કે વહેમ નથી. રહસ્યમયતા પણ અનુભવનું જ એક અંગ છે. સાચા રહસ્યવાદમાં સત્તના અને કુદરતના અગોચર નિયમોને સ્પષ્ટ કરવાં અને અતિભૌતિક સત્યોનું સંશોધન કરવું આવશ્યક છે. રહસ્યવાદી જ્ઞાન.માનસ અને માનસિક શકિતના અગોચર નિયમો, પ્રાણ અને પ્રાણશકિતના અગોચર નિયમો, સૂક્ષ્મ-ભૌતિક અને તેની શકિતના અગોચર નિયમોની ખોજ કરવા પ્રયાસ કરે છે. એક રીતે વિજ્ઞાનનું પણ આવું વલણ છે કારણ કે, તે પ્રકૃતિમાં

---

૩૯ L D Pp 857-858

૪૦. Ibid P. 490

અદષ્ટ એવા સમીકરણોને સ્પષ્ટ કરવા પ્રયત્ન કરે છે અને જ્ઞાનના ઉપયોગ દ્વારા કુદરતની શક્તિઓના કાર્યને મુક્ત કરીને માનવીની સેવામા પ્રયોજે છે[૪૧] આમ તર્ક અને અ ત સ્ફુરણા એકબીજાના વિરોધી નથી ।માનસિક કાર્યથી મુક્ત એવી અ ત સ્ફુરણાને શ્રી અરવિંદ સર્વોચ્ચ અ ત સ્ફુરણા કહે છે।

**બર્ગસાંનુ મંતવ્ય** બર્ગસા પણ અ ત સ્ફુરણાને જ તત્ત્વજ્ઞાનની સાચી પદ્ધતિ ગણે છે બૌદ્ધિક જ્ઞાન સતત પરિવર્તનશીલ અને અવિભાજિત એવા સતના સ્વરૂપને ગ્રહને તેના કૃત્રિમ વિભાજનો કરીને વ્યવહારુ હેતુ અનુસાર તેને સત્ ગણે છે આમ અ ત સ્ફુરણાને જ સત્તાના જ્ઞાન માટે યોગ્ય ગણતા હોવા છતાં બર્ગસા અ ત સ્ફુરણાને પ્રાપ્ત કરવા માટેના કષ્ટપ્રદ પ્રયાસોનુ સ્વરૂપ શુ છે તે દર્શાવતા નથી[૪૨] તેઓ અ ત સ્ફુરણાની કક્ષાઓનુ સૂચન કરે છે કે |'જેમ પ્રાણીની વૃત્તિની આસપાસ બુદ્ધિનો અ શ રહેલો છે તેમ માનવીની બુદ્ધિમા અ ત સ્ફુરણાનો પ્રકાશ સચવાયેલો છે આ પ્રકાશ ઝાખો છે આમ છતા તેમાથી જ પ્રકાશ પ્રાપ્ત થઈ શકે છે આ તણખાની પ્રાર ભની તીવ્રતામા આપણને આપણા આતરિક જીવનના સાતત્યની ઝાખી થાય છે આથી પણ આપણે આગળ વધીએ તો વધુ ઊ ડી તીવ્રતા આપ ણને જીવનના સિદ્ધાંત તરફ અને આપણા સત્ના મૂળ સુધી લઈ જાય છે '[૪૩] |

**અતિમાનસીય પરિવર્તનની શરતો** શ્રી અરવિંદે બૌદ્ધિક તમ કકામાથી અ ત સ્ફુરણાના અને અ ત સ્ફુરણાના પણ વિવિધ તમકકાઓ અ ગે વિગતવાર વિચાર કર્યો છે આના પરિણામે આપણને માનસના નૂતન અને વિવિધ તમકકાઓની વિશદ્ સમજૂતી પ્રાપ્ત થઈ છે આ ઉપરાત અતિમાનસીય અ ત સ્ફુરણાને પ્રાપ્ત કરવાના છેલ્ના તમકકાના પ્રયાસો વિષે પણ તેમણે વિગતથી દર્શા વુ છે તેઓ કહે છે કે સૌ પહેના અતિમાનસીમ. રૂપાતર થવુ આવશ્યક છે કારણ કે કુદરતના અ ધ યાંત્રિક સુમેળમાથી આગળ જતા માર્ગની પૂર્ણતામા, સ્વય -સત્ આત્માના સત્યની પ્રકાશિત અને પ્રમાણભૂત સહજતા પ્રાપ્ત થાય છે પર તુ આ સર્વોચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરવી કઠિન છે તેમા માત્ર જીવાત્મા કે પરુષની જ અન્તઃવૃત્તિ અને

૪૧ Ibid P 581

૪૨ An Introduction To The Philosophy of Sri Aurobindo P 24-

૪૩ Ibid P 25

સંમતિ પર્યાપ્ત નથી. તેમાં વિશ્વપ્રકૃતિની સંમતિ અને પ્રવૃતિ પણ આવશ્યક છે.

ઉર્ધ્વગમનમાં અવરોધક બનતી કેટલીક બાબતો છેઃ માનસની યાંત્રિક ટેવ, પ્રાણની ટેવ, વૃત્તિની ટેવ, વ્યકિતત્વની ટેવ, ચારિત્ર્યની ટેવ તથા માનસિક, જૈવીય અને ભૌતિક જરૂરતો, વલણો, તૃષ્ણા અને બધા પ્રકારની જૂની ટેવોને લીધે થતાં કાર્યો. આ બધામાંથી મુકત થઈને આપણે અતિપ્રાકૃતિક પરિવર્તન માટે સભાન પ્રયત્ન કરવા જોઈએ. અતિમાનસીય પરિવર્તન માટેની આ પહેલી શરત છે.

બીજી શરત આપતાં શ્રી અરવિંદ કહે છે કે બાહ્યને બદલે આંતરિક કક્ષાએ અંતઃસ્ફૂરણાનું કેન્દ્રીકરણ અને સ્થાન તથા આ નવી ભૂમિકાએ દઢ પાયો, એ વૈયકિતકતામાંથી વૈશ્વિક કક્ષાએ થતું રૂપાંતર, બીજી શરત છે. આ કક્ષાએ સામાન્ય માનવીની ચેતનાની કક્ષાને બદલે યોગીની ચેતનાની કક્ષા હોય છે. આમ ઉર્ધ્વગમનની કક્ષાઓ દ્વારા આપણે આધ્યાત્મિક માનસમાંથી અતિમાનસીય કક્ષાએ પહોંચી શકીએ છીએ. જો અતિમાનસીય શક્તિ પ્રત્યક્ષ કાર્ય કરવાનું શરૂ કરે તો આ કક્ષા પ્રાપ્ત કરી શકાય. પરંતુ તેને માટેની શરત એ છે કે અતિમાનસીય પ્રકાશને ઝીલવા માટે વિશ્વ–પ્રકૃતિ તૈયાર હોવી જોઈએ. સામાન્ય કુદરત અને તેની શકિત તથા અતિમાનસીય શકિત વચ્ચે ઘણી મોટી અસમાનતા છે. આથી આ પ્રકૃતિ અપુખ્ત હોય તો અતિમાનસીય પરિવર્તનની આ ત્રીજી શરત પરિપૂર્ણ બનશે નહીં. શ્રી અરવિંદ કહે છે કે નિમ્ન કક્ષાની પ્રકૃતિ કાં તો અતિમાનસીય સર્વોચ્ચ પ્રકાશ ઝીલી શકે નહીં કે ઝીલે તો પ્રાપ્ત કરી શકે કે પ્રતિક્રિયા કરી શકે નહીં. વળી જો પ્રાપ્ત કરી શકે તોપણ પોતાનામાં તેને ભેળવી શકે નહીં. જ્યાં સુધી વિશ્વ–પ્રકૃતિ કે કુદરત તૈયાર ન હોય ત્યાં સુધી અતિમાનસીય શકિતને પરોક્ષ રીતે કાર્ય કરવું પડે છે. આમ તેને અધિમાનસ કે અંતઃસ્ફૂરણાની વચગાળાની શકિતઓ દ્વારા કાર્ય કરવાનું રહે છે.[૪૪] અતિમાનસીય કક્ષાએ તો વિચાર, તાદાત્મ્ય દ્વારા જ્ઞાનના સ્વરૂપનો હોય છે. તાદાત્મ્ય અને દષ્ટિ એક જ દષ્ટિપાતમાં સત્યને તેના હાર્દમાં, તેની સમગ્રતામાં અને તેના વિભાગોમાં નીરખી લે છે.[૪૫]

૪૪. Ibid Pp. 824-828
૪૫. The Synthesis of yoga P. 777

--

**જ્ઞાનની યોગપદ્ધતિ** શ્રી અરવિંદ અને માતાજીની સર્વોચ્ચ સ્થિતિમાં 'જાણવું' અને 'થવું' બન્ને એક ગણે છે આવી પરિસ્થિતિ સર્વોત્તમ એવા પૂર્ણ યોગની પદ્ધતિ છે યોગ આપણા અંતરાત્માને સત્તા તરીકે ઓળખે છે અને તેથી યોગની પદ્ધતિ નિમ્ન કક્ષાના જ્ઞાનની પદ્ધતિથી ભિન્ન છે નિમ્ન કક્ષાનું જ્ઞાન ઈશ્વર પ્રતિ બાહ્ય અને પરોક્ષ રીતે આગળ વધે છે જ્યારે યોગ ત્યાં પ્રત્યક્ષ રીતે પહોંચે છે માત્ર યોગની પદ્ધતિ દ્વારા જ સત્તા સાથેના તાદાત્મ્યનું પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થાય છે અને તેમાં જ્ઞાતા ના ( અને સત્તા એક અને અભિન્ન છે આ માટે એકત્રી એકાગ્રતા દ્વારા સત્તા પ્રત્યેની અભિમુખતા કેળવવી જોઈએ| શ્રી અરવિંદ કહે છે કે સત્ય સાથે, જ્ઞેય સાથે એક થવામાં જ અતિમાનસીય જ્ઞાન ઉત્તમ રીતે પ્રાપ્ત થઈ શકે | તેથી પ્રત્યક્ષ ચેતનામાં જ્ઞેયને પોતાનાથી અલગ નહીં, પરંતુ પોતાના નૈત્યિક આત્માના ભાગ તરીકે અનુભવાય છે આ સર્વોત્તમ અને સંપૂર્ણ જ્ઞાનના પરિણામે પ્રાપ્ત થતી અતિમાનસીય દૃષ્ટિ, માનસને માટે જે અમૂર્ત છે તેને મૂર્ત બનાવી શકે છે ૪૬ સામાન્ય મનોમય કક્ષાનો માનવી પોતાના અનુભવ અને મનોમયતાની વિશાળતા કે સંકુચિતતા અનુસાર નિર્ણિત થયેલ ક્ષેત્રમાં વિચારશે અને કાર્ય કરશે જ્યારે અતિમાનસીય માનવાનું ક્ષેત્ર સમગ્ર પૃથ્વી અને તેની પાછળ રહેલ સત્તના બીજા સ્તરો પણ હશે

જ્ઞાનના યોગની પદ્ધતિમાં દૃષ્ટિને અંતર તરફ વાળીને બાહ્ય અભિવ્યક્તિમાં રહેલ 'એક' એવી સનાતન સત્તાને પામવાની છે નિમ્ન કક્ષાનું જ્ઞાન માત્ર અભિવ્યક્તિઓ સાથે જ સંબંધિત છે આથી ઉચ્ચ જ્ઞાનમાં આ જેની અભિવ્યક્તિઓ છે તે સત્તા પ્રતિ ઉર્ધ્વગમન કરવાનું છે આ કાર્ય તે એમાંની માટે આવશ્યક એવી ત્રણ ક્રિયાઓ દ્વારા કરે છે શુદ્ધિકરણ એકાગ્રતા અને તાદાત્મ્યીકરણ

**ઉર્ધ્વગમનની ક્રિયાઓ** શુદ્ધિકરણનો હેતુ સમગ્ર માનસિક સત્તને ની સત્તાનું સ્પષ્ટ પ્રતિબિંબ પાડે તેવું બનાવવાનો છે આનું કારણ એ છે કે સામાન્ય કક્ષાની માનસિકતામાં તો વિશ્વની ભૌતિક અને માનસિક દૃષ્ટિઓ દ્વારા ઉત્પન્ન થયેલ ગૂંચવણનું પ્રતિબિંબ પડતું હોય છે અનેક લક્ષી તૃષ્ણાઓ પાછળ દાડતા વિચારોને અને સંકલ્પને આપણે સર્વના મૂળમાં રહેલ અનંત સત્ પ્રત્યે કેંદ્રિત કરવા જોઈએ આ ઉપરાંત સામાન્ય

૪૬ Ibid P 775

માનસિકતાએ આપણી અને સત્ય વચ્ચે ઉત્પન્ન કરેલા દ્વૈતનો પડદો દૂર કરવો જોઈએ / સત્ય જ્ઞાન તો સામાન્ય ધ્યાન અને પ્રત્યક્ષીકરણ દ્વારા મેળવી શકાય જ્યારે આંતરિક, અગોચર અને ઉચ્ચ સત્ય તો પોતાની જ્ઞેય બાબત ઉપર માનસની સંપૂર્ણ એકાગ્રતા દ્વારા ગ્રહણ કરી શકાય, તથા સંકલ્પની પૂર્ણ એકાગ્રતા દ્વારા પ્રાપ્ત કરી શકાય વળી એકવાર પ્રાપ્ત કર્યા બાદ તેને કાયમી રીતે ધારણ કરવાની અને તેની સાથે પોતાના એકતા પ્રાપ્ત કરવાની રહે છે તાદાત્મ્યીકરણ એ પૂર્ણ જ્ઞાન અને સત્યની પ્રાપ્તિની આવશ્યક શરત છે આ કાર્ય નીચી કક્ષાની જ્ઞાનની પદ્ધતિ ન કરી શકે એ સ્વાભાવિક છે આપણે જે જ્ઞાન પ્રાપ્ત કરવાનું છે તે બૌદ્ધિક સત્યનું જ્ઞાન નથી ઈશ્વર અને આપણા પોતાના અંગે તથા વિશ્વ વિશે માનસિક પ્રત્યયો પ્રાપ્ત કરવા એ બુદ્ધિ માટે યોગ્ય છે જ, પરંતુ આત્મા માટે તે સમુચિત છે આનું કારણ એ છે કે આ પ્રત્યયો દ્વારા આપણે અનંત સત્નું સચેત સંદર્શન બની શકતા નથી / ભારતીય પ્રાચીન વિચારધારા અનુસાર જ્ઞાન એટલે આ માનુભવમાં અને પ્રત્યક્ષ દર્શનમાં સર્વોત્તમ તત્વને ધારણ કરની ચેતના આ જ્ઞાનમાં આપણે આ સર્વોચ્ચ સત્ બનવાનું છ ૪૭ વેદના દૃષ્ટાઓ અનુસાર જ્ઞાન એટલે દૈવી સાત્વિકતાએ અને સર્વોત્તમ અનંતતાએ પહોંચવુ, તેમા રહવુ, તેને ધારણ કરવુ તે થવુ, તે જાણવુ, તેના અસર અનુભવવી અને પોતાની સમગ્રતામા તે 'એક'ને વ્યકત કરવુ ૪૮

**યોગપદ્ધતિનુ સમન્વયવાદી દૃષ્ટિબિંદુ.** સઘળા જગત માટે માનસની એકાગ્રતા અને સંકલ્પની તાલીમને લીધે સૌ પહેલા દૈવી સત્તાનુ બૌદ્ધિક પ્રત્યક્ષીકરણ પ્રાપ્ત થાય છે તેથી આગળ અંતઃસ્ફુરણા દ્વારા સત્તાની ઝાંખી થાય છે પરંતુ આ રીતે અમુક હદથી આગળ વધી શકાય નહી આ કાર્ય તો માત્ર યોગની વિશિષ્ટ પદ્ધતિથી જ થઈ શકે તેમાં સત્તાના પૂર્ણ પ્રતિબિંબ માટે આપણા સમગ્ર અસ્તિત્વનુ પદ્ધતિસરનુ એવુ શુદ્ધિકરણ આવશ્યક છે આ પદ્ધતિમા નિમ્ન કક્ષાના જ્ઞાનની અપૂર્ણ એકાગ્રતાઓને બદલે સંપૂર્ણ એકાગ્રતા અસ્પષ્ટ અને બિનઅસરકારક તાદાત્મ્યીકરણને બદલે સંપૂર્ણ પ્રગાઢ અને અસરકારક એવા ચેતનવંતા સાયુજ્યનુ તાદાત્મ્યીકરણ પ્રાપ્ત થાય છે

૪૭ L D P 611
૪૮ Ibd P 612

પોતાના માર્ગમાં કે પોતાની સિદ્ધિમાં યોગ નિમ્ન કક્ષાના સ્વરૂપોને તરછોડતો નથી નિમ્ન કક્ષાને તરછોડતુ આધ્યાત્મિક વલણ અતિમાત્રાનુ અને વિશ્વની વાસ્તવિકતાને નકારતુ વલણ છે સાચી યોગપદ્ધતિમાં જે ભિન્નતા છે તે પોતાના ધ્યેયને અનુકૂળ પદ્ધતિઓના વિશિષ્ટીકરણમાં, પોતાના ધ્યેયની ઉચ્ચતા, વિશાળતા અને તીવ્રતામા છે. તેમાં નિમ્ન કક્ષાના સ્વરૂપોને ઉર્ધ્વગમનમા સાથે સાંકળીને તેનો સહાયક તરીકે ઉપયોગ થાય છે. યોગની આ સમગ્ર પદ્ધતિ મનોવૈજ્ઞાનિક છે વળી તે પૂર્ણ મનોવૈજ્ઞાનિક જ્ઞાન માટેની સપૂર્ણ તાલીમ છે. ઈશ્વરના સાક્ષાત્કાર માટે પોતાના સત્યના સિદ્ધાંતો દ્વારા અને તત્ત્વજ્ઞાનની સામગ્રીના આધારે તે પ્રારભ કરે છે અને તત્ત્વજ્ઞાન જે બૌદ્ધિક સમજણ આપે છે તેને વિચારથી આગળ દૃષ્ટિમાં અને સમજણથી આગળ પ્રાપ્તિ અને સાક્ષાત્કારમા લઈ જાય છે તત્ત્વજ્ઞાન જેને દૂરનુ અને અમૂર્ત ગણીને છોડી દે છે તેને યોગ આધ્યાત્મિક નક્કરતામા અને ચેતનવતા સહવાસમા લાવે છે. યોગનુ જ્ઞાન પ્રાપ્ત કરનાર સર્વમા ઈશ્વરને નીરખે છે તે વિજ્ઞાનની સામગ્રીમા, તત્ત્વજ્ઞાનની તારવણીઓમા અને શુભના સ્વરૂપોમા ઈશ્વરને જ નીરખે છે[૪૯]

આમ શ્રી અરવિંદની પૂર્ણ પદ્ધતિ યોગની પદ્ધતિ છે અને તેમા અનતનો તર્ક આધ્યાત્મિક અતસ્ફૂરણા અને તેની કક્ષાઓનો સમાવેશ થાય છે અહી સર્વોચ્ચ કક્ષાની પ્રાપ્તિ નિમ્ન કક્ષાના નાશ દ્વારા નાશ નહી, પણ તેના ઉર્ધ્વગમનમાં થાય છે આથી શ્રી અરવિંદની પદ્ધતિની સમગ્રતામા વિવિધ પદ્ધતિઓનો સમતુલિત અને સુભગ સમન્વય થયો છે આને પરિણામે તત્ત્વજ્ઞાનની એક મૌલિક અને પૂર્ણ પદ્ધતિની પ્રાપ્તિ થઈ છે.

૪૯ The Synthesis of Yoga Pp 478–481

સદર્ભગ્રથો


૧ Sri Aurobindo The Life Divine (1965) India Library Society N y

૨. Brightman An Introduction To Philosophy (1963) Holt Rinehart

૩ Bhattacharya The Principles of Philosophy (1959) Calcutta University

४ Frank Thilly A History of Philosophy (1955) Allen and Unwin

५ R N Beck (Ed) *Perspectives In philosophy* (1969) Holt Rinehart

६ Bergson : Creative Evolution (1944) The Modern Library N Y

७ Sri Aurobindo The Synthesis of Yoga (1965) Sri Aurobindo Ashram

८ Satprem Sri Aurobindo or The Adventure of Consciousness (1968) Sri Aurobindo Ashram

९ Sri Aurobindo The Supramental Manifestation Upon Earth (1952) Sri Aurobindo Ashram

१० Sethna *The Vision and Work of Sri Aurobindo* (1968) Sri Aurobindo Ashram

११ Maitra An Introduction To The Philosophy of Sri Aurobindo (1965) Sri Aurobindo Ashram

પ્રકરણ ૫

# બ્રહ્મ અને ઇશ્વર

## અ બ્રહ્મ

**માનવીની મહત્વાકાંક્ષા**

વિવિધતા અને વિરોધોની સમજણના પ્રયાસો યુગોથી માનવીએ પોતાના વિચારમાં જેને સર્વોચ્ચ ગણ્યુ છે તેને પ્રાપ્ત કરવા સતત*પ્રયાસો કર્યા છે સર્વોચ્ચ સત્તા કે ઇશ્વરને ઓળખવામાં, પૂર્ણતા પ્રત્યેના વલણમા, શુદ્ધ સત્ય અને અમિશ્રિત આનંદના તથા રહસ્યમય અમરતાના માનવીના ખ્વાબોમા આ પ્રયાસોની અભિવ્યક્તિ થયેલી છે માનવજ્ઞાનના ઉષ કાળથી આ અભીપ્સા અવિરતપણે જોવા મળે છે આજે પણ કુદરતની બાહ્ય બાબતોના સફળ વિશ્લેષણથી તૃપ્ત થયો હોવા છતાં, માનવી સંતોષ પામ્યો નથી તેની આકાંક્ષા માટે તો ઇશ્વર, પ્રકાશ સ્વાતંત્ર્ય અને અમરત્વનુ પ્રાચીન જ્ઞાનનુ સમીકરણ અતિમ ધ્યેય રહ્યુ છે જ્યાં સુધી સમતાએ ન પહોચે ત્યા સુધી માનવીના વિચારને જપ વળતો નથી ઇશ્વર, પ્રકાશ, સ્વાતંત્ર્ય અને અમરત્વ જેવા આદર્શો, માનવી માટે, એકીસાથે પોતાના સામાન્ય અનુભવની વિરોધી બાબતો તેમ જ ઉચ્ચતર અને ઊડા અનુભવની પણ બાબતો છે[1] વિવિધતા અને વિરોધોને સમજાવતા એવા પૂર્ણ સત્યને પ્રાપ્ત કરવા માનવી પ્રયત્નશીલ રહ્યો છે

**એકતાની પ્રાપ્તિના પ્રયાસો** પોતાની સામાન્ય કક્ષાની માનસિક મર્યાદાને કારણે વ્યક્તિ પોતાના સત્તે સપૂર્ણ ઐક્યમા પીછાની શકતી નથી અને તેથી ક્રમશ આગળ વધે છે તેની સમક્ષ વિવિધતાઓ દ્વારા એકતા રજૂ થાય છે વળી માનવીની જ્ઞાનની શોધ, તેની અનેકમુખી વિવિધતાના સારરૂપ ત્રણ મૂળભૂત તત્ત્વો સાથે સકળાયેલ છે આ છે માનવી, વિશ્વ અને ઇશ્વર[2] જ્ઞાન માટે આ ત્રણેય કક્ષાના સત્તી એકતાનુ પ્રત્યક્ષીકરણ અગત્યનુ છે એકતાના સાક્ષાત્કાર વિના આ ત્રણમાથી કોઈ વિશેનુ જ્ઞાન

૧ L D P 3

૨ Ibid P 612

સંપૂર્ણ બની શકે નહીં. દરેકની પોતાની પૂર્ણતા એ દરેક માટે એકનાની જરૂરત છે. દરેકને પૂર્ણતામાં જાણવાથી ત્રણેય આપણી ચેતનામા એક બને છે. સંપૂર્ણ જ્ઞાનમાં બધું જ્ઞાન એક અને અવિભાજિત બને છે.[૩]

માનવીના ચિંતનના ઇતિહાસમાં સત્‌ની ઉપરોક્ત ત્રણેય કક્ષાઓ નકારવાનો પ્રયાસ થયેલો છે. માનવીએ પોતાના સાચા સત્‌ને, વિશ્વના સાચા સત્‌ને અને ઇશ્વરને નકાર્યા છે. પરંતુ સાથે આ અસ્વીકારમાં જ્ઞાન માટેના માનવીના પ્રયાસની એ જ સતત આવશ્યકતા દૃષ્ટિગોચર થાય છે.[૪] આનું કારણ એ છે કે આ ત્રણેય કક્ષાઓની એકતા હાસલ કરવાની લાગણી માનવી અનુભવે છે-પછી ભલે આ એકતા, ત્રણમાંથી ગમે તે એને બાદ કરીને કે બાકી રહેલ ત્રીજામાં ભેળવીને તે પ્રાપ્ત કરે.

આ એકતા પ્રાપ્ત કરવા માટે માનવી પોતાને જ માત્ર કારણ તરીકે સ્વીકારીને બાકી બધાને પોતાના માનસના સર્જન તરીકે ગણે છે. આત્મનિષ્ઠ આદર્શવાદ અને માનસવાદનું આવું મંતવ્ય છે. કેટલીકવાર માનવી પ્રકૃતિને જ સ્વીકારીને બાકી બધાને પ્રકૃતિ-શક્તિની બાબતો ગણે છે. આવું મંતવ્ય વિજ્ઞાન અને ભૌતિકવાદનું છે. ઇશ્વર કે બ્રહ્મને જ સ્વીકારીને બાકી બધાને ભ્રમ ગણતું મંતવ્ય અનિર્વચનીય માયાનો આશરો લે છે. આ છે કેવલાદ્વૈતનું અતિમાત્રાનું દૃષ્ટિબિંદુ. સર્વેશ્વરવાદ ઇશ્વરને સ્વીકારીને બીજા બેને નકારે છે. બધાના અસ્વીકાર દ્વારા શૂન્યવાદ, અમાપ શૂન્યમા, બધાને એક કરવા પ્રયાસ કરે છે. પરંતુ શ્રી અરવિંદ કહે છે કે આ બધા નકારમાથી કોઇપણ પૂરો સંતોષ આપી શકે તેમ નથી. વળી તેમા સમગ્ર સમસ્યાનું નિવારણ નથી. ઇશ્વરનો ઇન્કાર એ પોતાના સર્વોચ્ચ અને અંતિમ સત્‌નો અને પોતાની સાચી ખોજનો જ ઇન્કાર છે. પ્રકૃતિવાદી અનીશ્વરવાદના યુગો હંમેશા ટૂંક-જીવી જ રહ્યાં છે કારણ કે, તે માનવીમાં રહેલ અગોચર જ્ઞાનને કદી પણ સંતોષ આપી શકે નહીં. આથી ગમે તેવું તાર્કિક રીતે સંપૂર્ણ અને કૌશલ્યપૂર્ણ નિરાકરણ હોય તોપણ તે જ્ઞાનનો અંતિમ શબ્દ બની શકે નહીં ઉપરોક્ત ત્રણેય પાસાં કે સત્‌ની ત્રણેય કક્ષામાંથી કોઇને પણ અવગણવાથી સાચી

૩ Ibid P. 615
૪. Ibid P. 613

એકતા પ્રાપ્ત થતી નથી. વ્યક્તિ અને વિશ્વ બન્નેને બ્રહ્મ કે ઇશ્વરની આવશ્યકતા રહે છે: આ બ્રહ્મની એકતામાં બધાનો સ્વીકાર છે. આમ એકતા માટે માનવીએ આ સર્વોચ્ચ બ્રહ્મની કક્ષાએ પહોંચવાનું છે.

નિરાકરણના પ્રયાસો :|શ્રી અરવિંદ દર્શાવે છે કે વ્યક્તિને અને વિશ્વને નકારીને બ્રહ્મને સ્વીકારી શકાય નહીં| કારણ કે, તેથી તો આ સમસ્યાના નિરાકરણથી દૂર જવાતું બને છે. વળી તેથી તો માનવી પોતે અને વિશ્વ, સમજાવી ન શકાય તેવું હેતુવિહીન રહસ્ય બની રહે છે. આવું નિરાકરણ માનવીની બુદ્ધિના અમુક અંશને સંતોષ આપી શકે છે. દા. ત., અનિભૌતિકનો ઇન્કાર ભૌતિક બુદ્ધિને સહેલાઇથી સંતોષી શકે પરંતુ તેનાં હૃદય, સંકલ્પ અને શક્તિશાળી તીવ્ર અંશોને સંતોષ આપી શકે નહીં. આથી બધાને એકસૂત્રે સાંકળતા અને જેમાં પ્રકૃતિ માનવમાં અને માનવી પ્રકૃતિના પરિપૂર્ણતા પ્રાપ્ત કરે તથા આ બન્ને પોતાને ઇશ્વરમા પીછાને એવા અંતિમ સત્તને શોધવાની માનવીની મહેચ્છા છે. આનું કારણ એ છે કે અંતે તો માનવી અને કુદરતમા દૈવી તત્ત્વની પોતાની આત્મ-અભિવ્યક્તિ છે.[૫]

વ્યક્તિ અને વિશ્વ ઇશ્વરની શક્તિની અભિવ્યક્તિ છે. વિવિધતામા વિસ્તરિત દૈવી સત્તા વૈયક્તિક સત્તનો આત્મા છે|પોતાના વિશે અને વિશ્વ વિષેના જ્ઞાન દ્વારા માનવી ઇશ્વર વિષેનું જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે; અન્યથા નહીં.|ઇશ્વરના અભિવ્યક્તિઓના ઇન્કાર દ્વારા નહીં પણ અજ્ઞાન અને અજ્ઞાનના પરિણામોની મર્યાદામાંથી મુક્ત થઈને તે આવું જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે. તે આ કાર્ય એક અભિવ્યક્તિ તરીકે પોતાના દ્વારા કે બીજી અભિવ્યક્તિ તરીકે વિશ્વ દ્વારા કરી શકે છે. માત્ર પોતાના જ દ્વારા આ કાર્ય કરવાથી માનવી અવ્યાખ્યેયમાં ભળી જઇ શકે છે પરંતુ, વિશ્વને તે ગુમાવે છે માત્ર વિશ્વ દ્વારા જ કાર્ય કરવાથી પોતાની વ્યક્તિમત્તાને કાં તો વૈશ્વિક અવૈયક્તિકતામાં એકરૂપ કરશે અથવા તો તે વૈશ્વિક-શક્તિનું અવૈયક્તિક વાહન બનશે. પરંતુ બન્નેના સરખા અને પૂર્ણ સમન્વયથી અને દૈવી સત્તાના બધા પાસા ગ્રહણ કરીને આગળ વધવાથી તેની પરિપૂર્ણતા હાસલ કરી શકાય છે. આમ વિશ્વના અને ઇશ્વરના જ્ઞાન દ્વારા માનવી સ્વ-જ્ઞાન પ્રાપ્ત કરે

૫ Ibid Pp 614–615

છે તથા પોતાના વૈયક્તિક સત્‌નું સર્વોચ્ચ ધ્યેય પ્રાપ્ત કરે છે. પોતાના અહંથી આગળ વધીને વિશ્વબંધુત્વમાં અને આ બન્નેથી આગળ વધીને આધ્યાત્મિકતામાં ઈશ્વર સાથે અને ઈશ્વરમાં પોતાની અને કુદરતની એકતા, માનવી અનુભવે છે. આમ માનવી બાકીના વિશ્વ સાથે પોતાની એકતા કુદરત કે માનવજાતમાં શોધે છે કે ઇશ્વરમાં શોધે છે અને દૈવી સત્તા સાથેની એકતા પ્રતિ આગળ વધે છે. મહદ્ અંશે આ બન્ને માર્ગોએ માનવી પ્રયત્ન કરે છે અને પોતે પ્રાપ્ત કરેલ અપૂર્ણ શોધખોળના સંદર્ભમાં, ઉત્તમ લાગતા ક્રમશ: નિરાકરણોમાં, પોતાને નિયત કરવા સતત પ્રયાસ કરે છે. આ કાર્યમાં પ્રકૃતિ અને ઇશ્વર અંગેનું તેનું જ્ઞાન સહાયભૂત થાય છે.[૬]

આમ છતાં માનવીનો સામાન્ય તર્ક બૌદ્ધિક માનસને સંતોષ આપતો હોવા છતાં ત્રેવડી ભૂલને પાત્ર રહે છે. બ્રહ્મ અને મર્યાદિત સત્ વચ્ચે પૂરી ન શકાય તેવું અંતર ઉત્પન્ન કરવાની ભૂલ, વિરોધના નિયમને અત્યંત સરળ તથા જડ જેવો ચૂસ્ત બનાવીને બીજા ક્ષેત્રોમા તેનું અનધિકૃત ઉપયોજન કરવાની ભૂલ, અનંતમાં જેનાં મૂળ છે તેવી બાબતોને સમયના સંદર્ભમાં લેવાની ભુલ.[૭] આથી માનવીના માનસને બ્રહ્મ અંતસ્થ તેમજ પારગામી, વૈશ્વિક તેમ જ વૈયક્તિક. 'એક' તેમ જ અનેક એકીસાથે હોય તે, વિરોધી બાબતો લાગે છે બ્રહ્મના આ વિરોધાભાસી સ્વરૂપને શ્રી શંકરાચાર્ય 'અનિર્વચનીય' કહે છે તો બ્રેડલે તેને અબૌદ્ધિક 'કાર્પ્રક' કહે છે. લાઇબનીઝને, આ માટે, 'પૂર્વસ્થાપિત સુમેળ'નો આશરો લેવો પડયો છે.

ભારતીય તેમ જ પાશ્ચાત્ય વિચારધારામાં અભિગમોની ભિન્નતાને કારણે બ્રહ્મ વિષેના વિભિન્ન ખ્યાલો રચાયા છે. આ ખ્યાલોના સંદર્ભમાં શ્રી અરવિંદનો સમન્વયવાદી અભિગમ વધુ સ્પષ્ટ થશે.

## બ્રહ્મ અંગેના વિવિધ દૃષ્ટિબિંદુઓ

**ભૌતિક બ્રહ્મ :** પ્રો. સેમ્યુઅલ એલેકઝાન્ડર અનુસાર પોતાની તદ્દન સરળ અને સૌથી મૂળભૂત અભિવ્યક્તિમા વિશ્વ, બધાને સમાવતું સ્થળ-કાળ છે. આ સ્થળ-કાળમાથી પ્રાથમિક ગુણોની, ગૌણ ગુણોની, પ્રાણની

૬. Ibid P. 620
૭ Ibid P. 339

અને માનસની કક્ષાઓની અભિવ્યકિત થઈ છે. કુદરતની હવે પછીની કક્ષા અભિવ્યકત થઈ નહીં હોવાથી તેને વર્ણવી શકાય નહીં. આ કક્ષાને તે દેવ (Deity) કહે છે. તેના મતે આ બધી કક્ષાઓ માયા ઉદ્ભવો છે અને તેને સમજાવવાના પ્રયાસોની મર્યાદા છે. આથી વૈજ્ઞાનિકોને શીખ આપતાં તે કહે છે કે ઉત્તર આપી ન શકાય તેવા 'તાત્ત્વિક ઘેલછા'ના પ્રશ્નોમાં તેણે સંડોવાવું જોઈએ નહીં. ભૌતિક–રાસાયણિક ગુણધર્મોમાંથી જીવનની ઉત્પત્તિ સમજાવતાં તે કહે છે કે નિમ્ન કક્ષામાંથી જીવનમાં ચાલુ રહેતા લક્ષણો નિમ્નકક્ષાના વિશિષ્ટ ગુણો નથી; તે છે સમગ્ર અસ્તિત્વને સમાન એવા સ્થળ–કાળના લક્ષણો.[૮] આમ ભૌતિકતા, જૈવીયતા અને માનસિકતા તરીકેના આનુભવિક ગુણો વિવિધ કક્ષાની સ્થળ–કાળની ગોઠવણીની જટિલતા ઉપર આધાર રાખે છે. પરંતુ અહીં એલેકઝાન્ડર આનુભવિક વસ્તુ–વિહીન કેવળ સ્થળ–કાળ, પ્રારંભથી જ સર્જનાત્મક પ્રેરકત્વથી, કેમ સભર છે તે સમજાવતા નથી.[૯] આમ સમગ્ર સત્‌ના મૂળ તરીકે સ્થળ-કાળને લેવું મંતવ્ય સત્ કે બ્રહ્મને ભૌતિક ગણે છે. સર્વવ્યાપી પ્રેરકત્વ વિના ભૌતિક બ્રહ્મની સમજૂતી અધૂરી જ રહે છે. શ્રી અરવિંદ કહે છે કે સમગ્ર જીવન અને સત્‌નું સત્ય સર્વવ્યાપી સત્તા છે. બ્રહ્મ સર્વનો પ્રારંભ અને અંત છે. આપણી, એકતા પ્રાપ્ત કરવાની ઉતાવળમાં, આપણે અનંત સત્તાને તેના એક પાસા તરીકે લઈને બીજાને અવગણીએ છીએ. આથી આપણે સાચી એકતાને બદલે અવિભાજિતનું જ વિભાજન કરીએ છીએ.[૧૦] આમ સ્થળ–કાળને બધાનું મૂળ લેવા છતાં એકાંગી અભિગમને કારણે એલેકઝાન્ડરનું મંતવ્ય અયથાર્થ બન્યું છે.

**પ્રાણમય બ્રહ્મ :** પોતાના પ્રાણ–શકિત કે જીવન–શકિતના સિદ્ધાંતમાં બર્ગસાં પ્રાણમય બ્રહ્મનો ખ્યાલ લે છે. તેમના મતે પ્રાણશકિત સનાતન એવો સર્જનનો સિદ્ધાંત છે. આ અંતિમ સત્‌ને તે સતત પરિવર્તન કે પ્રક્રિયા જ ગણે છે. પ્રાણશકિતના સ્ફોટ કે સ્રોતનું કેન્દ્ર પણ માત્ર પ્રક્રિયા જ છે.[૧૧] મંતવ્ય એકતત્ત્વવાદી ચેતનવાદ ગણી શકાય. એલેકઝાન્ડર સર્વને સમાવતી ગતિની પદ્ધતિ તરીકે સ્થળ–કાળથી પ્રારંભ કરે છે; જ્યારે બર્ગસાં સ્થળથી

૮. Perspectives In Philosophy Pp. 145–146

૯ Sri Aurobindo's Philosophy of Evolution P. 175

૧૦. L. D. P. 35

૧૧. Creative Evolution P. 271

મુક્ત શુદ્ધ કાળથી શરૂ કરે છે. એલેક્ઝાન્ડરના સ્થળ-કાળના સિદ્ધાંત કરતાં બર્ગસાંનો સિદ્ધાંત વધુ સમૃદ્ધ હોવા છતા અનંત વૈવિધ્યમય સ્વરૂપોને સમજાવવા માટે પર્યાપ્ત નથી. શ્રી અરવિંદ દર્શાવે છે કે જે હજી અનભિવ્યક્ત છે તે કાળવિહીન છે અને તે પોતાની પ્રક્રિયા સમયમાં અભિવ્યક્ત કરે છે.|આ બન્ને એક જ સનાતન તત્ત્વની સ્થિતિઓ છે. એક છે અનંતની અચલાયમાન સ્થિતિ અને બીજી છે ચલાયમાન સ્થિતિ. સત્તાની મૂળ સ્થિતિ તો સ્થળ-કાળથી પર છે. સ્થળ-કાળ તો એક જ સત્તાના આત્મ-વિસ્તારના આપણે આપેલાં નામો છે.. સ્વરૂપો અને વસ્તુઓને સાથે ધારણ કરવા માટેનો બ્રહ્મનો વિસ્તાર એ સ્થળ છે અને પોતાની આત્મ-શક્તિથી સ્વરૂપો અને વસ્તુઓની ગતિ માટે બ્રહ્મનો આત્મ-વિસ્તાર એ સમય છે.[૧૨] આમ બન્ને એક જ સત્તાના આત્મ-વિસ્તારના બે પાસાં છે. આથી માત્ર સમયને જ મૂળભૂત સત્તા ગણી શકાય નહીં.[૧૩]

**માનસિક બ્રહ્મ :** હેગલ માનસિક બ્રહ્મનો ખ્યાલ પ્રતિપાદિત કરે છે. તેના મતે જેનું આ વિશ્વ બાહ્ય અભિવ્યક્તિ છે તે આત્મ-ચેતનાનો આત્મ-ભિન્નતા અને આત્મ-પરલક્ષિતાનો સિદ્ધાંત બ્રહ્મ છે. તે કહે છે કે સત્ય એ સમગ્ર છે. પરંતુ સાથે દર્શાવે છે કે પોતાના વિકાસની પ્રક્રિયા દ્વારા તે પોતાના સ્વરૂપની સંપૂર્ણતા હાંસલ કરે છે. આમ બ્રહ્મ કે અંતિમ સત્‌ને આવશ્યક રીતે એક પરિણામ તરીકે ગણવું જોઈએ પ્રારંભમાં સૌ પહેલાં અભિવ્યક્ત થયેલ બ્રહ્મ માત્ર વૈશ્વિક જ છે. આત્મ ચિંતન અંતિમ પરિણામનું સત્ય છે અને તેમા પરિણામ તથા પરિણામ પ્રતિ લઈ જતી પ્રક્રિયા વચ્ચે વિરોધ નથી.[૧૪]

આમ હેગલનો બ્રહ્મ સંપૂર્ણ વિચાર છે અને વિચારનો સિદ્ધાંત સાતત્યનો છે. હેગલના આ પૂર્ણ વિચારના સિદ્ધાતમા વિકાસની બધી કક્ષાઓનો સમાવેશ થાય છે. આમ અંતિમ સત્તા કે બ્રહ્મના ખ્યાલમા હેગલ સાતત્યનો અને વિકાસનો ખ્યાલ લે છે. વિશ્વમા આની અભિવ્યક્તિના સૌથી સામાન્ય સ્વરૂપને તે ઇતિહાસ ગણે છે.[૧૫] વળી તે માને છે કે

૧૨. L. D. P. 325
૧૩. Ibid P. 346
૧૪. Perspectives In Philosophy Pp 208-209
૧૫. Sri Aurobindo's Philosophy of Evolution P. 176

વિચારના વિકાસના તાર્કિક સિદ્ધાંતોને ક્રમશ: અનુસરે છે. આ રીતે હેગલ માનવીની અત્યારની સામાન્ય ચેતનાને સહારે અને વિચારની મદદથી બ્રહ્મના ખ્યાલની રચના કરે છે પરંતુ શ્રી અરવિંદ કહે છે કે બ્રહ્મ તર્ક દ્વારા અપ્રાપ્ય છે. તેને આધ્યાત્મિક અનુભવની અતીન્દ્રિય દશામાં પ્રાપ્ત કરી શકાય. ઇંદ્રિયગત બુદ્ધિ આધ્યાત્મિક અનુભવોની નિર્ણાયક હોઈ શકે નહીં. તે અમૂર્ત વિચારોને વાસ્તવિકતાઓ માને છે અને આપણા સત્‌ની સમગ્ર અને આવશ્યક હકીકતોને ગ્રહણ કરીને ચાલતી નથી.[16] આથી હેગલનો બ્રહ્મનો ખ્યાલ કૃત્રિમ અને અમૂર્ત છે. અનંત સત્તાની પ્રક્રિયાઓમાં તર્ક છે; પરંતુ તે માનસિક કે ભૌતિક નથી. તે છે આધ્યાત્મિક અને અતિમાનસીય તર્ક.[17] તર્કનો સામાન્ય અનુભવ ઉચ્ચતર સત્યો માટે ઉપયોગી શકાય નહીં.[18] અનંતની વિશ્વપ્રક્રિયા સમજવા માટે ચેતનાએ મર્યાદિત તર્કથી આગળ જઈને અનંતની ચેતનાના સંપર્કમાં આવવું જોઈએ.[19] આપણી મર્યાદિત ચેતનાના માત્ર વિસ્તાર દ્વારા નહીં પણ તેના આધ્યાત્મિક રૂપાંતરમાં બ્રહ્મને પામી શકાય. વળી શ્રી અરવિંદ અનુસાર માત્ર આપણા જ પ્રયત્નોથી બ્રહ્મ સુધી પહોંચી શકાય નહીં. આને માટે અતિમાનસીય સત્તાનું અવતરણ આવશ્યક છે.[20]

**બ્રહ્મની સમગ્રતા :** આમ અંતિમ સત્તાના સ્વરૂપની સમજૂતી માટે ભૌતિક, પ્રાણમય અને માનસિક કક્ષાઓ પર્યાપ્ત નથી. શ્રી અરવિંદ કહે છે કે આ બધું બ્રહ્મ છે, માનસ બ્રહ્મ છે, પ્રાણ બ્રહ્મ છે અને ભૌતિકતત્ત્વ પણ બ્રહ્મ છે. બ્રહ્મ સમયથી પર અને સમયમાં છે, સ્થળ અને સ્થળમાં રહેલ સર્વ છે. તે કારણત્વ, કારણ અને પરિણામ છે. બધી સત્તાઓ અને બધા પાસા બ્રહ્મ છે તે નિરપેક્ષ, પારગામી અને અનિર્વચનીય છે. તે પાર છે બ્રહ્મ વિશેના આવાં અનેક વિધાનોમાંથી માનવીનું વિશિષ્ટ માનસિક વલણ અમુકને સ્વીકારીને બીજાને અવગણે છે.[21] જો આપણે એક પાસા ઉપર ધ્યાન કેન્દ્રિત કરીએ અને તેને સમગ્ર ગણીએ તો હાથીના

---

૧૬. L D P 441
૧૭. Ibid P 298
૧૮. *Ibid* P 336
૧૯. Ibid P 425
૨૦. Ibid P 816
૨૧. Ibid Pp 294-295

કોઈ અંગને સ્પર્શીને હાથી વિષે નિદાનો કરતા આંધળાની વાર્તા જેવો ઘાટ થશે.[૨૨] હકીકતમાં બ્રહ્મ આ બધાં પાસાં દ્વારા સંપૂર્ણ આવરી લેવાતો નથી. આનું કારણ એ છે કે તે અનંત એકત્વ છે. ગમે તેટલા આંકડાઓનો ગુણાકાર કરવાથી એકત્વને આંબી શકાતું નથી.[૨૩] સમગ્ર ભૌતિકતત્ત્વ, સમગ્ર પ્રાણ, સમગ્ર માનસ, અતિમાનસ, સચ્ચિદાનંદ વગેરે બ્રહ્મના માત્ર સ્વરૂપો છે. તે આ બધું હોવા છતાં તેમાંનું કોઈ આ બ્રહ્મનું સમગ્ર સત્ નથી[૨૪]

રહસ્યમય બ્રહ્મ

**બ્રહ્મનો અનુભવ :** શંકરાચાર્ય અને બ્રેડલે માને છે કે વિચાર દ્વારા સત્તાને જાણી શકાય નહીં. સત્તા સંબંધ–વિહીન પ્રત્યક્ષ અનુભવ છે. સત્તાનું આવું સ્વરૂપ સૌથી પૂર્ણ સ્વરૂપ છે. આ કક્ષા સિવાયની અપૂર્ણ કે મર્યાદિત કક્ષાઓને બ્રેડલે 'આભાસ' કહે છે; જ્યારે શંકરાચાર્ય તેને માયા કહે છે. આમ બન્નેના મતે જે મર્યાદિત છે તે બ્રહ્મ નથી. આમ બ્રેડલે અનુસાર બ્રહ્મ અમૂર્ત રીતે બુદ્ધિગમ્ય હોવા છતાં માનવ–અનુભવ દ્વારા વાસ્તવમા પ્રાપ્ત કરી શકાય નહીં કારણ કે, બધાં પાસાંના પૂર્ણ ઐક્યની સ્થિતિ પ્રાપ્ત થઇ શકે નહીં. આથી બ્રેડલેનો બ્રહ્મનો ખ્યાલ પ્રત્યક્ષ અનુભૂતિના આધારે રચાયો નથી. તે કેવળ એક આદર્શ કે બૌદ્ધિક પ્રત્યય છે[૨૫] શંકરાચાર્ય, બ્રહ્મનો વાસ્તવિક અનુભવ થઈ શકે તેમ માને છે. આને માટે તે 'સાધન–ચતુષ્ટય'ની આવશ્યકતા દર્શાવે છે. શ્રી અરવિંદ પણ આવો અનુભવ પ્રાપ્ત થઇ શકે તેમ માને છે. તેઓ કહે છે કે પૂર્ણ આધ્યાત્મિક ચેતનામાં સતના બધી કક્ષાઓનું જ્ઞાન થાય છે અને તેમાં વચગાળાની કક્ષા દ્વારા સૌથી નીચેની કક્ષા સાથે સર્વોચ્ચ કક્ષા સાંકળીને, અવિભાજિત સમગ્રને પ્રાપ્ત કરે છે.[૨૬]

**બ્રહ્મની એકતા અને વિવિધતા :** બ્રેડલે અને શંકરાચાર્ય બ્રહ્મને રહસ્યમય ગણે છે. આ બ્રહ્મ સંબંધોથી પર અને અભિન્ન એકતા છે.

૨૨. Ibid P. 300
૨૩ Ibid P. 304
૨૪. Ibid P. 223
૨૫ Samkara and Bradley Pp 41–43
૨૬. L D P 566

બ્રેડલે કહે છે કે વિભિન્ન તત્ત્વોના સંબંધો સાચી એકતા આપી શકે નહીં. આથી તેઓ બ્રહ્મને જ્ઞાનના વિભિન્ન ઘટકોને સમાવતો અને તેનાથી પર જતો એવો સંબંધોથી પર અનુભવ કહે છે. આમ છતાં તેઓ દર્શાવે છે કે વિચાર, સંકલ્પ, પ્રેમ, વ્યક્તિત્વ વગેરેના ભેદો બ્રહ્મ–જીવનના સાચા ભેદોના મૂળમાં રહેલા છે. રચનાના ઘટકો તરીકે તે બધા બ્રહ્મમા રહેલાં છે. શંકરાચાર્ય અનુસાર જ્ઞાન, સંકલ્પ, પ્રેમ અને વ્યક્તિત્વ જેવા બધા ભેદો અજ્ઞાન કે અવિદ્યા છે.[૨૭] બ્રેડલે એકતામાં વિવિધતાને સાંકળે છે પણ બ્રહ્મની એકતા સાથે તેનો મેળ બેસાડવામા સફળ થતા નથી. તે કહે છે કે આ અનેકતા કેવી રીતે સાથે આવે છે તે આપણે જાણતા નથી.[૨૮] શ્રી અરવિંદ દર્શાવે છે કે આપણી ચેતના મર્યાદિત હોવાને કારણે અને આપણો તર્ક મર્યાદિત બાબતો ઉપર રચાયેલ હોવાને કારણે બ્રહ્મના અનેકવિધ સતની સર્વોચ્ચ ચાવી પ્રાપ્ત કરી શકતા નથી. એક જ સત્તાના અનેક ક્રમ છે અને કોઇ એક માટે યથાર્થ એવા પ્રત્યયો, માપનો અને ધોરણો બીજા ક્રમ માટે ઉપયોગી શકાય તેવાં યથાર્થ હોતા નથી. બ્રહ્મના આ સ્વરૂપને જાણવા માટે અંતસ્ફુરણા અને આંતરિક અનુભવ જ આપણા માર્ગદર્શકો છે. આનું અંતિમ જ્ઞાન તો અતિમાનસીય દૃષ્ટિ અને જ્ઞાન દ્વારા પ્રાપ્ત થાય.[૨૯]

**અનિર્ણિત નિર્ગુણ બ્રહ્મ :** શંકરાચાર્ય બ્રહ્મને અચલિત, સર્વવ્યાપી અનંત, ભાગોવિહીન, આત્મપ્રકાશિત અને સ્થળ–કાળથી પર કહે છે. તે વિકસતો નથી કે અભિવ્યક્તિ કરતો નથી. આમ શંકરાચાર્ય અનુસાર બ્રહ્મ અનભિવ્યક્ત અને અનિર્ણિત છે. આ નિર્ગુણ બ્રહ્મનું સ્વરૂપ છે શંકરાચાર્ય બ્રહ્મને વિધિવાચી રીતે વર્ણવતા તેને સત્, ચિત્ અને આનંદ કહે છે પરંતુ તેનો ઝોક નિષેધવાચી વર્ણન પ્રતિ વધુ છે. શ્રી અરવિંદ દર્શાવે છે કે અધિમાનસની કક્ષાએ બ્રહ્મના આ સ્વરૂપો વચ્ચેનો ભેદ પુનઃ દૃષ્ટિગોચર થાય છે, પરંતુ સામાન્ય માનસ માટે એકબીજાના વિરોધી લાગતા અનંતના આ સત્યો અધિમાનસમા એક જ સત્તાના સર્વોચ્ચ પાસા હોવાનું જ્ઞાન થાય છે આમ બધા સંબંધોથી પર અને નિર્ણિતપણાથી

૨૭ Sri Aurobindo's Philosophy of Evolution P 179

૨૮ Samkara and Bradley P 56

૨૯ L D Pp 298-299

મુક્ત એવી મૂળભૂત સત્તા રૂપે અવૈયક્તિક અને નિર્ગુણ બ્રહ્મ તથા અનંત ગુણોમય, બધા સંબંધો અને નિર્ણિતપણાને ધારણ કરનાર મૂળભૂત દૈવી સત્તા કે બ્રહ્મ બન્ને એક જ સત્તાના પાસાં છે

**બ્રહ્મ અને માયા :** બ્રહ્મના અનિર્ણાયકપણા વિશે શ્રી અરવિંદ ૨૫૪ કહે છે કે જો સર્વોચ્ચ બ્રહ્મ કેવળ અનિર્ણિત જ હોય તો કોઈ અભિવ્યક્તિ શક્ય નથી આમ છતાં વિશ્વનું અસ્તિત્વ તો છે જ આથી આ વિરોધ ઉત્પન્ન કરનાર કોઈ શક્તિ હોવી જોઈએ બ્રહ્મ એકમાત્ર સત્તા અને બધાનું મૂળ હોવાથી આ શક્તિ તેમાથી નિષ્પન્ન થતી હોવી જોઈએ, અથવા તેની સાથે સંગઠિત કે તેના ઉપર આધારિત હોવી જોઈએ જો તે સર્વોચ્ચ સત્તાથી ભિન્ન કોઈ અનન્ય શક્તિ હોય તો પરબ્રહ્મનું એકમાત્ર અસ્તિત્વ સ્વીકારી શકાય નહી જો તે બ્રહ્મની એકમાત્ર શક્તિ હોય તો સર્વોચ્ચ સત્ અને આ શક્તિ એકમીજના વિરોધી બને છે આનુ કારણ એ છે કે બ્રહ્મ સંબંધો અને નિર્ણિતપણાની બધી શક્યતાઓથી મુક્ત છે માયારૂપી સર્જનાત્મક કલ્પના બ્રહ્મ ઉપર આ બધી શક્યતાઓ લાદે છે વળી માયા સંબંધો અને નિર્ણિતપણાની મૂળ ઉત્પાદક છે આમ જો સ્વીકારવામાં આવે તો તે અતિબૌદ્ધિક રહસ્ય બની રહે છે—તે સાચુ છે અને સાચુ નથી એવુ બને છે તેનુ સ્વરૂપ સમજાવી ન શકાય તેનુ રહે છે આથી શ્રી અરવિંદ કહે છે કે સત્તા કોઈ જડ અનિર્ણિતપણું ન હોઇ શકે જે ઉદ્ભવ છે અને અભિવ્યક્ત થાય છે તે આ સત્તાનુ અને આ સત્તામા જ છે એ સાચુ છે કે નિર્ણિતપણાથી કે નિર્ણિતપણાના કોઇપણ શકય સરવાળાથી બ્રહ્મ મર્યાદિત કે નિર્ણિત થતો નથી પણ તેના અર્થ એ નથી કે બ્રહ્મ આત્મ નિર્ણિતપણાની અશક્તિ ધરાવે છે[૩૦] આપણા માનસની વિરોધોની ટેવ ડી દાગ્રાહને આપણે બ્રહ્મને સાપેક્ષ મર્યાદાથી બધાયેલ નથી તેમ લઈએ છીએ પરંતુ સાથે જાણે કે તે મર્યાદાની મુક્તિથી બધાયેલો છે તેમ ગણીએ છીએ આથી આપણે સમગ્ર તરીકે બ્રહ્મ, સાપેક્ષતા સાથે સંઘર્ષમા હોય તેમ માનીએ છીએ આ રીતે બ્રહ્મને સાપેક્ષતાની શક્તિ વિનાનો અને બધી સાપેક્ષતાઓથી અનન્ય છતાં સાપેક્ષતાની ભૂમિકા તરીકે લઇએ છીએ આ આગળ ન વધી શકાય તેવી પરિસ્થિતિમાથી છટકવા માટેનો તાર્કિક રીતનો અંતર્ગત માર્ગ એ છે કે

૩૦ Ibid Pp 282–284

સ્વરૂપવિહીન અને સંબંધવિહીન બ્રહ્મની અનંતતા ઉપર સાચી નહીં એવી મર્યાદિત સત્તા કે અસરકારક ભ્રમ તરીકે વિશ્વનું આરોપણ છે તેમ માનવું.

જેમ માનવી દોરડાને ભૂલથી સર્પ ગણે છે તેમ વિશ્વની આકૃતિમા બ્રહ્મને ખોટી રીતે જોતી અને અયથાર્થ માર્ગે દોરતી આપણી વૈયક્તિક ચેતના ઉપરોક્ત આરોપણ કરે છે પરંતુ કા તો મર્યાદિત વૈયક્તિક ચેતના બ્રહ્મના આધાર ઉપર છે કે કા તો તે પોતે બ્રહ્મ છે. આથી કા તો બ્રહ્મ પોતાની અનિર્ણિત શુદ્ધ સત્તા ઉપર આવુ આરોપણ કરે છે કા તો તેમાથી નિષ્પન્ન થતી અને પ્રક્ષેપિત થતી માયા છે. આવી સમજૂતી દ્વારા કશું સ્પષ્ટ થતું નથી. આનું કારણ એ છે કે આપણા સમન્વય વિરોધી તર્કથી દોરવાઈને આપણે આ સમજૂતી આપીએ છીએ. આપણા બૌદ્ધિક તર્ક માટે આ વિરોધી બાબતો છે પરંતુ પૂર્ણ તર્ક માટે તો તે આતરસબંધિત છે. પૂર્ણ જ્ઞાન અનંત સતની ચેતનાનુ છે; માનસિક કે ઇન્દ્રિયજન્ય ચેતનાનું નથી[31]

**બ્રહ્મને વર્ણવવાના પ્રયાસો :** બ્રહ્મને નિષેધવાચી અને વિધિવાચી રીતે વર્ણવવાના પયાસો અગે શ્રી અરવિંદ કહે છે કે પ્રાચીન ઋષિઓએ બ્રહ્મને નેતિ નેતિ કહીને વર્ણવ્યો છે, પણ સાથે તેને ઇતિ ઇતિ કહીને પણ વર્ણવ્યો છે પ્રાચીન ઋષિઓને લાગ્યુ કે વિધિવાચી અને નિષેધવાચી વ્યાખ્યાઓદ્વારા બ્રહ્મને મર્યાદિત કરવો એ સત્ય નથી આથી તેઓએ કહ્યું કે બ્રહ્મ ભૌતિકતત્ત્વ છે, પ્રાણ છે, માનસ છે, અતિમાનસ છે, વૈશ્વિક આનંદ છે અને સચ્ચિદાનંદ છે. આમ છતા આમાની કોઇ એક બાબતથી તેની વ્યાખ્યા આપી શકાય નહી. વિધિવાચી અને નિષેધવાચી વિધાનો અપૂર્ણ છે; અસત્યો નથી. વિધિ અને નિષેધ બન્નેનું અસ્તિત્વ એકબીજાના સબંધમા અને એકબીજાથી છે. સાપેક્ષતાની નિમ્ન કક્ષામાં પણ આ વિધિવાચી અને નિષેધવાચી પાસામાથી કોઇને કાપીને કે તેના વિરોધને તીવ્ર અત સુધી લીધા વિના આપણે બ્રહ્મ સુધી પહોચવુ જોઈએ આ બધા સાપેક્ષતાનો બ્રહ્મમા પૂર્ણ નિષેધ નહી પણ તેના સત્ અને સતની યોગ્યતાનું કારણ ત્યા પ્રાપ્ત થાય છે.[32] શ્રી શકરાચાર્યના તત્ત્વજ્ઞાનમા પારગામી સત્તા અને સાચી નહી તેવી વૈશ્વિક માયા વચ્ચેના વિરોધનુ આ રીતનું અતિમ

૩૧ Ibid P 340

૩૨ Ibid Pp 341–342

નિરાકરણ મળતુ નથી[33] માત્ર બ્રહ્મને જ સ્વીકારીને માનવી અને વિશ્વને અનિર્વચનીય માયાનુ આરોપણ ગણીને નકારવાથી આ સમગ્ર સમસ્યાનું સતોષકારક નિરાકરણ આવતુ નથી[34] સર્વવ્યાપી સત્તા બ્રહ્મ છે તે સતત એવા શ્રમોનુ સર્વવ્યાપી કારણ નથી[35] સાખ્યના નિષ્ક્રીય પ્રકાશિત આત્મા અને યાન્ત્રિક રીતે ક્રિયાશીલ પ્રકૃતિની જેમ શકરાચાર્યના અશાબ્દિક નિષ્ક્રીય આત્મા અને અનેક નામ તથા રૂપવાળી માયા સમન્વય ન થઈ શકે તેવા વિરોધી તત્ત્વો બની રહે છે અનન્ત શાતિના એકમાત્ર સત્યમા અનેકમુખી શ્રમના વિલીનીકરણથી જ ઉપરોક્ત ચુસ્ત વિરોધો દૂર થઈ શકે[36] કેટલીકવાર શાતિ અને શૂન્યનો અર્થ માનસિક અને જૈવીય અશક્તિ અને અસ્તિત્વ તરીકે લેવામા આવે છે પરતુ, આ તો આત્માની શાતિ છે અને તે વધુ મહાન જ્ઞાન શક્તિ અને આનદની શરત છે શૂન્યત્વ અહીં અનસ્તિત્વનો માર્ગ નથી તે તો છે મહાન સત્નો માર્ગ અને તેનાથી અવર્ણનીય એવાં બ્રહ્મમા પ્રવેશી શકાય છે[37]

**એકતા-અનેકતા બ્રહ્મની અભિવ્યક્તિઓ** વિવિધતાઓને અવગણીને અનગ એકતા પ્રાપ્ત કરવી યોગ્ય ગણાય નહીં શ્રી અરવિદ કહે છે કે અલગ કરતા એવા આપણી માનસિકતાના અહને ઓગાળીને, સત્તા સાથે ઐક્ય સાધીને એકત ગુમાવ્યા વિના આપણે વિવિધતાઓને વધારી શકીએ છીએ વધુ મહાન એકતાના સાધન તરીકે વિવિધતા દૈવી હેતુ પાર પાડે છે તે અહના વિભાજનના સાધનો નથી[38]

આમ એકની અને અનગ આધ્યાત્મિકતા પણ એકાગી અને અધૂરી છે એકતા સત્ય છે પરતુ વિવિધતા અને વૈયક્તિક અનેકતા પણ બ્રહ્મની સતત અભિવ્યક્તિઓ છે સત્તાને તેની શક્તિથી અનગ ગણવાથી આપણી એકતાનુ ક્ષેત્ર સકુચિત બનશે અચનિત તાના મ્યની એકતા પ્રાપ્ત કરવામા દૈવી સત્ના વૈવિધ્યમય આનદને અળગો કરવો શક્ય છે પરતુ તેને આપણી

33 Ibid P 413
૩૪ Ibid P 613
૩૫ Ibid P 31
૩૬ Ibid P 9
૩૭ Ibid P 912
૩૮ Ib d P 335

અંતિમ પૂર્ણતાના ધ્યેય તરીકે ઘટાવવાની આવશ્યકતા નથી.[૩૯] આપણે અભિવ્યક્ત અનેકતાને નકાર્યા વિના અંતિમ એકતાએ પહોંચવુ જોઈએ.

સમન્વયવાદી દૃષ્ટિબિંદુ : બ્રહ્મ વિષે ઉપરોક્ત વિવિધ દૃષ્ટિબિંદુઓના સંદર્ભમા લીધેલા શ્રી અરવિંદના મંતવ્યોનો સૂર સમન્વયવાદી છે બ્રહ્મના વૈવિધ્યમય પાસાનુ ઐક્ય તથા સત્ય સમજાવતુ તેમનું દૃષ્ટિબિંદુ, વધુ સંતોષપ્રદ બન્યુ છે વળી આ દૃષ્ટિબિંદુમા તેમણે બ્રહ્મ અંગેના મૂલ્યના ખ્યાલનો પણ સમાવેશ કર્યો છે. તેમણે સત્ત્વ અને અસ્તિત્વ બન્નેને અલગ ગણ્યા નથી

પાશ્ચાત્ય ચિંતક પ્લોટિનસ બ્રહ્મ અંગે મૂલ્યનો ખ્યાલ લે છે અને તેને શુભ ગણે છે આમ છતા બ્રહ્મને તેણે મહદ્અંશે નિષેધાત્મક રીતે વર્ણવ્યો છે વળી તેણે બ્રહ્મને બધી ચેતનાથી વંચિત પણ કહ્યો છે. પ્લેટોના મૂલ્યોના સિદ્ધાંતની પરંપરા સ્વીકારનાર નિકોલાઇ હાર્ટમૅન પ્લેટોના બહુતત્ત્વવાદી મૂલ્યોના સિદ્ધાંતને બદલે દ્વૈતવાદી દૃષ્ટિબિંદુ લે છે સત્તામૂલક અસદ્ભાવતા અને માત્ર માનવ-કક્ષાના 'સાધન ઉપર આધાર રાખતો તેનો મૂલ્યોનો સિદ્ધાંત માનવી કે મૂલ્યો બન્નેમાથી કોઈ ને માટે ઉચ્ચ અને સંતોષપ્રદ નથી[૪૦] શ્રી અરવિંદ દર્શાવે છે કે અજ્ઞેય સત્તા ભૌતિક મૂલ્યો, જૈવીય અને સંવેદનજન્ય મૂલ્યો બૌદ્ધિક મૂલ્યો, આદર્શનાં મૂલ્યો અને આધ્યાત્મિક મૂલ્યોની વિવિધ પદ્ધતિઓમા અભિવ્યક્ત થાય છે.[૪૧] જીવનના મૂલ્યોમા પોતાને રજૂ કરવા માટે બ્રહ્મ આ વિશ્વમા અભિવ્યક્ત છે[૪૨] આમ શ્રી અરવિંદ મૂલ્યોની બહુતાને બદલે એક જ મૂલ્ય લે છે અને તે છે અંતિમ સત્તા, બ્રહ્મ કે સચ્ચિદાનંદ. બ્રહ્મનું સત્ત્વ આનંદ છે આ આનંદ સર્વવ્યાપી સત્તાનું સર્વોચ્ચ સ્વરૂપ છે[૪૩] આમ આપણે જેને મૂલ્યો કહીએ છીએ તે ભૌતિક-તત્ત્વમાં, પ્રાણમાં અને માનસમા વિવિધ રીતે અભિવ્યક્ત આ આનંદ જ છે

૧ અસ્તિત્વવાદી સાર્ત્ર સત્ત્વ પહેલાં અસ્તિત્વનો પોતાનો સિદ્ધાંત સમજાવતા કહે છે કે માનવીને, જેને અનુરૂપ બનવાનુ હોય તેવું. કોઈ

૩૯ Ibid P 334

૪૦ Sri Aurobindo's Philosophy of Evolution P 182

૪૧ L D P 13

૪૨ Ibid P 37

૪૩ Ibid P 878

પૂરોગામી સત્ત્વ નથી. પોતાના સ્વાતંત્ર્યમાં માનવી પોતાના સત્ત્વથી પર અને બહાર અસ્તિત્વ ધરાવે છે. વળી માનવ-વિશ્વ સિવાય બીજુ વિશ્વ નથી અને આ વિશ્વ માનવ આત્મલક્ષિતાનુ વિશ્વ છે.[૪૪] શ્રી અરવિંદ તો આત્મલક્ષિતા અને પરલક્ષિતા બન્નેને એક જ સત્તાના પાસા ગણે છે અને અસ્તિત્વ તથા સત્ત્વને એક કહે છે તેઓ દર્શાવે છે કે પોતાના સતની પ્રબળતા વિનાનુ અસ્તિત્વની નિરુદ્દેશ કે અપૂર્ણ અસ્તિત્વ છે. આ અસ્તિત્વ તો છે જ પરંતુ, તેમા સતની પૂર્ણતા નથી. આત્માની શક્તિ એ આત્માની દૈવીપણાની નિશાની છે.[૪૫] શંકરાચાર્ય સત્ત્વને સત્તા કહે છે. સર્વનો આત્મા એવું સનાતન એકત્વ સત્ત્વ છે પરંતુ, અનેકત્વનુ પ્રત્યક્ષીકરણ, તેઓ, અજ્ઞાનને કારણે ગણે છે શ્રી અરવિંદ સત્ત્વને વ્યાવહારિક અભિવ્યક્તિઓથી અળગુ ગણતા નથી. તેઓ કહે છે કે વ્યાવહારિક અસ્તિત્વથી સમન્વય ન થઈ શકે તેવુ વિરોધી સત્ત્વ હોય તો વ્યાવહારિક સ્તરની પાછળ સત્ત્વ રહેલ છે એમ ગણવાનો કશો અર્થ નથી શ્રી અરવિંદના મતે અનેકતા, સ્વરૂપો, ગુણો, મર્યાદિતતા વગેરે વ્યાવહારિક સ્તરની બાબતોનુ મૂળ આ સત્ત્વ છે.[૪૬]

### બ ઈશ્વર

## ઈશ્વર વિષેના ખ્યાલનો વિકાસ

**ઈશ્વરમાં માન્યતા :** માનવીની વિચારણાના ઇતિહાસમા ઈશ્વર વિષેનો વિચારનુ પ્રભુત્વ 'ઈશ્વર' શબ્દના અનેક પર્યાયોમા જોવા મળે છે. વિષ્ણુના સહસ્ર નામો સુપ્રસિદ્ધ છે ઈશ્વરનો ઉલ્લેખ અતિ પ્રાચીન એવા ગ્રીક અને લેટિન સાહિત્યમા તથા વેદ અને ઉપનિષદના સાહિત્યમા થયેલો છે. "જે માન્યતાના મૂળ લોકોમા વધારે ઊંડા હોય તે દર્શનિકો અને તત્ત્વચિંતકોને પણ વિચાર કરવા પ્રેરે છે તેથી જ ઈશ્વરની માન્યતા વિષે દાર્શનિકોએ પહેલેથી જ વિચાર કર્યો હોય એવો સંભવ છે. કુતુહલ યા આશ્ચર્યમૂલક સૃષ્ટિના કારણની જિજ્ઞાસા, ભય અને ત્રાસમાંથી ત્રાણ પામવાની તેમ જ સ્થાયી સુખ મેળવવાની અભિલાષા, મહત્ આલમ્બન

૪૪ Perspectives In Philosophy P 466

૪૫ L D P 908

૪૬ The Vision and Work of Sri Aurobindo P 170

પ્રત્યે આકર્ષાવાની સહજ વૃત્તિ, અને તેને અવલમ્બી આધ્યાત્મિક પ્રગતિ કરવાની ભાવના, મહત્ અને અગમ્યને સ્વાર્પણ કરવાની ઝંખના અને તેની સાથે સામ્ય કે અભેદ સાધવાની વૃત્તિ–આ અને આના જેવાં અનેક બળો ચેતન કે જીવમા ક્રમે ક્રમે યા એકસાથે ઉદયમાન થાય છે અને તેને લીધે ઈશ્વરની માન્યતા અનેક સ્વરૂપે અસ્તિત્વમા આવે છે. માનવજાતિમા કોઈ એવો વર્ગ નથી જે એક યા બીજે રૂપે, એક યા બીજા નામે, પોતાનાથી શ્રેષ્ઠ એવા તત્ત્વનો સ્વીકાર કર્યા વિના આશ્વાસન મેળવી શકતો હોય." [૪૭] આથી શ્રી અરવિંદ કહે છે કે માનવીની વિચારધારામાં અનીશ્વરવાદી વલણના યુગો હમેશા ટૂંક–જીવી નીવડયા છે કારણ કે, માનવીના અગોચર જ્ઞાનને આ વલણ સંતોષ આપી શકતુ નથી.[૪૮]

**ઈશ્વરની ખોજનો પ્રારંભિક તબક્કો** શ્રી અરવિંદ, ઈશ્વરની ખોજના પ્રારંભિક તબક્કા અંગે કહે છે કે માનવીની બધી શોધોમાં અંતે જે સૌથી વધુ તીવ્ર બની છે તે ઈશ્વરની શોધનો પ્રારંભ પોતાનામા અને કુદરતમાં અદષ્ટ એવા કંઈકના ભાનથી થયેલ છે. આધુનિક વિજ્ઞાન અનુસાર સજીવારોપણથી, દૈત્ય–આરાધનાથી અને કુદરતના બળોને દેવ ગણવાથી ધર્મનો પ્રારભ થયો છે પરંતુ આમ છતા આ પ્રારંભના સ્વરૂપોમા અગોચર અસરો, અગમ્ય બળોની અજ્ઞાનમય અને અસ્પષ્ટ લાગણી અને અદષ્ટ અંત સ્ફુરણાની પ્રાથમિક રૂપરેખા રહેલી છે. આ પ્રારભના પ્રત્યક્ષીકરણોની અધુરાશ અને અસ્પષ્ટતા, માનવીના હૃદય અને માનસની આ મહાન ખોજના સત્ય કે તેના મૂલ્યને, ઓછુ કરતી નથી કારણ કે વિજ્ઞાન સહિત આપણી બધી શોધ અદષ્ટ વાસ્તવિકતાઓના અજ્ઞાનમય અને અપૂરતા પ્રત્યક્ષીકરણોથી જ શરૂ થાય છે. તે પ્રારભના અજ્ઞાનમય અંચળા હેઠળ રહેલ સત્યના વધુને વધુ પ્રકાશમય દર્શન પ્રતિ આગેકદમ કરે છે માનવભાવારોપણ સત્યની પ્રકૃતિમય ઓળખ છે. 'ઈશ્વર છે તેથી માનવી પોતે જે છે તે છે, એવી આ ભાવના છે. પોતાની અપૂર્ણતામાં પણ વિશ્વમાં અત્યાર સુધી સિદ્ધ થયેલ બાબતોમા માનવતા સૌથી પૂર્ણ અભિવ્યક્તિ છે. માનવીમા જે અપૂર્ણતા છે તેની પૂર્ણતા તો દિવ્યતામા છે. માનવી પોતાને સબળ જુએ છે અને તેને ઈશ્વર તરીકે આરાધે છે એ સાચુ છે પરંતુ

૪૭ ભારતીય તત્ત્વવિદ્યા પૃ ૭૨

૪૮ L D P 614

અહી પણ તે અજ્ઞાનમય હોય સત્ય ઉપર મૂકે છે તેનુ સત્ અને અંતિમ સત્ એક જ છે અને મત્તાનુ તે અધૂરું પ્રતિબિંબ છે તેવા ભાન સાથે પોતાના ઉચ્ચતર આત્માને સમજે શોધવામા તે ઈશ્વરને શોધે છે આમ તે અભિન્ન સત્ની સમીપે આવે છે

**ઈશ્વરના અગણિત પાસાં :** વિવિધતા પાછળની એકતા એ માનવીના ધર્મો અને તત્ત્વજ્ઞાનની વિવિધતાનુ રહસ્ય છે એક જ સત્યના અગણિત પાસામાથી તે કોઈ એકને લે છે કોઈવાર તે ભૌતિકતત્ત્વને દૈવી સત્તાના શરીર તરીકે અસ્પષ્ટ રીતે જુએ છે તો કોઈવાર દૈવી સત્તા મહાન ધબકાર તરીકે જીવનને જુએ છે આ ઉપરાંત કોઈ વૈશ્વિક માનસના વિચારો તરીકે બધી વસ્તુઓને વટાવે છે તો કોઈ આ વસ્તુઓથી વધુ મહાન આત્માને અનુભવે છે માત્ર જડમા જ ઈશ્વરને નીરખતા મતવ્યો છે અને ભૌતિકવસ્તુઓમા એક જ ચેતનાને જોતા દૃષ્ટિબિંદુઓ પણ છે વૈશ્વિક સત્ તરીકે ઈશ્વરની સાર્વત્રિકતામા તેની આરાધના થાય છે કે પ્રત્યક્ષ-વાદીઓના વલણની જેમ પોતાને અને ઈશ્વરને માનવતા પુરતો મર્યાદિત કરવામા આવે છે વળી સ્થળ-કાળવિહીન અચલિત સત્તાના દર્શનથી પ્રભાવિત થઈને તેને બ્રહ્માંડ અને કુદરતમા નકારવામાં આવે છે આ ઉપરાંત ઈશ્વરને માનવ-અહંના અપરિચિત સુંદર કે વિશાળ સ્વરૂપમા અહોભાવથી નીરખવામા આવે છે અથવા તો માનવી જેને ચાહે છે તે ગુણોથી તેને વિભૂષિત કરવામા આવે છે તેને કુદરતના સ્વામી તરીકે જનની તરીકે, પિતા તરીકે, રચયિતા તરીકે કે કુદરત તરીકે પણ માનવી જુએ છે તેને ગોપીભાવે વૈષ્ણવ સંપ્રદાયમા કે પ્રિયતમાના ભાવે સૂફી સંપ્રદાયમાં આરાધવામા આવે છે આ ભાવાની પાછળનુ સત્ય એક જ છે કારણ કે, આ સર્વ દૈવી અને અનંત એવી સત્તા છે અને તે એક છે એ આવશ્યક છે કે માનવી ઈશ્વરને વિવિધ રીતે આળખે કારણ કે, તેથી તેને સમગ્ર રીતે તે જાણી શકે છે જ્ઞાન જ્યારે તેની સર્વોચ્ચ કક્ષાએ પહોચે છે ત્યારે તે સર્વોચ્ચ એકતા પ્રાપ્ત કરે છે અહી બધા ધર્મો એકજ સત્ય માટેના અભિગમો તરીકે અને તત્ત્વજ્ઞાનના વિવિધ મત પો એક જ સત્તાના વિવિધ દૃષ્ટિબિંદુઓ તરીકે દૃષ્ટિગોચર થશે બધા વિજ્ઞાનોના આ સર્વોચ્ચ વિજ્ઞાનમા વિલીન થાય છે આપણુ મનોમય જ્ઞાન, ઇન્દ્રિયજન્ય જ્ઞાન અને અતીન્દ્રિય દૃષ્ટિ જેને શોધે છે તે કુદરતમા રહેલ મર્મમા તથા ઈશ્વર, માનવી અને વિશ્વ-પ્રકૃતિ કે કુદરતની પૂર્ણ એકતામા પામે છે[૪૯]

૪૯ Ibid Pp 623-624

પોતાના સમન્વયવાદી દૃષ્ટિબિંદુમા શ્રી અરવિંદ બ્રહ્મ અને ઈશ્વરને એક જ સત્તા ગણે છે તેઓ કહે છે કે બ્રહ્મ એટલે જેને આપણે આપણા કરતા અને આપણા બ્રહ્માડ કરતાં વધુ મહાન પારગામી સત્‌ની સર્વોચ્ચ સત્તા એટને ઈશ્વર કહીએ છીએ તે છે[૫૦] ઈશ્વરને આરાધનારા મોટાભાગના ભક્તો ઈશ્વરને સનાતન અને સર્વોચ્ચ વ્યકિત ગણે છે પરંતુ કેટલીક બ્રહ્મ વાદી તાત્ત્વિક પદ્ધતિઓમા બ્રહ્મ અને ઈશ્વર અંગે કેટલાક પ્રશ્નો ઉપસ્થિત થયા છે દા ત, જો અવૈયક્તિક બ્રહ્મ જ સર્વોચ્ચ સત્તા હોય તો સગુણ કે વૈયક્તિક બ્રહ્મનો દરજ્જો શો છે ? શુ ઈશ્વર બ્રહ્મ કરતા નીચી કક્ષાની સત્તા છે ? આમ ઈશ્વર અને બ્રહ્મ વચ્ચેના ભેદ કે અભેદ અંગેના કેટલાક મહ ત્ત્વના મતવ્યનો પરિચય અત્રે આવશ્યક છે

## ઈશ્વર અંગે વિવિધ મતવ્યો

### શંકરાચાર્ય, બ્રેડલે અને રામાનુજાચાર્યના મતવ્યો

શંકરાચાર્ય અનુસાર બ્રહ્મ અચિંત્ય અનિર્ણિત અને અવૈયક્તિક છે આ નિર્ગુણ બ્રહ્મના અનુભવમાં જ્ઞાતા અને જ્ઞેય વચ્ચે કોઈ ભિન્નતા નથી જ્યારે ઉપાધિયુક્ત કે સગુણ બ્રહ્મનો અનુભવ એ ઈશ્વર તરીકેનો અનુભવ છે આ સગુણ બ્રહ્મ આરાધના અને ભકિતનો વિષય તથા ધર્મનો ઈશ્વર છે પારગામી જ્ઞાન કે વિદ્યાનુ જ્ઞેયવસ્તુ નિર્ગુણ બ્રહ્મ છે જ્યારે અવિદ્યાનુ જ્ઞેયવસ્તુ ઈશ્વર કે સગુણ બ્રહ્મ છે

બ્રેડને અનુસાર ધર્મનો ઈશ્વર બ્રહ્મ નથી વળી તેમના મતે બ્રહ્મમા ઈશ્વર અને ધર્મ બન્ને ગુમાવવામા આવે છે તેઓ કહે છે કે ધર્મ સ્વાભાવિક રીતે ઈશ્વર અને માનવી વચ્ચેના સબધનુ સૂચન કરે છે સબધ હમેશા વિરોધી છે કારણ કે તેમા બે પદોનુ સૂચન થાય છે આ પદો મર્યાદિત છે અને સ્વતત્ર છે વળી સમગ્રના ગુણો તરીકે આ બન્ને તથા સબધ ન હોય તો સબધનો કશો અર્થ નથી આ મુશ્કેલીના ઉકેલ માટે સબધના દૃષ્ટિબિંદુથી પર જવુ આવશ્યક છે આમ શંકરાચાર્ય અને બ્રેડલે બન્ને બ્રહ્મથી ઈશ્વરને ભિન્ન ગણે છે પરંતુ બ્રેડલે બ્રહ્મ કે સમગ્રમા મર્યાદિત તત્ત્વ તરીકે ઈશ્વરને લે છે જ્યારે શંકરાચાર્ય બ્રહ્મના સોપાધિક પાસાને

૫૦ Ibid P 339

ઇશ્વર કહે છે.[૫૧] આમ શંકરાચાર્ય અને બ્રેડલેના મત-યોમાં બ્રહ્મ અને ઇશ્વર, નિર્ગુણ અને સગુણ, વૈયક્તિક અને અવૈયક્તિક, નિર્ણિત અને અનિર્ણિત વચ્ચેની ભિન્નતા બુ સાની નથી.

રામાનુજાચાર્ય અંતિમ સત્તાને ઇશ્વર કહે છે. તેમના મતે સત્, ચિત્ અને આનંદના ગુણો બ્રહ્મનું વ્યક્તિત્વ સૂચવે છે. ઇશ્વર પૂર્ણ અને સ્વ-આધારિત વ્યક્તિ છે. વળી તેઓ બધા પ્રકારના જ્ઞાનમાં કક્ષાઓ અને સંબંધો અભિપ્રેત છે તેમ ગણે છે[૫૨] આથી તાદાત્મ્યમા ભિન્નતાનો અભાવ નથી. આમ રામાનુજાચાર્યના મતવ્યમા વિચાર અને સત્તા તથા વ્યાવહારિક અને પારગામી કક્ષાઓ વચ્ચેનો સેતુ સ્થપાતો હોવા છતાં વૈયક્તિકતા અને અવૈયક્તિકતા વચ્ચેનું અંતર વણપૂરાયેલું રહે છે. પ્રત્યક્ષીકરણાત્મક જ્ઞાન દ્વારા અવૈયક્તિક બ્રહ્મને જાણી શકાય નહી તેમ લઇને માત્ર સગુણ બ્રહ્મનો ખ્યાલ લેવો યથાર્થ ગણી શકાય નહીં.

ઇશ્વર, આત્મા અને બ્રહ્મની એકતા ઉપરોક્ત મતવ્યોના સંદર્ભમાં શ્રી અરવિંદનું મતવ્ય વધુ સંતોષપ્રદ છે તેઓ કહે છે કે સચ્ચિદાનંદ કે દૈવી સત્ એકીસાથે વૈયક્તિક અને અવૈયક્તિક બન્ને છે બધા સત્યો, બધા બળો, શક્તિ અને સત્‌ની ભૂમિકા અને મૂળ સર્વોચ્ચ સત્ છે આ સાથે તે અખિલ-વ્યક્તિ છે જીવાત્માઓ અને વ્યક્તિ આ અખિલ-વ્યક્તિના સચેતન સત્ છે કારણ કે, આ બધાનો તે ઉચ્ચ આત્મા છે આથી ઇશ્વર અને આત્માના અનંત સાચા સત્‌ને અને દૈવી શક્તિના બ્રહ્માડમાં કાર્યને લેતા દ્વૈતવાદી અને ઇશ્વરવાદી મતવ્યો પૂર્ણ સત્‌નુ એક સત્ય દર્શાવે છે. પરંતુ જો આ મતવ્યો ઇશ્વર અને આત્માની આવશ્યક એકતા નકારે અથવા તેની પૂર્ણ એકતાનુ સામર્થ્ય નકારે કે સત્‌મા સત્‌ના ઐક્ય દ્વારા, ચેતનાના સંધાન દ્વારા અને પ્રેમ દ્વારા દૈવી એકતામા આત્માના એકીકરણના સર્વોચ્ચ અનુભવને અવગણે તો તે સમગ્ર સત્ય નથી[૫૩] શ્રી અરવિંદ ઇશ્વરને બ્રહ્મ, સ્થળ-કાળવિહીન આત્મા, બ્રહ્માડમાં અભિવ્યક્ત આત્મા અને કુદરતનો સ્વામી કહે છે.[૫૪] સત્ એક જ છે પરંતુ આ એકત્વ અગણિત છે અને તેમાં પોતાની અગણિત મહત્તા કે વિવિધતાને સમાવે છે[૫૫]

૫૧ Samkara And Bradley P 122

૫૨ The Principles of Philosophy P 157

૫૩ L D Pp 590-591

## સર્વેશ્વરવાદી અને અસ્તિત્વવાદી મંતવ્યો

**સર્વેશ્વરવાદી દૃષ્ટિબિંદુ :** દેવવાદ ઈશ્વર અને વિશ્વને એકબીજાથી સંપૂર્ણ ભિન્ન ગણે છે, જ્યારે સર્વેશ્વરવાદ સર્વ ઈશ્વર છે તેમ ગણે છે. સ્પિનોઝાનું મંતવ્ય સર્વેશ્વરવાદી છે તેમના મતે આધ્યાત્મિક સત્તા એક બ્રહ્મ જ છે અને તેને તેઓ દ્રવ્ય કહે છે વિશ્વ અને જીવાત્માઓ અનુક્રમે તેનાં વિસ્તાર અને ચેતનાના ગુણો છે. ઈશ્વર સર્વ અસ્તિત્વમાં અંતસ્થ છે. આની ટીકા કરતા હેગલવાદીઓ દર્શાવે છે કે વિસ્તાર અને ચેતનાના ગુણો સાચા નથી અને દ્રવ્યમા તે પરલક્ષી અસ્તિત્વ ધરાવતા નથી. દ્રવ્ય ગુણો-વિહીન છે. આ ગુણો તો માત્ર ઈશ્વરના સંદર્ભમા વિશ્વની વસ્તુઓ અને માનસને સમજવાની આત્મલક્ષી રીતો છે.[૫૬]

**અસ્તિત્વવાદી મંતવ્ય :** સાર્ત્ર અસ્તિત્વવાદીઓનું બે પ્રકારોમાં વર્ગીકરણ કરે છઃ જેસ્પર્સ, ગેબ્રિયલ માર્સેલ ઈશ્વરવાદી છે; જ્યારે હેડેગર, ફ્રાસના અસ્તિત્વવાદીઓ અને સાર્ત્ર પોતે અનીશ્વરવાદી છે. તેમના મતે અનીશ્વરવાદી અસ્તિત્વવાદ વધુ સુસંગત છે. આ અસ્તિત્વવાદ અનુસાર ઈશ્વરનું અસ્તિત્વ ન હોય તો માનવી એવું સત્ છે કે તેમા સત્ત્વ પહેલાં અસ્તિત્વ હોય છે. વધુમા તે કહે છે કે ઈશ્વર અસ્તિત્વ ધરાવતો જ નથી એવું નિરીશ્વરવાદી અસ્તિત્વવાદનું મંતવ્ય નથી. આ મંતવ્ય એમ દર્શાવે છે કે ઈશ્વર અસ્તિત્વ ધરાવતો હોય તોયે તેનાથી કોઈ પરિવર્તન થતુ નથી. [૫૭]

કિર્કેગાર્ડ અને માર્સેલ જેવા અસ્તિત્વવાદીઓ ઈશ્વરના અસ્તિત્વને સ્પષ્ટ મહત્ત્વ આપે છે પરતુ તેઓની પદ્ધતિઓમા માનવીના નૈતિક અસ્તિત્વના વ્યાવહારિક અવલબન તરીકે તેઓ ઈશ્વરને લે છે. આમ અસ્તિત્વવાદમાં માત્ર આનુભવિક લક્ષણોવાળુ માનવ-અસ્તિત્વ લેવામા આવે છે અને ઈશ્વરને નકારવામા આવે છે અથવા તો આ બન્નેને સ્વી-કારીને બન્નેને એકબીજાથી ભિન્ન ગણવામા આવે છે. આ બન્ને પ્રકારનાં

---

૫૪ Ibid P. 622

૫૫. Ibid P 882

૫૬. The Principles of Philosophy P 337

૫૭ Perspectives In Philosophy P. 467

અસ્તિત્વવાદમાં માનવઅસ્તિત્વને સત્તાની સમગ્ર પદ્ધતિના અંગ તરીકે ન લેતાં માનવ વિશિષ્ટતાઓને મહત્ત્વ આપવા માટે તેને બાકીની સત્તાથી ભિન્ન લેવામાં આવે છે.[૫૮] આમ અસ્તિત્વવાદમાં મર્યાદિત માનવ–અસ્તિત્વને અને પરગામીતવથી તેની અલગતાને વધુ પડતું મહત્ત્વ આપવામાં આવ્યું છે.

**વૈયક્તિક અને પારગામી સત્ :** માનવીની વ્યક્તિમતાને અવગણતું સર્વેશ્વરવાદી મંતવ્ય અને પારગામી સતને અવગણતું અસ્તિત્વવાદી મંતવ્ય બન્ને એકાંગી અભિગમો છે. શ્રી અરવિંદ આ અંગે દર્શાવે છે કે જે બધા મંતવ્યો પારગામીત્વ સુધી પહોંચી શકતા નથી અને તેને અવગણે છે તે બધાં, સતની અધૂરી સમજૂતી આપે છે. દૈવી સત્ અને વિશ્વને એક ગણતું સર્વેશ્વરવાદી મંતવ્ય એક સત્ય છે કારણ કે આ બધું બ્રહ્મ છે. પરંતુ અનિબ્રહ્માંડીય સત્તાને ધ્યાનમાં ન લે તો આ મંતવ્ય સમગ્ર સત્ય નથી. બીજે પક્ષે જે મંતવ્ય માત્ર બ્રહ્માંડને જ સ્વીકારીને વ્યક્તિને બ્રહ્માંડની આડ–પેદાશ જ ગણે તે મતવ્ય વિશ્વકાર્યના એક દેખીતા પાસા ઉપર વધુ પડતો ભાર મૂકે છે. એ સાચું છે કે બ્રહ્માંડીય સત્ વૈયક્તિક સત્ દ્વારા પોતાને અભિવ્યક્ત કરે છે પરંતુ એ પણ સાચું છે. કે પારગામી સત્તા વૈયક્તિક અસ્તિત્વ અને બ્રહ્માંડ દ્વારા પોતાને અભિવ્યક્ત કરે છે.[૫૯] આમ શ્રી અરવિંદના મંતવ્યમા આ અતિમાત્રાના મંતવ્યોનો સમન્વય થયો છે. તેઓ માનવીના સતને અને તેની દૈવી સત્તા સાથેની એકતા સ્વીકારે છે. તેમના મને વૈયક્તિક આત્મા સાચા સ્વરૂપમાં બ્રહ્મ છે અને તેથી વ્યાવહારિક માનવ–સતની ભૂમિકા આ આત્મા જ છે. સત્તાની સમગ્ર પદ્ધતિના એક સમન્વયાત્મક અંશ તરીકે માનવોના અસ્તિત્વને નીરખવામાં અને અનુભવવામા આવે તો જ માનવ–સતની આંતરિક પૂર્ણતા સિદ્ધ થાય.

## પ્રારંભ અને પરિણામ તરીકે ઈશ્વર

પ્રો. વ્હાઇટહેડના મતે પ્રારંભ કે મૂળ તરીકે ઈશ્વર બધી શક્યતાઓનો આદર્શ સાક્ષાત્કાર છે. આ સાક્ષાત્કાર વિશ્વ–પ્રક્રિયામાં વાસ્તવિક સાક્ષાત્કારની ભૂમિકા છે. ઈશ્વરનું આવું અસ્તિત્વ એક આદર્શ અસ્તિત્વ

૫૮. The Existentisalist Concepts And Hindu Philosophical Systemf P. 242

૫૯. L. D. PP.58 9–590

છે, વાસ્તવિક નહી તે બધી શક્યતાઓનુ સ્થાન છે ઈશ્વરને સર્જક કહી શકાય નહી કારણ કે, તે બધા સર્જન પહેલા નહી પરતુ બધા સર્જનની સાથે છે વિશ્વ-પ્રક્રિયા પોતે જ પોતાની સર્જક છે તેને માર્ગદર્શનની આવશ્યકતા રહે છે તે આ ઈશ્વર આપે છે આથી જ વ્હાઈટહેડ કહે છે કે ઈશ્વર વિશ્વનુ સર્જન કરતો નથી પણ તેનુ રક્ષણ કરે છે. આ કારણે શક્યતાઓને મૂર્તિમત કરવામાં પ્રારંભિક ઈશ્વર ઉપયોગી નથી। વ્હાઈટહેડ ઈશ્વરને પરિણામ તરીકે પણ લે છે આ પરિણામ તરીકે ઈશ્વર એ મૂર્ત બનેલ ઈશ્વર છે. અહી તેની સુષુપ્તતાઓ મૂર્ત થયેલી છે. મૂર્ત વિશ્વ માટે હજી સુધી મૂર્ત નહીં થયેલી શક્યતાના વિશાળ ક્ષેત્ર તરીકે ઈશ્વર છે. વળી મૂર્તપણાની પ્રક્રિયામા વિશ્વને તેના પરિવર્તનની મર્યાદા આકતો ઈશ્વર સ્થાયી છે આમ ઈશ્વર અને વિશ્વ સાપેક્ષ છે, કારણ કે બન્ને મૂર્ત તત્વો છે। ઈશ્વર અને વિશ્વ પોતાની ક્રિયામા એકબીજાની અધૂરાશ પૂરી કરે છે આથી પરિણામ તરીકે ઈશ્વર વિશ્વનો માત્ર 'નૃત્યનો સાથીદાર' છે. આ ઈશ્વરને વિશ્વનો રક્ષક કહી શકાય નહી આ અગે શ્રી અરવિદ કહે છે કે સ્થાયી દ્રવ્યના ખ્યાલને નિવારવા માટે વ્હાઈટહેડની જેમ મેવ। ઈશ્વરને અને બીજી વસ્તુઓને લેવા જરૂરી નથી કારણ કે, તેથી એક મુશ્કેલીને દૂર કરવામાં આપણે બીજી મુશ્કેલીમા પડીએ છીએ[૬૦] શ્રી અરવિદ અનુસાર બ્રહ્મ સત્ તરીકે અને પ્રક્રિયા તરીકે પોતાને અભિવ્યક્ત કરે છે સત્ મૂળભૂત સત્તા છે, જ્યારે પ્રક્રિયા તેની પરિણામ રૂપ સત્તા છે આથી જ જે બધા સિદ્ધાંતો માત્ર પ્રક્રિયાને જ પૂર્ણ સત્ય ગણે છે. તે અર્ધ-સત્યો છે સત્ અને તેની પ્રક્રિયા ભિન્ન નથી પ્રક્રિયા કે પરિવર્તન પોતાને સત્ સમજે તો જ પોતાને સમગ્ર રીતે જાણી શકે[૬૧] ગતિશીલ બ્રહ્મ અને અચલિત બ્રહ્મ બન્ને એક જ સત્તા છે[૬૨] શ્રી અરવિદ સત્તાને માત્ર સ્થિર કે તરીકે માત્ર પરિવર્તનશીલ સત્ તરીકે લેતા નથી તેઓ દર્શાવે છે કે આપણે બધી બાબતોને એક મૂળભૂત અને વૈશ્વિક એની ગતિ કે શક્તિ તરીકે જ ગણીએ તો તેથી સમજૂતી મળતી નથી ગતિ કે પ્રક્રિયાના ખ્યાલમાં કોઈ સતની પ્રવૃત્તિનુ સૂચન સમાયેલ છે કાર્યાન્વિત શક્તિના

૬૦ Sri Aurobindo's Philosophy of Evolution Pp 182—183
૬૧ L D P 548
૬૨ Ibid P 411

વિચારમાં જ કાર્ય ન કરતી શકિતનો વિચાર અભિપ્રેત છે. કાર્યાન્વિત ન થયેલી પૂર્ણ શકિત કેવળ પૂર્ણ સત્ છે.[૬૩] આથી શ્રી અરવિંદ સ્થાયી સત્ અને પરિવર્તનશીલ સતને સત્તાના બે પાસાં ગણે છે. બ્રહ્મ કે ઈશ્વર આ બંનેથી પર છે. એક અને અભિન્ન એવી સત્તાને પ્રત્યયાત્મક રીતે વિભાજન કરવાથી અનુભવની એકતાને અસર પહોંચતી નથી.

## શ્રી અરવિંદનું પૂર્ણ અદ્વૈતવાદી દૃષ્ટિબિંદુ

**અનંત સત્તાં સ્વરૂપો :** શ્રી અરવિંદ માનવી, વિશ્વ અને ઈશ્વરને એક જ સત્તાના સ્વરૂપો ગણે છે. ઈશ્વરને માત્ર પારગામી અને બ્રહ્માંડથી અલગ લેવાનું વલણ વ્યકિત અને વિશ્વને તુચ્છ ગણવામાં પરિણમે છે. પૂર્ણવાદી દૃષ્ટિબિંદુ આ ત્રણેની સાચી એકતા અને પૂર્ણતા સ્વીકારે છે.[૬૪] ઈશ્વર સર્વવ્યાપી છે કારણ કે બધાં સ્વરૂપો સ્થળ-કાળમાં પોતાની ગતિના બળથી તેણે ઉત્પન્ન કર્યાં છે. તે સર્વજ્ઞાની છે કારણ કે બધી વસ્તુઓ તેના સચેતન-સતમા અસ્તિત્વ ધરાવે છે. તે સર્વશકિતમાન છે કારણ કે સર્વને ધારણ કરતી ચેતના તેની શકિત છે.[૬૫] ઈશ્વર અંતસ્થ, પારગામી, વૈશ્વિક અને વૈયકિતક પણ છે. અનંત સ્થળ-કાળમાં તેનું કેન્દ્રીકરણ એ વ્યકિત છે. સચેત વ્યકિતમા પ્રકૃતિ પુરૂષ કે આત્મા પ્રાપ્ત કરવા પ્રયાસ કરે છે.|વિશ્વ આત્માને શોધે છે ઈશ્વર જ્યારે સપૂર્ણ રીતે પ્રકૃતિ બને છે ત્યારે પ્રકૃતિ પ્રગતિશીલ રીતે ઈશ્વર બનવા પ્રયત્ન કરે છે.[૬૬]|આથી વસ્તુઓનું આવશ્યકપણું, સામાન્યપણુ અને વૈયકિતકતા પ્રાપ્ત થાય છે. સામાન્યતા અને વૈયકિતકતા આવશ્યકતા કે સત્ત્વશીલતાની સનાતન શકિત છે. આ ત્રણે સાચા છે. આ ત્રણમાથી કોઇ એક જ નહીં પણ ત્રણેય સાથે સત્તાં અનંત સ્વરૂપો છે.[૬૭]

**અભિવ્યક્ત અને અનભિવ્યક્ત સત્તા .** કેટલીકવાર સત્ અને અસ્તિત્વ વચ્ચે ભેદ પાડીને સતને સાચું અને અભિવ્યકિતને અયથાર્થ ગણવામાં આવે છે. પરંતુ જે બધું અસ્તિત્વ ધરાવે છે. તે સતના જ સ્વરૂપો છે

૬૩. Ibid p 71
૬૪. Ibid p 38
૬૫. Ibid p 134
૬૬. Ibid p 45
૬૭. Ibid p 344

આથી આ ભેદ સ્વીકારી શકાય નહી આમ શ્રી અરવિંદ અનુસાર અભિવ્યક્ત અને અનભિવ્યક્ત બ્રહ્મ બન્ને એક જ સત્‌ના પાસા છે અને ઈશ્વર જ બ્રહ્મ છે તર્ક દ્વારા અવ્યાખ્યેય અને વાણીથી વ્યક્ત ન કરી શકાય એવા બ્રહ્મને અનુભૂતિથી પામી શકાય છે[૬૮] માત્ર માનસિક સમજ માટે જ બ્રહ્મ અને ઈશ્વર, પરબ્રહ્મ અને પરપુરુષ વચ્ચે ભેદ પાડવામા આવે છે વેદાન્તો મતને સ્વીકારીને શ્રી અરવિંદ કહે છે કે ઇશ્વર એ જ સચ્ચિદાનંદ છે અને જે બધુ છે તે આ સચ્ચિદાનંદ છે[૬૯] બધુ દરેકમા, દરેક બધામ અને બધુ ઈશ્વરમા તથા ઈશ્વર બધામા છે[૭૦] આપણા બૌદ્ધિક પ્રત્યયમા આ બ્રહ્મ સર્વોચ્ચથી પણ ઉચ્ચતર છે અને અજ્ઞેય છે એમ જાણીએ છીએ, પરંતુ તેના સાક્ષાત્કાર થતો નથી[૭૧] આ સાક્ષાત્કાર ઉર્ધ્વગામી અંતઃસ્ફૂરણાથી જ થઈ શકે

**વિરોધોની અયથાર્થતા** મર્યાદિત કે સાપેક્ષ નિરપેક્ષ કે બ્રહ્મ કેવી રીતે હોઈ શકે તથા માનવી, પશુ કે પક્ષી વગેરે દૈવી સત્‌ કેવી રીતે હોઇ શકે એવા પ્રશ્નના ઉત્તરમા શ્રી અરવિંદ દર્શાવે છે કે આવા દેખીતા વિરોધો ઉત્પન્ન કરીને માનસ બેવડી ભૂલ કરે છે તે સાપેક્ષ અને મર્યાદિત એવા ગાણિતિક એકમને અનુલક્ષીને વિચારે છે આમ એક એટલે એથી ઓછુ તથા વિભાજન અથવા સરવાળાથી અને ગુણાકારથી જ તે બે બની શકે તેમ લે છે પરંતુ આ એકત્વ તો અમર્યાદિત અને આવશ્યક છે અને પોતાનામા અગણિતને સમાવે છે ગમે તેવી મોટી રકમના આકડાઓનો ગુણાકાર આ એકત્વને આમી શકે નહી આ એક અનેકોનો સરવાળો નથી તે જ આ અનેક છે બહુતત્ત્વવાદ એ ભૂલ છે કારણ કે આધ્યાત્મિક બ તા હોવા છતા અનેક જીવાત્માઓ પરસ્પરાધારિત અને બ્રહ્મ ઉપર આધારિત છે બહુતા પણ સાચી છે કારણ કે એક જ આત્મા આ બધામા વ્યાપ્ત છે અનંતના તર્કશાસ્ત્રમા એક અને અનેક વચ્ચે વિરોધ નથી એકમા અનેક સંપૂર્ણ અને સાહજિક રીતે શક્ય છે[૭૨] આવી જ રીતે દૈવી સત્તા સ્વરૂપ અને સ્વરૂપવિહીન બન્ને છે અહી

---

૬૮ Ibid pp 426–427

૬૯ Ibid p 89

૭૦ Ibid p 336

૭૧ Ibid p 141

દેખીતો વિરોધ સાચો વિરોધ નથી સ્વરૂપવિહીનતા એ સ્વરૂપ પ્રાપ્ત કરવાની શક્તિનો નિષેધ નથી તે મર્યાદિત સત્‌ના મુક્ત સ્વરૂપની શરત છે નામ અને રૂપ દૈવી સત્તાની અભિવ્યક્તિઓ છે[૭૩]

**સમન્વયવાદી દૃષ્ટિબિંદુ:** શ્રી અરવિંદ દર્શાવે છે કે અદ્વૈતવાદી દૃષ્ટિબિંદુ સાચું છે કારણ કે 'અનેક' 'એક'ની જ અભિવ્યક્તિઓ છે વિશિષ્ટાદ્વૈતવાદી દૃષ્ટિબિંદુ સાચું છે કારણ કે 'અનેક' 'એક'મા સનાતન છે માત્ર કેટલીકવાર તે અભિવ્યક્ત તો કોઈવાર અનભિવ્યક્ત હોય છે જે દૃષ્ટિબિંદુ સમગ્ર અનુભવમા દરેક સત્યને સ્થાન આપતુ હોય તે ઉત્તમ ગણાય શ્રી અરવિંદનુ દૃષ્ટિબિંદુ આવુ છે તેમના બ્રહ્મ વિષેના ખ્યાલમા અદ્વૈતવાદી, વિશિષ્ટાદ્વૈત-વાદી, દ્વૈતવાદી દૃષ્ટિબિંદુઓ તથા માનસિક, જૈવીય અને ભૌતિક દૃષ્ટિબિંદુઓનો સમન્વય થયો છે પૂર્ણવાદી મતથી એકતા સમગ્રતા અને આવશ્યકતાને અંતિમ સત્તાના અનંગ ન કરી શકાય તેવા પાસા ગણે છે બ્રહ્મ શક્તિયુક્ત અને શક્તિમુક્ત બન્ને છે[૭૪]

શ્રી અરવિંદનુ દૃષ્ટિબિંદુ પૂર્ણ અદ્વૈતવાદી છે કારણ કે તેમાં સર્વ બ્રહ્મ છે તેમ સ્વીકારવામાં આવ્યુ છે તથા અનત સત્ય અને અનત અસત્ય, બ્રહ્મ અને અબ્રહ્મ આત્મા અને અનાત્મા સાચો આત્મા અને સાચો નહી તેવો આત્મા એમ બ્રહ્મના સત્‌ને બે ભાગમા વિભાજિત કરવામાં આવતુ નથી ઈશ્વર બ્રહ્મ સનાતન સત્તા કે સચ્ચિદાનંદની અભિવ્યક્તિની રીતો તરીકે ભૌતિકતત્ત્વ, પ્રાણ માનસ અને અતિમાનસ છે બ્રહ્મ આ બધામા અંતરસ્થ છે[૭૫] શ્રી અરવિંદ દર્શાવે છે કે ઈશ્વર સર્વોચ્ચ પૂર્ણ, સર્વોચ્ચ આત્મા અને સર્વોચ્ચ પુરુષ છે આ ઈશ્વર પોતાના ગુણોથી મર્યાદિત અને બીજા બધાથી ભિન્ન એવો લૌકિક ધર્મોનો ઈશ્વર નથી આવા વૈયક્તિક ઈશ્વર અંગેના ખ્યાલો એક જ ઈશ્વરનાં વ્યક્તિત્વ નામો કે મર્યાદિત રજૂઆતો જ છે સગુણ કે પ્રવૃત્તિશીલ બ્રહ્મનો ખ્યાલ જેમ ઈશ્વરના અસ્તિત્વનુ એક પાસુ દર્શાવે છે તેમ નિર્ગુણ અચલિત બ્રહ્મ તેનુ બીજુ પાસુ દર્શાવે છે પરંતુ ઈશ્વર એ જ બ્રહ્મ સત્તા, આત્મા,

---

૭૨ Ibid p 304

૭૩ Ibid p 30?

૭૪ Sri Aurobindo's philosophy of Evolution p 186

૭૫ L D p 31

આથી આ ભેદ સ્વીકારી શકાય નહીં. આમ શ્રી અરવિંદ અનુસાર અભિવ્યક્ત અને અનભિવ્યક્ત બ્રહ્મ બન્ને એક જ સત્‌નાં પાસાં છે અને ઈશ્વર જ બ્રહ્મ છે. તર્ક દ્વારા અવ્યાખ્યેય અને વાણીથી વ્યક્ત ન કરી શકાય એવા બ્રહ્મને અનુભૂતિથી પામી શકાય છે.[૬૮] માત્ર માનસિક સમજ માટે જ બ્રહ્મ અને ઈશ્વર, પરબ્રહ્મ અને પરપુરુષ વચ્ચે ભેદ પાડવામાં આવે છે. વેદાન્તી મંતવ્યને સ્વીકારીને શ્રી અરવિંદ કહે છે કે ઈશ્વર એ જ સચ્ચિદાનંદ છે અને જે બધું છે તે આ સચ્ચિદાનંદ છે[૬૯] બધું દરેકમાં, દરેક બધામાં અને બધું ઈશ્વરમાં તથા ઈશ્વર બધામાં છે.[૭૦] આપણા બૌદ્ધિક પ્રત્યયમાં આ બ્રહ્મ સર્વોચ્ચથી પણ ઉચ્ચતર છે અને અજ્ઞેય છે, એમ જાણીએ છીએ, પરંતુ તેનો સાક્ષાત્કાર થતો નથી.[૭૧] આ સાક્ષાત્કાર ઊર્ધ્વગામી અંતઃસ્ફુરણાથી જ થઈ શકે.

**વિરોધોની અયથાર્થતા :** મર્યાદિત કે સાપેક્ષ નિરપેક્ષ કે બ્રહ્મ કેવી રીતે હોઈ શકે તથા માનવી, પશુ, કે પક્ષી વગેરે દૈવી સત્‌ કેવી રીતે હોઈ શકે એવા પ્રશ્નના ઉત્તરમાં શ્રી અરવિંદ દર્શાવે છે કે આવા દેખીતા વિરોધો ઉત્પન્ન કરીને માનસ બેવડી ભૂલ કરે છે. તે સાપેક્ષ અને મર્યાદિત એવા ગાણિતિક એકમને અનુલક્ષીને વિચારે છે. આમ એક એટલે બેથી ઓછું તથા વિભાજન અથવા સરવાળાથી અને ગુણાકારથી જ તે બે બની શકે તેમ લે છે. પરંતુ આ એકત્વ તો અમર્યાદિત અને આવશ્યક છે અને પોતાનામાં અગણિતને સમાવે છે ગમે તેટલી મોટી રકમના આંકડાઓનો ગુણાકાર આ એકત્વને આંબી શકે નહીં. આ એક અનેકોનો સરવાળો નથી તે જ આ અનેક છે. બહુતત્ત્વવાદ એક ભૂલ છે કારણ કે આધ્યાત્મિક બહુતા હોવા છતાં અનેક જીવાત્માઓ પરસ્પરાધારિત અને બ્રહ્મ ઉપર આધારિત છે. બહુતા પણ સાચી છે કારણ કે એક જ આત્મા આ બધામાં વ્યાપ્ત છે. અનંતના તર્કશાસ્ત્રમાં એક અને અનેક વચ્ચે વિરોધ નથી. એકમાં અનેક સંપૂર્ણ અને સાહજિક રીતે શક્ય છે.[૭૨] આવી જ રીતે દેવી સત્તા સ્વરૂપ અને સ્વરૂપવિહીન બન્ને છે. અહીં

---

૬૮. *Ibid pp. 426–427*
૬૯. Ibid p 89
૭૦. Ibid p 336
૭૧. Ibid p 141

દેખાતો વિરોધ સાચો વિરોધ નથી સ્વરૂપવિહીનતા એ સ્વરૂપ પ્રાપ્ત કરવાની શક્તિનો નિષેધ નથી તે મર્યાદિત સતના મુક્ત સ્વરૂપની શરત છે. નામ અને રૂપ દૈવી સત્તાની અભિવ્યક્તિઓ છે.[૭૩]

**સમન્વયવાદી દૃષ્ટિબિંદુ:** શ્રી અરવિંદ દર્શાવે છે કે અદ્વૈતવાદી દૃષ્ટિબિંદુ સાચુ છે કારણ કે 'અનેક' 'એક'ની જ અભિવ્યક્તિઓ છે વિશિષ્ટાદ્વૈતવાદી દૃષ્ટિબિંદુ સાચુ છે કારણ કે 'અનેક' 'એક'મા સનાતન છે. મા I કેટલીકવાર તે અભિવ્યક્ત તો કોઈવાર અનભિવ્યક્ત હોય છે જે દૃષ્ટિબિંદુ સમગ્ર અનુભવમા દરેક સત્યને સ્થાન આપતુ હોય તે ઉત્તમ ગણાય શ્રી અરવિંદનું દૃષ્ટિબિંદુ આવુ છે તેમના બ્રહ્મ વિષેના ખ્યાલમા અદ્વૈતવાદી, વિશિષ્ટાદ્વૈત-વાદી, દ્વૈતવાદી દૃષ્ટિબિંદુઓ તથા માનસિક, જૈવીય અને ભૌતિક દૃષ્ટિબિંદુઓનો સમન્વય થયો છે પૂર્ણવાદી મતન્ય મહત્તા સમગ્રતા અને આવશ્યકતાને અંતિમ સત્તાના અનગ ન કરી શકાય તેવા પાસા ગણે છે બ્રહ્મ શક્તિયુક્ત અને શક્તિમુક્ત બન્ને છે.[૭૪]

શ્રી અરવિંદનુ દૃષ્ટિબિંદુ પૂર્ણ અદ્વૈતવાદી છે કારણ કે, તેમા સર્વ બ્રહ્મ છે તેમ સ્વીકારવામા આવ્યુ છે તથા અનત સય અને અનત અસત્ય, બ્રહ્મ અને અબ્રહ્મ, આત્મા અને અનાત્મા સાચો આત્મા અને સાચો નહીં તેવો આત્મા એમ બ્રહ્મના સતને બે ભાગમા વિભાજિત કરવામા આવતુ નથી ઈશ્વર, બ્રહ્મ, સનાતન સત્તા કે સચ્ચિદાનંદની અભિવ્યક્તિની રીતો તરીકે ભૌતિકતત્ત્વ, પ્રાણ, માનસ અને અતિમાનસ છે બ્રહ્મ આ બધામા અંતરસ્થ છે[૭૫] શ્રી અરવિંદ દર્શાવે છે કે ઈશ્વર સર્વોચ્ચ પૂર્ણ, સર્વોચ્ચ આત્મા અને સર્વોચ્ચ પુરુષ છે આ ઈશ્વર પોતાના ગુણોથી મર્યાદિત અને બીજા બધાથી ભિન્ન એવો લૌકિક ધર્મોનો ઈશ્વર નથી આવા વૈયક્તિક ઈશ્વર અંગેનો ખ્યાલો એક જ ઈશ્વરના વ્યક્તિત્વ, નામો કે મર્યાદિત રજૂઆતો જ છે સગુણ કે પ્રવૃત્તિશીલ બ્રહ્મનો ખ્યાલ જેમ ઈશ્વરના અસ્તિત્વનુ એક પાસુ દર્શાવે છે તેમ નિર્ગુણ અચનિત બ્રહ્મ તેનુ બીજુ પાસુ દર્શાવે છે પરતુ ઈશ્વર એ જ બ્રહ્મ, સત્તા, આત્મા,

---

૭૨ Ibid p 304

૭૩ Ibid p 305

૭૪ Sri Aurobindo's philosophy of Evolution p 186

૭૫ L D p 31

ચૈતન્ય, પોતાના સતનો ધારક, ભોકતા, વિશ્વનો કર્તા અને વિશ્વમય છે. આમ છતા તેનાથી ઉચ્ચ, અનંત. અમર્યાદિત, અવ્યકત અને દૈવી પારગામીત્વ છે. વ્યકિતત્વ અને અવ્યકિતત્વ વચ્ચેનો તીવ્ર વિરોધ માનસિક વિચારણાની રીત છે અને તે ભૌતિક વિશ્વમા દેખીતા વિરોધ ઉપર આધારિત છે ७६

## સંદર્ભગ્રંથો


૧. *Sri Aurobindo : The Life Divine (1965) . India* Library Society, N. Y.

૨. R. N. Beck (Ed.). Perspectives In Philosophy (1969) . Holt Rinehart

૩ Madhusudan Reddy Sri Aurobindo's Philosophy of Evolution (1966) Institute of Human Studies, Hyderabad.

૪. *Bergson . Creative Evolution (1944) : The* Modern Library, N. Y.

૫ Shrivastava Samkara And Bradley (1968) Motilal Banarasidas

૬. Sethna . The Vision and Work of Sri Aurobindo (1968) : Sri Aurobindo Ashram

૭. પંડિત સુખલાલજી . ભારતીય તત્ત્વવિદ્યા (૧૯૫૮) મ સ યુનિ. વડોદરા.

૮. Bhattacharya The Principles of Philosophy (1959) . Calcutta University

૯. Srinivasan The Existentialist Concepts And The Hindu Philosophical Systems (1967) Udayana Publications, Allahabad


---

૭૬ Ibid P 318

પ્રકરણ ૬

# જીવાત્મા અને વ્યક્તિમત્તા

## આત્મા અંગેના ખ્યાલનો ઉદ્ભવ

પ્રાથમિક અવસ્થાના માનવીને ભૌતિકતત્ત્વ, માનસ કે આત્મા અંગે સ્પષ્ટ ખ્યાલ ન હતા આમ છતા જીવન, મૃત્યુ નિદ્રા, અચેતના જેવી ઘટનાઓના પરિચયથી અને નિરીક્ષણથી તેને લાગ્યુ કે પોતાની સઘળી પ્રક્રિયાઓના કારણ તરીકે પોતાનામા જ કોઈ તત્ત્વ રહેલુ છે આને તેણે આત્મા કહ્યો વળી આત્માને તેણે કોઈ પ્રકારના બળ તરીકે કે શક્તિ તરીકે ગણ્યો હતો સમગ્ર કુદરતમા તેનો વાસ છે અને વ્યક્તિના રોજિદા જીવન ઉપર શુભાશુભ આત્માઓની અસર હોય છે તેવી માન્યતા પણ ત્યારે પ્રચલિત હતી આ ઉપરાંત સ્વપ્નો અને અસામાન્ય માનસિક સ્થિતિઓના તેના પરિચયને કારણે, આત્મા શરીરથી ભિન્ન છે તેમ પ્રાથમિક માનવીને લાગ્યુ આમ છતા પ્રાથમિક માનવીનો આત્મા વિષેનો પ્રારભિક ખ્યાલ અભૌતિક આત્માનો ન હતો [1]

આ અદૃષ્ટ શક્તિને પીછાનવાના પ્રયત્નોમાં માનવીએ તર્ક કરતા અતસ્ફુરણા અને વૃત્તિનો ઉપયોગ કર્યો હતો કારણ કે, એ સમયે તર્ક દ્વારા માનવી માત્ર ભૌતિક હકીકતોને જ જાણી શકતો હતો, અદૃષ્ટને નહી મહદ્ અશે નિમ્ન કક્ષાની આ અતસ્ફુરણા માનવીમા વધુ સવેદનશીલ અને સક્રિય હોવી જોઈએ કારણ કે પોતાની પ્રારભિક આવશ્યક શોધો માટે તેને તેના ઉપર મુખ્ય આધાર હતો આ ઉપરાત તેને ઉર્ધ્વગામી અનુભવનો પણ સહારો હતો પ્રકૃતિ સાથેના સમ્પર્ક દ્વારા આમ પ્રાપ્ત કરેલી અતસ્ફુરણાઓની વ્યવસ્થા માનવીના માનમે કરી અને પરિણામે ધર્મના પ્રારભના સ્વરૂપો ઉત્પન્ન થયાં માનસ અને પ્રાણના વિમાસ સાથે આ અતસ્ફુરિત અને વૃત્તિજન્ય અનુભવોને બૌદ્ધિક રચનાઓ હેઠળ લાવવાનુ વલણ વધતુ ગયુ આથી પ્રકૃતિની પ્રક્રિયાઓ અને રહસ્યોને માનવી જેમ જેમ પામતો ગયો તેમ તેમ તેને જાદુથી ગૂઢ કે ગહન તત્ત્વથી કે દેવોની અસરથી સમજાવવાને બદલે પ્રકૃતિની યાત્રિક પ્રક્રિયા દ્વારા

1 An Introduction To Philosophy p 125

સમજાવવાના પ્રયાસો કરવા લાગ્યો આમ છતા માનવીને પોતાના જીવનમા હજી પણ આધ્યાત્મિક તત્ત્વની અને આધ્યાત્મિક ધર્મોની આવશ્યકતા રહી છે, અને તેથી આ બન્ને પ્રવૃત્તિઓ સાથે સાથે ચાલતી રહી છે[૨] આમ આત્મા વિષેના પ્રાથમિક માનવીના ખ્યાલમાથી ધર્મોએ અને તાત્ત્વિક પદ્ધતિઓએ આત્મા વિષેના પોતાના ખ્યાલો વિકસાવ્યા છે

**આત્મા અને જીવાત્મા :** પ્લેટોની તાત્ત્વિક પદ્ધતિમા સૌ પહેલા આત્મા અને જીવાત્મા કે વૈયક્તિક આત્મા વચ્ચે સ્પષ્ટ ભિન્નતા જોવા મળે છે. તેના મતે જીવાત્મા એટલે આનુભવિક સ્થિતિઓ અને પ્રક્રિયાઓનો સમૂહ, જ્યારે આત્મા પારગામી સત્તા છે અને તે આનુભવિક સ્થિતિઓને ઉત્પન્ન કરે છે તથા તેનુ સ કલન કરે છે આમ માનસિક જીવનનુ વ્યાવહારિક કે આનુભવિક પાસુ જીવાત્મા છે, જ્યારે સાચુ અને સત્તામૂલક પાસુ આત્મા છે। વળી પ્લેટો અનુસાર સત્તામૂલક આત્મા પોતાના વાતાવરણથી અલિપ્ત રહી શકે છે અને બીજા સત્તામૂલક આત્માઓથી સ્વતત્ર છે આત્મા અને શરીર વચ્ચે ભિન્નતા દર્શાવીને પ્લેટોએ આત્માને અદૃષ્ટ અને અલૌકિક ગણ્યો છે સત ઓગસ્ટાઇન અને મધ્યયુગી તત્ત્વજ્ઞાને પ્લેટોના આ ખ્યાલને સ્વીકાર્યો હતો આત્મા અને શરીર વચ્ચેની ભિન્નતાના ખ્યાલથી આધુનિક પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનની શરૂઆત ડેકાર્ટની પદ્ધતિમાં થઈ હતી[૩] પરતુ અત્યારની તાત્ત્વિક પદ્ધતિઓમા સત્તામૂલક અલગ આત્માનો ખ્યાલ મહદ્‌અંશે કાલગ્રસ્ત થયો છે. કદાચ આથી જ કેન્ટના સમયથી ચિંતકોએ અપરિવર્તનશીલતા સાથે સકળાયેલ 'આત્મા' શબ્દના ઉપયોગ પ્રત્યે અણગમો દર્શાવ્યો છે અને તેને બદલે 'જીવાત્મા' શબ્દ પ્રયોજ્યો છે અચેતનમાથી ચેતનના વિકાસ સાથે અતિમ આધ્યાત્મિક સત્તાની આત્મ-અભિવ્યક્તિની માનવ તબક્કાએ જે સચેતન ક્રિયાઓ થાય છે તેની ક્રિયાશીલ એકતાનુ સૂચન આ 'જીવાત્મા'ના ખ્યાલ દ્વારા થાય છે. જીવાત્મા સક્રિય અને અ કાત સબધો દ્વારા પોતાને એક વિશિષ્ટ મૂલ્ય તરીકે પીછાને છે અને વ્યક્તિમત્તા પ્રાપ્ત કરવા પ્રેરાય છે[૪]

---

૨ L D Pp 770-771

૩ An Introduction To Philosophy P 126

૪ The Principles of Philosophy P 271

આમ છતાં આત્માને બદલે જીવાત્માનો ખ્યાલ લેવાથી આ પ્રશ્નનું નિરાકરણ થતું નથી. પરિવર્તનશીલ જીવાત્મા અને સ્થિર કે સ્થાયી આત્મા એક છે કે ભિન્ન છે અને જો ભિન્ન હોય તો તેની વચ્ચે શું સંબંધ છે એ પ્રશ્ન છે. આ ઉપરાંત જીવાત્માના સ્વરૂપ અંગે પણ ઘણા મતમતાંતરો છે. જીવાત્માને અહં તરીકે, શરીર તરીકે, પ્રાણ તરીકે કે માનસ તરીકે પણ ગણવામાં આવે છે. વળી જીવાત્મા વિશિષ્ટ છે કે સાર્વત્રિક છે એ વિશે પણ મતભેદ છે. કેટલાંક મતવ્યો જીવાત્માને સત્ય ગણે છે પણ તેને વ્યક્તિમત્તા આપતાં નથી, જ્યારે કેટલાંકને મતે આનુભવિક જીવાત્મા જ સત્ય છે અને તેની ભૂમિકામાં કોઈ પારગામી આત્મા નથી. આનાથી વિરુદ્ધ, માત્ર પારગામી આત્માને જ સત્ય ગણતું દૃષ્ટિબિંદુ જીવાત્માને સત્ય ગણતું નથી, અથવા તેને નિમ્ન કક્ષાનું વ્યાવહારિક સત્ જ ગણે છે. ધર્મ અને નીતિશાસ્ત્ર માટે વ્યક્તિ સત્ય હોવાનો ખ્યાલ અનિવાર્ય છે કારણ કે તે વિના ધર્મ અને નીતિશાસ્ત્રનું અસ્તિત્વ સંભવી શકે નહીં. મનોવિજ્ઞાને આત્માના ખ્યાલને અસ્પષ્ટ ગણીને માનસ અને તેની પ્રક્રિયાઓને અભ્યાસયોગ્ય ગણ્યાં છે. આમાં પણ માનસના સ્વરૂપ વિશે મતભેદ છે. કેટલાક ચેતનાને માનસની મૂળભૂત વિશિષ્ટતા ગણે છે, જ્યારે વૉટ્સન જેવા વર્તનવાદીઓ માનસિક ગણાતી પ્રક્રિયાઓને અને ચેતનાને માત્ર શારીરિક પ્રતિક્ષિપ્ત ક્રિયાઓ જ કહે છે.

આમ જીવાત્મા કે વ્યક્તિ અને વ્યક્તિમત્તાના સ્વરૂપને જ્ઞાનમીમાંસીય, તાત્ત્વિક, મનોવૈજ્ઞાનિક, ધાર્મિક, નૈતિક વગેરે દૃષ્ટિબિંદુઓ દ્વારા તપાસવાનો પ્રયાસ માનવીએ કર્યો છે. આ પ્રયાસોમાં શ્રી અરવિંદનું પ્રદાન અત્યંત મહત્ત્વનું છે. તેમણે વ્યક્તિનું સાચું સ્વરૂપ સ્પષ્ટ કરીને તેને પારગામી આત્માની અભિવ્યક્તિનું સ્વરૂપ અને વૈશ્વિક આત્માના કાર્યનું કેન્દ્ર ગણ્યું છે. તેમના આ દૃષ્ટિબિંદુમાં વિવિધ મંતવ્યોમાં રહેલ સત્યનો સ્વીકાર અને તેનો સુમેળભર્યો સમન્વય થયો છે. જીવાત્મા અંગેનાં વિવિધ દૃષ્ટિબિંદુઓમાંથી કેટલાંક મહત્ત્વનાં દૃષ્ટિબિંદુઓનો પરિચય નીચે અનુસાર છે.

## જીવાત્મા અંગેનાં મંતવ્યો

### પરિવર્તનવાદી મંતવ્યો

| હ્યુમ અને મિલ : આત્માનો ખ્યાલ ચકાસણીને પાત્ર ન હોવાથી ડેવિડ હ્યુમ તેને છોડી દે છે અને ચેતનાની હકીકતોને જ અભ્યાસયોગ્ય

ગણે છે ચેતનાને અવેદ્ય ગણીને તે દર્શાવે છે કે માનવી જેને જીવાત્મા કહે છે કે આત્મ—ચેતના કહે છે તે સવેદનાનો જટિલ સમૂહ છે આમ તેના મતે આત્મા નથી અને જીવાત્મા પણ નથી આમ કર્તા હ્યુમ અને મિલ બન્ને, પોતાના મહત્ત્વના દ્વારા ચેતનાની એકતા સમજાવી શકાતી નથી એમ કબૂલ કરે છે તત્ત્વજ્ઞાનના ઇતિહાસમા આ મન્તવ્યનો આવો નિખાલસ એકરાર એક મહત્ત્વની બાબત છે કારણ કે, તે વિશ્લેષણાત્મક દૃષ્ટિબિન્દુની અપૂર્ણતા છતી કરે છે સચેતન જીવન માત્ર અનુભવોનો સમૂહ નથી[૫]

**જેમ્સ, એલેક્ઝાન્ડર અને બૌદ્ધમતવાદીઓ :** વિલિયમ જેમ્સ અનુસાર જીવાત્મા ચેતનાનો પ્રવાહ છે અને તેમા ચેતનાની ક્ષણો એકમાત્ર સાથે અનુભવ્યક્તિ પૂર્વક જોડાયેલી હોય છે તથા પોતાનુ વસ્તુ તે પછીની ક્ષણને હવાલે કરે છે, પસાર કરે છે આમ ચેતના કોઈ એક બાબતના પ્રત્યક્ષીકરણ ઉપરથી બીજી બાબતના પ્રત્યક્ષીકરણ પ્રતિ પસાર થાય છે તેના મતે, આથી કોઈ સતત પસાર થતી ક્રિયાપ્રક્રિયા સિવાય સ્થાયી જીવાત્મા જેવુ કશુ નથી પરતુ આ વિશિષ્ટ અને ક્ષણજીવી પ્રત્યક્ષીકરણો અનુભવની એકતામા કેવી રીતે જકડાય છે તે અહીં સ્પષ્ટ થતુ નથી કારણકે તેના મતે આ બધાને એકસૂત્રે બાધતો કોઈ જીવાત્મા નથી માત્ર વિચારજ પોતાનો વિચારક છે હકીકતમા જેમ્સ અહી પ્રક્રિયા અને પ્રક્રિયાના કર્તા વચ્ચે ગૂચવણ ઊભી કરે છે પ્રક્રિયાની ચેતના તેનો કર્તા સૂચવે છે આ કર્તા પોતે ચેતનાની ક્ષણો નથી તે તેને ગ્રહણ કરે છે અને તેનાથી પર જાય છે એલેક્ઝાન્ડર પણ માનમનને માનસિક ગનાવોનો પ્રવાહ કહે છે તે દર્શાવે છે કે આપણે માનસનુ પ્રત્યક્ષીકરણ કરીએ છીએ તે દરેક ક્ષણે સતત ચાલતા કરતી માત્ર માનસિક પ્રક્રિયાઓ જ છે આમ તેના મતમા પણ આ પ્રવાહનુ ભાન કર્તા કે જીવાત્મા વિના કેવી રીતે થઈ શકે તે સમજાતુ નથી.[૬] બૌદ્ધમતવાદીઓ પણ સતત વહેતી ચેતનાના પ્રવાહનો ખ્યાલ ધરાવે છે અને જૈવીક પરિવર્તન સિવાય કોઈ સ્થાયી ભૂમિકા કે જીવાત્માને સ્વીકારતા નથી તેમના મતે સતત પરિવર્તનને બદલે સ્થાયી જીવાત્મા હોવાનો આપણો ખ્યાલ એક ભ્રમ છે[૭]

---

૫ An Introduction To Philosophy P 132

૬ Samkara And Bradley Pp 65 66

૭ L. D Pp 304 and 669

**જીવાત્માના ખ્યાલની આવશ્યકતા :** આમ ઉપરોકત મંતવ્યો જીવાત્મા અને માનસને એકબીજાથી અસંબંધિત એવી માનસિક ક્રિયાઓ, સંવેદનો કે ચેતનાની ક્ષણો ગણે છે. અસ્તિત્વની આ કક્ષાની પાછળ કે તેનાથી પર કોઈ બીજી કક્ષાને તેઓ સ્વીકારતા નથી. આથી અહીં આ પ્રક્રિયાની સમગ્રતા તથા એકતાને ધારણ કરનાર વ્યક્તિમત્તાની અવગણના થાય છે. કેન્ટ યથાર્થ જ કહે છે કે વિભિન્ન અનુભવોની વ્યવસ્થા કરતી સમન્વયાત્મક પ્રાક્-અનુભવની એકતા એટલે કે જીવાત્માનો ખ્યાલ બધા જ્ઞાન માટે એક અનિવાર્ય અને સ્વીકૃત ધારણા છે. પરિવર્તનનો ખ્યાલ પરિવર્તન પામતું અને પરિવર્તનથી પર એવી કોઈ બાબતનું સૂચન કરે છે. વળી ચેતનાની પરિવર્તન પામતી ક્ષણો અંગે ચેતનાનો પ્રવાહ પોતે પોતાના વિષે સચેત હોઈ શકે નહીં. શ્રી અરવિંદ દર્શાવે છે કે જેમ અસ્તિત્વને ધારણ કરનાર સિવાય અસ્તિત્વનો અર્થ નથી અને ભોક્તા વિના આનંદ વ્યર્થ છે તેમ જો સચેત એવું કોઈ ન હોય તો ચેતનાના અસ્તિત્વની કોઈ ભૂમિકા નથી.[૮]

### વ્યક્તિવાદી અને સર્વેશ્વરવાદી મંતવ્યો

**લાઇબનીઝ** - વ્યક્તિ અંગેનો લાઇબનીઝનો ચિદણુનો સિદ્ધાંત આધ્યાત્મિક ક્ષેત્રમાં અણુવાદના સિદ્ધાંતનું ઉપયોજન છે. આ મંતવ્ય આત્યંતિક છે કારણ કે, તેમાં વ્યક્તિને અલગ રીતે વિશિષ્ટ ગણવામાં આવે છે. પ્રિંગલ પેટિસન અનુસાર પણ વ્યક્તિઓ રૌપિક દૃષ્ટિએ ભિન્ન છે અને તે બ્રહ્મની અદ્વિતીય અભિવ્યક્તિઓ છે. આ બન્ને મંતવ્યો વિશ્વના વૈયક્તિક ભાગોની પરસ્પરાધારિતતા તથા આન્તરસંબંધોની હકીકત ધ્યાનમાં લેતાં નથી. આ કારણે જ લાઇબનીઝને પછીથી 'પૂર્વસ્થાપિત સુમેળ'ના સિદ્ધાંતનો આશરો લેવો પડયો છે. વ્યક્તિઓ, જો એક જ પદ્ધતિના સભ્યો હોય તો જ, તેમની વચ્ચે આંતરસંબંધો હોઈ શકે.

**મેકટેગાર્ટ :** મેકટેગાર્ટ અનુસાર જીવાત્માઓ તેના અંતરતમ સત્ત્વમાં સનાતન સ્વ-અસ્તિત્વ ધરાવે છે. આ જીવાત્માઓ એકાતમય અલગ અસ્તિત્વને બદલે બીજા સાથે સુમેળમાં અસ્તિત્વ ધરાવે છે. જીવાત્માની આ વ્યવસ્થિત એકતાને તે સમાજની અવૈયક્તિક એકતા કહે છે. વળી તે દર્શાવે છે કે સમયથી પર અને પૂર્ણ એવા પારગામી આત્માઓની સમયમાં મર્યાદિત અભિ-

૮. Ibid P. 319

વ્યક્તિ આ જીવાત્માઓ છે ૯ આમ મેક્ટેગાર્ટે પણ વ્યક્તિત્વ ને આત્યંતિક દૃષ્ટિબિંદુથી સ્વીકાર્યો છે અને જીવાત્માની બહુતા સાથે પારગામી આત્માની બહુતા પણ લીધી છે

લાઇબનીઝ અને મેક્ટેગાર્ટના ઉપરોક્ત દૃષ્ટિબિંદુઓ યથાર્થ નથી કારણ કે વૈયક્તિક સત્ એક જ સત્તાની અભિવ્યક્તિઓ છે વળી તે અનન્ય અને અનેક સત્ નથી સામાન્ય રીતે આપણે બીજાથી પોતાને ભિન્ન પાડે અને અનન્ય દર્શાવે તેને વ્યક્તિ ગણીએ છીએ પરંતુ આ સાચું નથી શ્રી અરવિંદ કહે છે કે વ્યાવહારિક અને અંગત સત્યને અભિવ્યક્ત કરવા માટે આવશ્યક એવો આપણા માનસનો આ ખ્યાલ છે[૧૦] વળી આપણે દરેકને અનન્ય રીતે પૂર્ણ માનીએ છીએ એ ભૂલ છે કારણ કે કોઈપણ વસ્તુની પૂર્ણતા તેના અનન્ય હોવામાં નથી પૂર્ણતા તો સમગ્ર એવી દૈવી સુમેળની પૂર્ણતામાં રહેલી છે[૧૧]

**સ્પિનોઝાનું સર્વેશ્વરવાદી મંતવ્ય.** વ્યક્તિને અનન્ય સત્ ગણતા ઉપરોક્ત મતોથી વિરુદ્ધનું મંતવ્ય સ્પિનોઝાનું છે તેના સર્વેશ્વરવાદી મંતવ્ય અનુસાર મર્યાદિતોને પોતાનામાં સમાવતી અમર્યાદિત સત્તા દ્રવ્ય છે આમ સ્પિનોઝા અસ્તિત્વની મૂળભૂત એકતાનો ખ્યાલ લે છે પરંતુ તે દ્રવ્ય કે સત્તાને સર્વવ્યાપી ચેતના કહે છે અને વ્યક્તિક ચેતનાને માત્ર રૂપ તરીકે જ ગણે છે માનવીનું અસ્તિત્વ સ્વતંત્ર નથી એવી ભૂમિકા લઈને તે આ મર્યાદિત મતને અને તેની સત્ત્વશીલતાને અવગણે છે આમ સ્પિનોઝા વૈશ્વિક ચેતનાનું મૂર્ત સ્વરૂપ લક્ષમાં લેવામાં નિષ્ફળ ગયા છે આ કારણે તેના સર્વેશ્વરવાદની વૈશ્વિક ચેતના સર્વને બદલે કશું નથી તેના ઉપર વ્યાપ્ત છે[૧૨] આથી તેનું મંતવ્ય એકાંગી બન્યું છે

શ્રી અરવિંદ દર્શાવે છે કે અભિન્ન અચેતનમાં અપ્રગટ ચેતના અને વ્યક્તિમતાથી પ્રારંભ થયેલ વિશ્વમાં સૌથી મહત્ત્વની હકીકત વૈયક્તિક અસ્તિત્વ છે ઉત્ક્રાંતિમાં તે જેમ જેમ ઊર્ધ્વગમન કરે છે તેમ તેમ તે વૃદ્ધિ પામે છે જો આમાં વૈશ્વિક સત્ એટલો જ સત્ય હોય તો જ તેના આ

૯ Sri Aurobindo s Philosophy of Evolution P 210
૧૦ L D P 337
૧૧ Ibid I 355
૧૨ The Principles of Philosophy P 297

મહત્ત્વનુ મહાત્મ્ય છે [13] આ ઉપરાત શ્રી અરવિંદ જીવાત્માઓને માત્ર ઈશ્વર ઉપર આધારિત અનન્ય સત્ ગણવાને બદલે તેને તેના અંતરતમ સત્‌મા સર્વોચ્ચ સત્ કહે છે [14] તેઓ દર્શાવે છે કે એકત્વમા વિવિધતા એ અભિવ્યક્તિનો નિયમ છે આ વિવિધતાઓનો સુમેળ અનિમાનમીય એકતામા થાય છે આમ છતા આ વિવિધતાઓને નામશેષ કરવી, એવો કુદરતમા ચેતનતત્ત્વનો હેતુ નથી [15]

## નિરપેક્ષ કે બ્રહ્મવાદી મતવ્યો

બ્રેડલે અને શંકરાચાર્ય બ્રેડને અનુસાર જીવાત્મા બીજા આભાસોની જેમ એક આભાસ છે આ આભાસને પોતાનુ વિશિષ્ટ સ્વરૂપ હોય છે અને તે પરિવર્તન પામતુ હોવા છતા બ્રહ્મમા પોતાનુ સ્વરૂપ જાળવી રાખે છે અહી બ્રેડનેએ આભાસ તરીકે જીવાત્માનુ વિશિષ્ટ સ્વરૂપ શુ છે તે સ્પષ્ટ કર્યું નથી\ વિવિધતાઓ વચ્ચે જીવાત્માની એકતા બ્રેડને માટે નિરાકરણ ન કરી શકાય એવી મ સ ત ની રહે છે રિપનોઝાએ જીવાત્માના સ્વતંત્ર અસ્તિત્વના આધારે તેની સત્ત્વશીલતા નકારી છે જ્યારે બ્રેડને અને બોસાંકેએ જીવાત્માને તાર્કિક વિરોધાને પાત્ર ગણીને તેનુ સત્ અવગણ્યુ છે નૂતન હેગલવાદી ગ્રીન અને કેર્ડ જીવાત્માને બ્રહ્મના માત્ર મર્યાદિત પુનરુત્પાદનો જ ગણે છે [16] \

\શંકરાચાર્ય વ્યક્તિસત્તાને અજ્ઞાનનુ ઉપાદાન ગણે છે તેના મતે કેવળ બ્રહ્મ જ સત્ય છે\ આ બ્રહ્મ સ્વયંસિદ્ધ સનાતન અને અપરિવર્તનશીલ છે આમ શંકરાચાર્ય માત્ર પારગામી સત્તાને જ સત્ ગણે છે

ઉપરોક્ત બ્રહ્મવાદી ખ્યાલો વ્યક્તિવાદી ખ્યાલો જેવા જ એકાંગી છે એકમા વૈયક્તિક સત્‌ને અને બીજામા પારગામી સત્‌ના સ્વરૂપને યોગ્ય રીતે લક્ષમા લેવામા આવ્યુ નથી

## શંકરાચાર્યના મતવ્યનુ વિવરણ

શંકરાચાર્યના મતવ્યનુ વિવરણ કરતા શ્રી અરવિંદ કહે છે કે શંકરાચાર્યનુ દૃષ્ટિબિંદુ વિશિષ્ટ ભ્રમવાદ ગણી શકાય કારણ કે તે માયાની

---

[13] L D P 673

[14] Ibid P 323

[15] Ibid P 790

[16] Sri Aurobindo s philosophy of Evolution P 212

વિશિષ્ટ કે મર્યાદિત સત્તા સ્વીકારે છે. માયાને અનિર્વચનીય એવું રહસ્યમય સ્વરૂપ આપવા છતા આ દષ્ટિબિંદુમા તેનો બૌદ્ધિક ઉકેલ આપવાનો પ્રયાસ થયો છે. વિશ્વની સતત અને અવગણી ન શકાય એવી વાસ્તવિકતા આપણી અપૂર્ણતા અને જીવનની કેટલીક અસત્યતા સમજાવવા માટે અહી સત્તાના બે ક્રમો લેવામા આવ્યા છે એક પારગામી અને સનાતન; જ્યારે બીજો વ્યાવહારિક અને મર્યાદિત. પારગામી, અને સનાતન સત્તા કેવળ બ્રહ્મ છે અને તે પૂર્ણ તથા અતિબ્રહ્માંડીય છે. વ્યાવહારિક અને મર્યાદિત સત્ માયામા બ્રહ્મની વૈશ્વિક, મર્યાદિત અને સાપેક્ષ સત્તાઓ છે જીવાત્માઓ માયાથી ઘેરાયેલ બ્રહ્મ છે અહી આ વ્યાવહારિક ગણાતી સત્તાનું સ્વરૂપ અને તેની કક્ષાના પ્રશ્નો ઉપસ્થિત થાય છે. વિશ્વ અને જીવાત્માઓ ભલે નિમ્ન કક્ષાના હોય પરંતુ તે સાચી કક્ષાઓ છે કે અંશતઃ સત્ય અને અંશતઃ અસત્ય છે, કે અસત્ય છે? જો તે સાચી સત્તા હોય તો માયાના સિદ્ધાંતને કોઈ સ્થાન નથી જો તે અંશતઃ સત્ય અને અંશતઃ અસત્ય હોય તો બ્રહ્માંડીય આત્મ–ભાન સબંધે કે આપણને તથા વિશ્વને જોવામા આપણુ દષ્ટિબિંદુ દુષિત છે. આથી શ્રી અરવિંદ અનુસાર સત્ અંગેની, જ્ઞાન અંગેની અને સત્‌ની ક્રિયાશીલતા અંગેની ભૂલ ઉત્પન્ન થાય છે. વળી જો વિશ્વ અને જીવાત્માઓ સાચી સત્તા ન હોય અને જો પારગામી ચેતનાના સંદર્ભમા આ બધાનું અસ્તિત્વ અસત્ય હોય તથા માયાના ક્ષેત્રમાથી બહાર નીકળતાં તેનું દેખીતુ સત્ય વિલીન થઈ જતુ હોય તો અહી એક હાથે આપેલું બીજા હાથથી લઈ લેવા જેવો ઘાટ થાય છે. આ રીતે માયા, બ્રહ્માંડ અને જીવાત્માઓ સત્ય તેમ જ અસત્ય બને છે આવી સત્તા સાચી સત્તા નથી કારણ કે, તે માત્ર આપણા અજ્ઞાનમા જ સાચી છે. સાચા જ્ઞાનમા તે સાચી નથી.

" આ અંગે શ્રી અરવિંદ ઉપનિષદોનુ દષ્ટિબિંદુ આપતા કહે છે કે ત્રિવિધ સત્ એક જ સત્તાની સ્થિતિઓ છે. વળી ઉપનિષદોમા બ્રહ્મની આ બધી અભિવ્યક્તિઓને ભ્રમની પરિસ્થિતિ ગણવામાં આવી નથી તેમાં બ્રહ્મ જ આ બધું બને છે તેમ સ્વીકારવામા આવ્યુ છે અને તેથી આ બધા સત્‌મા એક જ આત્માને અને એક જ આત્મામા આ બધાને નીરખવા જોઈએ આમ ઉપનિષદોના કથનોમા ભ્રામક માયાને કોઈ સ્થાન નથી.[17]

૧૭. L. D Pp 405 and 408

**વૈયક્તિક-અવૈયક્તિક :** આમ જે મતવ્યો વ્યક્તિને એક અથવા બીજી રીતે અસત્ કરે છે તે યથાર્થ નથી કારણ કે તેથી તો વિશ્વમા માનવજીવનનું અંતિમ મહત્ત્વ રહેતુ નથી. શ્રી અરવિંદના પૂર્ણવાદી દષ્ટિબિંદુમા જીવાત્મા, વિશ્વ અને પારગામી બ્રહ્મ-બધા સત્ય છે અંતિમ 'એક'ને આપણે વૈયક્તિક આત્મા દ્વારા પામવો આવશ્યક છે કારણ કે, તે આપણા અનુભવની ભૂમિકા છે.[૧૮] આપણામા રહેલ પુરુષ વિશ્વમા વૈશ્વિક છે અને પારગામીત્વમાં પારગામી છે તે અવૈયક્તિક છે કારણ કે વૈયક્તિક ગુણો દ્વારા તે વિભક્ત નથી ને વૈયક્તિક છે કારણ કે દરેક જીવાત્માના વ્યક્તિકરણનો પણ તે અધિપતિ છે[૧૯]

## શ્રી અરવિંદનું પૂર્ણવાદી મંતવ્ય

શ્રી અરવિંદનું મતવ્ય સમન્વયાત્મક છે તેઓ એક જ સત્તાને અભિવ્યક્ત-વિશ્વના સચાલન કરનાર ઇશ્વર તરીકે તેના અનુભવ કરનાર સત્ કે પુરુષ તરીકે અને તેના આવાસ તરીકે આત્મા કહે છે સત્ના આ પાસાંઓ વચ્ચે કોઈ વિરોધ નથી

**અહં-ભાવની રચના :** શ્રી અરવિંદ અનુસાર સચ્ચિદાનંદ આત્મા અભિવ્યક્તિના આનંદ માટે વૈયક્તિક અને મર્યાદિતમા અવતરણ કરે છે આથી અંતે તે આપણો અવૈયક્તિ, નીચી વિશાળ અને સૌથી અંતરતમ આત્મા છે પરંતુ તર્કની સૌ પહેલી મુશ્કેલી એ છે કે જીવાત્માને અને અહંને એક ગણીને તેને અહંની અનંગતા અને મર્યાદાથી અસ્તિત્વ ધરાવતો ગણવામા આવે છે આથી અહં અને વ્યક્તિને એક ગણવું આવુ દષ્ટિબિંદુ યોગ્ય નથી કારણ કે આપણે જેને અહં કહીએ છીએ તે પોતે મૂળભૂત રીતે સત્ય નથી પરંતુ, જીવનના એક વ્યવહારુ પામાનુ, માત્ર વ્યવહારુ કેન્દ્ર છે આપણી માનસિક, શારીરિક અને જૈવીય અનુભવની રચનામા તેને સત્ની બીજી બધી બાબતોથી ભિન્ન ગણીએ છીએ અને તેને જ પ્રકૃતિમા આપણી જાત કહીએ છીએ વળી આથી આગળ વધીને આપણું વ્યક્તિકરણ થયું છે તેમ સ્વીકારીને જ્યા સુધી વૈયક્તિક રહે ત્યા સુધી જ તેનુ અસ્તિત્વ છે તેમ ગણીએ છીએ કેટલીકવાર આ મર્યાદિત સત્ને બદલે

૧૮ The Synthesis of Yoga P 349

૧૯ L D P 317

વ્યક્તિકરણના ન ણ તરીકે આપણને અમર્ત્ય સત્ ગણીને તે વૈયક્તિકતા થી મર્યાદિત છે તેમ લઈએ છીએ આવુ પ્રક્ષીકરણ અને આવો ધ્યાન આપણા અહ-ભાવની રચના છે

**વ્યક્તિમત્તાનું કારણ :** શ્રી અરવિંદ અનુસાર વ્યક્તિકરણ એ તો વિશિષ્ટ શરીરમા પ્રાણની કામચનાઓ ઉપયોગિતા માટે થતેી વ્યવહારુ પસંદગી અને મર્યાદિત અચેત સમન્વયની રચના છે તેની પાછળ ચેતના કે પુરુષ રહેલ છે અને તે પોતાના વ્યક્તિકરણથી નિર્ણિત કે મર્યાદિત થતા નથી તે આ સમન્વયનો આધાર અને નિર્ણાયક છે અને તેમ છતા તેનાથી પર જાય છે. આ સમન્વયની રચના માટે તે જે પસંદ કરે છે તે વિશ્વ-સત્તા તેના સમગ્ર અનુભવમાથી પસંદ કરે છે આથી આપણા વ્યક્તિકરણનુ સત્ વિશ્વ-સત્તા આધારે તથા પોતાની વૈયક્તિકતાની શક્યતાઓના અનુભવ માટે વિશ્વ-સત્તો જે ઉપયોગ કરે છે તે ચેતનાના આધારે છે આપણી વ્યક્તિમત્તાનુ કારણ અને આત્મા આ પુરુષ છે, અને તે સમગ્ર વિશ્વને આવરીને વિશ્વ-સત્ સાથે પોતાના એક હોવાનુ અનુભવે છે પોતાના સચેત વિસ્તૃતીકરણમા તે પ્રાથમિક અનુભવોથી આગળ વધીને આત્મ-મર્યાદા અને મર્યાદિત વ્યક્તિમત્તામાથી મુક્ત થાય છે આવી રીતે અનંગ વૈયક્તિક ચેતનાથી પર જઈને વ્યક્તિ પોતાની અનંત વૈશ્વિકતા પીછાને છે આમ અમુક વિશિષ્ટ શરીર અને માનસમા વ્યક્તિગત અને મર્યાદિત વ્યક્તિકરણ સાથેનુ આપણુ અયથાર્થ તાદાત્મ્ય દૂર થાય છે [૨૦]

**સાચી વ્યક્તિ અને તેનું ભાવિ :** આમ સાચી વ્યક્તિ અને અહ એક જ નથી | વ્યક્તિમત્તાની ભૂમિકા આત્મા છે, જ્યારે અહ તેનો બાહ્ય અને અસત્ય અવેજી છે [૨૧] અહના અનંતથી અને મર્યાદાથી પર જઈને વ્યક્તિ પોતાનામા વૈશ્વિકતાને સમાવે છે પરંતુ, આથી, વ્યક્તિમત્તા નષ્ટ થતી નથી કારણ કે, વિશ્વ અને વ્યક્તિ પણ પારગામી આત્માની જ અભિવ્યક્તિઓ છે અને તેમા આત્માનુ અવિભાજિત અસ્તિત્વ રહેલુ છે ત્રિણી વૈવિધ્ય, મહાન એકતાનુ સાધન છે આથી બધુ ઈશ્વરમા અને ઈશ્વર બધામાં છે [૨૨] આમ શ્રી અરવિંદ એક જ સત્તાને અભિવ્યક્તિઓના વિશ્વનું

૨૦ Ibid Pp 332–333

૨૧ Ibid P 468

૨૨ Ibid P 336

સચાલન કરનાર ઈશ્વર તરીકે તેનો અનુભવ કરનાર અચેત સત્ કે પુરુષ તરીકે અને તેની ભૂમિકા કે આધાર આપનાર આત્મા તરીકે ગણે છે સત્તાના આ ત્રિવિધ પાસા વચ્ચે તેમ જ સનાતન સ્થિતિ અને વિશ્વમાં ક્રિયાશીલ અભિવ્યક્તિ વચ્ચે કોઈ વિરોધ નથી[૨૩]

વ્યક્તિનુ ભાવિ ઈશ્વર સાથે એક થવાનુ છે આ તેનો જ સર્વોચ્ચ આત્મા છે પરતુ જ્યા સુધી તે અનગનાવાદી અહ બની રહેશે ત્યા સુધી પોતાના દૈવી સત્ને પામી શકશે નહી આધ્યાત્મિક વ્યક્તિ અહની અનગનાથી મુક્ત હોય છે આવી વ્યક્તિમત્તા વૈશ્વિકતા અને પારગામીત્વ જેવી જ સનાતન સત્ય છે

**જીવાત્મા અને વ્યક્તિત્વ** જેમ જીવાત્મા આપણી માનસિક અહ-ભાવનાથી ભિન્ન છે તેમ આપણા વ્યક્તિત્વથી પણ ભિન્ન છે આપણુ વ્યક્તિત્વ હમેશ એક સરખુ હેતુ નથી તે સતત પરિવર્તન અને સમન્વયની પ્રક્રિયા છે તે મૂળભૂત ચેતના નથી પણ ચેતનાના સ્વરૂપોનો વિકાસ છે આમ તો આપણુ વ્યક્તિત્વ પણ પુરુષ કે બ્રહ્મ છે પરતુ, તે તેનુ પરિવર્તનશીલ પાસુ છે તેની સ્થાયી સત્તા નથી એક જ સત્ના પાસા તરીકે ગીતામાં ત્રણ પુરુષો વચ્ચે ભેદ દર્શાવ્યા છે આ છે ક્ષર કે પરિવર્તનશીન પુરુષ, અક્ષર કે અપરિવર્તનશીન પુરુષ અને ઉત્તમ પુરુષ કે સર્વોચ્ચ પુરુષ ઉત્તમ પુરુષ બીજા બન્ને પુરુષોને પોતાનામા સમાવે છે અને તેનાથી પર જાય છે[૨૪] આ ઉત્તમ પુરુષ એટલે આપણામા અને બધામા વ્યાપ્ત એવો સર્વોચ્ચ આત્મા છે પુરુષોત્તમ છે, સ્વ મી છે તે સ્થાયી પુરુષ શાત નિષ્ક્રિય, સમાન અને અવિનાશી આત્મા છે જ્યારે જેના દ્વારા આપણા વૈશ્વિક જીવનના સબધો શક્ય બને છે તે સતત પરિવર્તન પામતા વ્યક્તિત્વના સાર અને તત્ક્ષણનો હેતુ પરિવર્તનશીન કે ક્ષર પુરુષ છે[૨૫]

**શારીરિક-જૈવીય માનવી** આ પરિવર્તનશીન માનવ-વ્યક્તિત્વના વિકાસના તબક્કાનુ મૂળ દર્શાવતા શ્રી અરવિંદ કહે છે કે પોતાના અતરતમ સત્યમા માનવીનુ કેન્દ્રિય સત્ તેનો આત્મા જ છે જ્યારે બાહ્ય હકીકતમા મહદઅશે આત્માના પ્રતિનિધિરૂપ કોઈ એક અથવા બીજા ભાગનુ કે અશાત્માનુ આધિપત્ય હોય છે આ પ્રતિનિધિરૂપ આત્માને માનવી પોતાના

૨૩ Ibid P 322

૨૪ यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तम अ ૧૫, શ્લોક ૧૮

૨૫ The Synthesis of yogo P 350

અંતરતમ આત્મા તરીકે ગણવાની ભૂલ કરે છે આમ કેટલીક વ્યક્તિઓમાં શારીરિક પુરુષનું માનસ, સંકલ્પ અને કાર્ય ઉપર આધિપત્ય હોય છે. આવી વ્યક્તિને શ્રી અરવિંદ શારીરિક માનવી કહે છે. તે પોતાનાં પ્રાણની, શરીરની અને માનસની ટેવોમાં વ્યસ્ત રહે છે. આમ છતાં તેના આતરિક સૂક્ષ્મ–શારીરિક પુરુષને કારણે માનવી વધુ સુંદર અને પૂર્ણ શારીરિક જીવનનો વિચાર કરી શકે છે અને પોતાનામાં કે સામૂહિક જીવનમા તેને પ્રાપ્ત કરવા પ્રયત્નશીલ બની શકે છે. બીજી કેટલીક વ્યક્તિઓમાં પ્રાણમય પુરુષનું માનસ, સંકલ્પ અને કાર્ય ઉપર આધિપત્ય હોય છે, આ જૈવીય માનવી પોતાના જૈવીય અહંની અભિવ્યક્તિઓ સિવાય બીજું બધું ગૌણ ગણે છે અને પોતાની મહત્ત્વાકાંક્ષાઓ અને જૈવીય ઇચ્છાઓની તૃપ્તિમા રત રહે છે. આવા જૈવીય માનવીની પ્રકૃતિ વધુ ક્રિયાશીલ અને શક્તિશાળી હોવા છતાં તે ભાગ્યે જ નિયમન હેઠળ હોય છે. પરંતુ જો આ જૈવીય વ્યક્તિત્વ, માનસ અને સંકલ્પને તાર્કિક બુદ્ધિનો સહારો મળે તો શક્તિશાળી, અસરકારક અને સફળ એવી વત્તેઓછે અંશે સમતુલિત રચના થઈ શકે.

**મનોમય માનવી** : વ્યક્તિત્વના વિકાસના ઉચ્ચતર તબક્કે માનસિક પુરુષનું આધિપત્ય હોય છે. આવો મનોમય માનવી પોતાની અભિવ્યક્તિ, માનસિક હેતુઓ, માનસિક અભિરૂચિઓ, માનસિક વિચારો અને આદર્શો સિવાય બીજું બધું ગૌણ ગણે છે. આવો માનવી પોતાના માનસિક સંકલ્પને કાબૂમાં લઈને પ્રાણ અને શરીરની જરૂરતોનુ દમન કરીને અથવા તેને તદ્દન ઓછી કરીને માનસિક જીવનની આડે આવતી અટકાવી શકે છે. આમ છતા પ્રાણ અને શરીર પ્રારંભના સૌ પહેલા બળો છે અને જો તે જરાપણ શક્તિશાળી હશે તો તે મનોમય માનવી ઉપર ઘેરી અસર કરશે. માનવી મનોમય સત્ છે અને માનસ, તેના પ્રાણ અને શરીરનો નેતા છે, પરંતુ આ નેતા પોતાના અનુયાયીથી મહદ્અંશે દોરવાનો હોય છે.| પોતાની સ્પષ્ટતા છતા માનસ જૈવીય અને આવેગજન્ય સૂચનોથી દોરવાઈ જઈને અજ્ઞાન અને ભૂત તથા અયથાર્થ વિચારો અને અયથાર્થ કાર્યને મંજૂરી આપે છે વળી માનસ શક્તિશાળી અને સુસ્પષ્ટ હોય ત્યારે પણ તે વત્તેઓછે અંશે મનોજન્ય સુમેળનું આરોપણ કરી શકે છે પરંતુ, સમગ્ર સત્નો સમન્વય કરી શકતું નથી.) વળી આ નિમ્ન કક્ષાના નિયમન હેઠળનો સુમેળ અધૂરો છે કારણ કે, તેમાં પ્રકૃતિના એક ભાગનું આધિપત્ય અને પરિપૂર્ણતા છે;

જ્યારે બીજા ભાગોનું દમન અને બીજા ભાગોની પરિપૂર્ણતાની અવગણના છે.[૨૬]

**આત્મિક વ્યક્તિત્વ :** આમ વ્યક્તિત્વ આત્માની જૈવીય, શારીરિક અને માનસિક એવી બાહ્ય અને અચ્થાયી રચનાઓ છે અને અભિવ્યક્તિની અનેક શક્યતાઓમાની કેટલીક શક્યતાઓ છે. શ્રી અરવિંદ દર્શાવે છે કે આત્માની અભિવ્યક્તિ માટે પુરુષ અને પ્રકૃતિ એવી બેવડી સ્થિતિ હોવા છતા તેમની વચ્ચે કોઈ મૂળભૂત અને સનાતન અનગલ્વ કે દ્વૈત નથી. પ્રકૃતિની કક્ષાઓની દરેક સ્થિતિમા આત્મા, આ કક્ષાને અનુરૂપ, પોતાનુ સ્થાન લે છે આમ માનસ-પ્રકૃતિમા તે મનોમય પુરુષ પ્રાણ-પ્રકૃતિમા પ્રાણમય પુરુષ, ભૌતિક પ્રકૃતિમા શારીરિક પુરુષ અને સર્વોચ્ચ આધ્યાત્મિક કક્ષાએ તે આનંદમય પુરુષ અને કેવળ સત્ બને છે. આપણા વૈયક્તિક અસ્તિત્વમા તે આપણા બધાની ભૂમિકા છે. આપણી ચેતનાની રચનાઓના આધાર તરીકે તે આપણો અતરાત્મા છે[૨૭] આ અતરાત્માને શ્રી અરવિંદ ચૈત્યપુરુષ કહે છે અસ્થાયી એવી શારીરિક, જૈવીય અને માનસિક રચનાઓનો વિકાસ થાય છે તેમ આ ચૈત્ય-પુરુષ કે આત્મિક વ્યક્તિત્વ પણ આપણામા વિકસે છે

**ચૈત્ય-પુરુષ**

**બેવડો આત્મા.** આપણી વૈયક્તિક રચનામા દરેક બ્રહ્માંડમય સિદ્ધાંત બેવડો હોય છે આમ આપણને બેવડુ માનસ છે એક છે, ભૌતિકતત્ત્વમાથી માનસની અભિવ્યક્તિમા આપણે ઉત્પન્ન કરેલ બાહ્ય અહંયુક્ત માનસ, જ્યારે બીજુ છે, સૂક્ષ્મ કે પૃષ્ઠસ્થ માનસ આ માનસ આપણા બાહ્ય માનસિક જીવનની મર્યાદાથી મુક્ત હોય છે આપણો પ્રાણ પણ બેવડો છે એક, ભૌતિક શરીરથી મર્યાદિત પ્રાણ છે; જ્યારે બીજો, સૂક્ષ્મ પ્રાણ શારીરિક પ્રાણ અને મૃત્યુની સકુચિત સરહદોથી મુક્ત છે આ ઉપરાત આપણા બાહ્ય શારીરની ભૂમિકામા આપણુ સૂક્ષ્મ શરીર રહેલુ છે. આવી જ રીતે આપણમા બેવડો આત્મા છે આપણો બાહ્યાત્મા અથવા ઇચ્છાત્મા આપણી જૈવીય તૃષ્ણા અને આવેગોમાં રત રહે છે અને જ્ઞાન, સુખ તથા શક્તિની માનસિક ખોજ માટે કાર્ય કરે છ; જ્યારે આપણો પૃષ્ઠસ્થ આત્મા કે ચૈત્ય-પુરુષ આ બાહ્ય સ્વરૂપોની ભૂમિકામા રહેલ આપણો સાચો આત્મા છે તે પ્રેમ, પ્રકાશ અને આનંદનુ

---

૨૬ L D Pp 799–801

૨૭ Ibid P 317

શુદ્ધ બળ છે અને સત્નું સૂક્ષ્મ સત્ત્વ છે આમ બાહ્ય સ્વરૂપો આપણા અહંમય અસ્તિત્વની ભૂમિકાઓ છે જ્યારે પૃષ્ઠસ્થ સ્વરૂપો આપણી વધુ વિસ્તૃત સાચી વ્યક્તિમત્તાના સ્વરૂપો છે વળી પૃષ્ઠસ્થ કે સૂક્ષ્મ સ્વરૂપોમાં માનવી વૈશ્વિકતાના પ્રત્યક્ષ સંપર્કમાં આવે છે આપણા શારીરિક જૈવીય અને માનસિક સત્ને અલગ કરતી ઘટ્ટ દિવાલો અહીં પારદર્શક બને છે આથી શ્રી અરવિંદ તેને અન્તર્ગત અને વ્યવહાર બન્નેનું માધ્યમ કહે છે આપણો આત્માત્મા અહંની અત્યંત ઘટ્ટ દિવાલો વચ્ચે ઘેરાયેલો હોવાથી બ્રહ્માંડમય આનંદથી અળગો છે તેમાં પ્રવેશથી આનંદ લવું અને વિવર્તિત બને છે

**સાચો આત્મા :** આમ આપણો સાચો આત્મા પ્રાણ, માનસ કે શરીર નથી આપણો સાચો આત્મા આ બધાના આત્માનંદ, પ્રકાશ, પ્રેમ સૌંદર્ય અને સત્‌ની સંસ્કારિત શુદ્ધિ પ્રતિ તેનાં સત્ત્વના ઉઘાડ અને વિકાસને પોતાનામાં ધારણ કરે છે તેના દ્વારા આનંદનો દૈવી સિદ્ધાંત આપણામાં કાર્ય કરે છે આથી આપણો સાચો આત્મા ચૈત્ય-પુરુષ છે અને આપણા સત્‌નું તે કેન્દ્રિય હાર્દ છે પરંતુ વિશ્વની બિમારી એ છે કે વ્યક્તિ પોતાનો સાચો આત્મા શોધી શકતો નથી આ બિમારીનું મૂળ કારણ એ છે કે બાહ્ય સ્તરની વસ્તુઓના અંગીકારમાં જેમાં તે રત રહે છે તે વિશ્વનો સાચો આત્મા, માનવી મેળવતો નથી માનવી પોતાની શક્તિનું સત્ત્વ સચેત સત્‌નું સત્ત્વ, આનંદનું સત્ત્વ શોધવા પ્રયાસ કરે છે, પરંતુ તેને જે મળે છે તે વિરોધી પ્રતિમાઓ અને સંપર્કોનો સમૂહ છે જો તે સત્ત્વને શોધી શકે તો તે એક વૈશ્વિક સત્ શક્તિ, સચેત સત્ અને આનંદને પણ શોધી શકે આ સાથે પોતાનો સાચો આત્મા અને વિશ્વનો આત્મા એક છે તેમ જાણશે પરંતુ ઇચ્છાત્મા આમાં અવરોધરૂપ બને છે કારણ કે, પ્રાણને અયથાર્થ રીતે આવકારીને આ ઇચ્છાત્મા રસ કે વસ્તુઓના આનંદના ત્રેવડા અયથાર્થ અર્થઘટનનું કારણ બને છે આથી સત્‌ના શુદ્ધ સાત્વિક આનંદને બદલે તેને સુખ દુઃખ અને ઉદાસીનતા તરીકે ગણે છે[૨૮]

**જીવાત્મા અને ચૈત્ય-પુરુષ** ચૈત્ય-પુરુષનું સ્વરૂપ સમજાવતાં શ્રી અરવિંદ માનવીના કેન્દ્રિય આત્માના બે સ્તરો દર્શાવે છે ઉપરિ સ્તરને તે જીવાત્મા કહે છે અને તેને દેવાપણાનો તણખો કે પરમાત્માનો અંશ ગણે

૨૮ Ibid Pp 203 204

છે વળી તે પારગામી સિદ્ધાંત છે અને વ્યક્તિક જીવનમાં અભિવ્યક્તિથી પર એવો અધ્યક્ષ છે નિગ્નસીરને શ્રી અરવિંદ ચૈત્ય-પુરુષ કહે છે અને તેને જીવાત્માનો પ્રતિનિધિ ગણે છે વૈયક્તિક જીવનની અભિવ્યક્તિના તે આધાર છે જો જીવાત્મા દૈવી તણખો છે તો ચૈત્ય-પુરુષ આ તણખામાંથી વિકસિત એવો અગ્નિ છે કારણ કે તેનું કાર્ય તણખામાંથી જ્યોત પ્રગટાવવાનું છે જેથી તેનો પ્રકાશ આપણા સમગ્ર સત્ ઉપર પ્રસરી શકે આ ઉપરાંત શ્રી અરવિંદ તેને ઈશ્વરનું સંતાન પણ કહે છે[૨૮] આમ જીવાત્મા વૈશ્વિક આત્મા છે જ્યારે ચૈત્ય-પુરુષ વૈયક્તિક આત્મા છે જીવાત્મા ઉત્ક્રાંતિનો અધિષ્ઠાતા છે, જ્યારે ચૈત્ય-પુરુષ ઉત્ક્રાંતિમાં પ્રવેશે છે અને વિકસે છે આથી ચૈત્ય-પુરુષ કેન્દ્રિય પુરુષનું એક પાસું જ છે

**ચૈત્ય-પુરુષનું સ્વરૂપ** ચૈત્ય-પુરુષના સ્વરૂપની વિશેષ વિગત આપતા શ્રી અરવિંદ જણાવે છે કે તે દૈવી સત્‌માંથી જન્મેલ જ્યોત છે અને અજ્ઞાનના પ્રકાશમય રહેલામાં છે વળી તે જ્ઞાન પ્રતિ અભિમુખ થવા શક્તિમાન બને ત્યાં સુધી તેમાં વૃદ્ધિ પામે છે તે અદૃષ્ટ સાક્ષી સંચાલક, માર્ગદર્શક, સોક્રેટિસનો 'DAEMON' અને રહસ્યવાદીઓના અંતરનો અવાજ અને અંતરનો પ્રકાશ છે જન્મ-જન્માંતરમાં આપણામાં રહે તે અવિનાશી આત્મા છે અને તેને મૃત્યુ વ્યાધિ કે વિનાશ સ્પર્શી શકતા નથી આમ તે દૈવી સત્તાનો અવિનાશી તણખો છે તે અજન્મા આત્મા નથી કારણ કે આત્મા વ્યક્તિના સત્‌ના અધ્યક્ષ હોવા છતાં ને પોતાના વૈશ્વિકતા અને પારગામીત્વ અંગે હમેશાં સભાન હોય છે આથી ચૈત્ય-પુરુષ પ્રકૃતિના સ્વરૂપોમાં તેનો પ્રતિનિધિ છે અને માનસ પ્રાણ તથા શરીરને ધારણ કરે છે વળી આપણા મનોમય, પ્રાણમય અને સૂક્ષ્મ શારીરિક પુરુષની પાછળ રહી તેનો અનુભવ અને વિકાસ તે નિહાળે છે અને તેમાંથી લાભ મેળવે છે[૩૦] આપણું અંતતમ સત્ આપણામાં ચૈત્ય-પુરુષનું સ્વરૂપ લે છે અને આ આત્મિક વ્યક્તિ એક જીવનથી બીજા જીવનમાં પરિવર્તન વિકાસ અને વૃદ્ધિ પામે છે આથી શ્રી અરવિંદ તેને જન્મ અને મૃત્યુ તથા મૃત્યુ અને જન્મ વચ્ચેનો મુસાફર કહે છે[૩૧]

---

૨૮ An Introduction To The Philosophy of Sri Aurobindo P 30

૩૦ L D P 207

૩૧ Ibid P 208

શરૂઆતમા તે શરીર, પ્રાણ અને માનસથી આવરણ પામેલો હોય છે. પરંતુ જેમ જેમ તેની વૃદ્ધિ થતી જાય છે તેમ તેમ તેમનાઉપર પ્રભુત્વ મેળવે છે તેનુ ધ્યેય અજ્ઞાનમા રહેલ માનવીને દૈવી ચેતનાના પ્રકાશ પ્રતિ લઈ જવાનુ છે અજ્ઞાનમા બધા અનુભવોનુ સત્ત્વ લઈને તે પ્રકૃતિમા આત્માની વૃદ્ધિ માટે એક કેન્દ્ર રચે છે તે આપણો સાચો, મૂળભૂત અંતરાત્મા છે અને નીતિશાસ્ત્રના પરંપરાગત ખ્યાલના અંતરાત્મા કરતા વધુ ઊંડો છે કારણ કે, તે હમેશા સત્ય, શિવ અને સુંદર પ્રતિ તથા પ્રેમ અને સુમેળ પ્રતિ અભિમુખ છે તે આપણામા રહેલ ચૈત્ય વ્યકિતત્વ છે અને આપણામા તે સંત ઋષિ કે દષ્ટા તરીકે વિકસે છે. તે જ્યારે પોતાની પૂર્ણ શકિતએ પહોચે છે ત્યારે અનંત આત્મા અને દૈવી સત્નુ જ્ઞાન પ્રત્યે તથા સર્વોચ્ચ સત્ય, સર્વોચ્ચ શુભ અને સર્વોચ્ચ સૌંદર્ય તરફ વળે છે આથી આધ્યાત્મિક સહાનુભૂતિ, વૈશ્વિકતા અને એકત્વ સાથેનો આપણો સંપર્ક શક્ય બને છે. જો આ ચૈત્ય–વ્યકિતત્વ નબળુ કે અધૂરુ વિકસેલુ હશે તો બાહ્ય ઇચ્છાત્મા કે 'નકલી ચૈત્ય–પુરુષ'નુ આધિપત્ય સ્થપાશે અને તેના વિચારો, આદર્શો અને તૃષ્ણાઓને આપણે અયથાર્થ અર્થઘટન કરી, સાચા આત્માની બાબતો ગણીશુ. જો ચૈત્ય–પુરુષ આ ઇચ્છાત્માથી આગળ આવીને પ્રભુત્વ મેળવે તથા માનસ, પ્રાણ અને શરીરના બાહ્ય સ્વરૂપોથી આવરણમા ઓઝલ રહીને અંશત સંચાલન કરવાને બદલે સંપૂર્ણ સંચાલન હસ્તગત કરે તો આ સ્વરૂપોને આત્માની પ્રતિમાઓના સ્વરૂપમા સ્થાપી શકાય

**ચૈત્ય–પુરુષની મર્યાદા** ચૈત્ય–પુરુષ અંગે ચેતવણી આપતા શ્રી અરવિંદ કહે છે કે આપણી આધ્યાત્મિક પ્રગતિ માટે અને આપણા સત્ત્વના સમગ્ર રૂપાંતર માટે આ ચૈત્ય–પુરુષ એક અનિવાર્ય શરત હોવા છતા આત્માના સામ્રાજ્યના દરવાજા માત્ર તેનાથી જ ઉઘાડી શકાય તેમ નથી પ્રકૃતિમા તે આપણો વૈયકિતક આત્મા હોવાથી આત્માના દૈવી પ્રદેશોના પ્રકાશ, બળ અને અનુભવને પ્રતિબિંબિત કરે છે પરંતુ આપણા આત્માના વૈશ્વિકતા અને પારગામીત્વને પામવા માટે અતિમાનસના પ્રકાશનુ આપણામા અવતરણ થવુ જોઈએ. માત્ર પોતાના જ પ્રયત્નોથી, અમુક તબકકે, ચૈત્ય–પુરુષ સત્ય, શિવ અને સુંદરની રચનાથી સંતોષ માનીને તેને સ્થાયી સ્થાન બનાવે કે તેથી આગળના તબકકાએ તે વૈશ્વિક સત્, ચેતના, બળ અને આનંદનુ પ્રતિબિંબ પાડે પરંતુ, તેનો તે પૂર્ણ સહભાગી કે સ્વામી બની શકે નહીં. વળી જ્ઞાન, આવેગ અને ઇન્દ્રિયજન્ય મૂલ્યાંકનમાં તે

વૈશ્વિક ચેતના સાથે ઘણું અંશે સંકળાયેલ હોવા છતાં માત્ર નિષ્ક્રિય બની રહે અને વિશ્વમાં કાર્ય અને સ્વાભિવ્યક્તિથી અળગો રહે તેમ બની શકે છે. આવી જ રીતે તે બ્રહ્માંડનાં પાછળ રહેલ સ્થિર કે અક્ષર આત્મા સાથે એક બને પરંતુ, વિશ્વ-પ્રક્રિયાથી અલગ રહીને તેના દૈવી મૂળમાં પોતાની વૈયક્તિકતા ગુમાવે તેમ પણ બની શકે છે. આ ઉપરાંત તે દૈવી સત્તાનો સનાતન અંશ હોવાથી તેને અનંતના નિયમ અનુસાર દૈવી અભિવ્યક્તિથી અલગ પાડી શકાય નહીં. તેના બાહ્ય દેખાવ અને બાહ્ય અલગ અનુભવ સિવાય તે અંશ પોતે જ સમગ્ર છે તેમ જાણીને પોતાના વૈયક્તિક અસ્તિત્વનું તેમાં વિલીનીકરણ પણ કરે તે શક્ય છે. આપણી અજ્ઞાનમય પ્રકૃતિના સમુદ્રમાં તે એક નાનું કેન્દ્ર છે. આથી ઉપનિષદમાં તેને માનવીના હૃદયમાં નિવાસમાન એવો માત્ર અંગૂઠા જેવડો પુરુષ કહ્યો છે. આધ્યાત્મિક વિકાસમાં પોતાને વિસ્તૃત કરીને તે સમગ્ર વિશ્વને પોતાનામાં સમાવે છે.

### અંતિમ ધ્યેય અને સાક્ષાત્કારનાં સોપાનો

આમ આ બધું આપણી આધ્યાત્મિક આત્મ-શોધની ભવ્ય સિદ્ધિઓ હોવા છતાં શ્રી અરવિંદ અનુસાર તે અંતિમ ધ્યેયની પ્રાપ્તિ નથી. આ સિદ્ધિઓ માનવીના આધ્યાત્મિક માનસની સિદ્ધિઓ હોવા છતાં તેના સર્વોચ્ચ તબક્કાઓએ પણ માનસ પોતાના સ્વરૂપમાં વિભાજનનું કાર્ય કરે છે. સનાતન સત્ના વિવિધ પાસા લઈને દરેક પાસાને તે અનંત સત્તાનું સમગ્ર સત્ય ગણે છે અને દરેકમાં તેની પોતાની સંપૂર્ણ પરિપૂર્ણતા જુએ છે. આ પાસાને તે વિરોધી ગણીને વિરોધોનો સમગ્ર વિસ્તાર ઉત્પન્ન કરે છે. આમ શાંત અને ક્રિયાશીલ બ્રહ્મ નિષ્ક્રિય નિર્ગુણ બ્રહ્મ અને સક્રિય સગુણ બ્રહ્મ વચ્ચેના વિરોધોમાં, તે એકથી અલગ પડીને બીજા સાથે એકત્વ સાધે છે, અને તેને એકમાત્ર સત્ય ગણે છે. કાં તો તે વ્યક્તિને એકમાત્ર સત્તા ગણે છે કે અવૈયક્તિકતાને જ સત્ય ગણે છે આમ સર્વોચ્ચ ધ્યેય પ્રતિ માર્ગમાં તેની સિદ્ધિઓ આ વિભાજિત રેખાઓને અનુસરે છે. આ આધ્યાત્મિક માનસથી પર અતિમાનસીય ઋત-ચિત્ના વધુ ઉચ્ચ અનુભવ રહેલા છે. અહીં ઉપરોક્ત વિરોધો સમૃદ્ધ સમગ્રતામાં ઓગળી જાય છે. આપણું આ જ ધ્યેય છે અને તેમાં આપણા સત્ની પરિપૂર્ણતા છે.[૩૨]

આમ અતિમાનસના અવતરણથી જ આત્માના બાહ્ય તેમ જ આંતરિક સત્નો સંવાદ સ્થાપી શકાય છે. અતિમાનસીય પ્રકાશ અને શક્તિ દ્વારા ઉર્ધ્વ બનેલ ચૈત્ય-પુરુષ જ્યાંથી તે આવેલ છે તે સત્ના

૩૨ Ibid Pp 208–210

મગ આ ૧૬ સાથે એકતા સાધી શકે ૬ ૩૩ આ માટે ની અરવિંદ આત્મ-સિદ્ધિનાં ત્રણ મોગનો દર્શાવે છે સૌ પહેલા વિચાર આગ્રંગ અને ઇચ્છાના માહાત્માને બદલે સાચો આત્મા શોધવો જોઇએ જ્યારે તે આધિપત્ય પ્રાપ્ત કરે છે અને માનસ પ્રાણુ તથા શરીર તેના સાધનો તરીકે પોતાનુ સાચુ સ્થાન લે છે ત્યારે આપણે આપણામા રહેલ સત્ય શુભ, સાચા આનદ અને સૌદર્યના જ્ઞાતાને અનુભવીએ છીએ આમ આત્મ-સાક્ષાત્કારનુ પહેલ સોપાન અહને સ્થાને દેવી ચૈત્ય-પુરુષને સ્થાપવાનુ છે બીજુ સોપાન કે બધાના જીવા મા સાથે એક છે તેવો અજન્મા અને સનાતન આત્માને જાણવો આપણા ચૈત્ય-પુરુષ કે આપણા સ્વરૂપમા વિકસતી સાચી વ્યક્તિ જેનો અશ છે તણુમો છે અને જેમાથી પ્રદીપ્ત થયેલ છે તથા સનાતન અગ્નિમા વિ સે છે તે સર્વોપરિ પારગામી આત્મા વૈશ્વિક સત્ અને આપણી વૈશ્વિકતાની ભૂમિકાને જાણવી તે ત્રીજુ સોપાન છે ૩૪

## સદર્ભગ્રથો


૧ Brightman An Introduction To Philosophy (1963) Holt Rinehart

૨ Sri Aurobindo The Life Divine (1965) India Library Society N Y

૩ Bhattacharya The Principles of Philosophy (1959) Calcutta University

૪ Srivastava Samkara And Bradley (1968) *Motilal Banarasidas*

૫ Madhusudan Sri Aurobindo s Philosophy of Evolution (1966) Institute of Human Studies Hyderabad

૬ Sri Aurobindo The Synthesis of yoga (1965) Sri Aurobindo Ashram

૭ Maitra An Introduction To The Philosophy of Sri Aurobindo (1965) Sri Aurobindo Ashram


૩૩ Sri Aurobindo s Philosophy of Evolution P 221

૩૪ L D Pp 560 561

પ્રકરણ ૭

# પૂર્ણવાદી મનોવિજ્ઞાન

વ્યક્તિના સાચા સ્વરૂપની ચર્ચામા બાહ્ય, અસ્થાયી અને અહંમય વ્યક્તિત્વની રચનાઓ અને મૂળભૂત, પારગામી અને સાચા આત્મિક વ્યક્તિત્વ વચ્ચેનો ભેદ તથા તેના સાચા સ્વરૂપમાં ઐક્તા દર્શાવીને શ્રી અરવિંદે **આત્માનમ્ વિદ્ધિ**ની ભારતીય ભાવનાની મૌલિક રજૂઆત આપી છે. આત્માને ઓળખવાની તીવ્ર અભીપ્સાને કારણે ભારતીય વિચારધારામા સાધના અને યોગને તાત્ત્વિક પદ્ધતિ અને ધર્મના ભાગરૂપ તથા જ્ઞાનની સ્વતંત્ર શાખાઓ તરીકે ગણવામા આવે છે. આ કારણે ભારતીય મનોવિજ્ઞાન ચેતનાના ઊંડા અવગાહનનું સાધન બન્યુ છે આત્માના સાચા સ્વરૂપને ઓળખવાના ધ્યેયને કારણે તે પાશ્ચાત્ય મનોવિજ્ઞાનથી, કેટલીક મહત્વની બાબતોમા, ભિન્ન પડે છે

## ભારતીય મનોવિજ્ઞાન

**તત્ત્વજ્ઞાન અને મનોવિજ્ઞાન :** ભારતીય વિચારધારામાં તત્ત્વજ્ઞાને અને ધર્મે એ સ્વીકાર્યું છે કે સત્ય જે સાચુ હોય તો તેનો અનુભવ થવો જોઈએ આમ અહી મનોવૈજ્ઞાનિક અનુભવને ઘણુ મહત્ત્વ આપવામા આવ્યુ છે અલબત્ત, અહી અનુભવનો અર્થ માત્ર ઇન્દ્રિયજન્ય અનુભવ પુરતો સકુચિત નથી, તેમાં સત્ના સાક્ષાત્કારના ઉચ્ચ અનુભવને લક્ષમાં લીધો છે. આથી ધર્મ અને તત્ત્વજ્ઞાનના વિચારણા અને બધારણમા મનોવિજ્ઞાન ગાઢ રીતે સકળાયેલુ છે વળી આ કારણે તે બન્ને જીવનની નીકટ રહ્યા છે અને તેને માર્ગદર્શક બન્યાં છે

**ચેતના વિષેનો સમગ્ર ખ્યાલ :** ભારતીય તત્ત્વજ્ઞાન અને મનોવિજ્ઞાનમા જ્ઞાતાનો વિકાસ અને તેની પૂર્ણતાનુ મહત્ત્વ પાશ્ચાત્ય વિજ્ઞાનમા પણ સ્વીકારવામા આવ્યુ છે આ કારણે વૈજ્ઞાનિકને નિરીક્ષણ માટેની તાલીમ, નિષ્પક્ષપાતી અને પૂર્વગ્રહમુક્ત વલણ હોવાની આવશ્યકતા, ત્યા સ્વીકારવામા આવી છે. ભારતીય દષ્ટિબિંદુ આધ્યાત્મિક ઉત્કર્ષનુ

ધ્યેય ધરાવતું હોવાથી માત્ર આંગની જ તાલીમ પર્યાપ્ત ગણતું નથી આ વૈતિક સિદ્ધિ હાસલ કરવા માટે વિશિષ્ટ એવી યોગ પદ્ધતિની અહીં આવશ્યકતા રહે છે ભારતીય મનોવિજ્ઞાનના આ ધ્યેયને કારણે તે સામાન્ય સ્તરની માનસિક પ્રક્રિયાઓનુ અભ્યાસ કરતુ વિજ્ઞાન નથી વળી તે આ રીતથી વિજ્ઞાન પણ થી શકયુ કે, તેમા અનંત જીવનના વાસ્તવિક અને ભિન્ન સ્વરૂપોમાની વિકસતા ઉર્ધ્વગામી સ્વરૂપોના સમન્વય દૃષ્ટિબિંદુ છે ભારતીય અભિગમની મહત્ત્વની લાક્ષણિકતા એ છે કે પાશ્ચાત્ય મનોવિજ્ઞાન જેમ ચેતના ખ્યાલ, જાગ્રત ચેતનાના કાર્ય પુરતો મર્યાદિત ન રાખતાં તેની સમગ્રતામા લે છે વળી તેમા માનવીની ચેતનાનું અત્યારનુ સામાન્ય સ્તરનું સ્વરૂપ તેની વૃદ્ધિ અને તેની પૂર્ણતાની શક્યતા માન પણ લક્ષમા લે છે આ ઉપરાંત તે સર્વસામાન્ય માનસિક પ્રક્રિયાના બદલે અસામાન્ય કે અતિચેતન પ્રક્રિયાને વધુ મહત્વ આપે છે આ કારણ પાશ્ચાત્ય મનોવિજ્ઞાનમા જોવા મળતી સામાન્ય માનસિક પ્રક્રિયાના વર્ગીકરણની વિગતની અને વિશ્લેષણની સમૃદ્ધિ તેમા નથી આમ છતા તે માનસિક ક્રિયાઓ ઉપરના કાબૂ અને તેના અસરકારક ઉર્ધ્વગામી રૂપાંતરની પ્રક્રિયા અને વિગતોથી સમૃદ્ધ છે જ .

**જીવનનુ ધ્યેય**. પાશ્ચાત્ય વિચારધારામાં કારણને પુરોગામી ગણવાની ચુસ્ત માન્યતાને કારણે હેતુને પણ પૂરોગામી શરત તરીકે લેવામાં આવે છે પાશ્ચાત્ય મનોવૈજ્ઞાનિક મેકડુગલનો હેતુવાદ આનો છે તેના મતે, ધ્યેયગામિતા, માનસની એક મહત્ત્વની લાક્ષણિકતા છે આ હેતુવાદી વર્તનના આધાર પૂરોગામી મનો-શારીરિક સ્વરૂપની વૃત્તિઓ છે પરતુ આવી તો વૃત્તિઓ ભૂતકાલીન હોય તો બને છે ભાવિ ધ્યેયો નહી ભારતીય મનોવિજ્ઞાન અનુસાર જીવનનુ ધ્યેય અતિચેતનાની સમગ્રતા છે અને સમગ્ર જીવન આ ચેતના પ્રતિ અને આ ચેતનામા વિકસી રહ્યુ છે

આમ ભારતીય મનોવિજ્ઞાનમા ચેતનાના વિવિધ સ્તરોમા જાગ્રત ચેતના નિમ્નચેતના અને અતિચેતનાના સ્વરૂપોનો અભ્યાસ પણ સમાવેશ પામે આથી ભારતીય મનોવિજ્ઞાનની તાસીર સમન્વયવાદી રહી છે આ ભારતીય અભિગમનો આગવો વિકાસ શ્રી અરવિંદે પોતાના પૂર્ણ વાદી મનોવિજ્ઞાનમા કર્યો છે[1]

---

1 The Integral Philosophy of Sri Aurobindo Pp 188-190

## ચેતનાના લક્ષણો તથા અભ્યાસ પદ્ધતિ

**ચેતનાના લક્ષણો :** જીવાત્મા કે જ્ઞાતાના સ્વરૂપની સમસ્યા મૂળભૂત અને મહત્વની છે એવું સ્વીકારવા છતાંયે તે અંગેના નામાભિધાન પરત્વે ચિંતકો એકમત નથી. પાશ્ચાત્ય મનોવિજ્ઞાને આત્માના ખ્યાલને, અસ્પષ્ટ ગણીને, માનસ અને ચેતના અંગેના ખ્યાલો સ્વીકાર્યા છે. પરંતુ વર્તનવાદીઓએ પ્રત્યક્ષીકરણ, વિચારો, આવેગો વગેરે માનસિક કહેવાતી પ્રક્રિયાઓને શારીરિક પ્રતિક્ષિપ્ત ક્રિયાઓ ગણીને, માનસ અને ચેતના અંગેના ખ્યાલો નકાર્યા છે. આવી જ રીતે ચેતનાને મૂળભૂત એવી હકીકત તરીકે વિલિયમ જેમ્સ, રસેલ અને નૂતનવાસ્તવવાદીઓ તથા ફોર્મવાદીઓ સ્વીકારતા નથી. આ 'ચેતના' શબ્દ સામેનો વિરોધ 'આત્મા' શબ્દ સામેના વિરોધ જેવો છે. બન્નેના મૂળ, પ્રાચીન કાળથી, આ શબ્દો અંગે સેવાતા ખ્યાલોના રૂઢાર્થ પ્રત્યેના વિરોધની પ્રતિક્રિયામાં રહેલાં છે. આમ છતા પાશ્ચાત્ય મનોવિજ્ઞાનમા 'આત્મા', 'જીવાત્મા' જેવા શબ્દો કરતાં 'ચેતના' શબ્દ વધુ સ્વીકાર્ય અને ઓછા વિરોધને પાત્ર રહ્યો છે.

સામાન્યતઃ વૈજ્ઞાનિકો અને વિશેષત જીવશાસ્ત્રીઓ જીવન કે પ્રાણ અને ચેતનાને ગાઢ રીતે સંબંધિત ગણે છે. વળી ચેતના, માનવીના અંગત અને પ્રત્યક્ષ અનુભવની પણ બાબત છે. પોતાના વિચારો, લાગણીઓ, પ્રત્યક્ષીકરણો, સ્મૃતિ, કલ્પના, પસંદગી વગેરે પ્રક્રિયાઓ પણ માનવીના અંગત, પ્રત્યક્ષ અને સચેત અનુભવની બાબતો છે. આ ચેતનાના અગત્યના લક્ષણો નીચે અનુસાર છે.[૨]

ચેતનાનું પહેલું લક્ષણ સ્વાનુભવ છે. આ સ્વાનુભવનો અર્થ, માત્ર પોતાના વિશે વિચારવું એવો નથી. તમામ સંવેદનજન્ય ગુણો અને સ્વરૂપો, વિચારણા, લાગણી, પસંદગી, સ્મરણ વગેરે દરેક પ્રકારની સભાનતા સમાવેશ પામે છે. વળી વિલિયમ સ્ટર્નના શબ્દોમાં બધી ચેતના 'અનેકતામાં એકતા' છે. ચેતનાની બીજી લાક્ષણિકતા તેનું અંગતપણું છે કારણકે, તે હંમેશા તેને ધારણ કરનાર વ્યક્તિને જ પ્રત્યક્ષ રીતે પ્રાપ્ત છે. ત્રીજી વિશિષ્ટતા તેની પ્રવૃત્તિ છે. આ પ્રવૃત્તિ, માનવી, કાવ્યની માનસિક રચના કરે ત્યારે હોય તેવી વ્યક્તિગત હોય, બીજી વ્યક્તિ સાથે વ્યવહારમાં

૨. An Introduction To Philosophy Pp. 119-120

આંતરવૈયક્તિક હોય કે પ્રકૃતિ સાથેના સંબંધમાં તે આંતરક્રિયાત્મક હોય છે. ચોથું લક્ષણ અર્થની સભાનતા છે. એ પ્રત્યક્ષ અનુભવની બાબત છે કે માનવીનું સમગ્ર સચેત જીવન હંમેશાં તાત્કાલિક અનુભવની બાબતોથી પર જાય છે. આ છે અર્થની સભાનતા. વિચારક્રિયા ન કરતી વ્યક્તિ પણ તેની ચેતના તે ક્ષણથી પર એવા કોઇનો નિર્દેશ કરતી અનુભવે છે. ચેતનાનું પાંચમું લક્ષણ આત્મ–પારગામીત્વ છે. અર્થ અને જ્ઞાનમાં સમાયેલ પારગામીત્વ ઉપરાંત સ્થળ–કાળના સંદર્ભમાં પણ તેનું પારગામીત્વ હોય છે. તત્ક્ષણની ચેતના પોતાનાથી પર એવા કોઈનું સૂચન કરે છે અને ભૂતકાળ તથા ભવિષ્યકાળના બીજા સમયોનો સંદર્ભ પણ લે છે. આવું જ ચેતનાનું સ્થળ–પારગામીત્વ છે. આમાં તે 'અહીં'–અને–અત્યારે' –માંથી 'ત્યાં–અને–ત્યારે'નો સંદર્ભ લે છે. ચેતનાની છઠ્ઠી વિશિષ્ટતા મૂલ્યનો અનુભવ છે. ચેતનામાં ઇચ્છા, સંતોષ અને ભોગના અનુભવો તથા તેના વિરુદ્ધના અનુભવોનો પણ સમાવેશ થાય છે. આનો સંતોષ એ મૂલ્યો છે. આ ઉપરાત ચેતના આદર્શો અને ધોરણોની રચના કરી શકે છે અને તેને અનુરૂપ પોતાનું મૂલ્યાંકન પણ કરી શકે છે.

**ચેતનાની અભ્યાસ પદ્ધતિ :** ચેતનાના અભ્યાસ માટેની પદ્ધતિઓમાં આત્મનિરીક્ષણ પદ્ધતિ મૂળભૂત ગણાય છે કારણ કે, બીજી બધી પદ્ધતિઓ અને તેની સામગ્રી જે અનુભવમાં આવે છે તે જ અનુભવ આત્મનિરીક્ષણનું અભ્યાસ–વસ્તુ છે. પરંતુ ભારતીય દૃષ્ટિબિંદુ આધ્યાત્મિક હોવાથી તેમાં માત્ર સત્તાનું જ્ઞાન જ નહીં પણ વૈયક્તિક જીવનની અનંત સત્તા સાથેની એકતાની અનુભૂતિનું ધ્યેય છે. આથી જ્ઞાનની પદ્ધતિ આ ધ્યેયને અનુરૂપ હોવી જોઇએ. ઉપરોક્ત આત્મનિરીક્ષણની પદ્ધતિ માત્ર સામાન્ય જાગ્રત સ્તરની ચેતનાને લક્ષમાં લે છે; જ્યારે શ્રી અરવિંદ અનુસાર યોગની તાલીમનું અભ્યાસ–વસ્તુ વધુ મહાન ચેતના અને ઉચ્ચતર સત્ છે.[3]

## ચેતનાની અભિવ્યક્તિના તબક્કા અને ભાવિ

**ચેતનાની અભિવ્યક્તિના તબક્કા :** ચેતનાની અભિવ્યક્તિના તબક્કા દર્શાવતા શ્રી અરવિંદ કહે છે કે ભૌતિક સ્તરને માત્ર શારીરિક વૈયક્તિકતા હોય છે; માનસિક નહીં. આમ છતાં તેમાં અગોચર રીતે

3. The Synthesis of Yoga P. 275

ચેતના અંતસ્થ છે અને તેના દ્વારા જ તેની શક્તિઓની પ્રક્રિયાનું સંચાલન થાય છે. વનસ્પતિ અને ખનીજો જેવી ભૌતિક વસ્તુઓને પોતાનાં બળ, ગુણધર્મો અને આંતરિક અસરો હોવા છતાં તેને વ્યવહારનું કોઈ સાધન હોતું નથી. તે સચેત વ્યક્તિના ઉપયોગથી ક્રિયાશીલ બને છે તેમ બાહ્ય દૃષ્ટિથી લાગે છે. પરંતુ આ બળો અને ગુણો જડ પદાર્થનાં નથી; તે અચેતનમાં આત્મસંકોચનમાંથી વિસ્તૃત બનતી આત્માની શક્તિઓ છે. આ અંતસ્થ શક્તિનું સૌ પહેલું સ્થૂળ માંત્રિક કાર્ય, પ્રાથમિક એવાં જૈવીય સ્વરૂપોનો નિમ્ન-માનસીય સંવેદનોના સ્વરૂપોમાં વિકાસ કરે છે. આ સંવેદનશીલ સ્વરૂપો વૃદ્ધિ, પ્રકાશ, હવા અને જીવન માટેની જગ્યા શોધે છે. આમ છતાં તેમાં ગતિશીલતા નથી. વળી તેમાં પોતાનું બાહ્યીકરણ, વૃત્તિઓ અને વ્યવહારની રચના થયેલી નથી. આ તબક્કે હજી અચેતનનું પ્રભુત્વ હોય છે. સચેત જ્ઞાન માટેનાં બાહ્ય સાધનોનો વિકાસ તો બાહ્ય સચેત પ્રાણથી શરૂ થાય છે. આમ સંપર્કો મેળવવા અને તેના તરફ પ્રતિક્રિયાઓ કરવા તથા પોતાની જરૂરતો સંતોષવા જીવંત ભૌતિકતત્ત્વનું સત્ પોતાની ચેતના વિકસાવે છે. આ વિકાસમાં ચેતનાની બાહ્ય અભિવ્યક્તિ કરવાની મથામણ સ્પષ્ટ થાય છે. પ્રાણીમાં તેની અભિવ્યક્તિ જૈવીય માનસના પ્રત્યક્ષીકરણમાં થાય છે. અહીં આવેગના સ્પંદનો, બીજા સાથેની આંતરક્રિયા શોધે છે. માનવીમાં માનસિક કક્ષાએ ચેતનાની અભિવ્યક્તિ પ્રત્યયોની રચના, વિચારણા, તર્ક અને જ્ઞાનની સામગ્રીના સમન્વય જેવી ઉચ્ચ પ્રક્રિયામાં થાય છે. આમ છતા આ બધું અપૂર્ણ છે કારણ કે, તેનો આધાર બાહ્ય સાધનો ઉપર રહેલો છે, તેમાં પોતાના સ્વતંત્ર કાર્યની શક્તિ નથી માનસિક ચેતના દ્વારા વસ્તુઓમા પ્રવેશ અને રચનાત્મક આવરણ શક્ય બને છે પરંતુ, તે સાચી પ્રાપ્તિ નથી. તેમા તાદાત્મ્ય દ્વારા જ્ઞાનની સ્થિતિ હોતી નથી. આપણા અંતરાત્મામા પ્રવેશથી આપણે બાહ્ય પરોક્ષ સભાનતા ઉપરાંત પ્રત્યક્ષ અને પ્રગાઢ સભાનતા પ્રાપ્ત કરીએ છીએ. આ કાર્ય આપણા અંતરતમ અતિચેતન આત્માને જાગૃત કરવાથી જ થઈ શકે [૪]

ચેતનાની અભિવ્યક્તિનો વિકાસ અત્યારે ભૌતિકતત્ત્વમાથી માનસની કક્ષા સુધી થયો છે. પાશ્ચાત્ય મનોવિજ્ઞાનમા માનવીના માનસની આ સામાન્ય કક્ષાને અંતિમ કક્ષા ગણીને પૃષ્ઠસ્થ ચેતનાની કક્ષાઓને લક્ષમાં લીધી નથી. ઉપનિષદનું મંતવ્ય સ્વીકારતા શ્રી અરવિંદ કહે છે કે માનવીમા સ્વય-

---

૪. L D Pp 492–493

સત્ સત્તાએ ચેતનાના દ્વાર ઉઘાડી નાખ્યા છે, પરંતુ બહુ ઓછા માનવી અંતર પ્રતિ દૃષ્ટિપાત કરે છે જેઓએ આવો દૃષ્ટિપાત કર્યો છે અને આત્માને જાણ્યો છે તેઓ પોતાના આધ્યાત્મિક સત્તનો વિકાસ કરે છે[૫]

**ચેતનાનું ભાવિ :** માનવામા ચેતના માનસિક છે અને માનસ અજ્ઞાન તથા અપૂર્ણ છે આથી તેને શ્રી અરવિંદ, વચગાળાની શક્તિ કહે છે તે પોતાનાથી પર જવામા વિકાસ કરી રહ્યા છે માનસની કક્ષા પહેલાની નિમ્ન કક્ષાની ચેતનામાથી તેનો ઉદ્ભવ થયો છે અને તેવી જ રીતે જેના પ્રતિ તે આગળ વધે છે તે ઉચ્ચતર કક્ષાઓ પણ હોવી જોઈએ આપણા વિચારતા તર્ક કરતા અને ચિંતન કરતા મનસ પહેના વિચાર ક્રિયાથી રહિત એવી જૈવીય ચેતના હતી તેની પહેલા નિમ્નચેતના અને અચેતન હતા આવી જ રીતે આપણી અવિકસિત કક્ષામા વધુ મહાન આત્મપ્રકાશિત અને વિચારની બાહ્ય રચનાથી સ્વતંત્ર ચેતના અગોચર રીતે રહેલી છે આથી આપણી અત્યારની કક્ષાની અપૂર્ણ અને અજ્ઞાન વિચાર–માનસ ચેતના, છેલ્લી કક્ષા કે છેલ્લી શક્યતા નથી ચેતનાનુ સત્ત્વ પોતાની જ્ઞેય વસ્તુ અને પોતાના વિષે સભાન હોવાની શક્તિ છે અને તેના સાચા સ્વરૂપમા આ શક્તિ પ્રત્યક્ષ આત્મ–પરિપૂર્ણ અને સંપૂર્ણ હોવી જોઈએ આપણામા તેના કાર્યમા તે પરોક્ષ, અપૂર્ણ અને માનવીની બાહ્ય રચનાઓ ઉપર આધારિત છે આનુ કારણ એ છે કે ચેતના અચેતનમાથી અભિવ્યક્ત થઈ છે અને હજી અચેતનના અજ્ઞાનના આવરણ હેઠળ છે પરંતુ તેનુ ભાવિ પોતાનુ સાચુ સ્વરૂપ એટલે કે પોતાની પૂર્ણતામા વિકસવાનુ છે; વળી તેનું સાચુ સ્વરૂપ તેની જ્ઞેય વસ્તુની સમગ્ર સભાનતા છે અને આ વસ્તુઓમા સૌ પહેલી બાબત હોવાથી છે આ આત્મા પોતાની ચેતના અહી વિકસાવે છે અને બાકી બીજાને આપણે અનાત્મા ગણીએ છીએ પરંતુ સત્ અવિભાજિત છે અને તેથી બધુ આત્મા છે આથી વિકસતી ચેતનાનું ભાવિ પોતાની સભાનતામા સંપૂર્ણ બનવાનુ, આત્મા અંગે પૂર્ણ સચેત બનવાનુ અને સમગ્ર સચેત બનવાનુ છે આ પૂર્ણ અને સ્વાભાવિક એવી ચેતનાની શરત આપણે માટે અતિચેતના છે આપણી ચેતનાનો આ અતિચેતના પ્રતિ વિકાસ થઈ રહ્યો છે પરંતુ જો આપણી ભૂમિકા એટલે કે અચેતનમા અતિચેતના અગોચર રીતે રહેલ હોય તો જ આપણી ચેતનાનો વિકાસ અતિચેતનામા થઈ શકે જ્યાં સુધી

૫ Ibid P 911

અગોચર વિકાસ ન પામે અને પૂર્ણ અભિવ્યક્ત ન થાય ત્યાં સુધી ચેતનાનો વિકાસ અટકી શકે નહીં. સત્તાની આ ચેતનાને શ્રી અરવિંદ અતિમાનસ કહે છે.૬

'શક્તિ અને સત્તા તરીકે ચેતના

**અસ્તિત્વની મૂળભૂત હકીકત અને શક્તિ તરીકે ચેતના :** શ્રી અરવિંદ અનુસાર અસ્તિત્વની મૂળભૂત હકીકત ચેતના છે અને તે શક્તિ છે. આ શક્તિની પ્રક્રિયાની ત્રણ સ્થિતિઓ છે. સૌ પહેલા આપણે એ જાણીએ છીએ કે બધાની પાછળ, બધાને સમાવતી અને બધામાં રહેલી ચેતના પોતાની એકતા કે વિવિધતામાં, બન્નેમા કે બન્નેથી પર એવી પૂર્ણ એકતામા, પોતાના વિષે સંપૂર્ણ સચેત છે. સામે છેડે આ ચેતના અચેતનમાં તદ્દન અગોચર રીતે રહેલ છે. આ બન્ને વચ્ચે વચગાળાની માનવચેતના અપૂર્ણ અને મર્યાદિત આત્મભાન ધરાવે છે. આમ એક તરફ અચેતન અને બીજી તરફ સર્વોચ્ચ ચેતના વચ્ચેનું આ વચગાળાનું સ્થાન, સમાધાનનુ સ્થાન છે.૭ આથી સામાન્ય માનસિક કક્ષા ચેતનાના વિકાસની છેવટની કક્ષા નથી.

**સત્તા તરીકે ચેતના :** વર્તનવાદી મનોવૈજ્ઞાનિકોની જેમ આપણા તત્ત્વજ્ઞાનીઓ પણ ચેતનાની હકીકત સ્વીકારતા નથી. [ઉદ્ધ]ર્ડ ગાયલના તર્કનિષ્ઠ વર્તનવાદ અનુસાર ચેતના એક ગુંચવણ ભરેલો કાયડો છે તેના ભાષાકીય વિશ્લેષણથી ઉકેલ આપતા તે કહે છે કે, ચેતના 'યંત્રમાં રહેલુ ભૂત' છે આથી તત્ત્વજ્ઞાને તેના ખ્યાલ હંમેશને માટે છોડી દેવો ઉચિત છે. તેના મતે આ ભૂત અંગેના ખ્યાલનો ઉદ્ભવ માનવીના વર્તનને પ્રકૃતિની યાંત્રિક ક્રિયા દ્વારા સમજાવી ન શકાય તેવી માન્યતાને કારણે થયો છે.૮ આવા મંતવ્યની અયથાર્થતાના સંદર્ભમા શ્રી અરવિંદ કહે છે કે ભૌતિકતત્ત્વને જ એકમાત્ર સત્તા ગણતો સિદ્ધાંત, ચેતનાને ભૌતિકતત્ત્વની શક્તિના ક્રિયા જ ગણે છે અને તેની સમજૂતી મગજના કોષોના સ્પંદનો અને શારીરિક પ્રતિક્ષિપ્ત ક્રિયાઓ તરીકે આપે છે. આવુ ચુસ્ત વલણ નથી ત્યાં પણ ચેતનાને સનાતન સત્તા તરીકે લેવામા આવતી નથી. આથી

૬. Ibid Pp. 901–902

૭. Ibid P. 445

૮. An Introduction To Philosophy P. 135

વ્યક્તિ પોતે માત્ર શરીર અને મગજ ગણાય છે અને જેને ચેતના કહેવામાં આવે છે તે, તેની યાંત્રિક પ્રક્રિયા ગણાય છે. આમ વ્યક્તિ એક સાપેક્ષ મૂલ્ય અને અસ્થાયી સત્તા છે. પરંતુ આધુનિક વૈજ્ઞાનિક સંશોધનોમાં ભૌતિકતત્વ શક્તિની એક ઘટના તરીકે હોવાનું જાણવા મળ્યું છે આથી હવે શક્તિ એકમાત્ર સત્તા માનવામાં આવે છે. પરંતુ આત્મા કે અસ્તિત્વને ધારણ કરનાર વિના કે શક્તિને નિષ્પન્ન કરતી ચેતના સિવાય આવી શક્તિ, માત્ર માનસની અમૂર્ત પ્રત્યયાત્મક રચના છે અને તે સત્ય નથી.[૯] આથી શ્રી અરવિંદ કહે છે કે વસ્તુઓનો યાંત્રિક, ગાણિતિક કે સ્વયંસંચાલિત નિયમ એક હકીકત છે, પરંતુ તેમાં ચેતનાનો આધ્યાત્મિક નિયમ પણ કાર્યશીલ છે આને કારણે જ પ્રકૃતિના બળોના યાંત્રિક કાર્યને આંતરિક લક્ષણ અને મૂલ્ય પ્રાપ્ત થાય છે.[૧૦] આમ ચેતના કેન્દ્રિય રહસ્ય છે; જ્યારે પ્રાણ તેની બાહ્ય નિશાની છે. માનવીનું અત્યારનું જીવન અપૂર્ણ છે અને તે વિકાસ પામી રહ્યું છે. ચેતનાની વૃદ્ધિ દ્વારા તેનો વિકાસ થાય છે અને જીવનની પૂર્ણતા અને વધુ મહાન વ્યવસ્થા દ્વારા ચેતનાના વિકાસ થાય છે. આમ વધુ મહાન ચેતના એટલે વધુ મહાન જીવન. માનસિક પુરુષ તરીકે માનવોનું જીવન અપૂર્ણ છે કારણ કે, આત્માની ચેતનાની સૌ પહેલી અને સર્વોચ્ચ શક્તિ માનસ નથી. વળી જે અગોચર છે અને અભિવ્યક્ત થાય છે તે માનસ નથી પણ આત્મા છે. આથી આત્માની અભિવ્યક્તિમય જીવન, પૂર્ણ ચેતનાનું દૈવી જીવન છે.[૧૧] ચેતનાની અભિવ્યક્તિ અનુસાર શ્રી અરવિંદ ચેતનાના વિવિધ સ્તરો દર્શાવે છે.

**ચેતનાના સ્તરો[૧૨]**

**ફ્રોઇડ, યુંગ અને અરવિંદના મંતવ્યો :** પાશ્ચાત્ય પરંપરાગત મનોવિજ્ઞાનમા માત્ર જાગ્રત ચેતનાને જ મહત્ત્વ આપવામા આવતું હતું. ફ્રોઈડે મનોવિજ્ઞાનમા અચેતનનુ મહત્ત્વ સ્થાપિત કરીને એક અમૂલ્ય પ્રદાન કર્યું છે. આના પરિણામે માનસ અને ચેતના અંગેના પરંપરાગત ખ્યાલોમા પણ પરિવર્તન થયુ છે.

---

૯ L D P. 395
૧૦. Ibid P. 320
૧૧ Ibid P 903
૧૨. Ibid Pp 379–384

ફ્રોઈડ અનુસાર અચેતન ક્રિયાશીલ છે અને તે પ્રાથમિક અને બાલ્યકાળના અનુભવો અને આવેગોનું બનેલું છે. તે દમન કરાયેલ ઈચ્છા અને સ્મૃતિનો ભંડાર છે. આ અચેતનને ફ્રોઈડે માનવીમાં રહેલ જંગલી, બાળક અને પ્રાણીનું પ્રતિનિધિ ગણ્યુ છે. આથી. આવું અચેતન તર્કવિહીન અને નીતિવિહીન છે. યુંગે અચેતન અંગે વધુ વિસ્તૃત ખ્યાલ લીધો છે. તેના મતે અચેતન વૈયક્તિક અને સામૂહિક છે. વૈયક્તિક અચેતનમાં વિસ્મરણ થયેલ અને દમન કરાયેલ અનુભવો તથા સામૂહિક અચેતનમાં વૃત્તિઓ કે માનવીના પ્રાથમિક અવસ્થાના વિચારોનો સમાવેશ થાય છે .આ 'પ્રારંભિક વિચારો' માનવીના બંધારણ સાથે, માનવીને પ્રાપ્ત થતા, માનવજાતિને સમાન એવા વલણો અને પ્રતિક્રિયાના માનસિક પ્રકારો છે. આમ ફ્રોઈડ અને યુંગ જાગ્રત ચેતના અને નિમ્નચેતના ઉપરાંત અચેતનાનુ સ્તર પણ લક્ષમાં લે છે.

-

પોતાના ઉત્ક્રાંતિના સિદ્ધાંત અનુસાર શ્રી અરવિંદ ચેતનાના સ્તરોની વધુ વિશદ સમજૂતી આપે છે. ભૌતિક ભૂમિકામાં ચેતના અગોચર રીતે અંતર્ગ્ય હોવાને કારણે શ્રી અરવિંદ આ તબક્કાને 'અચેતના' કહેવા કરતા 'અજ્ઞાન' કહેવાનું વધુ પસંદ કરે છે. આમ અચેતન અંગેના શ્રી અરવિંદ અને ફ્રોઈડના ખ્યાલો ભિન્ન છે. શ્રી અરવિંદનો નિમ્નચેતના અંગેનો ખ્યાલ ફ્રોઈડના અચેતનના ખ્યાલ જેવો છે. નિમ્નચેતના તદ્દન અચેતન અને જાગ્રત ચેતના વચ્ચેની કક્ષા છે પરિવર્તન વિરોધી એવી આ નિમ્ન-ચેતના નબળાઇ, જડત્વ, અસ્પષ્ટતા અને અજ્ઞાનને પોતાનામા સાચવે છે અને બાહ્ય સ્તર ઉપર લાવે છે. આને કારણે અસ્પષ્ટ કે વિકૃત ભય તથા જૈવીય અને શારીરિક લાલસાઓ ઉદ્દભવે છે.

**સ્વપ્નોનું મૂળ** સ્વપ્નોનુ મૂળ, ફ્રોઈડ જેમ અચેતનમાં ગણે છે તેમ શ્રી અરવિંદ તેને નિમ્નચેતનામાં ગણે છે. નિમ્નચેતના આપણા આતરિક સત્ની સરહદોનો દૂરનો છેડો છે અને તે ત્યા અચેતનને મળે છે. જ્યા અચેતન અર્ધચેતનામા મથામણ કરે છે એવી આ આપણા સત્ની નિમ્નચેતનાની કક્ષા છે. નિદ્રામાં જ્યારે આપણી બાહ્ય શારીરિક ચેતના પોતાની ઉત્પત્તિના મૂળ એટલે કે અચેતનમા પાછી વળે છે ત્યારે તે નિમ્નચેતનામા પ્રવેશે છે. અહીં તે અનુભવો અને માનસની દૃઢ થયેલી ભૂતકાળની ટેવો અને અસરોના સંપર્કમાં આવે છે કારણ કે, આ બધાની

નિદ્રાની આપણા નિમ્નચેતન અંશ ઉપર પડેલી 'હોય છે. તે પુનઃ ઉપસ્થિત થવાની શક્તિ ધરાવે છે. આપણા જાગ્રત જીવન ઉપરની તેની અસરમાં આ પુનઃ ઉપસ્થિતિ ઘણીવાર જૂની ટેવો, દમન કરાયેલ આવેગો અને આપણા સ્વભાવના તરછોડાયેલા તત્ત્વોની પુનઃ અભિવ્યક્તિનું સ્વરૂપ લે છે. કેટલીકવાર આ દમન થયેલ આવેગોના સૂક્ષ્મ પરિણામ તરીકે અથવા તો વિચિત્ર અને ઓળખી ન શકાય તેવાં સ્વરૂપે 'દેખા દે છે

**સ્વપ્નતંત્ર** : આમ સામાન્યત આપણી નિમ્નચેતના બાહ્ય ચેતનામા સ્વપ્નરૂપે પોતાની રચનાઓ રજૂ કરે છે આ રચનાઓ દેખીતી રીતે અસંગત અને અકારણ લાગે છે. આમાંની ઘણી રચનાઓ કલ્પનાથી ઘેરાયેલ તથા ફાવે તેમ પસંદ કરેલી અને આપણા વર્તમાન જીવનના સંયોગો ઉપર રચાયેલી પલાયનવાદી રચનાઓ હોય છે બીજી કેટલીક રચનાઓમા ભૂતકાળ કે ભૂતકાળના અમુક વ્યક્તિઓ અને સંયોગો તાજા થાય છે વળી કેટલીકવાર નિમ્ન ચેતનાની રચનાઓ કોઈ ભૂમિકા કે પ્રારંભ વિનાની જણાય છે. આ અંગે ફ્રોઈડના મનોવિશ્લેષણના પ્રદાનની નોધ લેતા શ્રી અરવિંદ કહે છે કે આ નવી પદ્ધતિએ સૌ પહેલા આપણા સ્વપ્નોને વૈજ્ઞાનિક સમજણથી નીરખવાનો પ્રયાસ કર્યો છે. વળી તેમાં સ્વપ્નામા રજૂ થતી ઘટનાઓની સંજ્ઞાઓના અર્થોની પદ્ધતિ પણ સ્થાપિત થઈ ક. આ અર્થોની પદ્ધતિ, જાગ્રત ચેતનાએ જેને જાણવાની અને જેનું નિયમન કરવાની જરૂર છે તે, નિમ્ન સ્તરની બાબતોની ચાવી છે. આમ મનોવિશ્લેષણે આપણા સ્વપ્ન–અનુભવને સમગ્ર રીતે નવુ સ્વરૂપ અને મૂલ્ય આપ્યા છે. વળી તેણે સ્વપ્ન–સંજ્ઞાઓની પાછળ રહેલ સાચી બાબતોને સમજવાનુ મહત્વ પણ સ્થાપિત કર્યું છે. આ રીતે શ્રી અરવિંદ ફ્રોઈડના સ્વપ્ન–તંત્રના ખ્યાલ સાથે સંમત થાય છે પરંતુ, ફ્રોઈડની જેમ જાતીયતાને વધુ પડતુ મહત્વ આપતા નથી.

**પૃષ્ઠસ્થ ચેતના** : જ્યારે નિમ્નચેતનાની પ્રવૃત્તિ સંપૂર્ણ રીતે અચેતનમા બેસી જાય છે ત્યારે તે સ્થિતિને આપણે સ્વપ્નવિહીન ગાઢ નિદ્રા કહીએ છીએ. પરંતુ શ્રી અરવિંદ દર્શાવે છે કે જ્યારે સ્વપ્નવિહીન નિદ્રામા આપણે નિમ્નચેતનના વધુ ઊંડા અને ઘટ્ટ સ્તરમા હોઈએ છીએ ત્યારે આ સ્થિતિ એટલી અસ્પષ્ટ, શુષ્ક અને ભારે હોય છે કે તેની સ્વપ્નની રચનાઓ બાહ્ય સ્તર સુધી આવી શકતી નથી. આથી આપણને

સ્વપ્ન આવતુ હોવા છતા નિમ્નચેતના, તેની નોંધ કરતા સ્તરમાં, પકડી કે જાળવી શકતી નથી

સ્વપ્નોનુ બીજુ ઉચ્ચતર મૂળ દર્શાવતા શ્રી અરવિંદ કહે છે કે આપણા માનસનો જે ભાગ નિદ્રામા ક્રિયાશીલ છે તે ઉપરોક્ત નિમ્ન ચેતનાના ઘન સ્તરને બદલે આપણા સત્તના આતરિક પૃષ્ઠસ્થ પ્રદેશોમા પ્રવેશે છે આ છે પૃષ્ઠસ્થ માનસિક પૃષ્ઠસ્થ જૈવીય અને સૂક્ષ્મ-શારીરિક પ્રદેશો આમ શ્રી અરવિંદ માનસિક, જૈવીય અને શારીરિક નિમ્નચેતનાના દરેક સ્તર પાછળ સૂક્ષ્મ સ્તરો દર્શાવે છે જો નિદ્રામાં આપણે આ પ્રદેશોના નજીકના ઊંડાણમા હોઈએ તો બાહ્ય નિમ્નચેતનામા અનુભવેલ માનસોની નોંધ કરે છે આ નોંધ અસંગત હોય તો સ્વરૂપની હોય છે અને જ્યારે તે સુસંગત હોય છે ત્યારે પણ આપણા જાગ્રત અનુભવની દૃષ્ટિમાંથી ભિન્ન રચનાવાળા અનુભ તેને રૂપ આપવામાં આવે છે કે વિકૃત બનાવવામા આવે છે નિદ્રામાં આથી વધુ ઊંડાણમા આપણે હોઈએ તો આ સ્વપ્નો અંગે કાઈ સ્મરણ રહેતું નથી અને તેથી તેને સ્વપ્નવિહીન ગાઢ નિદ્રા ગણીએ છીએ તે આપ આતરિક રીતે વધુ સચેત થઈએ તો નિમ્નચેતનાના ઊંડાણ અને બાહ્ય સ્તર માટે સપર્ક સાધી શકીએ અને સ્મૃતિ દ્વારા સ્વપ્નો નોંધી શકીએ આવી જ રીતે આપણે જો પૃષ્ઠસ્થ પ્રદેશ સાથે સપર્ક સાધી શકીએ તો આપણા સત્તના અતિશારીરિક જેવા પ્રદેશો અને સ્તર અનુભવી શકીએ છીએ અહીં અનુભવના ખાતની રચના નિમ્નચેતના નહી પણ પૃષ્ઠસ્થ ચેતના કરે છે આમ સ્વપ્નના નિમ્ન અને પૃષ્ઠસ્થ ચેતનાના મૂળ દર્શાવીને શ્રી અરવિંદ કહે છે કે જો આપણે આપણા અતરતમાનો વિકાસ કરીએ અને વધુ આતરિક જીવન જીવીએ તો આપણા સ્વપ્નો નિમ્ન કોટીના નિમ્નચેતનાના સ્વરૂપને બદલે પૃષ્ઠસ્થ સ્વરૂપ સત્યપણુ અને અર્થમયતા પ્રાપ્ત કરે છે આનુ કારણ દર્શાવતા તેઓ કહે છે કે આપણો પૃષ્ઠસ્થ આત્મા શારીરિક પુરુષની જેમ અચેતનની શક્તિ નથી ઊંડાણમા નિમ્ન કક્ષાથી અભિવ્યક્ત ચેતના અને અવતરણ માટે નીચે ઊતરતી ચેતનાનુ તે મિલન સ્થાન છે તેમા આપણા બાહ્ય સ્વરૂપથી વધુ વિસ્તૃત એવા આતરિક માનસ આતરિક પ્રાણ અને આતરિક શરીર રહેલા છે પૃષ્ઠસ્થ ચેતના વૈશ્વિક ચેતનાના સૂક્ષ્મ શારીરિક, જૈવીય અને માનસિક સ્તરમા પ્રવેશે છે આમ અચેતનમાથી અતિચેતનામા પુનઃ વિકાસની

પ્રક્રિયામાં, નિમ્નચેતના અને અતિચેતના વચ્ચેની કડી, આપણી પૃષ્ઠસ્થ ચેતના છે.

**નિમ્નચેતના, પૃષ્ઠસ્થ ચેતના અને અતિચેતના :** પોતાના એક વિસ્તાર તરીકે જોડાયેલ નિમ્નચેતના સાથે પૃષ્ઠસ્થ ચેતના, અતિભૌતિક અનુભવો અને આંતરિક બાબતોની દૃષ્ટા છે. બાહ્ય સ્તરની નિમ્નચેતના, માત્ર તેની નકલ કરે છે. આથી ઉપનિષદે પૃષ્ઠસ્થ આત્માને સ્વપ્નાત્મા કહ્યો છે. સામાન્યતઃ સ્વપ્નમા અને આંતરિક અનુભવની ધ્યાનસ્થ સ્થિતિમાં, તેના અનુભવમા આપણે પ્રવેશીએ છીએ અને તેનું અંગ બનીએ છીએ. આવી જ રીતે ઉપનિષદમા અતિચેતનાને નિદ્રાત્મા કહ્યો છે કારણ કે, અતિચેતનામા આપણે પ્રવેશ કરીએ છીએ ત્યારે સામાન્યતઃ બધા માનસિક અને ઇન્દ્રિયજન્ય અનુભવો બંધ પડે છે. આ સ્વપ્નાવસ્થા અને નિદ્રાવસ્થા એવા આલંકારિક નામો આપવા ઉપરાત ઉપનિષદમાં સ્પષ્ટ રીતે, ચેતનાની બન્ને સ્થિતિઓને જાગ્રત સ્થિતિની જેમ, સત્તાના ક્ષેત્ર તરીકે ગણવામાં આવી છે.

નિમ્નચેતનાનું હાર્દ પ્રાણ છે; જ્યારે અતિચેતનાનું હાર્દ પ્રકાશ છે. આ બન્ને કક્ષાઓને સમાન અંતઃસ્ફુરિત જ્ઞાન છે પરંતુ, નિમ્નચેતનામાં અંતઃસ્ફુરણાના અભિવ્યક્તિ કાર્યમા થાય છે, જ્યારે અતિચેતનામા તેની અભિવ્યક્તિ પ્રમાણભૂત જ્ઞાનના પોતાના સાચા સ્વરૂપમા થાય છે. આ અતિચેતનાને શ્રી અરવિંદ ઈશ્વર, આત્મા કે ચિત્–શક્તિ કહે છે તે આપણો સર્વોત્તમ, અંતરતમ અને બૃહદ્ આત્મા છે. તે જ સચ્ચિદાનંદ છે. પોતાનાં દૈવી જ્ઞાન અને સંકલ્પની શક્તિથી આપણું અને વિશ્વનું તે સંચાલન કરે છે.[૧૩]

## પાશ્ચાત્ય મનોવિજ્ઞાન અને માયાવાદી પદ્ધતિની અપૂર્ણતા

મનોવિશ્લેષણે અચેતન મન અને સ્વપ્નો અંગે મહત્વનું પ્રદાન કર્યું હોવા છતા તેનો અભિગમ અધૂરો અને એકાંગી છે. તેમા અચેતનને ૯૪ માનસનો મુખ્ય ભાગ ગણવામાં આવ્યો છે અને જાગ્રત સ્તરને ગૌણ ગણવામા આવ્યુ છે. આ ઉપરાત ચેતનાના સૂક્ષ્મ સ્વરૂપને તેમા લક્ષમા લેવામાં આવ્યુ નથી. આથી અચેતનને અપાયેલુ અસમતુલિત મહત્વ,

૧૩ Ibid P. 509

અતિચેતનનાના ખ્યાલ વિના અધૂરું જ રહ્યું છે. પાશ્ચાત્ય મનોવિજ્ઞાનની આ અપૂર્ણતા શ્રી અરવિંદે, પોતાના અતિચેતનના સમન્વયવાદી ખ્યાલ દ્વારા, દૂર કરી છે.

**પાશ્ચાત્ય મનોવિજ્ઞાનનું વલણ :** પાશ્ચાત્ય મનોવિજ્ઞાનના વલણ અંગે શ્રી અરવિંદ કહે છે કે, તેણે માનસિક અને જૈવીય પાસાંને પહેલાં કરતાં વધુ અસ્વચ્છ કે મલિન બનાવેલ છે. આધુનિક મનોવિજ્ઞાન બાલ્યાવસ્થામાં છે અને તેથી તે હજી ઉતાવળિયું અને અપુખ્ત છે. વિજ્ઞાનોની શરૂઆતની અવસ્થામાં માનવીના માનસની ટેવ અપૂર્ણ સત્યનું અયથાર્થ સામાન્યીકરણ કરીને તેનું પ્રકૃતિના સમગ્ર ક્ષેત્રમાં ઉપયોજન કરે છે. ફ્રોઈડના મનોવિશ્લેષણમાં માનસના સ્વરૂપના તદ્દન અતદુરસ્ત અને સૌથી અંધકારમય નિમ્નતમ જૈવીય એવા નિમ્નચેતના સ્તરને ધ્યાનમાં લેવામાં આવેલ છે અને તેમાંથી તેની કેટલીક વિકૃતિઓને અલગ પાડીને તેને અસમતુલિત મહત્વ આપવામાં આવ્યું છે. આમ તેની અપકવતાને અયોગ્ય રીતે ઉંચે લાવવાથી, ચેતનાને પણ, આ અંધકારમય અને અશુદ્ધ ભાગ સાથે ભેળવી દેવાનું જોખમ રહે છે. આને કારણે સમગ્ર જૈવીય અને માનસિક સ્વરૂપ ઝેરી બને છે.

**ઉચ્ચ દૃષ્ટિનો અભાવ :** આથી શ્રી અરવિંદ પ્રબોધે છે કે આપણે નિષેધવાચી અનુભવ કરતાં વિધિવાચી અનુભવથી પ્રારંભ કરવો જોઈએ અને તેમા પરિવર્તન લાવવા માટે શાંતિ, પ્રકાશ, શુદ્ધિ, દૈવી પ્રકૃતિ અને દૈવી શક્તિને તેમાં ઉતારવા જોઈએ. આ કાર્ય પૂરેપૂરુ કર્યા બાદ નિમ્નચેતનાના અગોચર વિરોધી તત્ત્વોને બહાર લાવીને દૈવી શાંતિ, પ્રકાશ, શક્તિ અને જ્ઞાન દ્વારા તેને દૂર કરવાનાં છે. વધુમા શ્રી અરવિંદ દર્શાવે છે કે અંશ કે ભાગને જાણતાં પહેલા આપણે સમગ્રને જાણવું આવશ્યક છે. આથી નિમ્નચેતનાને સાચી રીતે સમજતાં પહેલા સર્વોચ્ચને સમજવું જોઈએ. મનોવિજ્ઞાનના વધુ ઉચ્ચ વિકાસ માટે આ આવશ્યક છે. પાશ્ચાત્ય મનોવિજ્ઞાનની મૂળભૂત ભૂલ એ છે કે તે ઉત્ક્રાંતિજન્ય ભૂતકાળમાં નીચે જુએ છે. અલબત્ત, અહીં અર્ધું અગોચર રહસ્ય તો છે જ પરંતુ, આ નિમ્નકક્ષાના દ્વાર નવોત્તમ શક્તિ જ ખોલે છે. આપણું ભાવિ, અતિચેતનાના પ્રકાશને પ્રાપ્ત કરવાનું છે. આ ભાવિ, ભૂતકાળને સમજાવે છે અને તેને તંદુરસ્ત બનાવે છે. ઊંડાણોને તંદુરસ્ત બનાવ્યા વિના સાચી

તદ્દન્ની પ્રાપ્ત થતી નથી વળી ઉચે ગયા વિના ઊંડાણુમાં જઈ શકાતુ નથી મનોવિશ્લેષકો પોતાના માનમની જે ઉચાપ્રએથી જુએ છે તેથા બાનિમા સુદ્ર જોન શકાતુ નથી આથી આ અશુભ શુભ પ્રતિ પ્રમાણ ગરી લ્યુ કે તેનો ખ્યાલ ત્યા આવતો નથી મનોવિશ્લેષણના અ યારની પદ્ધતિ આ કાર્ય માટ પર્યાપ્ત પણ નથી તેને માટે વધુ ઉચી દૃષ્ટિની આવશ્યતા છે[૧૪] આ કે યોગની આધ્યાત્મિક દૃટિ આ દૃષ્ટિએ, પરતુ ઊંડી ભૂમિકા અતિચેતન કે નિમ્નચેતના કે અચેતન નહી નિમ્ન કક્ષાઓની અસ્પષ્ટતાઓથી ઉત્ય પ્રમાણની નમજૂતી મનોવિશ્લેષકો આપે છે તે યથાર્થ નથી શ્રી અરવિ. દ કે કે જેમાથા તેનો વિકાસ થયો છે તે કા રના ઉદ્દેશ્યોના વિશ્લેષણ ડીકમાનુ માહાત્મ્ય મળતુ નથી તેનુ આયુ ૧૯૨૧ નો ૩૨૨ પ્રકાશમાં સાકાર પીનના સ્વર્ગીય અને આમ સ્વરૂપના સમગ્રમા જ પ્રાપ્ત થઈ શકે[૧૫]

માયાવાદી તાત્ત્વિક પદ્ધતિઓની અપૂર્ણતા જેમ પાશ્ચાત્ય મનોવૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુ આધ્યાત્મિક પૃષ્ઠસ્થ ચેતનાના સ્તરને લક્ષમા લેતું નથી અને તેથી અધૂરુ કે તેમ વૈદિક ભ્રમનો ભારતીય માયાવાદી સિદ્ધાંત નિમ્ન કક્ષાઓને અવગણે છે તેથી અધૂરો છે માયાવાદી તાત્ત્વિક પદ્ધતિઓ વિશ્વને સ્વપ્ન સાથે સરખાવીને ભ્રમ ગણે છે પરતુ શ્રી અરવિંદના સ્વપ્ન અગેના વિશદ વિશ્લેષણમા સ્વપ્ન પોતે જ જ્યાં અસત્ય નથી ત્યા તેના આધારે સાદૃશ્ય તર્ક દ્વારા વિશ્વને અસત્ય ઠરાવી શકાય તેમ નથી આવી જ રીતે ભ્રમ અને વિભ્રમોના દૃષ્ટાંતો ઉપરથી પણ વૈશ્વિક ભ્રમ સિદ્ધ કરવાના પ્રયાસની અયથાર્થતા દર્શાવતાં શ્રી અ વિંદ કહે છે કે દૃષ્ટિના કે માનસના વિભ્રમોમા જે ભૂલો થાય છે તે અજ્ઞાનનુ પરિણામ છે તમા સવેદનસામગ્રીનો અયથાર્થ સમન્વય છે અહીં જે અસગત કે અયથાર્થ છે તે સમન્વય છ વસ્તુની પ્રતિમા નહી કારણ કે તે તો અનુભવની જ બાબતો છે આથી માનસિક અજ્ઞાન દ્વારા વિશ્વની વાસ્તવિકતા દૂર કરી શકાય નહી આ સાદૃશ્ય તર્ક પણ તદ્દન નબળો છે[૧૬]

---

૧૪ Sri Aurobindo or The Adventure of Consciousness Pp 251 253

૧૫ Quoted in Sri Aurobindo An Introduction P 4

I. D. P. ...

આમ શ્રી અરવિંદના પૂર્ણવાદી મનોવિજ્ઞાનમાં વૈજ્ઞાનિક, તાત્ત્વિક અને અનુભૂતિના સત્યના સમન્વય દ્વારા ચેતનાની અભિવ્યક્તિ, સ્તરો, સ્વપ્નાવસ્થા વગેરે પ્રક્રિયાની સમજૂતી મળે છે. તેમા માનસિક જીવનની તંદુરસ્તી માટે મનોવિશ્લેષણની પદ્ધતિ કરતા વધુ યોગ્ય અને ઉર્ધ્વગામી પદ્ધતિનું સૂચન છે અને સાથે નિમ્ન કક્ષાઓને અને જીવનને ભ્રમ ગણતા માયાવાદી મંતવ્યનું વૈજ્ઞાનિક અને તાત્ત્વિક હકીકતો દ્વારા ખંડન પણ છે. આ ઉપરાંત તેમા માનસ-શરીર સંબંધ અંગેના કૂટ પ્રશ્નનો ઉકેલ પણ છે

## માનસ-શરીર સંબંધ

**પાશ્ચાત્ય અને સાંખ્યના દૃષ્ટિબિંદુઓની અયથાર્થતા :** ડેકાર્ટના સમયથી આ શરીર-માનસ સંબંધ અંગે તત્ત્વજ્ઞાન અને મનોવિજ્ઞાનમાં વિવિધ મતવ્યો જોવા મળે છે ડેકાર્ટે આ બન્ને વચ્ચેના સંબંધની સમજૂતી પોતાના અન્યોન્યક્રિયાવાદના સિદ્ધાત દ્વારા આપી છે. માનસ અને શરીર બન્ને અલગ છે અને બન્ને એકબીજા ઉપર અસર કરે છે પરંતુ એકબીજાથી અલગ હોય એવી બે બાબતો, આવી અસર કેવી રીતે કરે છે, તેની સમજૂતી ડેકાર્ટના સિદ્ધાતમા મળતી નથી આ સબંધને સમજાવતો સ્પિનોઝાનો સમાતરવાદનો સિદ્ધાત માનસ અને શરીરને એક જ આધ્યાત્મિક સત્તાના બે પાસા એટલે કે વિચાર અને વિસ્તાર તરીકે ગણે છે આમ ડેકાર્ટના બે સ્વતંત્ર તત્ત્વોને બદલે સ્પિનોઝા તેને સત્તાના બે ગુણો ગણે છે. પરંતુ અહીં આ બન્ને વિભિન્ન એવા પાસાને સરખું મહત્વ આપવાથી તે અસમતુલિત મહત્વ બને છે[૧૭] બીજુ તેને એક જ દ્રવ્ય કે સત્તાના ગુણો ગણવાથી તેની વચ્ચેનુ દ્વૈત ભૂંસાતું નથી. આથી તે બન્ને વચ્ચેના વ્યવહારની સમજૂતી મળતી નથી. આથી આ સમજૂતી માત્ર શાબ્દિક છે. ડેકાર્ટના અનુગામી નિકોલસ મેલબ્રાન્સ ડેકાર્ટનું માનસ-શરીર અંગેનુ દ્વૈતવાદી દૃષ્ટિબિંદુ સ્વીકારે છે પરંતુ, તેની વચ્ચેના સંબંધને પોતાના પ્રસંગવાદ દ્વારા સમજાવે છે. આ અનુસાર માનસ અને શરીર એકબીજા ઉપર ક્રિયા કરતા નથી પરંતુ, બન્નેમાથી કોઈ એકનું કાર્ય, દૈવી સત્તા માટે તેમની વચ્ચે આવવાનો પ્રસંગ છે. આથી એકની ક્રિયાને કારણે બીજામા પરિવર્તન થાય છે.

૧૭ The Principles of Philosophy P 281

લાઈબનીઝનો પૂર્વસ્થાપિત સુમેળનો સિદ્ધાંત પ્રમગવાદ કરતાં ઓછો ઉગ્ર હોવા છતાં વાસ્તવમાં તેના જેવો જ છે અહીં સર્વને ચેતનમય ગણીને, માનસ-ચિદણુ અને શરીર-ચિદણુ વચ્ચેની ક્રિયામાં જણાતો સુમેળ, ઈશ્વરે પહેલેથી નિર્માણ કરેલા સુમેળ છે તેમ લેવામાં આવે છે પરંતુ આથી તો સાચી એકતા અળગી જ રહે છે ભૌતિકવાદી ઉપતત્ત્વવાદ માનસ-શરીર સંબંધનો પ્રશ્ન ઉકેલવા એકતત્ત્વવાદી દષ્ટિબિંદુ લે છે તેમા ભૌતિક એવુ શરીર જ સત્ છે જ્યારે માનસ તો માત્ર તેનો પડછાયો છે- સ્પેન્સરનું દષ્ટિબિંદુ આવુ છે[૧૮] સમગ્ર કુદરત ભૌતિક વસ્તુની બનેલી છે તેમ માનસ પણ, કુદરતની જ બાબત હોવાથી ભૌતિક છે આથી વિરુદ્ધ માનસિક એકતત્ત્વવાદ માનસને જ સત્ય ગણીને શરીરને તેની માત્ર છાયા ગણે છે આમ અહીં પણ ઉપતત્ત્વવાદ જેવું એકાંગી દષ્ટિબિંદુ લેવામાં આવ્યુ છે બ ન્નેમાંથી કોઈને નકારવાથી આ પ્રશ્નનું નિરાકરણ પ્રાપ્ત થતું નથી

એલેક્ઝાન્ડર અનુસાર શરીરમાંથી માનસનો ઉદ્ભવ થયા બાદ માનસ પોતાનું અનન્ય સ્વરૂપ પ્રાપ્ત કરે છે પરંતુ શરીર અને માનસ આમ ભિન્ન હોવા છતાં સંપ્રજ્ઞાનાત્મક ક્રિયાત્મક અને મૂલ્યાત્મક સંબંધોમાં કેમ સંબંધિત બને છે તે સ્થળ-કાળને બધાના મૂળ તરીકે ગણતો આ સિદ્ધાંત સમજાવી શકતો નથી લૉઈડ મૉર્ગનના નવ્યોત્ક્રાંતિવાદ અનુસાર ઉત્ક્રાંતિના અમુક સંક્રાંતિના તબક્કે પહેલાં સુષુપ્ત રીતે રહેતું ન હોય તેની અભિવ્યક્તિ થાય છે શરીરમાંથી માનસનો ઉદ્ભવ આવા પ્રકારનો છે આવું મંતવ્ય બર્ગસાંનું પણ છે પરંતુ આ આકસ્મિક ઉદ્ભવનો સિદ્ધાંત ઉત્ક્રાંતિના સાતત્ય અને ધ્યેયગામિતાને લક્ષમાં લેતો નથી મૉર્ગને ઉત્ક્રાંતિના આ પાસાને લક્ષમાં લીધું નહીં હોવાથી તે સ્પિનોઝાના મનો-શારીરિક સમાંતરવાદથી આગળ વધી શક્યા નથી[૧૯]

સાંખ્યની મૂળ જડ-ચેતનના દ્વૈતને સ્વીકારવામાં રહેલી હોવા છતાં તેની શરીર-માનસ સંબંધની સમજૂતી, પાશ્ચાત્ય દષ્ટિબિંદુ કરતાં વધુ યોગ્ય છે તેના મતે આત્મિક જીવનના સાતત્ય અને વિકાસ માટે સ્થૂળ અને સૂક્ષ્મ શરીરોની આવશ્યકતા છે આ બન્ને શરીરોનો વિકાસ

---

૧૮ Ibid P 284
૧૯ Ibid P 285

અહંકારના આત્મિક સિદ્ધાંતમાંથી થાય છે સાંખ્યનું સૌથી મહત્વનું કથન તો એ છે કે આપણું માનસિક જીવન અત્યારના સ્વરૂપ પુરતું મર્યાદિત નથી.

શ્રી અરવિંદનું દૃષ્ટિબિંદુ : શ્રી અરવિંદ શરીર અને માનસને તથા તેના પૃથ્ગ્ય સ્વરૂપોને એક જ સત્તાની અભિવ્યકિતની કક્ષાઓ કહે છે. માનવીના ઉચ્ચતર ભાવિના એંધાણ આપતા શ્રી અરવિંદ કહે છે કે માનવ–ચેતનામા સત્‌ના આદર્શ મન્યની પ્રતિમા રહેલી છે તે ઉચ્ચતર સત્યના સંદર્ભમા આપણી અત્યારની સ્થિતિ, સાપેક્ષ રીતે સ્હેલી ગણાય પરંતુ આ સ્થિતિ ચિરસ્થાયી રહેવા સર્જાયેલ નથી. આપણામા રહેલ અગોચર દૈવી સત્‌ આ આદર્શની પ્રતિમા ઉપજાવે છે અને અભીપ્સાની જ્યોત જલતી રાખે છે વળી આપણી અત્યારની સ્થિતિ વિષેનો આપણો અસંતોષ તે પ્રજ્વલિત રાખે છે અને માનસમા, પ્રાણમા તથા શરીરમા ઈશ્વરને અભિવ્યક્ત કરવા આપણને આગળ ધપાવે છે. આમ આપણું અત્યારનુ સ્વરૂપ અસ્થાયી છે અને આપણી અપૂર્ણ સ્થિતિ વધુ ઉચ્ચ, વધુ મહાન અને વધુ વિસ્તૃત એવા દૈવી સ્વરૂપને અભિવ્યક્ત કરવા માટેની તક અને પ્રારંભનુ સોપાન છે.[૨૦] આથી આપણા બાહ્ય સ્તરની ભૂમિકામા રહેલ સાચા સત્‌ પ્રતિ જ્યા સુધી ન જઈએ ત્યા સુધી આત્મજ્ઞાન શકય નથી. શ્રી અરવિંદ કહે છે કે આ માટે અત્યારનુ વૈજ્ઞાનિક મનોવિજ્ઞાન ઉપયોગી થઈ શકે તેમ નથી, કારણ કે તેની ભૂમિકા ભૌતિક છે અને તે જૈવીય તથા શરીરતંત્રના ઘટકોને જ ધ્યાનમા લે છે માનવપ્રકૃતિનુ આ પ્રાણીજન્ય પાસુ છે, અને તે માનવીના સમગ્ર જીવનને આવરી લેતું નથી. માનવીમા વિકાસના શક્તિ છે અને તેથી માનસિક મર્યાદામાથી મુક્ત થઈને અતિમાનમીય સ્વરૂપ સિદ્ધ કરી શકે છે યોગમા આપણે શારીરિક પ્રકૃતિ અને બાહ્ય સ્તરના માનવીથી આગળ વધીને સાચા માનવીની સમગ્ર પ્રકૃતિના કાર્યને શોધવાનુ છે આ માટે આધ્યાત્મિક ભૂમિકા સાથે આપણે મનો–શારીરિક જ્ઞાન પ્રાપ્ત કરવાનુ છે અને તેનો ઉપયોગ કરવાનો છે[૨૧]

૨૦ L D Pp. 357–358

૨૧. The Synthesis of Yoga Pp 582–583

## સંદર્ભગ્રંથો

૧. Chaudhari (Ed.) The Integral Philosophy of Sri Aurobindo (1960) : Allen and Unwin.

૨. Brightman : An Introduction To Philosophy (1963) : Holt Rinehart.

૩. Sri Aurobindo : The Synthesis of Yoga (1965) Sri Aurobindo Ashram.

૪. Sri Aurobindo : The Life Divine (1965) : India Library Society N. Y.

૫. Satprem : Sri Aurobindo OR The Adventure of Conciousness (1968) : Sri Aurobindo Ashram

૬. Srinivas : Sri Aurobindo : An Introduction (1961) : Rao and Raghavan, Mysore.

૭. Bhattacharya : The Principles of Philosophy (1959) : Calcutta University.

પ્રકરણ ૮

# નીતિશાસ્ત્રના પ્રશ્નો અને ધર્મ

શ્રી અરવિંદ ચેતનાને ચિત્-શક્તિ કહે છ આ 'ચિત્' અને 'શક્તિ બન્ને એકબીજાના પર્યાયો છે આઇન્સ્ટીનની મહાન શોધ અનુસાર ભૌતિકતત્ત્વ અને શક્તિ એકબીજામા રૂપાતરિત થઇ શકે છે આનુ સમી કરણ તે $E=mc^2$મા આપે છે ભૌતિકતત્ત્વ આ રીતે, એકત્રિત કે સચિન સ્વરૂપમા શક્તિ છે શ્રી અરવિંદે દર્શાવ્યુ છે કે આ શક્તિ ચેતના છે ભૌતિકતત્ત્વ, જીવ માનસ અને અતિચેતના એ બધા શક્તિના જ સ્વરૂપો છે મુડકોપનિષદમ પણ દર્શાવ્યુ છે કે ચેતનાની શક્તિથી બ્રહ્મ સભર છે તેમાંથી ભૌતિકતત્ત્વ, પ્રાણ અને માનસ વિકસ્યા છે આમ બધુ ચેતનામય છે કારણ કે, બધુ સત્ છે રીતે જેમ ચિત્ સત્ છે તેમ આનદ પણ છે આથી સચેત હોવુ એ આનદ છે જ્યારે ચેતના મૂળ સ્વરૂપમા વિરમે છે ત્યારે આ આનદની સ્થિતિ પ્રાપ્ત કરે છે[1] આમ સચ્ચિદાનદ સતના કોઈપણ સ્તર ઉપર કે કોઈપણ રૂપમા અવિભાજિત રીતે એક છે તેને આપણે દૈવી આત્મા જાણીને આપણે તેની સાથે એક થવાનુ છે[2]

આમ શ્રી અરવિંદના પૂર્ણવાદી મનોવિજ્ઞાન અને પૂર્ણવાદી તત્ત્વજ્ઞાનનુ ધ્યેય આત્મપૂર્ણતાનુ છે, વ્યક્તિ પોતાના આધ્યાત્મિક વિકાસ દ્વારા પોતાનુ સાચુ સ્વરૂપ પ્રાપ્ત કરીને આ ધ્યેય સિદ્ધ કરી શકે છે વૈયક્તિક જીવનના આવા વિકાસ સાથે સકળાયેલા પરપરાગત ગૂઢ પ્રશ્નોને શ્રી અરવિંદે પોતાના વિશિષ્ટ દૃષ્ટિબિંદુએ નીરખ્યા છે અને પોતાની તાત્ત્વિક પદ્ધતિના સિદ્ધાતો સાથે સુસગત એનુ નિરાકરણ પણ આપ્યુ છે આવા કેટલાક મહત્ત્વના પ્રશ્નો નીચે મુજબ છે

### કર્મનો નિયમ[3]

લૌકિક ખ્યાલની અપૂર્ણતા : કર્મ અગેના લૌકિક ખ્યાલ અનુસાર જો વ્યક્તિના કર્મોનો સચય શુભ હશે તો તેને ઉચ્ચ કોટીમા

1 The Adventure of Consciousness P 69

૨ The Synthesis of Yoga P 389

3 L D Pp 716-726

જન્મ મળશે અને તેનું જીવન સુખી, સફળ અને અફળ એવું નસીબવંતુ હશે. જો તેનાં કર્મો ખરાબ હશે તો કુદરતના નિમ્નકક્ષાના સ્વરૂપોમાં જન્મ મળશે અથવા તો માનવી તરીકે જન્મ મળવા છતાં જીવન દુઃખી અને અસફળ રહેશે. જો તેના કર્મો મિશ્ર સ્વરૂપનાં હશે તો એક અચળ હિસાબનીશ તરીકે કુદરત, આ કાર્યો અનુસાર સુખ અને દુઃખ તથા જીવન સફળ અને અસફળ રહે એવો મિશ્ર બદલો આપશે. આ ખ્યાલમાં કુદરતના બદલાને ગાણિતિક રીતે ઘટાવવામાં આવે કે અશુભ કર્મોના પ્રમાણમાં દુઃખ અને શુભ કર્મોના પ્રમાણમાં સુખ પ્રાપ્ત થાય છે. આમ આ નિયમ એક ગણિતશાસ્ત્રીની દ્રષ્ટિએ કામ કરે છે. સાથે તે ન્યાયાધિશ પણ છે તેની પદ્ધતિ 'દાંત સામે દાંત લેવાની' છે. આ નિયમ અંગે બીજી નોંધપાત્ર બાબત એ છે કે તેમા પાપ માટે સજા અને પુણ્ય માટે બદલો બન્ને બેવડાં મળે છે. પાપીને પરલોકમાં નર્કમાં ત્રાસ આપવામા આવે છે અને બીજા જન્મમા પણ તેને દુઃખ આપવામા આવે છે; જ્યારે પુણ્યશાળીને સ્વર્ગમા મોજમઝા અને પછીના જન્મમા સુખ આપવામા આવે છે.

ઉપરોક્ત લૌકિક ખ્યાલ અંગે શ્રી અરવિંદ કહે છે કે કર્મના નિયમનો આ ખ્યાલ તાત્ત્વિક તર્કની ભૂમિકા માટે ઉપયોગી નથી. વળી તે, જીવનની સાચી સાર્થકતાની શોધનો, યથાર્થ ઉત્તર પણ નથી માત્ર પાપ અને પુણ્યનો, શિક્ષા અને બદલો આપતી એક શાળા તરીકે વિશ્વનુ અસ્તિત્વ સ્વીકાર્ય બની શકે નહી. આપણો અંતરથ આત્મા દૈવી અને અમર હોય તો આ પ્રાથમિક અને સ્થૂળ પ્રકારની નૈતિક કેળવણી માટે જ તેનું વિશ્વમાં અસ્તિત્વ છે તેમ લઈ શકાય નહી. અનંત સત્તા ભૌતિકતત્ત્વમા વૈશ્વિક હેતુ માટે અવતરણ કરીને આત્મજ્ઞાન દ્વારા વિકાસ કરતી હોય તો જીવનની સાર્થકતા માત્ર શિક્ષા અને બદલાની પ્રક્રિયામાં જ સમાવિષ્ટ થઇ જતી નથી. આથી શ્રી અરવિંદ અનુસાર કર્મનો લૌકિક ખ્યાલ માલિશ છે અને તે માનવીના નિમ્નકોટીના જૈવીય માનસની રચના છે તેમા જીવનના ક્ષુલ્લક નિયમો, તૃષ્ણા, સુખો અને દુઃખોને લક્ષમાં રાખીને ઉપજાવેલા ક્ષુલ્લક ધોરણોને બહલાવનાર હેતુ અને નિયમ તરીકે ઘડાવવામા આવ્યાં છે આથી કર્મના કોયડાનુ નિરાકરણ વધુ વિશાળ અને વધુ ઉચ્ચ કક્ષાના વૈશ્વિક સિદ્ધાંત અને પ્રક્રિયાને અનુલક્ષીને આપવુ જોઈએ

**કર્મના નિયમની સાંકળ :** સામાન્ય અર્થમાં કર્મના નિયમને સ્વીકારતાં શ્રી અરવિંદ કહે છે કે માનવી જેવું વાવે તેવું લણે એ સાચું છે. કુદરતની ક્રિયાઓને તેનું સાહજિક પરિણામ હોય છે અને તે પરિણામ વર્તમાન જીવનમાં દષ્ટિગોચર ન થાય તો તે રદ થયું છે તેમ નથી; તે મુલતવી રહ્યું છે તેમ ગણી શકાય. માનવીના કર્મોનું પરિણામ વર્તમાન જીવનમાં ન આવે તો પછીના જન્મમાં પણ આવી શકે છે. આનું કારણ એ છે કે બધું સત્ સાતત્ય ધરાવે છે. આ સાતત્ય માત્ર સમૂહ જીવનનું કે વૈશ્વિક જીવનનું જ નહીં પરંતુ એક જન્મમાંથી બીજા જન્મનું વૈયક્તિક સાતત્ય છે. આથી વ્યક્તિનાં કાર્યો અધવચ્ચે અટકી પડતા નથી અને તેનું પરિણામ તેના સતત વિકસતા સત્માં કોઇ સમયે અસરકારક બને છે. આથી માનવીના જીવનનું સ્વરૂપ અને સંયોગો કોઈ અગમ્ય બાબતો નથી. તે વ્યક્તિની આંતરિક અને બાહ્ય પ્રકૃતિનું પરિણામ છે. માનવી પોતાને જેવો બનાવે તેવો તે બને છે. ભૂતકાળનો માનવી જેમ વર્તમાન માનવીનો પિતા છે તેમ વર્તમાન માનવી ભાવિ માનવીનો પિતા છે. આમ શ્રી અરવિંદ માને છે કે માનવીના વર્તમાન અને ભૂતકાળનાં કાર્યો દ્વારા તેના વારસો અને વાતાવરણ બન્ને નિર્ણિત થાય છે. કર્મના નિયમની આ સાંકળ છે. માનવીની આ બંને સ્થિતિઓ તેની ક્રિયાશક્તિનું પરિણામ છે. માનવી પોતે પોતાનો સર્જક છે. તેણે પોતાની વર્તમાન સ્થિતિ ભૂતકાળના કર્મોથી સર્જી છે તેમ વર્તમાન કાર્યો દ્વારા તેની ભાવિ સ્થિતિનો તે સર્જક છે.

**આત્માની આવશ્યકતા :** કર્મના સિદ્ધાંતની બે મૂળભૂત બાબતોની નોંધ લેતાં શ્રી અરવિંદ દર્શાવે છે કે જેવું ક્રિયાશક્તિનું સ્વરૂપ તેવું પરિણામોનું સ્વરૂપ હોવું જોઈએ. આથી શુભ કર્મોનું શુભ પરિણામ અને અશુભ કર્મોનું અશુભ પરિણામ આવવું જોઇએ. બીજું કર્મનું પ્રધાન કાર્ય ન્યાયનું છે અને તેથી પણ શુભ કર્મોનું ફળ સુખની પ્રાપ્તિમાં અને અશુભ કર્મોનું ફળ દુઃખની પ્રાપ્તિમા મળવું જોઇએ. આવો વૈશ્વિક ન્યાય જીવનમાં અભિવ્યક્ત એવી કુદરતની પ્રક્રિયા ઉપર દેખરેખ રાખતો અને તેનું નિયમન કરતો હોવા છતા અગોચર છે પરંતુ શ્રી અરવિંદ કર્મના નિયમ અંગેના આ ખ્યાલને સમગ્ર નિયમનો ખ્યાલ ગણતા નથી. તેઓ કહે છે કે કર્મની સાંકળ તો માત્ર બાહ્ય તંત્ર છે. આથી તેને બ્રહ્માંડના જીવનની પ્રક્રિયાના એકમાત્ર નિર્ણાયક તરીકે લઈ શકાય નહીં. બ્રહ્માંડનું સ્વરૂપ કેવળ

યાંત્રિક નથી. કેટલીકવાર સમગ્ર વૈશ્વિક સત્‌ને માત્ર કર્મના નિયમ અને પ્રક્રિયા તરીકે ગણીને સચેત આત્માને સ્વીકારવામાં આવતો નથી. બૌદ્ધમત અનુસાર પ્રત્યક્ષીકરણ કરનાર, પ્રત્યક્ષીકરણ અને પ્રત્યક્ષની વસ્તુ કર્મની રચના છે અને સચેત આત્મા જેવું કશું નથી.[૪] પરંતુ આપણુ સમગ્ર સત્ આ નિયમ અને પ્રક્રિયાથી આવરી લઈ શકાય તેમ નથી. આપણુ સત્ માત્ર આ તંત્ર જ નથી. તેમાં આત્મા અને ચેતના પણ છે. વળી તે માત્ર વૈશ્વિક સ્વરૂપ અને નિયમ જ નથી; વૈશ્વિક ,આત્મા પણ છે આપણુ સમગ્ર સત્ માત્ર માનસ, પ્રાણ અને શરીરની પ્રક્રિયા પણ નથી; પ્રકૃતિના આ સર્જનોમાં આત્મા પણ છે. જો આમ ન હોત તો પુનર્જન્મ અને કર્મના નિયમની ક્રિયા માટે કોઇ ક્ષેત્ર જ રહેતુ નથી

**કર્મનો યાંત્રિક નિયમ અને આત્મા :** આમ આત્માનો નિર્દેશ કરીને શ્રી અરવિંદ સમજાવે છે કે આત્મા પોતાના વિકાસને પોતે જ નિશ્ચિત કરે છે પોતાના આ હેતુ માટેની પ્રક્રિયાઓમાની એક પ્રક્રિયા તરીકે, આત્મા કર્મના નિયમનો ઉપયોગ કર છે આથી આપણો આત્મા કર્મના નિયમ કરતાં વધુ મહાન છે વળી આ કારણે જ કર્મનો નિયમ હોવા છતાં આધ્યાત્મિક સ્વાતંત્ર્ય પણ છે. નિયમ અને પ્રક્રિયા આપણા સત્‌નુ માત્ર એક પાસુ છે. તેનું આધિપત્ય બાહ્યજીવન અને શરીર ઉપર જ છે અહીં પણ પૂરેપૂરુ યાંત્રિક આધિપત્ય તો માત્ર શરીર અને ભૌતિકતત્ત્વ ઉપર જ છે પ્રાણની કક્ષાએ આ નિયમ વધુ જટિલ અને ઓછો જડ બને છે. તેની પ્રક્રિયા પણ ઓછી યાંત્રિક બને છે. માનસની કક્ષાએ તે તેથી પણ વધુ સૂક્ષ્મ બને છે । આપણે જેમ જેમ આપણા અંતર પ્રતિ જઈએ તેમ તેમ આત્માની પસંદગીની આપણી શક્તિનુ આપણને, વધુને વધુ જ્ઞાન થાય છે.। શ્રી અરવિંદ કહે છે કે નિયમ અને પ્રક્રિયાનુ ક્ષેત્ર પ્રકૃતિ છે. જ્યારે આત્મા તો अनुमन्ता કે અનુમતિ આપનાર છે સામાન્યત આત્મા આ પ્રક્રિયાઓના દૃષ્ટા રહેવાનુ પસંદ કરે છે અને અનુમતિ આપે છે. પરંતુ તે ઇચ્છે તો પ્રકૃતિનો સ્વામી કે ઇશ્વર પણ બના શકે છે આથી આત્માને કર્મના યાંત્રિક તંત્રમાં, પોતાના પૂર્વકર્મોનો એવો વર્તમાન જીવનનો દાસ ગણી શકાય નહીં. જો પૂર્વકર્મોના પરિણામના અમુક અંશની વર્તમાન જીવનમાં રચના થઈ હોય તો તે પોતાના વિશ્વ

૪. Ibid Pp 354 and 396

અનુભવની નવી રચનામાં ચૈત્ય–પુરુષની સંમતિથી થાય છે. આ કારણે આપણા શારીરિક સતને બાંધતું ભાવિ કર્મના યાંત્રિક નિયમથી વધુ મહાન સત્ અને તેની ચેતનાથી સંચાલિત ન થાય ત્યાં સુધી જ અસરકારક રહે છે વ્યક્તિ જ્યારે સચેત આધ્યાત્મિક વ્યક્તિ તરીકે વિકાસ પામે ત્યારે તેના શારીરિક ભાવિમાં સમગ્ર પરિવર્તન કે પુનર્રચના થાય તે શકય છે. કર્મનો યાંત્રિક નિયમ આપણા પુનર્જન્મના એકમાત્ર તંત્ર તરીકે કે ભાવિ વિકાસના એકમાત્ર તંત્ર તરીકે સ્વીકારી શકાય નહીં.

કર્મના સિદ્ધાંતની નબળી ભૂમિકા : કર્મના નિયમની વધુ પડતી સરળ રજૂઆતની અને તેને મર્યાદિત સ્વરૂપના સિદ્ધાંત તરીકે લેવાની ભૂલ અંગે શ્રી અરવિંદ કહે છે કે, કર્મ આત્માની ક્રિયાશક્તિનું પરિણામ છે. પરંતુ આ ક્રિયાશક્તિ માત્ર એક જ પ્રકારની નથી આત્મની ચિત્–શક્તિ અનેક પ્રકારની ક્રિયાશક્તિઓમા અભિવ્યક્ત થાય છે. આ ક્રિયશક્તિ છે : માનસની આતરિક પ્રવૃત્તિઓ, જીવનની, ઇચ્છાની, તૃષ્ણાની અને ચારિત્ર્યની પ્રવૃત્તિઓ; શરીર અને જ્ઞાનેન્દ્રિયોની પ્રવૃત્તિઓ, સત્ય અને જ્ઞાનની ખોજની પ્રવૃત્તિઓ તથા સૌંદર્ય અને નૈતિક શુભાશુભને પારખવાની પ્રવૃત્તિઓ આ ઉપરાંત પ્રેમ, આનંદ, શુભ સદ્‌ભાવના તથા વિવિધ પ્રકારના સંતોષ માટેની પ્રવૃત્તિઓ અને વૈયક્તિક ધ્યેય સામૂહિક ધ્યેય અને તંદુરસ્તી માટેની પ્રવૃત્તિઓ પણ છે. કર્મના એક સિદ્ધાંત માટે આ ... ક્રિયાશક્તિની અભિવ્યક્તિઓને અવગણી શકાય નહિ. આ ... રીતે આ અનેકવિધતાને નૈતિક શુભ અને અશુભના દ્વૈતવાદી ચોકઠામા પણ રામી શકાય નહી. આ કારણ નીતિમત્તાના માનવીય ધોરણોને જાળવતા નૈતિક સિદ્ધાંતને વૈશ્વિક નિયમના એકમાત્ર કાર્ય તરીકે કે કર્મના પ્રક્રિયાના એકમાત્ર નિર્ણાયક તરીકે લઈ શકાય નહીં. ઉપરોક્ત વિવિધ પ્રવૃત્તિઓના પરિણામો, પ્રવૃત્તિના સ્વરૂપ અને તીવ્રતા અનુસાર, આવે એ કુદરતની સામાન્ય પ્રક્રિયા છે અને તેમા ન્યાયનો સિદ્ધાંત જળવાય છે પરંતુ તે કર્મના વૈશ્વિક નિયમની પર્યાપ્ત ભૂમિકા કે પુનર્જન્મની સાર્થકતા નથી આ ઉપરાંત જ્યારે પુણ્યશાળી માનવી દુ:ખી થતો અને દુષ્ટ માનવી સફળ થતો જોવા મળે ત્યારે પૂર્વજન્મમા તે અનુક્રમે દુષ્ટ અને સત હશે પરંતુ તેણે અચાનક આ માર્ગ લીધો હશે તેવુ સરળ નિરાકરણ સ્વીકાર્ય બની શકે તેમ નથી. આ વધુ પડતું સરળ નિરાકરણ, તદ્દન યાંત્રિક હોય છે. આથી શ્રી અરવિંદ કહે છે કે કુદરતના અને જીવનના અન્યાયની

નુકસાનીનો બદલો કર્મ વાળે છે એનો કર્મના સિદ્ધાંતની આ નબળી ભૂમિકા છે તે ક્ષુલ્લક એવી માનવીની લાગણીઓ અને ધોરણને વૈશ્વિક નિયમના અર્થમા ઘટાવે છે તે યથાર્થ નથી કર્મના નિયમ માટે આથી વધુ દૃઢ ભૂમિકા હોવી જરૂરી છે

**બદલો અને શિક્ષાના નિયમની અધૂરાશ .** પોતાના મર્યાદિત ધોરણને વધુ વિશાળ અને સમગ્ર તરીકે ગણવાની માનવમાનસની ભૂલ અંગે શ્રી અરવિંદ કહે છે કે તે કર્મના નિયમના કાર્યમા કુદરતે સર્જેલ અને મૂલ્યોમાથી માત્ર બે પ્રકારના મૂલ્યોને પસંદ કરે છે આ છે શુભ-અશુભ પાપ-પુણ્ય બાહ્ય સુખ-દુઃખ અને બાહ્ય શુભ નસીબ-અશુભ નસીબ વળી આ બન્ને વચ્ચે સપ્રમાણતા હોવાનુ માનવામા આવે છે પરંતુ બદલો અને શિક્ષાને કારણે નૈતિક જીવન જીવતી વ્યક્તિ સાચી રીતે નૈતિક નથી (સાચી નૈતિક વ્યક્તિને શુભ માર્ગ અનુસરવા માટે બદલો-શિક્ષાની લાલચની આવશ્યકતા નથી તેને માટે સદ્‌ગુણ પોતે જ બદલો છે અને પોતાના સ્વરૂપના નિયમમાથી પતન એ જ શિક્ષા છે )આ જ સાચુ નૈતિક ધોરણ છે બદલો અને શિક્ષાની પદ્ધતિ શુભના નૈતિક મૂલ્યોને ઝાંખા પાડે છે અને સદ્‌ગુણને સ્વાર્થમય બનાવે છે આથી તો તે એક વ્યાપારી સોદો બને છે અને અશુભથી દૂર રહેવાના ઈરાદાને સ્થાને નીચી કક્ષાના ઈરાદાને મહત્વ મળે છે સમાજને હાનીકારક એવા કાર્યને અટકાવવાની સામાજિક જરૂરતને કારણે માનવીએ બદલો અને શિક્ષાના નિયમનો આધાર લીધો છે પરંતુ આપણા અજ્ઞાનના સંકુચિત ધારણોને વૈશ્વિક પ્રકૃતિની વિશાળ અને જટિલ પ્રક્રિયાના ધોરણો ગણવા એ મૂર્ખતા છે

**આત્મ-વિકાસની પ્રક્રિયા** કુદરતની સહજ પ્રતિક્રિયા સમજાવતા શ્રી અરવિંદ દર્શાવે છે કે આ પ્રતિક્રિયાનુ હાર્દ બદલો કે શિક્ષા નથી આપણે અગ્નિને સ્પર્શીએ તો દાઝી જઈએ પરંતુ તેથી આ કાર્યકારણના સંબંધમા શિક્ષાનો કોઈ સિદ્ધાંત હોતો નથી તે આ બન્ને વચ્ચેના સંબંધનો અને અનુભવનો બોધપાઠ છે વળી આપણા જીવન ઉપર બીજાની ક્રિયાશક્તિ અને વૈશ્વિક બળાની પણ અસરો હોય છે આથી નૈતિક નિયમનુ માત્ર એક ઘટક આ બધાં વચ્ચેની આંતરક્રિયાઓના પરિણામોને નિર્ણિત કરે છે તેમ સ્વીકારી શકાય નહી શ્રી અરવિંદ અનુસાર વૈયક્તિક આત્માના વિકાસ માટે અને અનુભવ માટે આત્મા

પુનર્જન્મમાં પ્રવેશે છે અને તેના અનુભવના એક ભાગ તરીકે આનંદ, ગ્લાનિ, સુખ, દુઃખ વગેરે ભોગવે છે બાહ્ય અને ક્ષુલ્લક સુખ તથા ભૌતિક સફળતા ભલે આપણી જૈવીય પ્રકૃતિ માટે આવશ્યક હોય, પરંતુ તે આપણા અસ્તિત્વનું મુખ્ય ધ્યેય નથી પુનર્જન્મના અગોચર સંયોગો આત્માની એક મુખ્ય આવશ્યકતાની આસપાસ એકઠા થાય છે આ છે અનુભવની આવશ્યકતા, અને તે ઉત્ક્રાંતિની રેખા નિર્ણિત કરે છે આ સિવાયની બીજી બાબતો મુખ્ય નથી તે માત્ર સહાયક છે વૈશ્વિક સત્ બદલો અને શિક્ષાના તંત્ર સાથેની વૈશ્વિક ન્યાયની વિશાળ સંચાલન-પદ્ધતિ નથી વળી તેના કેન્દ્રમાં કોઈ કાયદાનો દૈવી ઘડવૈયો કે ન્યાયાધિશ નથી સૌ પહેલી એવી કુદરતની યાન્ત્રિક પ્રક્રિયામાં ચેતનાની આત્મ-વિકાસની પ્રક્રિયા અભિવ્યક્ત થાય છે આ પ્રક્રિયામાં આત્મા પોતાના સાચા સ્વરૂપનો વિકાસ સાધે છે વળી આ જ પ્રક્રિયામાં પુનર્જન્મના ક્રમમાં ચૈત્ય-પુરુષ કે વૈશ્વિક ચિત્-શક્તિ પોતાને સર્જન કરે છે આમ આત્મા વિશ્વ-પ્રકૃતિમાં પોતાની આત્માભિવ્યક્તિનો વિકાસ સાધે છે

પુનર્જન્મ[૫]

શ્રી અરવિંદ કહે છે કે જન્મના જ્ઞાત સંયોગો અને પરિણામો જન્મપૂર્વના કોઈ અજ્ઞાતનું સૂચન કરે છે આવી જ રીતે વૈશ્વિકતાનું જીવનના સાતત્યનું અને મૃત્યુમાં અપૂર્ણતાનું સૂચન હવે પછીના કોઈ અજ્ઞાતનો નિર્દેશ કરે છે આપણા જન્મ પહેલા આપણે શું હતા અને મૃત્યુ બાદ શું હોઈશું એ પ્રશ્નોમાંના કોઈ એકનો ઉત્તર બીજાના ઉત્તર ઉપર આધાર રાખે છે આનો અંતિમ ઉત્તર બુદ્ધિ ભાગ્યે જ આપી શકે કારણ કે તે શારીરિક ચેતના અને સ્મૃતિની સામગ્રીથી પર છે આમ છતાં આ સામગ્રીના આધારે બુદ્ધિ એક અથવા બીજી ધારણાઓ રચે છે અને તેને સત્ય ગણે છે શ્રી અરવિંદ કહે છે કે આ પ્રશ્નોના નિરાકરણનો આધાર વૈશ્વિક પ્રક્રિયાનું મૂળ તેનું ધ્યેય અને તેના સ્વરૂપની સમજણ ઉપર છે

લૌકિક માન્યતાની અસંગતિ કર્મ અંગેની ચર્ચામાં શ્રી અરવિંદે સ્પષ્ટ દર્શાવ્યું છે કે કર્મનો નિયમ પુનર્જન્મને નિર્ણિત કરતો

૫. Ibid Pp 661-681

નથી. પુનર્જન્મને રદી કરતા વમોમાંથી ઉત્પન્ન થયેલ લૌકિક માન્યતામાં રહેલી અસંગતિ દર્શાવતા શ્રી અરવિંદ કહે છે કે એક તરફ અસ્પષ્ટ છતા સામાન્ય માન્યતા એવી છે કે મૃત્યુ પછી તુરત આત્માનો જન્મ થાય છે, જ્યારે બીજી તરફ રૂઢીગત ધાર્મિક માન્યતા અનુસાર મૃત્યુ બાદ પોતાના કાર્યો અનુસાર આત્મા સ્વર્ગમા કે નર્કમા જાય છે અને તેના પાપ કે પુણ્યનો ક્ષય થતા પૃથ્વી ઉપર પાછો આવે છે આ ઉપરાંત ધાર્મિક પુરાણકથાઓમા ઈશ્વરને અમર આત્માઓનુ સર્જન કરી શરીરમા વસાવતો દર્શાવવામા આવ્યો છે અહી બે વિરોધાભાસ ઉત્પન્ન થાય છે આત્માનુ સર્જન થાય છે એટલે તેનો સમયમા પ્રારંભ થાય છે પરતુ, તે અમર હોવાથી સમયમા તેનો અત નથી વળી શરીરના જન્મ સાથે તે જન્મે છે પરતુ શરીરના નાશ સાથે તેનો નાશ થતો નથી બીજુ આત્માઓને જે તૈયાર સદ્‌ગુણો, દુર્ગુણો, કાર્યશક્તિઓ, ખામીઓ, મિજાજના લાભાલાભો જેવા સયુક્ત ગુણોનો સમૂહ મળે છે તે પોતાના વિકાસમા ઉત્પન્ન કરેલ નથી આ તો છે આત્માઓ માટે આત્માઓના રચયિતાએ બનાવેલી આપખુદ રચનાઓ આમ છતા તેને માટે અને તેના ઉપયોગ માટે આ સર્જક, આત્માઓને જવાબદાર ગણે છે તે, યથાર્થ નથી

તાત્ત્વિક તર્કના સ્વીકૃત સિદ્ધાંતો : પોતાનો ઉકેલ રજૂ કરતાં શ્રી અરવિંદ દર્શાવે છે કે આ પ્રશ્નના નિરાકરણનો આધાર તાત્ત્વિક તર્કના કેટલાક યથાર્થ એવા સ્વીકૃત સિદ્ધાંતો ઉપર છે આવો એક સિદ્ધાંત એ છે કે જેનો અત નથી તેનો આવશ્યક રીતે પ્રારંભ પણ ન હોવો જોઈએ જેનો પ્રારંભ છે અને જે ઉત્પન્ન થયેલ છે તેને ઉત્પન્ન કરનાર અને ટકાવી રાખનાર પ્રક્રિયા બધ પડે અથવા તે જે વસ્તુનુ બનેલુ છે તેનુ વિઘટન થાય તો તેનો અત આવે છે પરતુ પુનર્જન્મમા પ્રવેશતો આત્મા અમર છે અને તે ઉત્પન્ન કરાયેલો નથી જો આત્મા શરીરમા પ્રવેશવા માટે ઉત્પન્ન કરાયો હોય અને તેના અસ્તિત્વનો આધાર શરીર ઉપર હોય તો શરીરનો નાશ થવા બાદ તેના અસ્તિત્વની કોઈ ભૂમિકા જ રહેતી નથી આમ છતા જો આત્મા અમર જીવાત્મા તરીકે અસ્તિત્વ ધરાવતો હોય તો તે સૂક્ષ્મ કે ચૈત્ય શરીરમા હોવો જોઈએ જો આમ હોય તો એ ચોક્કસ છે કે આ સૂક્ષ્મ શરીર અને તેનો રહેનારો આત્મા તેના સાધનરૂપ શરીરની પહેલાં અસ્તિત્વ ધરાવતો હોવો જોઈએ આથી ટૂંકજીવી અને નાશવત એવા સ્વરૂપોમા રહેવા માટે આ બન્નેને ઉત્પન્ન કરવામાં

આવ્યાં હોય એમ માનવું બુદ્ધિગમ્ય નથી. વળી આ અમર આત્માને સર્જનના એક ક્ષણભંગુર બનાવના પરિણામ તરીકે ગણી શકાય નહીં. જો આત્મા શરીરવિહીન સ્થિતિમા રહેતો હોય તો પોતાના અસ્તિત્વ માટે શરીર ઉપર મૂળભૂત આધાર રાખતો નથી. બીજા સ્વીકૃત સિદ્ધાંતનું સ્પષ્ટીકરણ કરતા શ્રી અરવિંદ કહે છે કે જેમ સમયમાં વિકાસનો અમુક તબક્કો, તેના ભૂતકાળનુ સૂચન કરે છે તેમ વ્યક્તિત્વના અમુક વિકાસ સાથે જો આત્મા વર્તમાન જીવનમા પ્રવેશતો હોય તો તે વિકાસ તેણે પૂર્વજન્મમા અહીં કે બીજે ક્યાંક સાધેલો હોવો જોઈએ. ત્રીજા સિદ્ધાંત અનુસાર જો આત્મા પોતે તૈયાર કરેલ ન હોય અને શારીરિક, જૈવીય અને માનસિક વારસા દ્વારા તૈયાર થયેલ હોય તેવા જીવન અને વ્યક્તિત્વને સ્વીકારે તોયે આ બન્નેથી તે સ્વતંત્ર હોવો જોઈએ. આથી માનસિક કે શારીરિક જીવનમા વિકસેલ કે થયેલ કોઈપણ બાબતની તેના ઉપર ખરેખર અસર થતી નથી

આ ઉપરાંત જો આત્મા સાચો અને અમર હોય અને ઉત્પન્ન કરાયેલ ન હોય તો તે સનાતન, પ્રારંભવિનાનો અને અનંત હોવો જોઈએ વળી સનાતન હોવાને કારણે તે કાંતો જીવન અને તેના સ્વરૂપોથી અલિપ્ત અને અપરિવર્તનશીલ આત્મા અથવા તો સમયથી પર પુરુષ કે આધ્યાત્મિક વ્યક્તિ હોવો જોઈએ આ પુરુષ, સમયમા, પોતાની અભિવ્યક્તિ પરિવર્તનશીલ વ્યક્તિત્વમા કરે છે વળી આ પુરુષ કે આત્મા પ્રકૃતિના ક્રમિક પુનર્જન્મો દ્વારા વ્યક્તિત્વના પ્રવાહને ચાલુ રાખે છે આમ પુનર્જન્મ સ્થિર અને પરિવર્તનશીલ આત્માનુ સૂચન કરે છે આ બન્નેમાંથી કોઈનો અભાવ પુનર્જન્મને નિરર્થક બનાવે છે શ્રી અરવિંદના તત્વજ્ઞાનમા આધ્યાત્મિક ઉત્ક્રાંતિ માટે પુનર્જન્મ એક અનિવાર્ય તંત્ર છે આત્માના સ્વતંત્રતાને પરિણામે ઉર્ધ્વગમનની પ્રક્રિયા સર્જાય છે આથી પરિવર્તન અને વિકાસ પણ સાચા છે

**ભૌતિકવાદી, બૌધ્ધમતવાદી અને માયાવાદી અદ્વૈતના મંતવ્યો:** ભૌતિકવાદી બૌદ્ધમતવાદી અને માયાવાદી અદ્વૈતના સિધ્ધાંતો અનુસાર તો પુનર્જન્મ બિનજરૂરી કે ભ્રામક છે. આથી આ સિધ્ધાંતોમા પુનર્જન્મનો પ્રશ્ન રહેતો નથી. અદ્વૈતવાદી માયાવાદના મંતવ્ય અનુસાર માત્ર અતિચેતના જ સત્ છે અને તે સનાતન તથા અપરિવર્તનશીલ છે. અસત્ એવા ભૌતિકતત્ત્વ અને માનસના વ્યાવહારિક વિશ્વમા, વૈયક્તિક આત્માના જીવનનુ અસ્તિત્વ તો માયાએ ઉત્પન્ન કરેલ ભ્રમ છે. બૌધ્ધમતવાદી મંતવ્ય અનુસાર

સાહચર્યાં વિચારો, સ્મૃતિ, સવેદનો અને પ્રતિમાઓની સતત પ્રક્રિયાઓને કારણે કોઇ સ્થાયી આત્મા હોય એવો ભ્રમ થાય છે | જે સત્ છે તે સનાતન પ્રક્રિયા છે ભૌતિકતત્ત્વને જ મૂળભુત અને સનાતન ગણતા ભૌતિકવાદી દૃષ્ટિબિંદુ અનુસાર વૈશ્વિક અચેતન અસ્થાયી આત્મા કે ચેતના ઉત્પન્ન કરે છે અને ટૂંકા અસ્તિત્વને અંતે અચેતનમા પાછા વિલીન થઈ જાય છે આમ આ ત્રણેય સિધ્ધાંતોમા પુનર્જન્મનો પ્રશ્ન ઉપસ્થિત થતો નથી આ મત પોની અયથાર્થતા દર્શાવતા શ્રી અરવિંદ કહે છે કે આપણે એક એવા સનાતન સત્‌ને જૈવીય પ્રક્રિયા કે અપરિવર્તનશીલ બ્રહ્મ કે નામ-રૂપવિહીન અનાત્મા ગણીએ તો જેને આત્મા કહીએ છીએ તે, સત્ય કે અસત્ય એવા અસ્તિત્વના સમુદ્રમા ચેતનાના પ્રવાહનો પરિવર્તનશીલ સમૂહ બને છે અથવા તો તે અસ્થાયી એવી આધ્યાત્મિક ભૂમિકા બને છે આમ તે સનાતન નથી અને માત્ર પરિવર્તનમા વત્તેઓછે અંશે સાતત્ય પુરતુ તેનુ અમરત્વ રહે છે આથી તે આ પ્રક્રિયાઓનો ધારક, અનુભવ કરનાર અને સાચુ અસ્તિત્વ ધરાવનાર પુરુષ નથી આવા સિધ્ધાત માટે એક શરીર પછી બીજુ શરીર કે એક સ્વરૂપથી બીજુ સ્વરૂપ ધારણ કરનાર આત્મા એક જ હોય તેવુ અનિવાર્ય નથી આમ ઉપરોક્ત સિધ્ધાંતોમાં પુનર્જન્મ એક અનિવાર્ય આવશ્યકતા નથી

ઉપનિષદોનો અદ્વૈતવાદ ઉપનિષદોનો પ્રાચીન અદ્વૈતવાદ ઉપરોક્ત માયાવાદી અદ્વૈતવાદ જેવો નથી કારણ કે તેમા સનાતન સત્‌ને પરિવર્તનશીલ પ્રક્રિયા તરીકે પણ સ્વીકારવામા આવે છે આથી તેમા વિશ્વ અને વ્યક્તિ પોતાના મૂળ સ્વરૂપમાં સનાતન સત્ હોવાથી સત્ય છે જન્મચક્ર વ્યક્તિની તૃષ્ણાને કારણે અને સનાતન આત્માના જ્ઞાનથી અળગા રહેવાને કારણે ચાલતુ રહે છે આ તૃષ્ણા અને અજ્ઞાન દૂર થતા વૈયક્તિક પરિવર્તનશીલ વ્યક્તિત્વમાંથી સનાતન આત્મા, પોતાના અવૈયક્તિક સમયથી પર અને અચલ એવા સત્‌માં પાછા જાય છે પરંતુ શ્રી અરવિંદ કહે છે કે અહી પણ વ્યક્તિની સત્તા તદ્દન અસ્થાયી જ રહે છે વિચારની ઉપરાંત સમજૂતીમા પુનર્જન્મ એક મહત્ત્વની વાસ્તવિકતા હોવા છતાં તેમા અભિવ્યક્તિના હેતુ અને વ્યક્તિમત્તા વચ્ચેના સબંધની અનિવાર્યતા નથી ...વ। તેમા વિશ્વસર્જન માટેના સંકલ્પ સિવાય અભિવ્યક્તિનો બીજો હેતુ ...ગી આથી આ વૈશ્વિક સંકલ્પ પુનર્જન્મના તત્ત્વ અને તેને ક્રિયાશીલ

રાખતી વ્યક્તિની તૃષ્ણા વિના કાર્ય કરી શકે છે. અહીં પણ પુનર્જન્મની કોઈ સાર્થકતા નથી. પરંતુ જો આપણે એ સ્વીકારીએ કે ઉત્ક્રાંતિમાં અચેતનમાંથી આત્માની અભિવ્યક્તિનો વિકાસ માનવકક્ષાએ થયો છે તો પુનર્જન્મની બાબત અર્થસૂચક અને સુસંગત બને છે. આથી આધ્યાત્મિક ઉત્ક્રાંતિની રચના માટે પુનર્જન્મ એક અનિવાર્ય તંત્ર બને છે.

**અભિવ્યક્તિ માટે જન્મની આવશ્યકતા :** શ્રી અરવિંદ અનુસાર જન્મ અને મૃત્યુને માત્ર અકસ્માતો તરીકે ઘટાવી શકાય નહીં. સચેત વ્યક્તિ દ્વારા આત્મા પોતાના મૂળ સ્વરૂપને પુનઃ પ્રાપ્ત કરે છે. આ વ્યક્તિમાં વિકસતી ચેતના વ્યવસ્થિત બને છે, અને પોતની સત્તા અંગે જાગૃત બને છે. આમ ચેતના અને વ્યક્તિમત્તા વિના, અભિન્ન અચેતનથી શરૂ થયેલ વિશ્વમાં, વ્યક્તિ અને તેનો ઉર્ધ્વગામી વિકાસ અત્યંત મહત્વના છે. જો વ્યક્તિ તરીકે જીવાત્મા વૈશ્વિક આત્મા જેટલો જ સત્ય હોય અને આ બન્ને સનાતન આત્માની શકિતઓ હોય તો જ તેની સાર્થકતા છે. શ્રી અરવિંદ કહે છે કે આ ઉકેલ અનુસાર સત્‌ના મૂળ સ્વરૂપના અનિવાર્ય પરિણામ તરીકે પુનર્જન્મ આવશ્યક બને છે. આથી માનવજીવન, માત્ર એક આકસ્મિક ઉત્પાદન નથી. દૈવી ચેતનાના આત્મસાધન તરીકે વ્યક્તિને બે પાસાં છે : આધ્યાત્મિક અવૈયક્તિક વ્યક્તિ તરીકે તે સચ્ચિદાનંદ સાથે એક છે; જ્યારે વ્યક્તિત્વમય આત્મા તરીકે તેનો વિકાસ, વૈશ્વિક ઉત્ક્રાંતિના નિયમને અનુસરે છે.

આમ આપણા પરિવર્તનશીલ વ્યક્તિત્વ પાછળ સાચી આધ્યાત્મિક વ્યક્તિ કે પુરૂષ રહેલ છે. આ વ્યક્તિમા સર્વોચ્ચ આત્મા, સનાતન તરીકે, પોતાના પારગામીત્વને સ્પષ્ટ કરે છે. શારીરિક કક્ષાએ પુરુષની અભિવ્યક્તિ માટે જન્મ આવશ્યક છે. આ કારણે માનવીના કે કોઇ બીજા સ્તરે આ જન્મ કોઇ એકલો કે અલગ અકસ્માત નથી. શ્રી અરવિંદ દર્શાવે છે કે કક્ષાઓની હારમાળામાં માનવજીવન પણ એક કક્ષા જ છે. તેના દ્વારા અગોચર આત્મા વિશ્વમાં પોતાના હેતુનો ઉત્તરોત્તર વિકાસ કરે છે. આ ઉર્ધ્વગમનમાં વિકાસ, પુનર્જન્મથી શક્ય બને છે. ભૌતિકતત્વ, પ્રાણ, માનસ અને આત્માની કક્ષાઓ ઉત્તરોત્તર વિકાસની કક્ષાઓ છે. આત્મા શરીર, પ્રાણ કે માનસની રચના નથી પરંતુ, આ બધાનો તે સર્જક છે. પોતાના આત્મિક

'મિશ્રણ નથી કે માનસની રચનામાં બ ધાયેલ નથી કારણ કે, તેની અભિવ્યક્તિની શરૂઆત જેમ માનસિક કક્ષાએ થઈ નથી તેમ અભિવ્યક્તિનો અ ત પણ માનસિક કક્ષામાં નથી એક પછી એક તબક્કાએ થતા વિશ્વપ્રકૃતિના વિકાસમા, દરેક તબક્કો પોતાના ભૂતકાળને સાથે લે છે અને વિકાસમાં તેનુ રૂપાતર કર છે આથી માનવીનુ સ્વરૂપ ભૌતિક અને જૈવીય તબક્કાનુ પણ સૂચન કરે છે આ તબક્કાઓમાથી માનવીની કક્ષા વિકસી છે આ કારણે પહેલા બધા સ્વરૂપોને ક્રમે વિકસવ્યાં અને પછી આત્મા તેમા પ્રવેશ્યો એવી માન્યતા અયથાર્થ છે બીજુ આ માન્યતા આત્મા અને શરીર વચ્ચે, આત્મા અને પ્રાણ વચ્ચે અને આત્મા અને માનસ વચ્ચે અ તર ઉત્પન્ન કરે છે પરતુ શ્રી અરવિદ કહે છે કે શરીર પ્રાણ, ભૌતિકતત્વ કે જે કાઈ અસ્તિત્વ ધરાવે છે તે આત્માવિહીન નથી

**અભિવ્યક્તિના વિકાસ અંગેના પ્રશ્નો** આત્માની અભિ યક્તિના વિકાસ અ ગે ઉત્પન્ન થતા પ્રશ્નોની સમજૂતી આપતા શ્રી અરવિ દ દર્શાવે છે કે એકવાર માનવીની કક્ષાએ પહોચ્યા બાદ પ્રાણીજીવનની કક્ષાએ પાછુ જઈ શકાય નહી કારણ કે જેમ વનસ્પતિની જૈવીય ચેતનાનુ પ્રાણીની માનસિક ચેતનામા રૂપાતર સુચોક્કસ અને નિર્ણાયક સ્વરૂપનુ છે તેવી જ રીતે પ્રાણીની કક્ષામાથી માનવીની કક્ષામા ચેતનાનુ રૂપાતર સુચોક્કસ અને નિર્ણાયક છે જ્યા રૂપાતર આવુ સુચોક્કસ નથી ત્યા પ્રત્યાગમન શક્ય બની શકે છે આમ છતા પ્રાણીની કક્ષાએ પાછા જવાનુ શક્ય હોય કે ન હોય તોયે એકવાર આત્માએ માનવકક્ષા પ્રાપ્ત કર્યા બાદ સામાન્ય નિયમ અનુસાર તે નવા માનવસ્વરૂપમા જ પુનર્જન્મ લે છે બીજો પ્રશ્ન એ છે કે માનવજન્મની પર પરા શા માટે છે એક જ જન્મ શા માટે નહી ? શ્રી અરવિ દ ઉત્તર આપે છે કે જે કારણને લીધે ભૂતકાળની પર પરાના વિકાસમા માનવજન્મ એક શિખર છે તે જ કારણને લીધે માનવજીવનની પર પરા છે આ કારણ છે, આધ્યાત્મિક ઉત્ક્રાન્તિની આવશ્યકતા આત્માએ જે સિદ્ધ કરવાનુ છે તે માત્ર મ નવકક્ષાએ સિદ્ધ થયુ નથી આથી તેને, હજી તેથી વધુ ઉચ્ચતર શક્યતાઓએ વિકાસ કરવાનો રહે છે આમ આત્માએ હજી માનવતાની બધી શક્યતાઓ મૂર્ત કરી નથી. વળી તેણે ગ્રૈષ્મિક માનવીમા સચ્ચિદાનંદની પૂર્ણ અભિવ્યક્તિ કરી નથી શ્રી અરવિ દ કહે છે કે જૈવીય સુખમા રાચતા યુરોપવાસીઓ કે કુટુબ અને આર્થિક [illegible] મા [illegible] આત્માએ હજી માનવ ના

પૂર્ણ અર્થની બધી શક્યતાઓની અભિવ્યક્તિ કરી નથી વધુમા તેઓ કહે છે કે માનવીમા રહેલ આત્માના વિકાસનું પૂર્ણવિરામ એક પ્લેટો કે એક શકરાચાર્ય હોઈ શકે નહી. આત્માના વિકાસની સર્વોચ્ચ કક્ષા સચ્ચિદાન દ છે. આ વિકાસ માટેનુ પુનર્જન્મ એક આવશ્યક તત્ર છે. વળી પુનર્જન્મ વિના જન્મ કોઈ ક્રમ વિનાનુ સોપાન કે ધ્યેય વિનાની મુસાફરી બની રહે છે આથી શ્રી અરવિ દ કહે છે કે શરીરમા રહેલ અવિકસિત આત્માને તેની પૂર્ણતા અને આધ્યાત્મિક સ ર્થકતાનું વચન, પુનર્જન્મ આપે છે. આથી મૃત્યુ જીવનનો નિષેધ નથી પરંતુ, જીવનની જ પ્રક્રિયા છે.[૬]

પૂર્વજન્મના અસ્તિત્વની સ્મૃતિના અભાવને કેટલીકવાર પુનર્જન્મની અયથાર્થતાના પુરાવા તરીકે ગણવામા આવે છે તે યોગ્ય નથી આપણા વર્તમાન જીવનમા પણ ભૂતકાળની બધી બાબતોની સ્મૃતિ રહેતી નથી. આપણી બાલ્યાવસ્થાની આપણને સ્મૃતિ ન હોવા છતા તેમાથી જ આપણો વિકાસ થયો છે કેટલીકવાર સ પૂર્ણ સ્મૃતિલોપ થયો હોય તેવી વ્યક્તિ પણ અસ્તિત્વ ધરાવે છે અને પોતાની સ્મૃતિ પાછી પ્રાપ્ત કરે તેમ બને છે. આમ વર્તમાન જીવનના ભૂતકાળની સ્મૃતિ જ્યા રહેતી નથી ત્યા નવા શરીરમાં પુનર્જન્મની તદ્દન નવી ઘટનાનુ માનસિક સ્મૃતિમા સ્મરણ ન રહે એ સ્વાભાવિક છે. આથી જેમ સ્મૃતિનો અભાવ આ ચા વર્તમાન જીવનના ભૂતકાળને અયથાર્થ ઠરાવતો નથી તેમ પુનર્જન્મને પણ અયથાર્થ સાબિત કરી શકતો નથી.[૭]

**ઐહિક અમરત્વ :** શ્રી અરવિંદના પુનર્જન્મ અને કર્મ અ ગેના ઉપરોક્ત મ તવ્યોમાં આત્માની અમરતાનો સામાન્ય ખ્યાલ સ્પષ્ટ થાય છે. પરતુ તેમણે પોતાના ઐહિક અમરત્વના સિદ્ધાતની મૌલિક રજૂઆત કરી છે તે સવિશેષ નોધપાત્ર છે તેઓ કહે છે કે ઉચ્ચ કક્ષાએ માનવીના વિકાસથી તેના શરીર, આયુ અને માનસ સાથેનો તેનો સ બ ધ સમાપ્ત થતો નથી. આ વિકાસમા તે બધાનું પૂર્ણ રૂપાતર થાય છે. આમ શારીરિક કક્ષામાંથી અતિમાનસીય કક્ષાએ, માનવીના ઉર્ધ્વગમન સાથે ભૌતિક શરીરનું રૂપાંતર અતિમાનસની કક્ષા માટેના યોગ્ય અને આદર્શ શરીરમા થાય છે. આ રૂપાતરને પરિણામે ભૌતિક શરીરની નિમ્ન કક્ષાની આકસ્મિક લાક્ષણિકતાઓ

૬ Ibid P 179

૭ Ibid P 730

અદશ્ય થાય છે, અને મૂળભૂત લાક્ષણિકતાઓ સ્પષ્ટ અને પ્રબળ બને છે. શ્રી અરવિંદ દર્શાવે છે કે મૃત્યુ તો માનસની પ્રક્રિયા હેઠળની જીવનની એક આકસ્મિક લાક્ષણિકતા છે. આથી અતિમાનસના અવતરણને પરિણામે પ્રાણ પોતાના ઉર્ધ્વગમનમા માનસની પ્રક્રિયાની મર્યાદામાથી મુક્ત થાય છે અને નિમ્ન કક્ષાના શરીરના નિયમથી પર જાય છે. આથી તે મૃત્યુને પાત્ર રહેતું નથી. આને શ્રી અરવિંદ મૃત્યુ ઉપર વિજય કે ઐહિક અમરત્વ કહે છે. તેમના કાવ્યમય ગદ્યમા તેઓ કહે છે. "રુતના મૂળ કે દૈવી આનંદમાથી, અમરત્વનો સ્વામી પોતાના અવતરણમા મનોમય જીવંત ભૌતિકતત્ત્વોરૂપી પાત્રોને, આનંદના આસવ કે રહસ્યમય સોમરસથી સભર કરે છે".[૮]

### મોક્ષ

પાશ્ચાત્ય ઈશ્વરવિદ્યામા અમુક પાપને કારણે આત્માનું કષ્ટપ્રદ વિશ્વમા પતન થાય છે અને તેમાંથી તેને મુક્તિ પ્રાપ્ત કરવાની હોય છે; જ્યારે ભારતીય દષ્ટિબિંદુ અનુસાર આત્મા સનાતન મુક્ત છે. બાહ્ય તત્ત્વો સાથેનું તેનુ તાદાત્મ્ય સંસારમા બંધનનો ખ્યાલ ઉત્પન્ન કરે છે. તેના સાચા સ્વરૂપને જાણવાથી મોક્ષની પ્રાપ્તિ થાય છે. ભારતીય તાત્ત્વિક પદ્ધતિનું ધ્યેય હમેશા મોક્ષ પ્રાપ્તિનુ અને તેને માટેના સાધનો દર્શાવવાનું છે. આમ ભારતમા તત્ત્વજ્ઞાન અને ધર્મ વચ્ચેનો સબંધ, સિદ્ધાત અને તેના વ્યવહારુ અમલનો સંબંધ, રહ્યો છે. ભારતીય પદ્ધતિઓની રચના મોક્ષના ખ્યાલને કેન્દ્રમાં રાખીને થયેલી છે. આ ધ્યેયને કારણે ભારતીય તત્ત્વજ્ઞાન મૂલ્યોનુ તત્ત્વજ્ઞાન રહ્યું છે. પ્રાચીન કાળથી ભારતીય દૃષ્ટાઓએ મૂલ્યોનું ચાર મુખ્ય જૂથોમા વર્ગીકરણ કર્યું છે. આ છે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ. આ ચાર પ્રકારના મૂલ્યોમાથી આર્થિક મૂલ્યો અને કામના મૂલ્યો (માનસિક મૂલ્યો) અનુક્રમે ધર્મના કે નૈતિક મૂલ્યો અને મોક્ષ કે આધ્યાત્મિક મૂલ્યો માટેના સાધનો છે. આમા પણ મોક્ષ સર્વોત્તમ મૂલ્ય છે અને તેને પ્રાપ્ત કર્યા બાદ બીજું પ્રાપ્ત કરવાનું રહેતુ નથી.

**વિવિધ પદ્ધતિઓનાં દષ્ટિબિંદુ :** ઉપરોક્ત મૂલ્યોમાથી ચાર્વાક દષ્ટિબિંદુ માત્ર કામને જ મહત્વનુ મૂલ્ય ગણે છે. અને અર્થને તેનુ સાધન કહે છે. આમ આ મંતવ્ય માનવજીવનના નિમ્ન પાસાને જ લક્ષમાં લે

૮ Ibid P 240

છે. મીમાંસા, ધર્મને કેન્દ્રિય મૂલ્ય તરીકે લે છે અને કર્મકાંડને વધુ પડતું મહત્ત્વ આપે છે. ન્યાય–વૈશેષિકનો અભિગમ તદ્દન વાસ્તવવાદી છે અને તેમાં મોક્ષની સ્થિતિ કોઈપણ પ્રકારના અનુભવ કે ચેતના વિનાની ગણવામાં આવી છે. આમ મોક્ષ એટલે પુનર્જન્મનો અભાવ અને પરિણામે દુઃખમાંથી મુક્તિ. સાંખ્ય અનુસાર બંધનનું મૂળ કારણ પુરુષ અને પ્રકૃતિ વચ્ચેની ભિન્નતા પારખી ન શકવાનું અજ્ઞાન છે. અહીં મોક્ષની સ્થિતિમાં પુરુષ સચેત છે પણ તે આનંદનો અનુભવ કરતો નથી કારણ કે, આવો અનુભવ સત્ત્વગુણનું પરિણામ છે અને સત્ત્વગુણ પ્રકૃતિનું તત્ત્વ છે. વૈષ્ણવ–વેદાન્તી દૃષ્ટિબિંદુ, આત્માની કર્મમાંથી મુક્તિની કક્ષાઓ આપે છે અને સાયુજ્ય મુક્તિ કે ઈશ્વરના શરીરમાં પ્રવેશને સર્વોચ્ચ સ્થિતિ કહે છે. પરંતુ અહીં આત્મા પોતાની વૈયક્તિકતા ગુમાવતો નથી. તે ઈશ્વરની પ્રાર્થનામાં લીન બને છે. ચૈતન્ય જેવા વૈષ્ણવ–વેદાંતી મોક્ષ કરતા ભક્તિને વધુ મહત્ત્વ આપે છે બૌદ્ધ તાત્ત્વિક પદ્ધતિમાં આ અંગે વાસ્તવવાદી અને આદર્શવાદી એવા મતવ્યોની વિવિધતા છે. તેમાં ભારતીય પરંપરાગત પદ્ધતિઓમાં આપેલ મોક્ષના ખ્યાલોને ગૌણ ફેરફારો સાથે સ્વીકારવામાં આવેલ છે. જૈન તત્ત્વજ્ઞાન અનુસાર ભૂતકાલીન કર્મોથી મુક્ત થઈને, આત્મા મોક્ષ પ્રાપ્ત કરે છે. આને માટે તે પાંચ તબક્કાઓ આપે છે; આસ્રવ, બંધ, સંવર, નિર્જરા અને મોક્ષ.[૯]

મહાયાનવાદી બૌદ્ધમત અને શાંકરવેદાન્ત અનુસાર બંધન, વ્યક્તિની કલ્પનામાં રહેલું છે. હકીકતમાં આત્મા મુક્ત જ છે. જેમ દોરડાને સર્પ તરીકે ગણવાના ભ્રમમાંથી મુક્ત થવાથી દોરડાનું સાચું સ્વરૂપ સ્પષ્ટ થાય છે તેમ બંધનના આ વૈશ્વિક ભ્રમમાંથી મુક્ત થવું આવશ્યક છે. આમ અહીં વ્યક્તિની સ્થિતિમાં જે પરિવર્તન સાધવાનું છે તે સત્તામૂલક નહીં પણ જ્ઞાનમૂલક પરિવર્તન છે. પરંતુ શ્રી અરવિંદ દર્શાવે છે કે આ મંતવ્ય અનુસાર વૈયક્તિક આત્મા અનિર્વચનીય માયાનો એક ભ્રમ છે અને તેથી અનસ્તિત્વ અને ભ્રામક વિશ્વમાં, ભ્રામક અને અનસ્તિત્વ એવા બંધનમાંથી, ભ્રામક અને અનસ્તિત્વ આત્માની આ કહેવાતી મુક્તિ છે. આમ કોઈ બંધનમાં નથી, કોઈ મુક્ત નથી અને કોઈ મોક્ષ પામતું નથી.[૧૦]

૯ A Comparative Study of The Concept of Liberation In Indian Philosophy Pp. 4–8

I. – P

## શ્રી અરવિંદનું દૃષ્ટિબિંદુ

**વૈયક્તિક અને વૈશ્વિક મોક્ષનો ખ્યાલ** ઉપરોક્ત તાત્ત્વિક પદ્ધતિઓમાં જીવાત્મા અને મોક્ષ અંગેના દૃષ્ટિબિંદુઓમાં સત્તાના એક અથવા બીજા પાસાને મહત્ત્વ આપવામાં આવ્યું છે જીવન જટિલ અને વિશાળ છે અને તેને કોઈ એક દૃષ્ટિબિંદુથી આવરી શકાતું નથી આ કારણે પણ દૃષ્ટિબિંદુઓની વિવિધતા જોવા મળે છે શ્રી અરવિંદના સમન્વયવાદી દૃષ્ટિબિંદુ અનુસાર સત્તાના વિવિધ અને અનેક સ્વરૂપો અંતિમ સત્તાની અભિવ્યક્તિઓ છે અને તેથી અસત્ય નથી ઉત્ક્રાંતિમાં આત્મવિકાસ દ્વારા આત્મા પોતાનું મૂળ સ્વરૂપ સિદ્ધ કરે છે મોક્ષના આ ખ્યાલમાં શ્રી અરવિંદ માત્ર વૈયક્તિક જ નહીં પણ વૈશ્વિક મોક્ષને સાથે સાંકળે છે તેઓ દર્શાવે છે કે અજ્ઞાન, બંધન અને અશક્તિમાંથી ઊર્ધ્વગમન દ્વારા આત્માની મુક્તિ અને દૈવી શક્તિ હાંસલ કરીને ઈશ્વરમય બનવું એ આપણો મોક્ષ અને પૂર્ણત્વ છે અનંત સત્તાની અભિવ્યક્તિની ત્રણ શક્તિઓ છે ઈશ્વર વિશ્વ અને વૈયક્તિક આત્મા આપણું સાચું આત્મજ્ઞાન આમાંના કોઈને નહીં પણ અજ્ઞાનને જ દૂર કરે છે આ આધ્યાત્મિક આત્મજ્ઞાનનાં ત્રણ સોપાનો છે એક તો માનસ પ્રાણ અને શરીર જેનાં સાધનો છે તે આપણા અંતરાત્માને જાણવો આત્મ-સાક્ષાત્કાર માટેના આ પહેલા સોપાનમાં અહંને બદલે દૈવી ચૈત્ય-પુરુષને ઓળખવો આવશ્યક છે બીજું આપણામાં રહેલ અને બધામાં રહેલ અનંત આત્માને ઓળખવો આ સાક્ષાત્કાર મુક્તિ અને વૈશ્વિકતા અર્પે છે ત્રીજું આપણે દૈવી સત્તાને આપણા પારગામી આત્મા તરીકે જાણવો આથી આપણા મર્ત્ય અને સ્વરૂપ ઉપર જૈવીય અને માનસિક ધોરણોના પ્રભુત્વને બદલે આત્માનું પ્રભુત્વ સ્થપાશે જ્ઞાનમાં મુક્તિને પરિણામે સ્વરૂપની મુક્તિ થાય છે આમ જ્ઞાન વ્યક્તિને શુદ્ધ કરે છે અને મર્ત્ય તેને મુક્તિ આપે છે[૧૧]

**વૈયક્તિક અલગતામાંથી મુક્તિ** શ્રી અરવિંદ આત્માના અલગ અસ્તિત્વને માન્યતા આપતી સ્થિતિ ગણતા મતવ્ય સાથે સંમત થતા નથી તેઓ કહે છે કે આપણો સાચો આત્મા કે પુરુષને પ્રકૃતિથી સ્વતંત્ર અને અલગ ગણવામાં અહંવાદી વલણનું પ્રભુત્વ રહેલું છે પરંતુ આત્મ-

૧૧ Ibid P 561

પારગામીત્વની પરિપૂર્ણતા કે કૃતકૃત્યતા, અહંને સંપૂર્ણ સ્વતંત્ર સિદ્ધાંત બનાવવાથી, પ્રાપ્ત થતી નથી. તે તો પોતાની પ્રકૃતિના સંદર્ભમાં પુરુષની સર્વોચ્ચ કક્ષા પ્રાપ્ત કરવાથી જ સિદ્ધ થઈ શકે છે. અહીં માત્ર પ્રકૃતિથી પર જવાનું જ નથી, તેને ધારણ પણ કરવાની છે, અને આપણી વ્યક્તિમત્તાને સંપૂર્ણ રીતે પરિપૂર્ણ બનાવવાની સાથે વિશ્વ અને બીજા સાથેના સંબંધોને પણ સંપૂર્ણ અને પરિપૂર્ણ બનાવવાના છે. આથી વિશ્વથી પર અને વિશ્વને તરછોડીને, સ્વર્ગમાં, વ્યક્તિના મોક્ષની સ્થિતિ આપણું સર્વોચ્ચ ધ્યેય નથી. બીજાની મુક્તિ અને તેની પરિપૂર્ણતાનું પણ આપણી પરિપૂર્ણતા જેટલું જ મહત્વ છે. જો આમ ન હોય તો બીજા સાથેની આપણી એકતા સાચી એકતા નથી. આથી શ્રી અરવિંદ કહે છે કે આ વિશ્વમાં અહંવાદી અસ્તિત્વની લાલચને જીતવી એ આપણા ઉપર આપણો પહેલો વિજય છે; જ્યારે વિશ્વથી પર સ્વર્ગમાં વ્યક્તિગત સુખની લાલચને જીતવી એ આપણો બીજો વિજય કે વળી સર્વથી મહાન વિજય તો જીવનમાંથી અલિપ્ત થવાની સર્વોચ્ચ લાલચને જીતવામાં ગંઠેલો છે. આથી આપણે વૈયક્તિક અલગતામાંથી મુક્ત થઈને આપણું સમગ્ર આધ્યાત્મિક સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરીશું.[૧૨]

**સુખદુઃખની અપૂર્ણ પ્રતિક્રિયામાંથી મુક્તિ :** આપણા મનોમય આત્માની ભૂમિકામાં આનંદમય આત્મા રહેલો છે અને આપણા અંતરતમ સત્માં આપણે અવિભાજિત સત્ સાથે એક છીએ. પરંતુ આ આત્મજ્ઞાનના અભાવ કે અધૂરાપણાને લીધે આપણે આપણી શારીરિક, જૈવીય અને માનસિક બાહ્ય રચનાઓને આપણા આત્મા ગણીએ છીએ, આથી તેના સુખદુઃખોને જીવાત્માના સુખદુઃખો ગણીને વ્યક્તિ આ બંધનમાં પડે છે. પરંતુ શ્રી અરવિંદ કહે છે કે સુખદુઃખો જીવનની કાયમી લાક્ષણિકતાઓ નથી. તે અપૂર્ણ ઉત્ક્રાન્તિનાં પરિણામો છે અને તેથી ઉત્ક્રાન્તિના ઉચ્ચ તબક્કે તેનું આનંદ અને શુભમાં રૂપાંતર થાય છે. આમ અતિમાનસના તબક્કે દુઃખના સ્પંદનો સુખના સ્પંદનોમાં પરિવર્તિત કરવાની શક્તિ પ્રાપ્ત થાય છે. વળી સુખ, દુઃખ અને ઉદાસીનતાના સ્પંદનો આપણી જાગ્રત કક્ષાની મર્યાદિત ચેતનાની અપૂર્ણ પ્રતિક્રિયાઓ અને બાહ્ય સ્પંદનો છે. સંમોહનની સ્થિતિમાં, વ્યક્તિ શારીરિક દુઃખનો અનુભવ કરતો નથી તેનું કારણ એ છે

૧૨. The Synthesis of Yoga P. 411

કે, તેમાં જાગ્રત અવસ્થાની શરીરતંત્રની ટેવો થોડા સમય પુરતી બંધ પડે છે, સંમોહન કરનારની ઇચ્છાથી ઉત્પન્ન થતી આ સ્થિતિને બદલે વ્યક્તિ, પોતાના ચૈત્યસ્થ માનસની શકિતથી, આવી નિર્લેપતા હાસલ કરી શકે છે.

આથી વિશ્વના અનેકવિધ સંપર્કો પ્રતિ જીવાત્માની સુખદુઃખની અવિકસિત અપૂર્ણ પ્રતિક્રિયાઓમાંથી માનવીએ મુકત થવું જોઈએ. આ કાર્ય જો આપણે આપણા અંતરતમ સત્ પ્રતિ વળીએ અને બાહ્ય અનુભવો સાથે આપણું તાદાત્મ્ય સાધવાને બદલે આપણા સાચા તેજોમય આત્મા સાથે તાદાત્મ્ય સાધીએ તો બાહ્ય એવા શારીરિક, જૈવીય અને માનસિક દુઃખો આપણને સ્પર્શી શકે નહીં. આમ આ સુખદુઃખો નિરપેક્ષ કે અનિવાર્ય બાબતો નથી. | આપણને સુખ કે દુઃખની લાગણી થાય છે કારણ કે, આપણી અપૂર્ણ માનસિક પ્રકૃતિએ પોતાની સતત પ્રતિક્રિયાઓ દ્વારા આવી ટેવો સ્થાપી છે. પરંતુ શ્રી અરવિંદ અનુસાર આવી પ્રતિક્રિયાઓને સ્થાને તેથી વિરુદ્ધની પ્રતિક્રિયા કરવાની પણ આપણામાં શકિત છે. આમ, દુઃખના સ્થાને સુખ અને સુખના સ્થાને દુઃખ અનુભવી શકીએ છીએ.| આવી જ રીતે સુખ, દુઃખ અને ઉદાસીનતાની ટેવમય યાંત્રિક પ્રતિક્રિયાને બદલે આપણામાં અંતસ્થ એવા સાચા અને વિશાળ આનંદાત્માના અનુભવની સહજ આનંદમય પ્રતિક્રિયા કરવાનું આપણામાં સામર્થ્ય છે.

દુઃખનું નિવારણ . ઉત્ક્રાંતિમાં દુઃખના પ્રારંભ અંગે શ્રી અરવિંદ દર્શાવે છે કે જયાં યાંત્રિક પદ્ધતિઓ પર્યાપ્ત હતી તેવા કેવળ ભૌતિકતત્ત્વના તબક્કાએ, દુઃખનું અસ્તિત્વ ન હતું. પરંતુ જ્યારે ભૌતિકતત્ત્વ ઉપરના અધૂરા અને નબળા કાબૂ સાથે પ્રાણની અભિવ્યકિત થઈ ત્યારે દુઃખે પણ સ્થાન લીધું. જેનો તે ઉપયોગ કરે છે તે પ્રાણ અને શરીર ઉપર, માનસ પોતાનાં જ્ઞાન અને કાર્યનો આધાર રાખશે અને તેની મર્યાદાઓમાંથી ઉત્પન્ન થતા અહંમય વલણો રાખશે ત્યાં સુધી દુઃખનું સ્થાન પણ ચાલુ રહેશે આમ, માનવી દુઃખમાં બંધાયેલો રહેશે. પરંતુ જો માનવીનું માનસ ઉર્ધ્વગમનમાં અહંથી મુકત થઈને વૈશ્વિક બળોની ક્રિયા સાથે તથા સત્તા સર્વ સ્વરૂપો સાથે સુમેળ સાધવાની શકિત ધરાવશે તો તે મુકત બનશે. દુઃખના નિવારણ માટે શ્રી અરવિંદ સૂચવે છે કે સૌ પહેલાં જુગુપ્સા કે દુઃખથી પોતાના જાતને સંકોચવાને બદલે તિતિક્ષા એટલે કે જીવનના આઘાતોનો સામનો, સહનશીલતા અને તેના ઉપરની જીત આવશ્યક છે. આથી આપણે બધા

સંપર્કો પ્રતિ સરખી આનંદની કે ઉદાસીનતાની પ્રતિક્રિયા કરી શકીશું. એવા સંપર્કો પ્રતિ આ સમાન પ્રતિક્રિયાની દૃઢ ભૂમિકા, આપણે સુખદુઃખ ભોગવતી અહંમય ચેતનામાં નહી, પરંતુ કેવળ આનંદમય સચ્ચિદાનંદની ચેતનામા સ્થાપવી જોઇએ.[૧૩]

## નીતિમત્તા[૧૪]

**આપત્તિના અસ્તિત્વનો પ્રશ્ન :** જો બધું સચ્ચિદાનંદ હોય તો અશુભ અને આપત્તિનું અસ્તિત્વ કેવી રીતે હોઇ શકે તે પ્રશ્ન રહે છે. વળી જો ઇશ્વર અખિલ-શુભ હોય તો અશુભ અને આપત્તિ કોણે ઉત્પન્ન કર્યાં ? આપણે આપત્તિને ક્ષુલ્લક અને ક્રમોટીરૂપ ગણીએ તોયે આ નૈતિક પ્રશ્નનું નિરાકરણ થતું નથી. આથી તો ઇશ્વર અનૈતિક કે નૈતિકતાવિહીન જ ગણાય. આથી, તેને એક લુચ્ચો મનોવૈજ્ઞાનિક કહી શકાય, જેની આરાધના કરી શકીએ તેવો શુભનો અને પ્રેમનો ઇશ્વર કહી શકાય નહી. આ નૈતિક મુશ્કેલીમાથી છૂટવા આપણે નૈતિક અશુભના અનિવાર્ય પરિણામ તરીકે આપત્તિને ગણીને, કર્મ તથા પુનર્જન્મના સિદ્ધાંત દ્વારા સમજૂતી આપી શકીએ. આમ છતા, શ્રી અરવિંદ કહે છે કે, આપણે આ નૈતિક પ્રશ્નના મૂળમાથી છટકી શકીએ નહી. પ્રશ્ન તો એ છે કે જેને પરિણામે આપત્તિ અને દુઃખ ઉત્પન્ન થાય છે તે નૈતિક અશુભનુ સર્જન કોણે અને શા માટે કર્યું ? વળી સર્વોચ્ચ નૈતિક અને વૈયક્તિક - એવા ઇશ્વરના ખ્યાલ સાથે આ કર્મના નિયમનો મેળ બેસતો નથી. આથી બૌદ્ધ તર્કમાં સમગ્રનું સંચાલન કરતા અને મુક્ત એવા વ્યક્તિગત ઇશ્વરના અસ્તિત્વને નકારવામા આવ્યું છે

**પ્રશ્નનું નવું સ્વરૂપ અને નૈતિકતાની શરૂઆત :** ઉપરોક્ત મુશ્કેલીનું કારણ બ્રહ્માંડથી અલગ એવા વ્યક્તિગત ઇશ્વરના ખ્યાલથી પ્રારંભ કરવામા રહેલું છે. આમ ઇશ્વર પોતે વિશ્વ નથી, અને શુભ-અશુભ, દુઃખ-સુખ વગેરેની રચના તેણે પોતાના સર્જનો માટે કરી છે; જ્યારે તે પોતે આ અશુભ અને આપત્તિથી અલિપ્ત રહે છે. કા તો તે આ બધું પોતાની ઇચ્છા પ્રમાણે કરે છે અથવા તો કર્મના સિદ્ધાંત આગળ તેનું કશું

૧૩ L D Pp 98-102
૧૪ Ibid Pp 88-92

ચાનતુ નથી આથી શ્રી અરવિંદ કહે છે કે બ્રહ્માંડથી અલગ નૈતિક ઈશ્વરનો ખ્યાલ લેવાથી દુઃખ અને આપત્તિની સમજૂતી મળતી નથી પરંતુ પ્રાચીન વેદાન્તનો ખ્યાલ આવો નથી તેના મતે તો જે અસ્તિત્વ ધરાવે છે, જે સત્ છે તે સઘળું સચ્ચિદાનંદમય છે આથી અશુભ અને આપત્તિનું અસ્તિત્વ હોય તો તેને સચ્ચિદાનંદ સહન કરે છે, કારણ કે તે સર્વમાં રહેલ છે આમ લેવાથી આ સમગ્ર પ્રશ્નનું સ્વરૂપ બદલાય છે હવે પ્રશ્ન એ છે કે અનંત અને એકમાત્ર એવો સચ્ચિદાનંદ, પોતાના સ્વરૂપથી તદ્દન ભિન્ન એવા અશુભ અને આપત્તિ, શા માટે ભોગવે છે ? આ પ્રશ્નના ઉત્તરમાં શ્રી અરવિંદ નૈતિકતા વિષે પોતાનો અસામાન્ય એવો મૌલિક ખ્યાલ આપતા કહે છે કે, આપણે નૈતિક વિશ્વમાં જીવન જીવતા નથી સમગ્ર કુદરતમાં નૈતિક અર્થને બંધબેસતો કરવાનો તો માનવવિચારણાનો પ્રયત્ન છે તે બધી વસ્તુઓમાં પોતાના મર્યાદિત ટેવમય માનવઆત્માને જોવાનો અને પોતે વ્યક્તિગત રીતે વિકસાવેલ દૃષ્ટિબિંદુથી તેને તપાસવાનો પ્રયત્ન કરે છે ભૌતિક કુદરત નૈતિક નથી તેમાં સ્થાયી ગેવોના સહકાર્યનો નિયમ શુભ-અશુભને લક્ષમાં લેતો નથી પ્રાણીની કક્ષાએ કે જૈવીય કક્ષાએ પણ કુદરત નૈતિકતાથી રહિત છે. પરંતુ જેમ જેમ તેનો વિકાસ થાય છે તેમ તેમ જેમાંથી ઉચ્ચતર પ્રાણી નૈતિક વૃતિ વિકસાવે છે તે સ્થૂળ સામગ્રીને તે અભિવ્યક્તિ કરે છે. પોતાના શિકારને મારી નાખે તેથી આપણે વાઘને કે દઝાડે તેથી અગ્નિને દોષ દેતા નથી વળી આ બાબતો પોતાને દોષિત ગણતી નથી શ્રી અરવિંદ કહે છે કે દ્વેષ અને ઘૃણા અથવા તો આત્મદ્વેષ અને આત્મઘૃણા સાચી નૈતિકતાની શરૂઆત છે આપણને એજ નિયમ લાગુ પાડવાને બદલે બીજાઓને દોષિત ગણીએ તો તે સાચો નૈતિક નિર્ણય ગણી શકાય નહી

**શુભ-અશુભ અંગેનો ખ્યાલ.** અણગમો કે પરિહરણ નૈતિકતાનું પ્રાથમિક મૂળ છે પરંતુ, તે પોતે નૈતિકતા નથી હરણને વાઘનો ભય, તેના અસ્તિત્વના વૈયક્તિક આનંદનું, જૈવીય એવી ખતરનાક પરિસ્થિતિમાંથી પોતાની જાતનું સંકોચન છે માનસિકતાના વિકાસમાં તેનું સંસ્કરણ ઘૃણા, તિરસ્કાર, અણગમો અસંમતિ જેવી પ્રતિક્રિયાઓમાં થાય છે આમ જે સંતોષ આપે તેના પ્રતિ સંમતિની અને જે આપણને નુકસાન કરે તેના તરફ અસંમતિની પ્રતિક્રિયાઓને આપણને વ્યક્તિ અને સમાજ માટે અનુક્રમે શુભ અને અશુભ ગણીએ છીએ આમાંથી અંતે તેનું સંસ્કરણ શુભ અંગેની સામાન્ય સંમતિમાં અને અશુભ અંગેની સામાન્ય અસંમતિમાં થાય

છે પરંતુ આ બધા તબક્કામાં સચ્ચિદાનંદ વસ્તુનું મૂળભૂત સ્વરૂપ તો સરખું જ રહે છે માનવી પોતાની અભિવ્યક્તિ અને આનંદ ઇચ્છે છે. આથી જે કાંઈ તેની અભિવ્યક્તિ આત્મવિકાસ અને સંતોષને નુકસાનકારક હોય તે બધું તેને માટે અશુભ છે જ્યારે જે કાંઈ તેને સહાયભૂત થાય તેને ઊંચે લાવે, સંતોષ આપે કે ઉમદા બનાવે તે બધું તેને માટે શુભ છે તેના આત્મવિકાસનો ખ્યાલ પરિવર્તન પામીને વધુ કેન્દ્રગત અને વધુ વિસ્તૃત બને છે તથા પોતાના મર્યાદિત વ્યક્તિત્વથી પર જઈને સમગ્રને પોતાનામાં સમાવે છે

**ઉત્ક્રાંતિના એક તબક્કા તરીકે નૈતિકતા** આમ નૈતિકતા ઉત્ક્રાંતિના એક તબક્કો છે જે બધા તબક્કામાં સમાન છે તે તો સચ્ચિદાનંદની આત્માભિવ્યક્તિ પ્રત્યેની પ્રેરણા છે આ પ્રેરણાના તબક્કાઓ છે ભૌતિકતત્વની નૈતિકતાવિહીન કક્ષા, પ્રાણીની નિમ્નનૈતિક કક્ષા અને બુદ્ધિશાળી પ્રાણી એટલે કે માનવીની નૈતિક કક્ષા શ્રી અરવિંદ માનવીની કક્ષાને નૈતિકતા વિરુદ્ધની કક્ષા પણ કહે છે કારણ કે માનવી પોતાને નુકસાન કરે તેને અયોગ્ય અને બીજાને નુકસાન કરે તેને યોગ્ય ગણવા સ્વતંત્ર છે આથી માનવીની કક્ષા અર્ધ-નૈતિકતાની કક્ષા પણ ગણી શકાય. જેમ માનવીની કક્ષાથી નીચેની કક્ષાએ નિમ્નનૈતિકતા છે, તેમ માનવીની ઉપરની કક્ષાએ અતિનૈતિકતા છે તેને નૈતિકતાની આ તબક્કે, આવશ્યકતા નથી વધુ ઉચ્ચ સુમેળ અને બધી વસ્તુઓ સાથે એકરૂપતાની ભૂમિકા ઉપર વૈશ્વિકતા તરફની પ્રગતિ માટે, માનવીય કક્ષાની નૈતિકતા એક સાધન છે આ ધ્યેયને પામ્યા બાદ આ સાધનની આવશ્યકતા રહેતી નથી આનું કારણ એ છે કે તેનો આધાર જે ગુણો અને વિરોધો ઉપર છે તે અંતિમ સમન્વયમાં ઓગળી જાય છે આથી એક વૈશ્વિકતાથી બીજી વૈશ્વિકતા તરફના અસ્થાયી પરંતુ મહત્વના માર્ગ અંગે નૈતિકદૃષ્ટિબિંદુનું ઉપયોજન થઈ શકે પરંતુ, વિશ્વની સમસ્યાના સમગ્ર ઉકેલ તરીકે તેનું ઉપયોજન થઈ શકે નહીં વિશ્વના ત્રણ સ્તર છે: નિમ્નનૈતિક, નૈતિક અને અતિનૈતિક. આ બધા સ્તરોમાં જે સમાન છે તેને શોધીને આ સમસ્યાનો ઉકેલ કરી શકાય છે આ સમાન બાબત છે પોતાના વિવિધ સ્વરૂપોમાં વિકસતી અને પોતાના આનંદને પ્રાપ્ત કરવા મથતી સતની ચિત્-શક્તિનો સંતોષ.

**અતિનૈતિકતાની કક્ષા:** નૈતિકતાનું મહત્વ સમજાવતા શ્રી અરવિંદ કહે છે કે પ્રાચીન કાળમાં માનવી જેને વિષે સચેત છે અને જે તેને પામવાના

છે તે સારા અને પૂર્વ વર્તન માટેના નિયમો, દૈવના નિયમો ગણવામાં આવ્યા છે. પરંતુ બૌદ્ધિક તર્કના યુગે તેને એક વહેમ કે કવિની કલ્પના તરીકે ગણીને નકાર્યા છે આથી આ પ્રાચીન માન્યતામાં રહેલ સત્ય તેના ધ્યાન બહાર ગયું છે આ સત્યતી પૂર્ણ અને પુનઃપ્રાપ્તિ કેન્ટના નિરૂપાધિક આદેશ જેવા બૌદ્ધિક સ્વીકારમાં પણ થતી નથી માનવનું અંતઃકરણ વિકસતી કુદરતનું સર્જન હોય અને નૈતિક નિયમનો તેનો ખ્યાલ પરિવર્તનશીલ હોય તથા તેના ઉત્ક્રાંતિના તબક્કા ઉપર આધાર રાખતો હોય તો પણ બધા પરિવર્તનોમાં સ્થાયી રહેતું કોઈ તત્વ માનવીના, અને વિશ્વના સ્વરૂપોના મૂળમાં રહેલું છે માનવીમાં રહેલ કુદરત અને વિશ્વ તેના પ્રારંભમાં નિમ્નનૈતિક અને નિમ્નબૌદ્ધિક તથા વિકાસની ટોચે તે અતિનૈતિક અને અતિબૌદ્ધિક છે. નિમ્નનૈતિકતાની કક્ષામાં અંતસ્થ તત્ત્વ માનવીની કક્ષામાં નૈતિકતામાં વિકસે છે અને નૈતિકતાની પોતાની પૂર્ણતામાં અતિનૈતિકતા પ્રાપ્ત કરે છે શ્રી અરવિંદ કહે છે કે આ અતિનૈતિકતાની કક્ષા જેણે નૈતિકતાનો લાંબો માર્ગ કાપ્યો નથી તેને હાસલ થતી નથી નીચે બધી વસ્તુઓમાં શુભ અગોચર રીતે રહેલું છે, અને માનવી નૈતિક વૃત્તિ અને વિચાર દ્વારા તેની અપૂર્ણ અભિવ્યક્તિ કરવા પ્રયત્ન કરે છે જ્યારે ઉપર અગોચર એવું સનાતન શુભ રહેલું છે અને તે અપૂર્ણ અને અધૂરા નૈતિક ખ્યાલોથી પર છે

**નીતિમત્તાનું હાર્દ :** આથી નીતિમત્તાનું હાર્દ કાર્યના શુભ અને અશુભની ગણતરીમાં કે વિશ્વના ધોરણો અનુસાર દોષરહિત બનવાના પ્રયાસોમાં જ રહેલું નથી તે તો માત્ર સ્થૂળ બાબતો છે હકીકતમાં તો નૈતિકતા દૈવી સ્વરૂપમાં વિકાસ સાધવા માટેનો પ્રયત્ન છે આથી નૈતિક શુદ્ધિ ઈશ્વરની પૂર્ણ શુદ્ધિ પ્રાપ્ત કરવાની પ્રેરણા છે અને નૈતિક સત્ય અને યથાર્થતા દૈવી જ્ઞાન અને સંકલ્પના નિયમ સાથે સચેત એકતા પ્રાપ્ત કરવાનો પ્રયાસ છે તે નૈતિક સહાનુભૂતિ અને સમભાવ તથા દૈવી પ્રેમની અનંતતા અને ઐક્યના પ્રત્યેનો ગતિ છે આ ઉપરાંત નૈતિક શક્તિ અને માનવીપણું દૈવી શક્તિ અને બળને ધારણ કરવા માટેની ઈમારત છે નીતિમત્તાનું આ જ હાર્દ છે માનવી જ્યારે આવું રૂપાંતર સાધે ત્યારે નીતિમત્તાની ઉચ્ચ પરિપૂર્ણતા કે કૃતકૃત્યતા હાસલ થાય છે આ કક્ષાએ તેની પ્રકૃતિનું ધોરણ તેના કાર્યો નહીં પરંતુ તેના કાર્યો મૂળ તેની પ્રકૃતિ આપે છે વળી માનવી, આ કક્ષાએ, પ્રયત્નપૂર્વક તો સદ્‌ગુણી કે કૃત્રિમ રીતે નૈતિક નથી, તે સહજ રીતે દૈવી છે આવું જ સૌંદર્ય અને આધ્યાત્મિક બાબતો

અગે છે પોતાના નિમ્ન-ભૌતિક પ્રાગભથી વગગાગીના તર્કની કક્ષા અને તેમાથી અતિ-ભૌતિક પૂર્ણતા પ્રતિ માનવની પ્રગતિ થાય છે માનવીના સૌંદર્યમય અને ધાર્મિક આત્માની જેમ નૈતિક આત્મા અનત સત્તને શોધે છે[૧૫]

**નૈતિકતા અંગે આદર્શવાદી દષ્ટિબિંદુઓ અને શ્રી અરવિંદનુ મતવ્ય :** શ્રી અરવિદ નૈતિકતા દ્વારા અતિનૈતિકતાની પ્રાપ્તિનો માર્ગ પ્રબોધે છે શકરાચાર્ય, બ્રેડને, બોસાકે અને મેકેન્ઝી જેવા ચિતકો પણ શ્રી અરવિદની જેમ માને છે કે નૈતિકતા માનવજીવનની એક વિશિષ્ટ લાક્ષણિકતા છે, અને તેથી તેને સત્તાની અતિમ લાક્ષણિકતા ગણી શકાય નહી. સર્વોચ્ચ કક્ષાએ નૈતિકતાનુ રૂપાતર વધુ પૂર્ણ એવી આપણી અભિવ્યકિતમાં થાય છે બ્રેડને અનુસાર નૈતિકતા એક આભાસ છે કારણ કે, જે સિદ્ધ કરવાનો છે તે આદર્શ અને તેને આબી નહી શકતી વાસ્તવિકતા વચ્ચેના મૂળભૂત વિરોધ ઉપર તેનો આધાર છે આમ અતિમ સત્તાનુ સ્વરૂપ શુભ અને અશુભથી પર છે[૧૬] આમ છતા બ્રેડનેનો અતિનૈતિકતા અગેનો ખ્યાલ સુસગત નથી તેના મતે શુભત્વ અને નૈતિકત ધર્મમા ભળી જાય છે અને ધર્મ પોતાની મર્યાદાથી આગળ જઈને બ્રહ્મના વધુ પૂર્ણ અનુભવમાં વિલીન થાય છે આ પ્રક્રિયામા નિમ્ન કક્ષાનુ રૂપાતર થાય છે અને તેની વૈયક્તિકતા અદશ્ય થાય છે આમ બ્રહ્મમા શુભત્વનુ સ્થાન નથી અને તેથી બ્રેડલે બ્રહ્મને વાસ્તવિક શુભ ગણે છે તે અસગત નથી શકરાચાર્ય નૈતિકતાને, જ્યા વિવિધતા અને અનેકતા છે તેવા વ્યાવહારિક અનુભવમા જ યથાર્થ ગણે છે બ્રહ્મ અનુભવ નૈતિકતાની પર જાય છે તેમના મતે આ પારગામીત્વમા વિવિધતા અને અનેકતાનો સુમેળ થતો નથી પણ નિષેધ થાય છે આમ છતાં શકરાચાર્ય પણ માને છે કે બ્રહ્મ અનુભવ માટેના અનિવાર્ય સાધન તરીકે વિવિધતા અને અનેકતાના વ્યવહારિક અનુભવની નીતિમત્તા આવશ્યક છે[૧૭]

ઉપરોક્ત આદર્શવાદી મતવ્યો શ્રી અરવિદના નીતિમત્તાના ખ્યાલ સાથે સામ્ય ધરાવતા હોવા છતા તેમની વચ્ચે મહત્વની ભિન્નતા પણ છે

૧૫ The Human Cycle Pp 200-205

૧૬ An Introduction To The Philosophy of Sri Aurobindo P 13

૧૭ Samkara and Bradley P 144

શ્રી અરવિંદ પોતાના સમન્વયવાદી દૃષ્ટિબિંદુમાં નીતિમત્તાવિહીન કક્ષાથી માંડીને અતિનૈતિક કક્ષાને એક જ સત્તાની અભિવ્યક્તિની કક્ષાઓ ગણે છે એટલું જ નહીં પણ, આ કક્ષાઓનું સળંગ સાતત્ય પણ વે છે. અહીં કોઈનો નિષેધ નથી કારણ કે, કોઈ અસત્ નથી. શ્રી અરવિંદ કહે છે કે પુણ્ય અને પાપ, શુભ અને અશુભથી પર જઈને ઉર્ધ્વગમન કરવું એ ઉપનિષદોના મોક્ષના ખ્યાલનું હાર્દ છે. જ્યાં બધા કાર્યો આત્માના આધ્યાત્મિક સ્વરૂપની સહજ આત્માભિવ્યક્તિ છે એવા સાચા સ્વરૂપમા વિકાસ એટલે જ મોક્ષ. આત્માના અને ચેતનાના સત્ય દ્વારા જ્યાં બધુ આત્મનિર્ણિત હોય ત્યાં નૈતિક ધોરણો, તેના પાલન માટેની મથામણ, પાપ અને પુણ્ય વગેરે હોતા નથી. આપણા સાચા આત્માના સ્વરૂપમાં વિકાસ, ઉત્ક્રાંતિમાં આધ્યાત્મિક વ્યક્તિએ પ્રાપ્ત કરેલ, મોક્ષ છે. એકવાર આ સિદ્ધિ હાસલ કર્યા બાદ સદ્દગુણ તથા ધર્મોના, વર્ણ ઉપર લાદેલા, નિયમોને બદલે આત્માના સ્વાતંત્ર્યનો આત્મ-નિયમ અને આત્મ-વ્યવસ્થા પ્રાપ્ત થાય છે. અહીં બધું આધ્યાત્મિક આત્મ-સ્વરૂપની આત્મ-અભિવ્યક્તિ છે. આ છે સ્વભાવનો સ્વધર્મ.[૧૮]

## સંકલ્પનું સ્વાતંત્ર્ય

નૈતિક મૂલ્યોનો આધાર સ્વાતંત્ર્ય છે. વળી સ્વાતંત્ર્ય વિના નીતિનો કોઈ અર્થ નથી એ સાચું છે પરંતુ, આ સ્વાતંત્ર્યનું સ્વરૂપ શું છે અથવા આવું સ્વાતંત્ર્ય છે કે નહીં તે પ્રશ્ન તો રહે છે જ.

## સ્વાતંત્ર્ય વિષેનાં વિવિધ દૃષ્ટિબિંદુઓ

**પ્રાચીન ચિંતકોના મંતવ્યો તથા નિયતિવાદ અને મુક્ત સંકલ્પવાદ :** પ્લેટોએ પસંદગીનું સ્વાતંત્ર્ય, એરિસ્ટોટલે સદ્દગુણી થવામા માનવીનુ સ્વાતંત્ર્ય અને સ્ટોઈક સંપ્રદાયે કોઈપણ બાબત કરવા અથવા નહીં કરવાનું સ્વાતંત્ર્ય લક્ષમા લીધું છે. સામે પક્ષે પ્લોટિનસનો ખ્યાલ, કુદરતને ચરણે શરણાગતિનો છે; સ્વાતંત્ર્યનો નહી. સ્પિનોઝાએ સ્વાતંત્ર્યનો ભોગ બાહ્યપ્રક્રિયાના કાર્યકારણના સંબંધને ચરણે ધરી દીધો છે. તેણે માનસનું સ્વાતંત્ર્ય લીધું છે તે, સ્ટોઈક દૃષ્ટિબિંદુ જેવું, આવેગમાથી મુક્તિનું સ્વાતંત્ર્ય છે. કેન્ટે દર્શાવ્યું છે કે જેમ સ્વાતંત્ર્ય સામે કાર્યકારણ

૧૮. L D P. 885

છે તેમ સામે પક્ષે સ્વાતંત્ર્યનું પણ કાર્યકારણત્વ છે. કુદરતના નિયમોની તાબેદારીમાંથી મુક્તિ એ સ્વાતંત્ર્ય છે પરંતુ આ નિયમોના સ્થાને સ્વાતંત્ર્યના નિયમો મુજબ બધું નિયત થાય તો સ્વાતંત્ર્ય રહેતું નથી. આમ પ્રાચીન કાળથી સ્વાતંત્ર્યના પ્રશ્નને વિવિધ દષ્ટિબિંદુઓથી ઉકેલવાનો પ્રયાસ થયો છે તેમાં એક તરફ મુક્તસંકલ્પવાદી અને બીજી તરફ નિયતિવાદી મતવ્યો વચ્ચે તીવ્ર મતભેદો છે. જે ચિંતકો તીવ્ર તાર્કિક વલણ ધરાવે છે અને વિશ્વની અત્યંત વ્યવસ્થિત એકતાને સ્વીકારે છે તે નિયતિવાદને પસંદ કરે છે. ટેલર અને મેકટેગાર્ટ જેવા ચિંતકોનું વલણ આવું છે, જ્યારે જેઓ સાહસ, તકો અને સિદ્ધિના વ્યવહારુ દષ્ટિબિંદુએ વિકસતા વિશ્વને પસંદ કરે છે તેઓ મુક્તસંકલ્પવાદ તરફ વળે છે. વ્યવહારવાદી વિલિયમ જેમ્સ જેવા ચિંતકોનું આવું વલણ છે.

| અસ્તિત્વવાદી દષ્ટિબિંદુ અસ્તિત્વવાદ અનુસાર માનવીનું મૂળભૂત સ્વરૂપ સ્વતંત્ર હોવા છતાં તેણે તે 'ગુમાવ્યું' છે અને તે પાછું મેળવવાનું રહે છે. જો કે સમગ્ર માનવઅસ્તિત્વમાં અંતસ્થ એવું સ્વાતંત્ર્ય સંપૂર્ણ ગુમાવાતું નથી પરંતુ, પોતાના ભાવિ વિકાસની શક્યતાને માનવી ભૂલી જાય છે ત્યારે તેના આ અપ્રમાણભૂત અસ્તિત્વમાં તે ધુંધળું અને મર્યાદિત બને છે પોતાના વ્યક્તિગત નિર્ણયો અને જવાબદારીયુક્ત કાર્યો દ્વારા જ્યારે માનવી પોતાના ભાવિ વિકાસના શ્રમસાધ્ય કાર્ય સાથે સક્રિય રીતે તાદાત્મ્ય સાધે તો તેના આવા પ્રમાણભૂત અસ્તિત્વમાં, સ્વાતંત્ર્યની અભિવ્યક્તિ થાય છે. સ્વાતંત્ર્ય અંગેનો અસ્તિત્વવાદી ખ્યાલ તેના ભય અને મૃત્યુના ખ્યાલો સાથે ગાઢ રીતે સંકળાયેલો છે ભય, માનવીના અંતસ્થ 'શૂન્યત્વ'ને વ્યક્ત કરે છે. આ 'શૂન્યત્વ' સ્વાતંત્ર્યના સ્વરૂપનું છે. ભયના સામનામાં નિષ્ફળતા, માનવઅસ્તિત્વના 'પતન'માં પરિણમે છે. આથી ભયનો સામનો માનવીમાં અંતસ્થ એવા 'શૂન્યત્વ'ને સ્વીકારીને કરવો જોઈએ. આવું જ મૃત્યુ અંગે છે. હેડેગર અનુસાર માનવી મૃત્યુને પોતાના અસ્તિત્વની મહત્વની શક્યતા તરીકે અથવા સાર્ત્ર અનુસાર માનવઅસ્તિત્વના અનિવાર્ય અંત તરીકે સ્વીકારીને સ્વાતંત્ર્યમય જીવન જીવી શકે છે. આ બન્ને દષ્ટિબિંદુઓ અનુસાર મૃત્યુ માનવઅસ્તિત્વને 'શૂન્ય' બનાવે છે. આ હકીકતને સ્વીકારવાથી માનવી વિશ્વના સ્થાયીપણાના ખોટા ભ્રમમાંથી મુક્ત થાય છે, વળી સાર્ત્ર અસ્તિત્વને પ્રવૃત્તિ અને પ્રવૃત્તિને સ્વાતંત્ર્ય કહે છે. આ પ્રવૃત્તિ કે સ્વાતંત્ર્ય કોઈ ભૂમિકારૂપ સત્ત્વનુ

સૂચન કરતુ નથી કારણ કે સત્ત્વ પહેલાં અસ્તિત્વ હોય છે[૧૯] આમ અસ્તિત્વવાદી મંતવ્યમાં સ્વાતંત્ર્યને પ્રધાન કેન્દ્રિય મહત્ત્વ ધરાવતો હોવા છતાં તેમાં આધ્યાત્મિક અને પારગામી સ્વાતંત્ર્યને લક્ષમાં લેવામાં આવ્યું નથી આથી સ્વાતંત્ર્યનું મહત્ત્વ નિમ્નસ્તરના આનુભવિક અસ્તિત્વ પુરતુ મર્યાદિત બની રહે છે ।

સ્વાતંત્ર્ય અંગેના ઉપરોક્ત મત પો શ્રી અરવિંદે દર્શાવેલા ત્રણ તબક્કાઓમાંથી વચગાળાના માનવ-કક્ષાની નૈતિકતાના તબક્કાને જ લક્ષમા લે છે

**ઇશ્વરવાદી દષ્ટિબિંદુઓ :** સ્વાતંત્ર્ય અંગેનો પ્રશ્ન, ધાર્મિક અને ઇશ્વરવાદી દષ્ટિબિંદુઓમા પણ એક કૂટ પ્રશ્ન બન્યો છે જો ઇશ્વર સર્વજ્ઞ સર્વશક્તિમાન અને સર્વવ્યાપી હોય અને તે જ બધું નિર્માણ કરતો હોય તો માનવીને સકલ્પનું સ્વાતંત્ર્ય કેવી રીતે હોઈ શકે? કેટલાક ખ્રિસ્તી ઈશ્વરવાદીઓ આ પ્રશ્નનુ એમ નિરાકરણ આપે છે કે ઇશ્વરનુ જ્ઞાન અનતમાં છે અને અનતત્વ સમયથી ભિન્ન છે આથી સમયમાં માનવીના અસ્તિત્વની કક્ષાએ મુક્ત કાર્ય સાથે આ જ્ઞાનનો સઘર્ષ થતો નથી બીજા કેટલાક ઈશ્વરવાદીઓ અનુસાર જો ઇશ્વર સર્જકોનુ સર્જન ન કરી શકે તો તે સાચો સર્જક હોઈ શકે નહીં પરતુ આ સમજૂતી શાબ્દિક છે ઇશ્વરની અનતતા અને સર્વજ્ઞપણાનો અર્થ દરેક ક્ષણ ઉપર તેનુ સપૂર્ણ સ્વામીત્વ સૂચવે છે આ ઉપ ાત ઉપરોક્ત મતવ્યોમા માનવ-આત્મા ઇશ્વર સાથે કેટલેક અશે સામ્ય ધરાવતો દર્શાવવામા આવ્યો છે પણ ઇશ્વર સાથે તેનુ સપૂર્ણ તાદાત્મ્ય સ્વીકારવામા આવ્યુ નથી આથી આવો આત્મા દેવી અર્થમાં સર્જક ગણી શકાય નહીં[૨૦] શ્રી અરવિંદ દર્શાવે છે કે સમયવિહીન અનતતા અને સમયયુક્ત અનતતા બન્ને બ્રહ્મના પાસા છે જે સમયથી પર અનભિવ્યક્ત છે તે જ પોતાને સમયમા અભિવ્યક્ત કરે છે અને જે કાંઇ અસ્તિત્વ ધરાવે છે તે પોતાની કક્ષાએ અભિવ્યક્તિનું સત્ય છે[૨૧] આમ વિશ્વ માનવી અને ઇશ્વર એક જ સત્તાની અભિવ્યક્તિના સ્વરૂપો છે વળી ઇશ્વર વિષેના શ્રી

---

૧૯ The Existentialist Concepts and The Hindu Philosophical Systems P 151

૨૦ The Vision and Work of Sri Aurobindo P 92

૨૧ L D P 427

અરવિંદના વિશાળ ધ્યાનમા પોતાના સર્જક ઉપર પરતંત્ર અને આશ્રિત અસ્તિત્વ ધરાવતા આત્માને મદલે તેની અ તરતમ સત્તામા ઈશ્વર ગણે છે ૨૨ આથી સાચા સ્વાતંત્ર્ય માટે માનવઆત્મા ઇશ્વરથી અભિન્ન હાવો આવશ્યક છે

## શ્રી અરવિંદનુ દષ્ટિબિંદુ

**પ્રમાણભૂત મુક્તસ કલ્પ** મુક્તસ કલ્પ અ ગેનુ આપણુ મ તવ્ય માનવ અહની વધુ પડતી વૈયક્તિકતાને કારણે દૂષિત થવાનો સ ભવ રહે છે અને તેથી આપણે મુક્તસ કલ્પના કાર્યને એક અલગ બામત ગણવા પ્રેરાઈએ છીએ, પર તુ આ મ તવ્યમા આપણે એ ભૂલી જઈએ છીએ કે આપણો પ્રાકૃતિક આત્મા બ્રહ્માડમય પ્રકૃતિનો જ ભાગ છે અને આપણો આધ્યાત્મિક આત્મા સર્વોચ્ચ કે પારગામી આત્મા છે। જો માનવી વધુ મહાન સત્ય અને વધુ મહાન પ્રકૃતિ સાથે પોતાના સતનુ તાદાત્મ્ય સાધી શકે તો તે વર્તમાન પ્રકૃતિની અસરની મર્યાદામાથી મુક્ત થઈ શકે જ્યારે માનવીનો સ કલ્પ નિમ્ન શક્તિને બદલે ઉચ્ચતર શક્તિનુ સાધન બને ત્યારે તે યાત્રિક નિયતિમાથી મુક્ત બને છે આમ છતા, શ્રી અરવિ દ દર્શાવે છે કે, વ્યક્તિઓનો સ કલ્પ તદ્દન મુક્ત હોય તેયે તે અલગ એવુ સ્વાતંત્ર્ય નથી, કારણ કે વૈયક્તિક આત્મા અને પ્રકૃતિ વૈશ્વિક આત્મા અને વૈશ્વિક પ્રકૃતિમાં સમાવેશ પામે છે તેનો આધાર પારગામી આત્મા છે જેમ જેમ માનવીના આતરિક આત્માનુ પ્રભુત્વ વધતુ જશે તેમ તેમ પસ દગીનુ સામર્થ્ય સુદૃઢ થતુ જશે વળી આથી પ્રમાણભૂત મુક્તસ કલ્પનો પ્રાર ભ અને તેની અસરકારકતાનો ઉત્તરોત્તર વિકાસ થશે। અહી પણ માનવી જ્યા સુધી પોતે રચેલી બાહ્ય રચનાઓની મર્યાદામાથી મુક્ત ન થાય ત્યા સુધી તેનો સ કલ્પ સ પૂર્ણ રીતે મુક્ત ગણી શકાય નહી ૨૩ (આમ વૈશ્વિક અને પારગામી સ કલ્પ સાથેના તાદાત્મ્ય અને સુમેળ દ્વારા સાચુ સ્વાત ત્ર્ય પ્રાપ્ત થઈ શકે છે અનતના જ સતની આ અભિવ્યક્તિ હોવાથી વૈયક્તિક પસ દગીને અન તની સ મતિ પ્રાપ્ત થાય છે આથી વ્યક્તિમત્તા પોતાને વૈશ્વિક અને પારગામી આત્માની રચના અને કેન્દ્ર તરીકે જેટલે અ શે પીછાને તેટલે અ શે વધુ શક્તિશાળી અને અસરકારક બને છે શ્રી

---

૨૨ Ibid P 323

૨૩ Ibid P 823

છે પરંતુ, આ માન્યતાઓ અને ક્રિયાઓ પાછળ નિમ્ન કક્ષાનું છતાં અસરકારક એવું સત્ય રહેલું હોય એ નકારી શકાય તેમ નથી. આ સત્ય આપણે ઉચ્ચતર વિકાસમાં ગુમાવ્યું હોય તેમ પણ બને[28] આથી ધર્મના આ પ્રારંભિક સ્વરૂપો ધર્મના સત્યને અસત્ય ઠરાવતા નથી. શ્રી અરવિંદ કહે છે કે માનવીના સર્વ પ્રયત્નોનો ઇતિહાસ આવો વૈવિધ્યભર્યો છે. આથી જો તેને ધર્મની આવશ્યકતા અને સત્યની વિરુદ્ધ ગણીએ તો તે માનવીના દરેક પ્રયત્નની આવશ્યકતા અને સત્યની વિરુદ્ધ ગણાશે. આ ઉપરાંત તે માનવીના કાર્યો, આદર્શો, વિચારણા, કલા અને વિજ્ઞાનની પણ વિરુદ્ધ ગણાશે.[30]

સાચો ધર્મ અને કટ્ટર ધાર્મિકતા : શ્રી અરવિંદ ધર્મના સાચા અને ખોટા એવા બે પાસા દર્શાવે છે : સાચો ધર્મ અને કટ્ટર ધાર્મિકતા. જે આત્મામાં રહેવા પ્રયત્ન કરે છે તે આધ્યાત્મિક ધર્મ સાચો ધર્મ છે. તે માનવીના બૌદ્ધિક, સૌંદર્યાત્મક, નૈતિક અને વ્યવહારુ પાસાથી પર છે અને આ બધાનું આત્માના ઉચ્ચ પ્રકાશ અને નિયમ દ્વારા સંચાલન કરે છે. આથી વિરુદ્ધ કટ્ટર ધાર્મિકતા નિમ્નઅંશની સંકુચિત ધર્મનિષ્ઠામાં સંપડાય છે-અથવા તો બૌદ્ધિક મતાગ્રહો, સ્વરૂપો અને જડ એવા નૈતિક નિયમોને કે ધાર્મિક-રાજકીય કે ધાર્મિક-સામાજિક પદ્ધતિને અયોગ્ય મહત્ત્વ આપે છે. આનું પણ મહત્ત્વ દર્શાવતા શ્રી અરવિંદ કહે છે કે આ બધી બાબતો બિનજરૂરી કે અવગણવાયોગ્ય નથી. માનવીને આ સ્વરૂપો, ક્રિયાકાંડો અને પદ્ધતિની સહાયની આવશ્યકતા રહે છે કારણ કે, પૂર્ણ રીતે આધ્યાત્મિક બનાવતા પહેલાં, નિમ્નઅંગોને ઉંચે લાવવાના રહે છે. આથી વિચારક્રિયા કરતા તાર્કિક માનસ માટે બૌદ્ધિક સમીકરણની, નિમ્નબૌદ્ધિક અંશો માટે ક્રિયાકાંડની અને જૈવીય અંશો માટે નૈતિક નિયમોની પદ્ધતિની આવશ્યકતા રહે છે. આમ છતાં આ બધી બાબતો સાધનો છે, સત્ત્વ નથી. તેના ઉપયોગમાં સહિષ્ણુતા અને મુક્ત વૈવિધ્યના નિયમનું સૌ પહેલું પાલન થવું જોઇએ. સૌથી મહત્ત્વની બાબત તો ધર્મનું આધ્યાત્મિક સત્ત્વ છે.[31]

---

૨૯ L D P 772

૩૦ Ibid P 768

૩૧ The Human Cycle Pp 237 238

**ધર્મના વિકાસના તબક્કા :** જ્યારે વિવિધ વલણો વધુ સ્પષ્ટ અને એકમીજાથી ભિન્ન બન્યાં ત્યારે પ્રાગ્ બૌદ્ધિક નિમ્નબૌદ્ધિક તબક્કામાંથી બૌદ્ધિક તબક્કાનો ઉદ્‌ભવ થયો પ્રાચીનના સુસંસ્કૃત લોકોનો આ દઢ વિકસિત પ્રકારનો ધર્મ, રાષ્ટ્રીય કે જાતિગત ધર્મ હતો અને તે અનેક દેવવાદી માન્યતા અને આરાધના, વિશ્વ અંગેનો સિદ્ધાંત પુરાણકથાઓ જટિલ ક્રિયાકાંડો અને નૈતિક ફરજોનો બનેલો હતો ક્રમશઃ આ તે સામાજિક પદ્ધતિ સાથે ગાઢ રીતે વણાયેલો હતો જેમ જેમ બૌદ્ધિક વિકાસ થતો ગયો તેમ તેમ ધાર્મિક પંથો, ક્રિયાકાંડો અને સંસ્થાઓનું મહત્ત્વ વધતું ગયું અને બીજું બધું ગૌણ ગણાવા લાગ્યું આ વલણનું પરિણામ, જે બધું ગહન, અતિભૌતિક અને ધાર્મિક હતું તેને સંપૂર્ણપણે નકારવામાં આવ્યું. પરંતુ આ બીજા તબક્કામાંથી ઉદ્‌ભવેલ ત્રીજા તબક્કામાં ગૂઢ આધ્યાત્મિક અનુભવ અને જ્ઞાનને મુક્ત કરીને, એક સત્ય તરીકે સર્વની સમક્ષ મૂકવાનો પ્રયત્ન થયો હતો આ વલણ ધર્મના અંગત અને સાર્વત્રિક સ્વરૂપ વિકસાવ્યાં હતાં આમ તેણે આધ્યાત્મિક તત્ત્વને ધર્મનું માત્ર હાર્દ જ બનાવ્યું નહીં પરંતુ સાથે તેને બધા આરાધના કરનારાઓ માટે પ્રાપ્ય બનાવ્યું જેમ ગૂઢસ્યવાદી સંપ્રદાયને જ્ઞાન અને કાર્યની પોતાની પદ્ધતિ હતી તેમ હવે દરેક ધર્મને પણ જ્ઞાનની પોતાની પદ્ધતિ પોતાનો પંથ અને પોતાની આધ્યાત્મિક તાલીમ મળ્યાં આ બંને વલણોના મિશ્રણને પરિણામે વિવિધ ઉપાસનાપદ્ધતિ, પંથો અને મતાગ્રહો ઉત્પન્ન થયાં[૩૨] આવી રીતે ઉદ્‌ભવેલા વિશ્વના મહાન ધર્મોના હાર્દમાં રહેલ આધ્યાત્મિક સત્યને માનવી જ્યાં સુધી તાજું કરવાનું જારી રાખશે ત્યાં સુધી તે ટકી રહેશે

આ મહાન ધર્મોએ બે સ્વરૂપો વિકસાવ્યાં છે કૅથોલિક અને પ્રોટેસ્ટન્ટ કથોલિકનું વલણ ધર્મના મૂળ નરમ સ્વરૂપને અને તેની અનેકવિધતાને અમુક અંશે જાળવી રાખવાનું છે જ્યારે પ્રોટેસ્ટન્ટનું વલણ સામાન્ય માનવીના તર્ક લાગણી અને નૈતિક સંકલ્પને ઝડપી અસર કરે તેવાં સરળ વર્તન આરાધના અને માન્યતાનો આગ્રહ રાખે છે આ વલણને પરિણામે અતિમાનાનો બુદ્ધિવાદ ઉત્પન્ન થયો તેણે ધર્મમાંથી આધ્યાત્મિક તત્ત્વને દૂર કર્યું અને શુષ્ક એવું બૌદ્ધિક તત્ત્વ જાળવી રાખ્યું પરંતુ આધ્યાત્મિક તત્ત્વ વિનાની બુદ્ધિ તો માત્ર બાહ્ય સ્તરના જ્ઞાન તંત્ર અને

૩૨ L D Pp 773 774

અરવિંદ અનુસાર મુક્તસંકલ્પની શક્તિ, ઉર્ધ્વગમનના આ ઉચ્ચ તબક્કે રહેલી છે૨૪

**આધ્યાત્મિક કક્ષાએ સ્વાતંત્ર્ય** વિશ્વવ્યવસ્થા અને મુક્તસંકલ્પની બાબતો માનસ અને જીવનના સામાન્ય સ્તરે વિરોધી જણાય છે પરંતુ, અતિમાનસીય ચેતનામા તે મૂળભૂત રીતે એક જ છે આનુ કારણ એ છે કે આ બને આતરિક આધ્યાત્મિક સત્યના અવિભાજિત પાસાં છે અને તેથી બન્નેનો નિશ્ચય એક જ છે વળી બન્ને એકબીજામા અતસ્થ છે કારણ કે તાદાત્મ્યમાથી તેની અભિવ્યક્તિ થાય છે આથા તેના કાર્યો સહજ તાદાત્મ્યમા સરખા જ રહે છે જ્ઞાનની આ કક્ષાએ વ્યક્તિના જ્ઞાનનુ સ્વાતંત્ર્ય ભૂન અને અયથાર્થ સંકલ્પને સ્વીકારવાનુ સ્વાતંત્ર્ય નથી કારણ કે, પોતાના જ્ઞાન માટે તેને માનસની જેમ ભૂનની શક્યતાઓમાથી પસાર થવાનુ રહેતુ નથી તેનુ કાર્યનુ સ્વાતંત્ર્ય અજ્ઞાનના અયથાર્થ વલણ કે અયથાર્થ સંકલ્પ ઉપર આધારિત ન હોવાથી મુક્ત છે૨૫

આમ શ્રી અરવિંદનુ મુક્તસંકલ્પ અંગેનુ ઉપરોક્ત દષ્ટિબિંદુ આધ્યાત્મિક ઉચ્ચ કક્ષાએ સંકલ્પનુ સાચુ સ્વાતંત્ર્ય દર્શાવે છે આથી આપણા બાહ્ય સામાન્ય કક્ષાના રોજિંદા કાર્યોમા જો આપણા સાચા આત્મા સાથેના તાદાત્મ્યનો કોઇ અંશ જ ન હોય તો આ સ્વાતંત્ર્ય પ્રમાણભૂત નથી આથી મુક્તસંકલ્પની અસરકારકતા માટે સામાન્ય કાર્યમા પણ આપણુ, ઇશ્વર કે આપણા અંતરાત્મા સાથે, વત્તેઓછે અંશે તાદાત્મ્ય હોવુ અનિવાર્ય છે આવા તાદાત્મ્યની પરિસ્થિતિ અંગે શ્રી અરવિંદે ચૈત્ય-પુરુષ એને જીવાત્મા વિષેના પોતાના મંતવ્યમા સ્પષ્ટતા કરી છે સંકલ્પનુ સાચુ સ્વાતંત્ર્ય પૂર્ણ રીતે દૈવી પરિસ્થિતિમા રહેતુ હોવાથી અતિમાનસની કક્ષામા ઉર્ધ્વગમન આવશ્યક છે આપણી અત્યારની સામાન્ય અને માનસિક એવી માનસીય કક્ષાએ આવુ પૂર્ણ સ્વાતંત્ર્ય હોતુ નથી આમ છતા, માનસિક કક્ષામાથી અતિમાનસીય કક્ષાએ ઉર્ધ્વગમનના કાર્યમા આપણે સચેત સહભાગી બનીએ તો આ સ્વાતંત્ર્યની ઝાખી, આપણા સામાન્ય સ્તરના બાહ્ય અસ્તિત્વમાં પણ થાય છે૨૬

૨૪ Ibid P 824

૨૫ Ibid P 890

૨૬ *The Vision and Work of Sri Aurobindo* P 9J

ધર્મનુ પ્રારંભનુ સ્વરૂપ ધર્મની ઉત્ક્રાંતિ આલેખતા શ્રી અરવિંદ દર્શાવે છે કે ઉત્ક્રાંતિનુ સ્વરૂપ જ એવુ છે કે સૌ પહેલા તે ધીમા વિકાસથી આગળ વધે છે તેનો પ્રારંભ અચેતનમાં થાય છે અને અજ્ઞાન અંધકારો અને અતિજ્ઞાન વિરોધોમાંથી અથડાતા પગને આગળ વધે છે ત્યા મા તે નાની મોટી રચનાઓ વ્યક્ત કરે છે પ્રારંભમા આ રચનાઓ કે સ્વરૂપો કે ઓળખી શકાય તેના વિશિષ્ટતા અને ગુણ અશત કે ઓછી તીનના ધરાવે છે પરંતુ ત્યારબાદ વધુ સ્પષ્ટ થાય છે અંતે આ તબક્કે મૂલગામી પરિવર્તન અને નિશ્ચયાત્મક અભિવ્યક્તિ થાય છે આ જ્યારે ઉર્ધ્વગામી, વિસ્તૃત અને સૂક્ષ્મ બને છે ત્યારે તે સત્યની જે કક્ષાએ પહોચે છે તેને પ્રારંભના સ્વરૂપમા સમજાવી શકાય નહી ધર્મનુ પ્રારંભિક સ્વરૂપ સ્થૂળ અને અપૂર્ણ હતુ આ તબક્કે અજ્ઞાનમય હાનીકર્તા અને આફતરૂપ તત્ત્વો તેમા ભળી જવાને કારણે ભૂલ અને અશુભ ઉત્પન્ન થાય છે માનવમાનસની રૂઢીચુસ્તતા સંકુચિતતા તેના અહંના અસહિષ્ણુતા તથા ભૂલો સાથે અને મર્યાદિત સત્યો સાથે તેનો સબંધ અને માનવીનો ઝનૂની, હિંસાત્મક અને દમનકારી એવી પોતાની અભિવ્યકિત કરતો જૈવીય અંશ— આ બધા સહેનાઠથી ધાર્મિક ક્ષેત્ર ઉપર હુમલો કરે છે અને તેના વિકાસને અવરોધે છે ધર્મને નામે અનેક ગંભીર ગુનાઓનો આશ્રય લેવામા આવ્યો છે અને દોષો તથા અસત્યોને ચલાવી લેવામા આવ્યા છે[૨૭] આ અશુભનુ મૂળ સાચા ધર્મમા નથી તે માનવીના નિમ્નભૌતિક અંશમા છે આમ ધર્મને દેવળ સાથે, સંપ્રદાય સાથે કે પંથ સાથે એક ગણવાનુ માનવીનુ અજ્ઞાનમય વલણ એટલુ તીવ્ર છે કે પ્રાચીન સહિષ્ણુ એવા નાસ્તિકવાદે (પેગનવાદ) પણ ધર્મ અને નૈતિકતાને નામે સોક્રેટિસનો હ્રાસ કર્યો હતો, મૂળભૂત રીતે સહિષ્ણુ અને આધ્યાત્મિક ઉદારતા ધરાવતા હિંદુ ધર્મમા પણ સાંપ્રદાયિક અસહિષ્ણુતા જોવા મળે છે[૨૮]

ધર્મનુ પ્રારંભનુ સ્વરૂપ જીવવાનુ પ્રતીક નિશાનુ, જાદુનુ પ્રાણી ઉપાસનાનુ કે વડેમી સત્તાઓનુ હતુ અને પછીની પ્રકૃતિની ઉપાસનાના સ્વરૂપનુ હતુ એમ ગણવામા આવે છે શ્રી અરવિંદ કહે છે કે આ શક્ય

૨૭ L D P 768

૨૮ The Human Cycle P 235

છે પરંતુ, આ માન્યતાઓ અને ક્રિયાઓ પાછળ નિમ્ન કક્ષાનું છતાં અસરકારક એવુ સત્ય રહેલુ હોય એ સંભવિત છે. આ સત્ય આપણે ઉચ્ચતર વિકાસમાં ગુમાવ્યું હોય તેમ પણ બને.[૨૯] આથી ધર્મના આ પ્રારંભિક સ્વરૂપો ધર્મના સત્યને અસત્ય ઠરાવતાં નથી. શ્રી અરવિંદ કહે છે કે માનવીના સર્વ પ્રયત્નોનો ઈતિહાસ આવો વૈવિધ્યભર્યો છે આથી જો તેને ધર્મની આવશ્યકતા અને સત્યની વિરૂદ્ધ ગણીએ તો તે માનવીના દરેક પ્રયત્નની આવશ્યકતા અને સત્યની વિરુદ્ધ ગણાશે. આ ઉપરાંત તે માનવીના કાર્યો, આદર્શો, વિચારણા, કલા અને વિજ્ઞાનની પણ વિરૂદ્ધ ગણાશે[૩૦]

સાચો ધર્મ અને કટ્ટર ધાર્મિકતા. શ્રી અરવિંદ ધર્મના સાચા અને ખોટા એવા બે પાસા દર્શાવે છે: સાચો ધર્મ અને કટ્ટર ધાર્મિકતા- જે આત્મામા રહેવા પ્રયત્ન કરે છે તે આધ્યાત્મિક ધર્મ સાચો ધર્મ છ. તે માનવીના બૌદ્ધિક, સૌંદર્યાત્મક, નૈતિક અને વ્યવહારુ પાસાથી પર છે અને આ બધાનુ આત્માના ઉચ્ચ પ્રકાશ અને નિયમ દ્વારા સંચાલન કરે છે. આથી વિરૂદ્ધ કટ્ટર ધાર્મિકતા નિમ્નઅંગોની સંકુચિત ધર્મનિષ્ઠામા સપડાય છે-અથવા તો બૌદ્ધિક મતાગ્રહો, સ્વરૂપો અને જડ એવા નૈતિક નિયમોને કે ધાર્મિક–રાજકીય કે ધાર્મિક–સામાજિક પદ્ધતિને અલગ મહત્વ આપે છે. આનુ પણ મહત્વ દર્શાવતા શ્રી અરવિંદ કહે છે કે આ બધી બાબતો બિનજરૂરી કે અવગણવાયોગ્ય નથી માનવીને આ સ્વરૂપો, ક્રિયાકાંડો અને પદ્ધતિની સહાયની આવશ્યકતા રહે છે કારણ કે, પૂર્ણ રીતે આધ્યાત્મિક બનાવતા પહેલા, નિમ્નઅંશોને ઉંચે લાવવાના રહે છે. આથી વિચારક્રિયા કરતા તાર્કિક માનસ માટે બૌદ્ધિક સમીકરણની, નિમ્નબૌદ્ધિક અંશો માટે ક્રિયાકાંડની અને જૈવીય અંશો માટે નૈતિક નિયમોની પદ્ધતિની આવશ્યકતા રહે છે. આમ છતા આ બધી બાબતો સાધનો છે, સત્વ નથી. તેના ઉપયોગમાં સહિષ્ણુતા અને મુક્ત વૈવિધ્યના નિયમનું સૌ પહેલું પાલન થવુ જોઇએ. સૌથી મહત્વની બાબત તો ધર્મનુ આધ્યાત્મિક સત્વ છે.[૩૧]

---

૨૯ L D P 772

૩૦ Ibid P. 768

૩૧ The Human Cycle Pp 237-238

**ધર્મના વિકાસના તબક્કા :** જ્યારે વિવિધ વલણો વધુ સ્પષ્ટ અને એકબીજાથી ભિન્ન બન્યાં ત્યારે પ્રારંભિક નિમ્નબૌદ્ધિક તબક્કામાંથી બૌદ્ધિક તબક્કાનો ઉદ્ભવ થયો. પ્રારંભના સુસંસ્કૃત લોકોનો આ વધુ વિકસિત પ્રકારનો ધર્મ, રાષ્ટ્રીય કે જાતિગત ધર્મ હતો અને તે અનેક-દેવવાદી માન્યતા અને આરાધના, વિશ્વ અંગેનો સિદ્ધાંત, પુરાણકથાઓ, જટિલ ક્રિયાકાંડો અને નૈતિક ફરજોનો બનેલો હતો. કેટલીકવાર તે સામાજિક પદ્ધતિ સાથે ગાઢ રીતે વણાયેલો હતો. જેમ જેમ બૌદ્ધિક વિકાસ થતો ગયો તેમ તેમ ધાર્મિક પંથો, ક્રિયાકાંડો અને સંસ્થાઓનું મહત્ત્વ વધતું ગયું અને બીજું બધું ગૌણ ગણાવા લાગ્યું. આ વલણનું પરિણામ, જે બધું ગહન, અતિભૌતિક અને ધાર્મિક હતું તેને સંપૂર્ણપણે નકારવામાં, આવ્યું. પરંતુ આ બીજા તબક્કામાંથી ઉદ્ભવેલ ત્રીજા તબક્કામાં ગૂઢ આધ્યાત્મિક અનુભવ અને જ્ઞાનને મુકત કરીને, એક સત્ય તરીકે સર્વની સમક્ષ મૂકવાનો પ્રયત્ન થયો હતો. આ વલણે ધર્મના અંગત અને સાર્વત્રિક સ્વરૂપ વિકસાવ્યાં હતાં. આમ તેણે આધ્યાત્મિક તત્ત્વને ધર્મનું માત્ર હાર્દ જ બનાવ્યું નહીં પરંતુ, સાથે તેને બધા આરાધના કરનારાઓ માટે પ્રાપ્ય બનાવ્યું. જેમ રહસ્યવાદી સંપ્રદાયને જ્ઞાન અને કાર્યની પોતાની પદ્ધતિ હતી તેમ હવે દરેક ધર્મને પણ જ્ઞાનની પોતાની પદ્ધતિ, પોતાનો પંથ અને પોતાની આધ્યાત્મિક તાલીમ મળ્યાં. આ બંને વલણોના મિશ્રણને પરિણામે વિવિધ ઉપાસનાપદ્ધતિ, પંથો અને મતાગ્રહો ઉત્પન્ન થયાં.[૩૨] આવી રીતે ઉદ્ભવેલા વિશ્વના મહાન ધર્મોના હાર્દમાં રહેલ આધ્યાત્મિક સત્યને માનવી જ્યાં સુધી તાજું કરવાનું જારી રાખશે ત્યા સુધી તે ટકી રહેશે.

આ મહાન ધર્મોએ બે સ્વરૂપો વિકસાવ્યાં છે : કેથોલિક અને પ્રોટેસ્ટન્ટ. કથોલિકનું વલણ ધર્મના મૂળ નરમ સ્વરૂપને અને તેની અનેક-વિધતાને અમુક અંશે જાળવી રાખવાનું છે; જ્યારે પ્રોટેસ્ટન્ટનું વલણ સામાન્ય માનવીના તર્ક લાગણી અને નૈતિક સંકલ્પને ઝડપી અસર કરે તેવાં સરળ વર્તન, આરાધના અને માન્યતાનો આગ્રહ રાખે છે. આ વલણને પરિણામે અતિમાત્રાનો બુદ્ધિવાદ ઉત્પન્ન થયો. તેણે ધર્મમાંથી આધ્યાત્મિક તત્ત્વને દૂર કર્યું અને શુષ્ક એવું બૌદ્ધિક તત્ત્વ જાળવી રાખ્યું. પરંતુ આધ્યાત્મિક તત્ત્વ વિનાની બુદ્ધિ તો માત્ર બાહ્ય સ્તરનાં જ્ઞાન, તંત્ર અને

૩૨. L. D. Pp. 773–774

કાર્યક્ષમતા આપે છે અને અંતે પ્રાણના ગહન ઝરાને શોષી લે છે. આથી તેનામાં નવું જીવન ઉત્પન્ન કરવાની કે જીવનની રક્ષા કરવાની શક્તિ હોતી નથી ૩૩

ધર્મનું કાર્ય અને ધ્યેય : ધર્મ અંગેનું પોતાનું પૂર્ણવાદી દૃષ્ટિબિંદુ નિરૂપતાં શ્રી અરવિંદ કહે છે કે જે ધર્મ પોતે ધર્મોનો સમન્વય હોય અને દરેક માનવીને તેના આંતરિક અનુભવની શકયતા પૂરી પાડતો હોય તે ધર્મ વિશ્વપ્રકૃતિના હેતુ સાથે સુમેળ ધરાવે છે આવો ધર્મ આધ્યાત્મિક વિકાસ માટે સમૃદ્ધ સ્થાન તથા આત્માની તાલીમ અને આત્મ-સાક્ષાત્કાર માટે વૈવિધ્યમય વિશાળ શાળા બને ધર્મે ગમે તે ભૂલો કરી હોય પરંતુ તેની મહાન અને અનિવાર્ય ઉપયોગિતા તથા સેવા પણ છે માર્ગદર્શનના વૃદ્ધિ પામતા પ્રકાશ દ્વારા આપણા આત્મ-જ્ઞાનના પંથને અજવાળીને ધર્મ આ ઉપયોગિતા અને સેવા સિદ્ધ કરી શકે છે[૩૪] આમ વિવિધ ધર્મો વચ્ચેનો સુમેળ આવશ્યક છે પરંતુ તેથી વિવિધતા નિર્મૂળ થવી જોઈએ નહીં કારણ કે એકત્વમાં વિવિધતા એ તો વિશ્વપ્રકૃતિમાં આત્માની અભિવ્યક્તિનો નિયમ છે ધર્મનું સાચું કાર્ય આધ્યાત્મિક ચેતનના આગમન માટે માનવીના શરીર અને માનસને તૈયાર કરવાનું છે તેનું અંતિમ ધ્યેય, તેની અંતિમ સિદ્ધિ અને સર્વોચ્ચ શિખર આધ્યાત્મિક અનુભવ છે[૩૫] મૂલ્યોના ક્રમમાં નૈતિકતા કરતા ધર્મ વધુ ઊંચે છે પરંતુ, તે સંપૂર્ણ આધ્યાત્મિકતાની કક્ષાએ પહોંચી શકતો નથી આથી ધર્મ માનસ અને આત્મા વચ્ચેનું આવશ્યક સોપાન હોવા છતાં તેની શ્રદ્ધાને ચેતનવંતો સાક્ષાત્કાર બનાવવા માટે યોગ અનિવાર્ય છે આથી શ્રી અરવિંદ કહે છે કે જો આપણામાં બુદ્ધ, ઈસુ કે કૃષ્ણની રચના અને અભિવ્યક્તિ ન કરી શકીએ તો બુદ્ધ, ઈસુ કે કૃષ્ણની બાહ્ય આરાધના પર્યાપ્ત નથી ૩૬।

## સંદર્ભગ્રંથો

૧ Satprem - Sri Aurobindo OR The Adventure of Consciousness (1968) : Sri Aurobindo Ashram

૩૩ Ibid P 770

૩૪ Ibid P 777

૩૫ Ibid P 765

૩૬ The Synthesis of Yoga P 57

२. Sri Aurobindo : The Life Divine (1965) : India Library Society, N Y.

३ Sri Aurobindo : The Synthesis of Yoga (1965) ; Sri Aurobindo Ashram.

४. Sri Aurobindo : The Human Cycle (Combined Vol. 1962) : Sri Aurobindo Ashram.

५. Ashok Kumar : A Comparative Study of The Concept of Liberation in Indian Philosophy (1967) : Girdharlal Keshavdas, Burhanpur.

६. Maitra : An Introduction To The Philosophy of Sri Aurobindo (1965) : Sri Aurobindo Ashram.

७ Srivastava : Samkara and Bradley (1968) : Motilal Banarasidas.

८. Srinivasan : The Existentialist Concepts and The Hindu Philosophical Systems (1967) : Udayan Publications Allahabad.

९. Sethna : The Vision and Work of Sri Aurobindo (1968) : Sri Aurobindo Ashram.

પ્રકરણ : ૯

# વિશ્વસર્જનની સમસ્યા

વ્યક્તિનુ સાચુ સ્વરૂપ અને વિકાસ તથા તેની સાથે સંકળાયેલ મનોવિજ્ઞાન અને નીતિશાસ્ત્રના પ્રશ્નોની સમજૂતીમા શ્રી અરવિંદે ઉત્ક્રાંતિવાદી ખ્યાલ લીધો છે આ ખ્યાલ અનુસાર આત્માના, ભૌતિકતત્ત્વમાં અવતરણને પરિણામે, અચેતનના તળકામાંથી આત્મિક વિકાસ થાય છે. તેમના આવા વિશ્વદષ્ટિબિંદુમાં સર્જન અંગે ઉપસ્થિત થતા પ્રશ્નોનો પણ સંતોષપ્રદ ઉકેલ સાપડે છે તેમના પૂર્ણવાદી દષ્ટિબિંદુમાં અનુભવના અને ચેતનાના બધા પ્રદેશોની સ્પષ્ટતા, તેઓ આવશ્યક ગણે છે[૧]

## વિશ્વદષ્ટિબિંદુ અને સમસ્યા

મોટાભાગના તત્ત્વજ્ઞાનીઓ વિશ્વદષ્ટિબિંદુની શક્યતા સ્વીકારે છે અને માને છે કે જે તત્ત્વજ્ઞાનની પદ્ધતિ આને અવગણે છે તે વિશ્વની હકીકતો અને સમસ્યાઓને જ અવગણે છે. સામાન્યત તત્ત્વજ્ઞાન જ્ઞાનવાદી છે; અજ્ઞાનવાદી કે અજ્ઞેયવાદી નથી આમ છતા વિશ્વદષ્ટિબિંદુની શક્યતા નકારતી પદ્ધતિઓ પણ છે આ છે સંશયવાદ, સંશયવાદી અસ્તિત્વવાદ અને પ્રત્યક્ષવાદ. આવુ વલણ તેમને માટે સ્વાભાવિક છે કારણ કે સંશયવાદ જ્ઞાનની શકયતાને જ નકારે છે સોરેન કિર્કેગાર્ડ અને તેના સમકાલીન અનુયાયીઓ અનુસાર માનવીના અસ્તિત્વ અને પરિસ્થિતિનુ સ્વરૂપ એવું છે કે વિશ્વદષ્ટિબિંદુમાં તેનો સમાવેશ થઈ શકે નહી • પ્રત્યક્ષવાદ સત્તા અંગેના જ્ઞાનની અશકયતા દર્શાવી, વિશ્વદષ્ટિબિંદુને નકારે છે રૂડોલ્ફ કાર્નેપ અનુસાર તો વાસ્તવવાદ અને સ્વ અસ્તિત્વવાદ વચ્ચે પણ આપણે ભેદ દર્શાવી શકીએ નહી

પરંતુ વિશ્વદષ્ટિબિંદુનુ મહત્ત્વ દર્શાવતા ડૉ આલ્બર્ટ શ્વાઈત્ઝર કહે છે કે, સમગ્ર માનવ-પ્રગતિનો આધાર તેના વિશ્વ અંગેના સિદ્ધાંતની પ્રગતિ ઉપર છે, અને તેની અધોગતિ આ સિદ્ધાંતની અધોગતિ ઉપર આધાર રાખે

૧ L D P 581

છે.[૨] આથી પ્રગતિશીલ વિશ્વદષ્ટિબિંદુ જીવનના ઉચ્ચ મૂલ્યોની પ્રાપ્તિ માટેનું પ્રેરક હોવું ઘટે. તેમાં ભૌતિક જીવનને સ્વીકારીને ઉર્ધ્વગમનની અભિલાષાઓ સાકાર થવી જોઈએ. માત્ર ભૌતિક પ્રગતિ અસમતુલિત પ્રગતિ છે અને યોગ્ય વિશ્વદષ્ટિબિંદુ વિના તે માનવજાતને કલ્યાણકારી બની શકતી નથી. માનવીના જીવનને વધુને વધુ સત્ત્વશીલ બનાવે તેવું વિશ્વદષ્ટિબિંદુ યુગની તાસીરને અનુરૂપ નવાં મૂલ્યો સર્જતું અને સરહદોને વિસ્તૃત કરતું હોવું જોઈએ. પરંતુ વિશ્વદષ્ટિબિંદુની સંતોષપ્રદ અને પ્રગતિશીલ રચનાનો આધાર વિશ્વસર્જન અને તેના સ્વરૂપ અંગેના પ્રશ્નોની તથા વૈવિધ્યમય અને વિરોધાભાસી એવા માનવઅનુભવની સમજૂતી ઉપર છે. એક અને અનેક, ચલ અને અચલ, એકતા અને વિવિધતા આપણા અનુભવની હકીકતો છે. પરંતુ તેના આંતરસંબંધોના અર્થઘટન ઉપર વિશ્વદષ્ટિબિંદુનું સ્વરૂપ અવલંબે છે. માનવઅનુભવના સંદર્ભમાં વિશ્વ અંગેની આ સમસ્યા નીચેના પ્રશ્નોમા મૂકી શકાય :

૧. વિશ્વ સત્ય છે કે નહીં? જો સત્ય ન હોય તો શું છે?

૨. વિશ્વ એક જ સત્તા છે, બે છે કે અનેક છે? જો તે બે કે અનેક હોય તો તેમની વચ્ચે શો સંબંધ છે અને એકતા તથા વ્યવસ્થા શું છે? જો સત્તા એક જ હોય તો વિવિધતા અને અનેકતા શુ છે? જો સત્તા એક અને અનેક બન્ને હોય તો તે કેવી રીતે છે અને આ બન્ને પાસાં વચ્ચેનો સંબંધ શું છે?

૩. જો સત્તા એક જ હોય અને અનેકતા તેની જ અભિવ્યક્તિ હોય તો એક, અનેક શા માટે અને ક્યારે બને છે?

૪. આ સત્તા સ્થાયી છે કે પરિવર્તનશીલ પ્રક્રિયા છે? બન્ને વચ્ચે શું સંબંધ છે?

૫. વિશ્વ સર્જન છે કે અભિવ્યક્તિ છે? વિશ્વ શેનું બનેલું છે? તેનો સર્જક કોણ છે?

૬. વિશ્વમાં સ્થળ-કાળનું સત્ય શું છે?

૭. સર્જનની પ્રક્રિયા કેવી રીતે થાય છે?

---

૨. Quoted in 'The Integral Philosophy of Sri Aurobindo' P.18

વિશ્વ અને તેના સર્જન અંગેના ઉપરોક્ત મહત્ત્વના પ્રશ્નોનું નિરાકરણ આપતી કેટલાક તાત્ત્વિક પદ્ધતિઓની નોંધ અત્રે આવશ્યક છે

વિશ્વ અંગેના વિવિધ મંતવ્યો

**માયાવાદી મંતવ્ય અને શ્રી અરવિંદનું મંતવ્ય :** ભારતીય વિચારધારામાં વિશ્વ-નિષેધના તત્ત્વજ્ઞાનની સબળ રચના અને તેના મૂલ્યનું મહત્ત્વ બુદ્ધ અને શંકરાચાર્ય જેવા મહાન ચિંતકોએ દર્શાવ્યું છે બીજા કેટલાક ચિંતકોએ, વત્તેઓછે અંશે સફળતાપૂર્વક, આ દૃષ્ટિબિંદુઓની અપૂર્ણતા અને અયથાર્થતા દર્શાવવા પ્રયત્ન કર્યો છે પરંતુ, આ બન્નેની તાત્ત્વિક પદ્ધતિ સામે તે બહુ અસરકારક બની શક્યા નથી આથી વૈશ્વિક સત્તના નિષેધના માયાવાદી સિદ્ધાંત સામે યોગ્ય અને અસરકારક સિદ્ધાંતની રચના આવશ્યક છે શ્રી અરવિંદનો પ્રયાસ આવો સિદ્ધાંત રચવાનો છે તેઓ કહે છે કે માયાવાદી મંતવ્ય અને પોતાનું મંતવ્ય એક જ સત્તાનો ખ્યાલ સ્વીકારે છે આમ છતાં માયાવાદી વિચારધારા વૈશ્વિક ભ્રમને સ્વીકારવા તરફ વળે છે, જ્યારે પોતાની વિચારધારા વૈશ્વિક વાસ્તવવાદ તરફ વળે છે આથી માયાવાદી મંતવ્ય પારગામી સત્તા ઉપર આધારિત અસત્ય કે સત્યાભાસ્ય વિશ્વનો ખ્યાલ લે છે, જ્યારે પોતે એનીસાથે વૈશ્વિક, પારગામી અને પૂર્ણ સત્તાના આધારે રહેલ સત્ય એવા વિશ્વનો ખ્યાલ લે છે[૩] ઋગ્વેદમાં પણ જ્ઞાન-અજ્ઞાન વચ્ચે દ્વૈત દર્શાવવામાં આવ્યું નથી અને વિશ્વના સત્યનો ઇન્કાર કરવામાં આવ્યો નથી અચેતન તદ્દન અજ્ઞાન નથી કારણ કે, વેદ અનુસાર અચેતનરૂપી સમુદ્રમાથી વિશ્વ ઉત્પન્ન થયુ છે માયાવાદી પદ્ધતિઓ જ્ઞાન-અજ્ઞાન વચ્ચે તીવ્ર ભેદ પાડે છે અને પરિણામે 'એક'ના જ્ઞાનને જ વિદ્યા અને અનેકના જ્ઞાનને અવિદ્યા કહે છે[૪] આથી શ્રી અરવિંદ વેદના મૂળ દૃષ્ટિબિંદુને સ્વીકારે છે

**માયાના સિદ્ધાંતની અયથાર્થ ભૂમિકા :** શંકરાચાર્યનો માયાનો સિદ્ધાંત તેમના અધ્યાસ કે વિભ્રમના ખ્યાલ ઉપર આધારિત છે આ ભૂમિકાની અયથાર્થતા વિગતથી દર્શાવતા શ્રી અરવિંદ કહે છે કે વિભ્રમો બે પ્રકારના છે માનસિક અને દૃષ્ટિજન્ય કે ઇન્દ્રિયજન્ય જ્યારે આપણે

---

૩ L D P 374

૪ *Ibid* P 440

જે વસ્તુ હાજર ન હોય તેની પ્રતિમાને દેખીએ ત્યારે તે ઈન્દ્રિયોની ભૂલભરેલી રચના છે. જ્યારે આપણે માનસની કે કલ્પનાની આત્મલક્ષી રચનાને પરલક્ષી બાબત ગણીએ ત્યારે માનસિક ભ્રમ ઉત્પન્ન થાય છે. પહેલા પ્રકારના વિભ્રમનું દૃષ્ટાંત મૃગજળ છે; જ્યારે બીજા પ્રકારના વિભ્રમનું સુપ્રસિદ્ધ દૃષ્ટાંત દોરડામા સાપને જોવાનુ છે. આ સામાન્ય વિભ્રમોને તાત્વિક સિદ્ધાંતમાં જેને અધ્યારોપ કહે છે તેનાં દૃષ્ટાંતો તરીકે ઘટાવીને, વિશ્વ-સત્તની અયથાર્થતા સાબિત કરવાનો પ્રયાસ કરવામાં આવે છે. આ મુજબ, સત્તા ઉપર અસત્ય રચનાઓનું આરોપણું થાય છે. દા. ત, રણની હવામાં મૃગજળનું કે પ્રત્યક્ષ દોરડામા ગેરહાજર સાપનું આરોપણ થાય છે. આવી જ રીતે, માયાવાદી સિદ્ધાંત અનુસાર વિશ્વ ભ્રમ છે. તેમાં બ્રહ્મની સનાતન એકમાત્ર સત્તા ઉપર અનસ્તિત્વ અને અસત્ય એવી રચનાઓનું આરોપણ થાય છે. પરંતુ શ્રી અરવિંદ દર્શાવે છે કે અહીં જેનું આરોપણ થાય છે તે પ્રતિમા કોઈક અસ્તિત્વ ધરાવનાર સત્ય બાબતની હોય છે, પછી ભલે તે ત્યા હાજર ન હોય. આમ મૃગજળના જળનુ કે સાપનું સાચુ અસ્તિત્વ છે, નહીતર તેની ખોટી પ્રતિમા માનસને સાચી હોવાનો આભાસ થાય નહી. અહી જે ભુલ થાય છે તે સાદૃશ્યને કારણે થાય છે. જો વિશ્વમાં દોરડુ અને સાપ બન્નેનું અસ્તિત્વ જ ન હોય અને દેખાય તો જ માયાવાદી સિદ્ધાત અનુસારની ઉપમા સાર્થક બને.

આમ વિભ્રમની તદ્દન ભિન્ન એવી બે પ્રકારની ઉપમાઓ એકબીજાને સમજાવી શકવા કામયાબ બનતા નથી શ્રી અરવિંદ કહે છે કે બધી માનસિક ભૂલો અને ભ્રમો અજ્ઞાનનુ પરિણામ છે અને તેમા પોતાની સંવેદનસામગ્રીનો અયથાર્થ સમન્વય છે પરંતુ વૈશ્વિક ભ્રમને તો કોઈ વાસ્તવિક ભૂમિકા જ નથી. આપણે જો બ્રહ્મને નામ, રૂપ અને સંબંધોથી રહિત અને વિશ્વને નામ, રૂપ અને સંબંધોયુક્ત એવી એકબીજા ઉપર આરોપિત સત્તાઓ ગણીએ તો માનસિક ભ્રમોની ઉપમાનું, વૈશ્વિક ભ્રમની પરિસ્થિતિમા, ઉપયોજન કરી શકાય. વળી આ બન્ને સાચા હોય તો તેની વચ્ચેની માનસિક ભૂલને કારણે વૈશ્વિક ભ્રમ સર્જાય નહી, તે સત્તાનુ માત્ર અયથાર્થ પ્રત્યક્ષીકરણ હોઈ શકે પરંતુ માયાવાદી સિદ્ધાત અનુસાર તો સ્વરૂપવિહીન અને વસ્તુવિહીન તદ્દન ખાલી એવા એકમાત્ર બ્રહ્મ ઉપર અસ્તિત્વ ન ધરાવતી વસ્તુઓનું આરોપણ થાય છે. આથી વિભ્રમની ઉપમા અહીં ઉપયોગી નથી[૫]

૫. Ibid Pp 386–387

## નિદ્રા અને જાગ્રત અવસ્થાઓનું માયાવાદી અર્થઘટન

જેમ અધ્યાસનો ખ્યાલ વિભ્રમોના અયથાર્થ અર્થઘટન અને ઉપયોજનનુ પરિણામ છે તેમ માયાનો સિદ્ધાંત પણ જાગ્રત અને સ્વપ્નની સ્થિતિઓનુ અયથાર્થ અર્થઘટન અને ઉપયોજનનુ પરિણામ છે માયાવાદી સિદ્ધાંત અનુસાર વ્યક્તિ નિદ્રામા હોય ત્યાં સુધી સ્વપ્ન સાચુ લાગે છે પણ જાગૃત થતાં તે અસત્ય જણાય છે આવી જ રીત વિશ્વનો આપણો અનુભવ સાચો લાગે છે પરંતુ, જ્યારે આપણે તેમાંથી અલગ થઈએ ત્યારે તે અસત્ય જણાય છે આ મતની અયથાર્થતા સમજાવતા શ્રી અરવિંદ કહે છે કે જ્યારે આપણે ચેતનાની નિદ્રાની સ્થિતિમાંથી જાગ્રત સ્થિતિમાં પ્રવેશીએ છીએ ત્યારે સ્વપ્નાવસ્થા બંધ થાય છે તે સાચુ છે, પરંતુ આ કારણે જ તેને ભ્રમ ગણી શકાય નહી ચેતનાની દરેક સ્થિતિને પોતાનુ સત્ય હોય છે. એક સ્થિતિ વિલીન થાય અને તેના વસ્તુનુ વિસ્મરણ થાય અથવા તો તેનુ સ્મરણ રહે તોયે સામાન્ય જાગ્રત સ્થિતિમા તેની સ્મૃતિ ભ્રમ લાગે તેમ બની શકે છે. પરંતુ આથી આપણે અત્યારે જે જાગૃત સ્થિતિમાં છીએ તે જ સાચી અને બીજી અસત્ય છે તેમ ગણી શકાય નહી આત્મા ચેતનાના ઉચ્ચ સ્તરે પહોંચે ત્યારે તેને પૃથ્વીના સંયોગો અસત્ય લાગે તેથી આ સંયોગોની અસત્યતા પુરવાર થતી નથી આવી જ રીતે જ્યારે આપણે નિર્વાણમાં કે આધ્યાત્મિક શાંતિમાં પહોંચીએ ત્યારે વિશ્વ અસત્ય લાગે તેથી વિશ્વ ભ્રમ છે તેમ પુરવાર થતુ નથી આથી તો માત્ર એટલુ જ સ્થાપિત થાય છે કે, વિશ્વમા રહેલી ચેતના માટે વિશ્વ સત્ય છે અને નિર્વાણમા વિલીન ચેતના માટે અનભિસંધિત કે અબાધિત અસ્તિત્વ સત્ય છે [૬] ।

માયાવાદી મતવ્યમાં જેમ નિદ્રાના અનુભવો અને જાગ્રત જીવનના અનુભવોને સ્વરૂપ, યથાર્થતા અને કક્ષામા ભિન્ન લઈને નિદ્રાના અનુભવોને ભ્રમ ગણવામા આવે છે તેમ આધ્યાત્મિક અસ્તિત્વના સંદર્ભમા આપણા જાગ્રત જીવનને ક્ષણિક, આંતરિક રીતે અસંગત અને અર્થહીન ગણવામા આવે છે પરંતુ શ્રી અરવિંદ કહે છે કે જીવનની અર્થમયતાનો અભાવ આપણી સમજણના અભાવ કે અધૂરાશને કારણે છે આપણે સાચી અંતર્દૃષ્ટિથી જોઈએ તો જણાશે કે જીવનનુ સ્વરૂપ અસંગત નથી પરંતુ, આપણુ

૬ Ibid P 378

જ્ઞાન અને આપણી દષ્ટિ સુસંગત નથી. નિદ્રામાં પણ પૂર્ણ સચેત રહીને સ્વપ્ન–અનુભવના વિશાળ વિસ્તારને શરૂથી અંત સુધી જાણી શકાય છે. ધારણશક્તિ વિકસાવવાથી સ્વપ્નની એક સ્થિતિમાંથી બીજી સ્થિતિમા જઈ ને, સમગ્રને, આપણી સમક્ષ ઉપસ્થિત કરી શકાય છે. આમ સ્વપ્નને માત્ર અસત્ય બાબતોની અસત્ય રચના ગણી શકાય નહીં. આથી વૈશ્વિક ભ્રમના સિદ્ધાંતના સમર્થન માટેના દષ્ટાંત તરીકે આ સાદશ્ય તર્ક નભી શકે તેમ નથી.

**સ્વપ્નની માયાવાદી ઉપમાની અયથાર્થતા :** કેટલીકવાર એવી દલીલ કરવામાં આવે છે કે આપણા સ્વપ્નો પોતે સાચા નથી પરંતુ વાસ્તવિકતાની માત્ર નકલ છે. આવી જ રીતે આપણું જાગ્રત અસ્તિત્વ પોતે સત્ય નથી પરંતુ સત્તાની નકલ છે કે સંજ્ઞાત્મક પ્રતિમાઓનો સમૂહ છે. અહીં એ સાચું છે કે આપણે ભૌતિક વિશ્વને આપણી જ્ઞાનેન્દ્રિયોની સંવેદન–પ્રતિમાઓ દ્વારા જાણીએ છીએ. વળી એ પણ સાચું છે કે આપણા અનુભવો અને પ્રવૃત્તિઓ સત્તાની સંજ્ઞાઓ છે. આપણું જીવન આ સંજ્ઞાઓને અભિવ્યક્ત કરવા પ્રયાસ કરે છે તેમા તેને સંપૂર્ણ સફળતા મળી નથી. આમ છતા વિશ્વની વસ્તુઓ વિષેનો પ્રાથમિક પુરાવો ભલે ઈન્દ્રિયજન્ય સંવેદનોની રચના હોય પરંતુ, ચેતનામા સ્વયંસંચાલિત અંતઃસ્ફુરણા સંવેદન–પ્રતિમાઓને મૂળ બાબત સાથે પ્રત્યક્ષ રીતે સંબંધિત કરીને, તેનો નક્કર, પૂર્ણ અને યથાર્થ અનુભવ કરી શકે છે. આમ અહીં સત્તાની માત્ર નકલ જ નહીં પરંતુ સત્તાને નીરખવાનુ બને છે. વસ્તુઓના ઈન્દ્રિયજન્ય પ્રત્યક્ષીકરણના નિયમને સમજતા અને તેનુ ઊંડું અવગાહન કરતા તર્કના ચોકસાઈપૂર્વકના કાર્ય દ્વારા સંવેદનરૂપી નકલની ભૂલોને પણ સુધારી શકાય છે. આથી એમ કહી શકાય કે અંતઃસ્ફુરણા અને તર્કની સહાયથી આપણે સંવેદનરૂપી નકલ દ્વારા વિશ્વનો અનુભવ કરી શકીએ છીએ.[૧] અહીં એ નોંધવું ઘટે કે વિશ્વની આપણી સંવેદનરૂપી નકલ, સત્તાની યોગ્ય શબ્દશઃ રજૂઆત ન હોય અને સંજ્ઞા–પ્રતિમાઓની પદ્ધતિ હોય તોયે તે સત્તાની જ નકલ છે. આથી આપણી સંવેદન–પ્રતિમાઓ ભૂલભરેલી હોય તોયે તે જે છાપ આપવાનો પ્રયાસ કરે છે તે સત્યોની છાપ છે; ભ્રમોની નહીં. પરંતુ માયાવાદી મંતવ્યમાં અનિર્ણિત અને અગુણ એવો કેવળ બ્રહ્મ જ સત્ય છે અને તેની રજૂઆત કે ગેરરજૂઆત સંજ્ઞા–સ્વરૂપની પદ્ધતિમાં થઈ શકે નહીં. આમ સ્વપ્નની ઉપમા વૈશ્વિક ભ્રમને

સમજાવવામા કોઈ રીતે સફળ થતી નથી ૭ શ્રી અરવિંદ કહે છે કે માયાની અનિર્વચનીય શક્તિ દ્વારા સમજાવી ન શકાય તેવી રીતે અભિવ્યક્ત થયેલ અસત્ય વિશ્વ, અને તેનાથી અસર ન પામતા અને તેને અસર ન કરતા બ્રહ્મનો ખ્યાલ, મૂળમાં તો આપણી માનસિક ચેતનાની અશક્તિનો, બ્રહ્મને મર્યાદિત કરતો, અધ્યારોપ છે ૮ પરંતુ બ્રહ્મ સર્વવ્યાપી સત્તા છે, સ્થાયી ભ્રમનું સર્વવ્યાપી કારણ નથી '

**સર્જક અંગેનો માયાવાદી અયથાર્થ ખ્યાલ :** માયાવાદી મંતવ્યનો, વિશ્વના સર્જક અંગેનો ખ્યાલ પણ અયથાર્થ છે. ઈશ્વર પોતાની માયા દ્વારા અસ્થાયી વિશ્વની રચના કરે છે આમ છતાં ઈશ્વર પોતે વ્યાવહારિક સત્ છે અંતિમ સત્ નહીં જેને તે ઉત્પન્ન કરે છે તે સમયન્વિશ્વના સંદર્ભમા જ સત્ય છે. વૈયક્તિક આત્માનું સ્વરૂપ પણ આ ઈશ્વરના સ્વરૂપ જેવુ અસ્પષ્ટ છે જો માયાની પ્રક્રિયા બંધ પડે તો ઈશ્વર, વિશ્વ કે વ્યક્તિનું અસ્તિત્વ રહેતુ નથી પરંતુ માયા અનંત છે અને સમયમા ઈશ્વર તથા વિશ્વ અનંત છે જ્ઞાન દ્વારા મુક્તિ ન થાય ત્યા સુધી માનવી આ માયામા સપડાયેલો રહે છે પરંતુ અહીં એકમાથી અનેકના સર્જનમાં, આ બન્ને વચ્ચેનુ માધ્યમ હોવુ આવશ્યક છે શ્રી અરવિંદ કહે છે કે આ મંતવ્યમા સમન્વયની આવી કડીનો અભાવ છે આ કડી છે સચ્ચિદાનંદ બ્રહ્મ કે અંતિમ સત્ ઈશ્વર, વિશ્વ અને વ્યક્તિ તેના જ સત્યની અભિવ્યક્તિઓ છે આથી વૈયક્તિકતા અને વિશ્વ-સતના બનાવટી ભ્રમનુ નહીં પણ વિશ્વ અને વ્યક્તિના સાચા સ્વરૂપ વિશેના અજ્ઞાનનુ નિવારણ આવશ્યક છે ૧૦

**બહુતત્ત્વવાદી મંતવ્યો**

પ્રાચીન કાળના અનેક્ઝેગોરસની જેમ આધુનિક વ્યવહારવાદી વિલિયમ જેમ્સ અનેકવિધ એવી વિશ્વની બાબતોને સ્વતંત્ર સત્યો ગણે છે જેમ્સ આ વિવિધતાઓને કોઇ એક સતની અભિવ્યક્તિઓ ગણતા નથી

૭ Ibid P 384
૮ Ibid P 569
૯ Ibid P 31
૧૦ Ibid Pp 414-415

જ્યારે અનેકત્રેત્રોરક્ષ તર્કને, આ વિવિધતાઓને એકસૂત્રે બાંધનાર અને સંચાલક તરીકે, ગણે છે.[૧૧]

લાઇબનીઝ અનુસાર વિશ્વ અનેક પ્રકારનાં અગણિત ચિદણુઓનું કે આધ્યાત્મિક એકમોનું બનેલું છે. તેઓ કહે છે કે ભૌતિક, જૈવીય અને માનસિક ચિદણુઓ વચ્ચે સાતત્ય છે કારણ કે, દરેક ચિદણુ કોઈપણ બીજા પ્રકારના ચિદણુ બનવાની સુષુપ્ત શક્તિ ધરાવે છે. અહીં ચિદણુઓ વચ્ચેની જે ભિન્નતા છે તે અભિવ્યક્તિની ભિન્નતા છે. ચિદણુ અવિભાજિત હોવા છતાં ક્રિયાશીલ છે. વળી તેમાં પ્રવૃત્તિ અને નિવૃત્તિ તથા વસ્તુ અને સ્વરૂપનો પણ સમાવેશ થાય છે. આ ચિદણુઓ 'બારી વિનાના' એટલે કે એકબીજાની અસરથી અલિપ્ત છે. પોતાના આ બહુતત્ત્વવાદી ખ્યાલમાં ચિદણુઓ વચ્ચેનો સંબંધ અને ઐકયની પરિસ્થિતિ સમજાવવા લાઈબનીઝ 'પૂર્વ-સ્થાપિત સુમેળ'નો સિદ્ધાંત લે છે. પરંતુ ચિદણુઓ એકબીજાથી સ્વતંત્ર હોવાથી તેમની વચ્ચેનો આ સંબંધ બાહ્ય રીતે લાદેલો હોય તેવો બની રહે છે. ચિદણુઓ વચ્ચેનું સાતત્ય તો જો તેમની વચ્ચેનું તાદાત્મ્ય હોય તો જ સ્થાપિત થઈ શકે. આથી લાઇબનીઝના ખ્યાલનું વિશ્વ કોઈ સંબંધો કે ઐકય વિનાનાં આધ્યાત્મિક રજકણોથી ભરેલી પેટી જેવું બની રહે છે.[૧૨] શ્રી અરવિંદ, આવા આધ્યાત્મિક બહુતત્ત્વવાદને એક ભૂલ ગણે છે કારણ કે, અનેક આત્માઓ અન્યોન્યાશ્રિત અસ્તિત્વ ધરાવે છે, અલગ અસ્તિત્વ નહીં.[૧૩] વળી મૂળભૂત શક્તિ એક છે પરંતુ, તે અગણિત બળોમાં અભિવ્યક્ત થાય છે; મૂળભૂત દ્રવ્ય એક છે પરંતુ, તે અનેક દ્રવ્યો અને વિભિન્ન વસ્તુઓમાં વિકસે છે; માનસ એક છે પરંતુ, તે અનેક માનસિક સ્થિતિઓમાં, રચનાઓમાં, વિચારોમાં અને પ્રત્યક્ષીકરણોમાં વિવિધ રીતે અભિવ્યક્ત થાય છે; જીવન એક છે પણ, જીવનનાં સ્વરૂપો વિભિન્ન અને અગણિત છે; સ્વરૂપમાં માનવતા એક છે પરંતુ, તે વિવિધ પ્રકારના માનવીમાં અભિવ્યક્ત થાય છે. આમ અનેકવિધતાના મૂળમાં એક જ સત્તા રહેલી છે. આત્મા જીવ, જંતુ, પ્રાણી, પક્ષી વગેરે બને છે પરંતુ, આ બધા સ્વરૂપોમાં તે પોતે એક જ છે. આનું કારણ એ છે કે આ અનંત વિવિધતા એકની જ અભિવ્યક્તિ છે. જો આમ ન હોય તો પ્રકૃતિની

૧૧. An Introduction To Philosophy P. 220

૧૨. The Principles of Philosophy P. 106

૧૩. L. D. P. 304

પ્રક્રિયાઓ અને સર્જનને એકસૂત્રે સાંકળનાર કોઇ ન રહેતાં, વિશ્વમાં અંધેર અને અવ્યવસ્થા વ્યાપે અને વિશ્વ તારાજ થઇ જાય.[૧૪]

## દ્વૈતવાદી દષ્ટિબિંદુઓ

**પાશ્ચાત્ય દષ્ટિબિંદુઓ :** પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનમાં દ્વૈતવાદી વાસ્તવવાદમાં માનસિક અને ભૌતિક વિશ્વોને અલગ અને સ્વતંત્ર અસ્તિત્વ ધરાવતાં ગણવામાં આવ્યાં છે તે એક સામાન્ય સમજનું જ દષ્ટિબિંદુ છે. તત્ત્વચિંતક, સત્તાનો ખ્યાલ એકતત્ત્વ કે બહુતત્ત્વ તરીકે લેવા ઈરાદાપૂર્વક ઇચ્છતો હોય તોયે અજાણતા આ દ્વૈતને સ્વીકારે છે. થેલિસ જેવા ગ્રીસના પ્રાચીન ભૌતિક એકતત્ત્વવાદીઓ પાણી, વાયુ કે અગ્નિને વિશ્વનો મૂળભૂત સિદ્ધાંત ગણતા હોવા છતા વિશ્વની વસ્તુઓમાં જીવનની વ્યાપ્તિ કે વૃદ્ધિ અને પરિવર્તનની પ્રક્રિયાનું સંચાલન કરતા કોઈ દૈવી તત્ત્વને પણ સ્વીકારે છે. આમ એમ્પીડોક્લિસે પૃથ્વી, વાયુ, અગ્નિ અને જળ જેવાં ચાર તત્ત્વો સાથે આ તત્ત્વોના સંગઠન અને વિઘટન માટેના બળો તરીકે પ્રેમ અને તિરસ્કારને પણ લીધા છે. એનેક્ઝેગોરસે અણુઓના વિશ્વના અધિષ્ઠાતા અને સંચાલક તરીકે તર્કને લીધો છે રૂપતત્ત્વોના વિશ્વની સત્તાને મહત્ત્વ આપવા છતાં પ્લેટો અને એરિસ્ટોટલ સામાન્યતઃ દ્વૈતવાદમાં સરી પડયાં છે. પ્લેટો કરતા એરિસ્ટોટલમા આ દ્વૈતવાદ વધુ સ્પષ્ટ બને છે કારણ કે, એરિસ્ટોટલ પ્લેટોના અનાત્માના ખ્યાલને ભૌતિકતત્ત્વ તરીકે લે છે. આધુનિક પાશ્ચાત્યતત્ત્વજ્ઞાનમા ડેકાર્ટે દ્વૈતવાદને વધુ સ્પષ્ટ કર્યો છે. તેમના મતે ભૌતિકતત્ત્વ અને માનસ, પ્રકૃતિ અને આત્મા એકબીજાથી સ્વતંત્ર અસ્તિત્વ ધરાવે છે અને બંનેના સ્વરૂપો તદ્દન ભિન્ન અને વિરોધી છે.[૧૫]

**સાંખ્યનું દષ્ટિબિંદુ :** ભારતીય સાખ્યદર્શન અનુસાર અંતિમ સત્તા બે છે : પુરુષ અને પ્રકૃતિ. પુરુષ સચેત, અતિવૈશ્વિક, અચલ, આધ્યાત્મિક બૌદ્ધિક અને પારગામી છે; જ્યારે પ્રકૃતિ અચેતન, વૈશ્વિક, ક્રિયાશીલ, ભૌતિક અને અબૌદ્ધિક છે. આમ આ બન્ને સત્તાઓના સ્વરૂપ એકબીજાથી ભિન્ન છે. સનાતન રીતે અલગ સત્તાઓ વચ્ચેના સંબંધને સ્થાપવામાં સાખ્યદર્શન સફળ થતુ નથી. તેમા આવો સંબંધ બાહ્ય અને કૃત્રિમ બની

૧૪. Ibid P. 308
૧૫. *The Principles of Philosophy Pp. 90–91*

રહે છે. બન્ને વચ્ચેના સંબંધને સમજાવવા માટે સાંખ્ય, લંગડા અને આંધળાના એકબીજાના સહકારનું દષ્ટાંત તથા લોહચુંબક અને લોખંડનું દર્ષ્ટાંત આપે છે. પરંતુ પુરુષ નિષ્ક્રીય હોવાથી અને પ્રકૃતિ અલૌકિક હોવાથી બન્ને વચ્ચે વ્યવહાર થઈ શકે તેવી અહીં પરિસ્થિતિ નથી. બાન્ન દષ્ટાંતમાં બન્ને બાબતો ભૌતિક અને અલૌકિક છે અને તેમની વચ્ચેની ક્રિયા યાંત્રિક છે.

પ્રકૃતિ અને પુરુષના સંયોગથી પ્રકૃતિમાંથી પ્રાણ, જ્ઞાનેન્દ્રિયો, માનસ અને બુદ્ધિ વગેરેની અભિવ્યક્તિ થાય છે. પરંતુ બુદ્ધિ પોતે જ પ્રકૃતિનો અંશ હોવાથી જડ, યાંત્રિક અને અજ્ઞાન બને છે. આત્માને પ્રકાશ ઇન્દ્રિય જન્ય માનસ ઉપર પડતાં તે આત્માની ચેતનાથી સચેત બને છે. પુરુષ, પ્રકૃતિમાંથી પોતાની જાતને પાછી ખેંચી લઈને મુક્ત બને છે અને તેનો સ્વામી બને છે. પ્રકૃતિ ત્રણ સિદ્ધાંતો, રીતો કે ગુણો દ્વારા કાર્ય કરે છે. આ ગુણો આપણામાં, આપણા માનસિક અને શારીરિક દ્રવ્ય અને તેનાં કાર્યોના મૂળભૂત સ્વરૂપો બને છે. આ છે સત્ત્વ, રજસ અને તમસ અને તે અનુક્રમે સમતુલા, પ્રકાશ કે સંવાદનો સિદ્ધાંત; ક્રિયાશીલતાનો સિદ્ધાંત, જડત્વનો સિદ્ધાંત છે. આ ગુણોની સમતુલાનો ભંગ થાય ત્યારે પ્રકૃતિનું કાર્ય શરૂ થાય છે. પુરુષ અનેક છે; જ્યારે પ્રકૃતિ એક છે. વળી દરેક પુરુષ કે આત્મા પ્રકૃતિને ભોગવવામાં કે તેમાંથી મુક્ત થવામા સ્વતંત્ર અને અલગ છે.

સાંખ્યની ઉપરોક્ત દ્વૈતવાદી દષ્ટિબિંદુની નોંધ લેતા શ્રી અરવિંદ કહે છે કે તે આત્મા અને પ્રકૃતિ વિષે સંપૂર્ણ અને મૂળભૂત સત્ય સમજાવતું નથી. હકીકતમા પ્રકૃતિ કે ભૌતિકતત્ત્વ અને પુરુષ કે આત્મા એકબીજાનાં વિરોધી નથી. ભૌતિક વિશ્વમા અચેતન શક્તિ તરીકે અભિવ્યક્ત પ્રકૃતિમાં અંતસ્થ ચેતનાના ઉર્ધ્વગામી વિકાસને પરિણામે પ્રકૃતિ વધુને વધુ સચેત શક્તિ તરીકે વિકસે છે. આત્મા એક છે પરંતુ, તેની અભિવ્યક્તિ અનેક વૈયક્તિક સ્વરૂપોમા થાય છે આપણા અનુભવમા આત્મા અને પ્રકૃતિનું દ્વૈત જણાય છે પરંતુ, તેની એકતાનો અનુભવ પણ યથાર્થ છે. પ્રકૃતિ અને પુરુષ બન્ને અલગ નથી કારણ કે પુરુષની જ તે પ્રકૃતિ છે.[૧૬] આમ સત્ અને તેની ચિત્-શક્તિ, આત્મા અને પ્રકૃતિ મૂળભૂત રીતે બે સત્તાઓ નથી અને પ્રકૃતિ જે કરે છે તે ખરેખર પુરુષ જ કરે છે.[૧૭]

---

૧૬: L. D Pp. 315-317

૧૭. Ibid p. 321

શૂન્યવાદી મંતવ્ય

બૌદ્ધ ધર્મના માધ્યમિક સંપ્રદાયના નાગાર્જુન અનુસાર સંસાર અને નિર્વાણ વચ્ચે કોઈ તફાવત નથી. તેઓ કહે છે કે રોજિંદા જીવનમાં વપરાતા આ પ્રત્યયો વિચારની રચનાઓ છે. આથી તે સ્વ–વિરોધી, સાપેક્ષ, સત્ત્વહીન અને અસત્ય છે. આવા મંતવ્યો, દૃષ્ટિબિંદુઓ અને ખ્યાલો ત્યજવાથી શૂન્યત્વ દ્વારા નિર્વાણ પ્રાપ્ત થાય છે. વિશ્વ અને નિર્વાણના સામાન્ય ખ્યાલોને નાગાર્જુન સ્વપ્ન જેવા ભ્રમો ગણે છે[૧૮] આમ તેમના મતે બ્રહ્મ અને વિશ્વ બન્ને સરખા અસત્યો છે. આ મંતવ્ય અમૂર્ત તર્ક ઉપર આધારિત છે આથી અનુભવના જ્ઞાનની અયથાર્થતા સાબિત થતી નથી સ્વપ્નની ઉપમા સત્યથી કેટલીક વેગળી છે તે તો શ્રી અરવિંદે દર્શાવ્યું છે જ. વળી સંપૂર્ણ શૂન્યમાથી કોઈપણ પ્રકારની–ભ્રમની પણ અભિવ્યક્તિ થઈ શકે નહીં. જો નિરપેક્ષ અનસ્તિત્વ આવું ન હોય તો તે અનભિવ્યક્ત એવી અનંત સુષુપ્ત શકયતા જ હોઈ શકે. આવા અનસ્તિત્વમાંથી, ગમે તે ઉત્પન્ન થઈ શકે અને તે શું હોય તે કહી શકાય નહી. વ્યવહારુ હેતુઓની દૃષ્ટિએ તે સંપૂર્ણ એવી અવ્યવસ્થાનુ બીજ છે અને તેમાથી સુખદ કે દુઃખદ અકસ્માતથી વિશ્વની અભિવ્યક્તિ થઈ છે તેમ ગણાય. પરંતુ આવા વિશ્વનુ મૂળ પૂર્ણ ચેતના અને પૂર્ણ જ્ઞાન હોઈ શકે નહી, તે પૂર્ણ અચેતન અને પૂર્ણ અજ્ઞાન જ હોઈ શકે. અહી વસ્તુઓના મૂળ અંગેના બધા અભિપ્રાયો સરખા સાચા કે સરખા ખોટા હોઈ શકે છે કારણ કે, અહીં પ્રારંભ જેવું કે પ્રક્રિયાનું ધ્યેય જેવુ કશુ નથી શ્રી અરવિંદ કહે છે કે આવુ શૂન્યવાદી વલણ જ્ઞાન પ્રાપ્ત કરવાના તત્ત્વજ્ઞાનના સમગ્ર ધ્યેયને જ નકારે છે.[૧૯] વધુમા તેઓ કહે છે કે શૂન્ય–બ્રહ્મ બ્રહ્મ જ નથી. શૂન્યનો આપણો ખ્યાલ તેને સમજવાની આપણી માનસિક અજ્ઞાનતાનુ પ્રત્યયાત્મક પ્રતીક છે. હકીકતમાં વિશ્વ બ્રહ્મની જ અભિવ્યક્તિ છે અને તેથી તે સત્ય છે.[૨૦] ઉપનિષદની વિચારધારા શૂન્યમા આત્મવિલીનતાને બદલે પોતાના આત્માની શોધનો ઉપદેશ આપે છે અહીં બ્રહ્મ અને તેની વૈવિધ્યમય પ્રક્રિયાઓ બન્ને સત્ય છે.[૨૧]

૧૮ A Comparative Study of The Concept of Liberation In Indian Philosophy P. 75

૧૯ L. D Pp 507-508

૨૦ Ibid P 569

૨૧. Ibid P. 596

## યંત્રવાદી દૃષ્ટિબિંદુ

વિશ્વના યંત્રવાદી ખ્યાલ અનુસાર સમગ્ર વિશ્વ અને તેના પ્રાણ અને માનસ સહિતના અંશો યંત્ર જેવા છે અહી દરેક પ્રક્રિયા અને અંશોની ક્રિયા, કારણના એકરૂપતાના નિયમ અનુસાર, થાય છે આથી તેમા હેતુને કોઈ સ્થાન નથી હેતુવાદી ખ્યાલની ટીકા કરતા ફ્રાંસિસ બેકન કહે છે કે અંતિમ કારણનો ખ્યાલ માયા અને ભૌતિક કારણોની શોધમા અવરોધક અને છે વિશ્વ અંગેનો યંત્રવાદી ખ્યાલ, મુખ્યત્વે, ભૌતિક વિજ્ઞાનોનો છે આવા યંત્રવાદી વિશ્વદૃષ્ટિબિંદુમા કાર્યકારણના વૈજ્ઞાનિક નિયમનુ સમગ્ર વિશ્વ અંગે ઉપયોજન થયુ છે પરંતુ તત્ત્વજ્ઞાન પાસે યાંત્રિક સમીકરણો સિવાય કશુ આપવાનુ જ ન હોય તો તે માનવજીવન માટે એક નિરર્થકતા અને નિઃસહાયતાનુ પ્રતીક બની રહેશે[૨૨]

શ્રી અરવિંદ દર્શાવે છે કે યાંત્રિક સિદ્ધાંત વિશ્વમા જોવા મળતા અગણિત રૂપાંતરોને સમજાવવામાં સફળ થતો નથી વળી અનેકતા અને એકતા બન્ને અનુભવની બાબતો છે પરંતુ આ કોની એકતા અને કોની વિવિધતા છે તે યંત્રવાદી દૃષ્ટિબિંદુ યથાર્થ રીતે સમજાવી શકે તેમ નથી[૨૩] વસ્તુઓનો યાંત્રિક નિયમ એક હકીકત છે પરંતુ, તેમા રહેલ ચેતનાનો આધ્યાત્મિક નિયમ, પ્રકૃતિના બળોની યાંત્રિક ગતિને આંતરિક વલણ અને મૂલ્ય અર્પે છે[૨૪] | આપણુ વિશ્વ આત્માના અવતરણનુ પરિણામ છે અને તેથી આપણે જેને ભૌતિકતત્ત્વ કહીએ છીએ તેના દરેક કણમા, તેના અસ્તિત્વની દરેક ક્ષણમા, આ આત્મા અગોચર રીતે અંતસ્થ છે આ ભૌતિક સત્‌મા વિવિધ સ્તરો વિશ્વો, કક્ષાઓ અને ક્રમોની શક્તિ રહેલી છે, અને તે અભિવ્યક્તિનુ સામર્થ્ય ધરાવે છે। આ કારણને લીધે ભૌતિક અસ્તિત્વનો પ્રારંભ અને અંત વાયુઓ રાસાયણિક મિશ્રણો અને ભૌતિક બળો તથા નિહારિકાઓ, સૂર્યો અને પૃથ્વી પુરતો જ નથી પરંતુ તેમા જીવન અને માનસનો વિકાસ થયો છે આ વિકાસ અતિમાનસીય એવા આધ્યાત્મિક સત્‌ની કક્ષા પ્રતિ આગેકદમ કરે છે[૨૫]

૨૨ An Introduction To Philosophy p 225

૨૩ L D P 274

૨૪ Ibid P 320

૨૫ Ibid P 237

**સમ બ્રહ્મ :** આ પ્રચંડ શક્તિને શ્રી અરવિંદ પક્ષપાતરહિત અને
સમદૃષ્ટિવાળા જનની કહે છે ગીતામાં તેને સમ બ્રહ્મ કહી છે આનું
કારણ એ છે કે સૂર્યમાળાની રચના કરતી અને તેને ટકાવતી તથા કીડીના
રાફડાના જીવનની વ્યવસ્થા કરતી આ શક્તિની પ્રક્રિયા બંનેમાં સરખી
તીવ્ર અને પ્રબળ છે । શ્રી અરવિંદ દર્શાવે છે કે આપણે કદ અન પરિમાણના
ભ્રમને કારણે એકને મોટી અને બીજીને નાની બાબત ગણીએ છીએ પરંતુ
કદના જથ્થાને બદલે આપણે ગુણાત્મક બળને લક્ષમા લઈશું તો જણાશે
કે સૂર્યમાળા કરતાં તેમા વસતી કીડી વધુ મહાન છે અને અચેતન પ્રકૃતિમા
રહેતો માનવી સમગ્ર અચેતન પ્રકૃતિ કરતા વધુ મહાન છે । શ્રી અરવિંદ
આને પણ ગુણનો ભ્રમ કહે છે જેના ગુણ અને જથ્થો બે પાસાં છે તેવી
કેવળ પ્રક્રિયાની તીવ્રતા તપાસીએ તો જણાશે કે આ બ્રહ્મ બધામા સમાન
રીતે વર્તમાન છે પરંતુ આથી બ્રહ્મની શક્તિ દરેકમા સરખી રીતે વહેંચાયેલી
છે તેમ માનવું યથાર્થ નથી કારણ કે તે પણ સમૂહ કે જથ્થાનો એક
ભ્રમ છે બૌદ્ધિક પ્રત્યયોના પ્રભુત્વ હેઠળના પ્રત્યક્ષીકરણને બદલે આપણે જો
તાદાત્મ્ય દ્વારા જ્ઞાનની કક્ષામાં વિકસતી અંતસ્ફૂરણા દ્વારા નીરખીશું તો
સ્પષ્ટ થશે કે આ અસીમ શક્તિની ચેતના આપણી મનોમય ચેતના નથી.
વળી તે અવિભાજિત છે અને સૂર્યમાળા તથા કીડીના રાફડામા સરખે
હિસ્સે વહેંચાઈ જતી નથી તે દરેકમા એકી સાથે અને એકી સમયે સમગ્ર
રીતે રહેલ છે બ્રહ્મને માટે સમગ્ર અને ભાગો જેવું કશું નથી દરેક
વસ્તુ બ્રહ્મ છે અને બધુ બ્રહ્મથી જ પોષાય છે ગુણ અને સમૂહ વચ્ચે
ભલે ભિન્નતા હોય પણ આત્મા સર્વત્ર સમાન છે વિશ્વમાં ચાલી રહેલી
ક્રિયાઓની પાછળ રહેલ શક્તિના સ્વરૂપ કાર્યપદ્ધતિ અને પરિણામોમાં
અસીમ વૈવિધ્ય છે પરંતુ, અનંત આદિમ અને અસીમ શક્તિ બધામા
એક છે । સબળ માનવીનું સર્જન કરતા બળની શક્તિ નિર્બળ માનવીનું
સર્જન કરતી બળની શક્તિ કરતાં લેશમાત્ર પણ વધુ મહાન નથી જેમ
વસ્તુની અનભિવ્યક્તિમાં તેમ અભિવ્યક્તિમાં, જેમ નકારમા તેમ હકારમાં
અને જેમ ધ્વનિમા તેમ નીરવતામા શક્તિનો જે ખર્ચ થાય છે તે સરખો
જ છે । શ્રી અરવિંદના મતે વિશ્વ, શક્તિનું સર્જન છે અને આપણા સાચા
સ્વરૂપમા આપણ સમગ્ર વિશ્વપ્રક્રિયા સાથે એક છીએ

**શક્તિના સ્વરૂપો :** આમ સમગ્ર સૃષ્ટિનું અસ્તિત્વ એક શક્તિ અને
તેની પ્રક્રિયા રૂપે વ્યક્ત થાય છે આ શક્તિ પોતાની આત્મરજૂઆત માટે

ત્તાઓતો ભૌતિક, સ્થૂળ કે સૂક્ષ્મ સ્વરૂપો ધારણ કરે છે, વિશ્વની ઉત્પત્તિ અને સ્વરૂપની વાસ્તવિકતા સમજાવવા માટે પ્રાચીન ચિંતકોએ આ શક્તિના અનંત સતને સમુદ્રની ઉપમા આપી છે. આ સમુદ્ર પ્રારંભમાં સ્વરૂપોવિહીન હતો. તેમા ગતિના- આરંભ સાથે સ્વરૂપો ઉત્પન્ન થયાં. આમ તેની ગતિમાં વિશ્વનું બીજ રહેલું. છે. અર્વાચીન ભૌતિકવાદી વિચારસરણી જેવું મંતવ્ય ધરાવતા સાંખ્યના સિદ્ધાંતમાં પણ પ્રકૃતિનો એક શક્તિ તરીકે સ્વીકાર કરવામાં આવ્યો છે. અલબત્ત, આ શક્તિને યાંત્રિક કે અચેતન પ્રકારની ગણવામા આવી છે. વળી આ મંતવ્ય અનુસાર વિશ્વની બધી વસ્તુઓની રચના આકારરહિત શક્તિઓના મિલન અને પરસ્પરાનુકૂલનની ક્રિયામાંથી જન્મે છે. આધુનિક વિજ્ઞાનના ભૌતિકવાદી વિશ્લેષણમાં પણ આ જ સત્વ લાધ્યું છે. અંત:સ્ફુરણા અને અનુભવ પણ વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનના આ મંતવ્યને સમર્થન આપે છે. શુદ્ધ તર્કના પ્રત્યયો અનુસાર પણ આ દષ્ટિબિંદુ સંતોષપ્રદ છે કારણ કે વિશ્વને મૂળભૂત રીતે ચેતનાના કાર્ય તરીકે ગણતા મંતવ્યમા પણ, શક્તિની લીલા કે શક્તિની ગતિના કાર્યને સ્વીકારવામા આવે છે. વધુમાં આપણા આંતરિક અનુભવમાં પણ વિશ્વનું આવું મુળભૂત સ્વરૂપ આપણે પીછાનીએ છીએ. આપણી સર્વ પ્રવૃત્તિ ત્રિવિધ શક્તિની જ લીલા છે. આ છે: જ્ઞાનશક્તિ, ઇચ્છાશક્તિ અને કાર્યશક્તિ, આ ત્રણેય શક્તિઓ મૂળભૂત રીતે એક જ શક્તિનાં સ્વરૂપો છે. શ્રી અરવિંદ તેને આદ્યશક્તિના ત્રણ પ્રવાહો કહે છે.૨૮

**શક્તિની ગતિ-પ્રક્રિયા :** બ્રહ્માંડના સમગ્ર સ્વરૂપ તરીકે શક્તિની ગતિ-પ્રક્રિયા અંગે બે પ્રશ્નો ઉપસ્થિત થાય છે. એક તો વિશ્વ-સતના મૂળમાં આ ગતિ કેવી રીતે શરૂ થઈ એ પ્રશ્ન છે. જો આપણે ગતિ-પ્રક્રિયાને અનંત જ નહીં પણ સાથે તેને સર્વનું સત્ત્વ ગણીએ તો આ પ્રશ્ન ઉપસ્થિત થતો નથી. પરંતુ શ્રી અરવિંદે પોતાના બ્રહ્મ અંગેના ખ્યાલમાં દર્શાવ્યુ છે કે સત્તાને માત્ર પ્રક્રિયા ગણી શકાય નહીં. તે આ પ્રક્રિયાથી પર છે. અહીં પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે આ શાશ્વત આરામની સ્થિતિની સત્તામાં પ્રક્રિયા કેવી રીતે શરૂ થઈ. આનો ઉત્તર આપતાં શ્રી અરવિંદ કહે છે કે "પ્રાચીન કાળના ભારતીય ચિંતકોએ આનો યોગ્ય ઉકેલ દર્શાવ્યો છે. તેમના મતે શિવ અને કાલિ, બ્રહ્મ અને શક્તિ એક જ છે; ભિન્ન નથી સતમા

૨૮. Ibid P. 78

## વિશ્વના સત્ય અંગેના ચાર પ્રકારના સિદ્ધાંતો[૨૬]

માનસિક વલણો અને આદર્શો અનુસાર વિશ્વ વિષે વિવિધ સમજૂતી આપતા સિદ્ધાંતોનું શ્રી અરવિંદ, ચાર પ્રકારોમાં વર્ગીકરણ કરે છે. આ છે. અતિબ્રહ્માંડીય, બ્રહ્માડીય કે પાર્થિવ, અતિપાર્થિવ કે પરલોકવાદી અને પૂર્ણવાદી કે સમન્વયવાદી સિદ્ધાંતો.

**અતિબ્રહ્માંડીય, પાર્થિવ અને અતિપાર્થિવ સિદ્ધાંતો :** અતિબ્રહ્માડીય મંતવ્ય કેવળ સર્વોચ્ચ સત્તાને જ સત્ય ગણે છે. આ મતવ્યના અતિમાત્રાના સ્વરૂપમા માનવઅસ્તિત્વની સાર્થકતાને સ્થાન નથી. અદ્વૈત વેદાન્તી પદ્ધતિ અને બૌદ્ધવાદી પદ્ધતિ આવી છે. પરંતુ સર્વોચ્ચ સત્તાને સત્ય લેવામાં વિશ્વની વિવિધતાને નકારવાની કોઈ જરૂર નથી. ઉપનિષદોમા અંતિમ સત્ અને તેની પ્રક્રિયાની વિવિધતા બન્નેને, સત્ય ગણવામાં આવ્યાં છે.

બ્રહ્માડીય–પાર્થિવ મતવ્ય અતિબ્રહ્માડીય મતવ્યનું તદ્દન વિરોધી છે. તેમાં ત્રૈવિક સતને જ સત્ય ગણવામા આવ્યુ છે. આમ અહીં જીવનને ભૌતિક વિશ્વ પુરતું જ લક્ષમા લેવામા આવે છે. વળી વિશ્વને ભૌતિકશક્તિની સતત પ્રક્રિયા જ ગણતું આ મતવ્ય પ્રક્રિયાનુ ધ્યેય ધ્યાનમા લેતુ નથી અને પરિણામે માનવજીવનની કોઈ ઉચ્ચ સાર્થકતાને તેમા સ્થાન રહેતું નથી. ભૌતિક વિજ્ઞાનોના યાત્રિક દૃષ્ટિબિંદુ ઉપર આધારિત તાત્ત્વિક પદ્ધતિઓનું તથા બહુતત્ત્વવાદીઓનું મતવ્ય આ પ્રકારનુ છે

અતિપાર્થિવ દૃષ્ટિબિંદુ ભૌતિક બ્રહ્માડને સત્ય ગણે છે અને પ્રારભની પહેલી હકીકત તરીકે પૃથ્વી અને માનવજીવનના અસ્થાયી અસ્તિત્વને સ્વીકારે છે. પરતુ તેની સાથે આ મતવ્ય બીજું વિશ્વ કે સતના બીજા સ્તરો જે સનાતન અને સ્થાયી છે તેને પણ લે છે અહીં શારીરિક જીવનના મર્ત્યત્વ પાછળ, માનવીમા અલગ એવો અમર આત્મા રહેલો છે તેમ સ્વીકારવાનું આવે છે. આમ પ્રકૃતિ અને પુરુષ કે આત્માને અલગ ગણતું સાખ્યમા કે મતવ્ય આવા પ્રકારનુ છે

**પૂર્ણવાદી સિધ્ધાંત :** વિશ્વના સત્ અંગે ઉપરોક્ત ત્રણ પ્રકારના મૂળભૂત દૃષ્ટિબિંદુઓને માનવજીવનના સદર્ભમા લઇને શ્રી અરવિંદ દર્શાવે

---

૨૬ Ibid Pp 594 601

છે કે, વ્યવહારમાં કેટલાક અપવાદો બાદ કરતાં, માનવજાત માટે આ ત્રણ વલણોમાંથી બીજાને અવગણીને કોઈ એક વલણ અનુસાર સમગ્ર રીતે કે કાયમ માટે પોતાનું જીવન જીવવું શક્ય નથી. લગભગ બધા માનવી સામાન્યત: પોતાની શક્તિનો મોટો ભાગ પૃથ્વી ઉપરના જીવનમાં, પાર્થિવ જરૂરતોમાં, અભિરુચિઓમાં, ઇચ્છાતૃપ્તિમાં, વૈયક્તિક કે સામાજિક આદર્શો જેવી પ્રવૃત્તિમાં ખર્ચે છે. શ્રી અરવિંદ કહે છે કે પાર્થિવ અસ્તિત્વ માટે આ આવશ્યક પણ છે તેની અવગણના કરતાં કે તેને હલકાં ગણતાં મંતવ્યો માનવજીવનના પૂર્ણ નિયમ માટે નકામાં છે વળી આપણામાં રહેલ ઉર્ધ્વગામી આત્માને કારણે આપણું જીવન પાર્થિવ સ્તર પૂરતું મર્યાદિત નથી. આથી અતિપાર્થિવ સ્તરની અવગણના કરવી પણ યોગ્ય નથી

આમ શ્રી અરવિંદ પોતાના સમન્વયવાદી સિદ્ધાંતમાં માનવજીવનની સમગ્રતા લક્ષમાં લે છે આથી તેમના મન્તવ્યમાં ઈશ્વરનું મૂળ અને વિશ્વનું ધ્યેય દૈવી આત્મા કે સચ્ચિદાનંદ છે આધ્યાત્મિક ઉત્ક્રાંતિમાં વિશ્વના ઉર્ધ્વગમનનો આધાર અતિમનસ્‌નો સિદ્ધાંત છે વળી આ પાર્થિવ વિશ્વ અતિપાર્થિવની જ અભિવ્યક્તિનું ક્ષેત્ર છે

શ્રી અરવિંદનું પૂર્ણવાદી મન્તવ્ય

## વિશ્વ : અસીમ શક્તિની પ્રક્રિયા[૨૭]

મર્યાદિત અને ક્ષણભંગુર બાબતોમાં રત રહેતી આપણી અહંમય દૃષ્ટિને પાછી ખેંચીને કેવળ સત્યને જાણવા વિશ્વ પ્રતિ તટસ્થ અને જિજ્ઞાસુ દૃષ્ટિથી નીરખશું તો વિશ્વ અસીમ સત્‌ની નિ:સીમ શક્તિ અનંત ગતિ અને અનંત ક્રિયાનો શાશ્વત સ્થળ-કાળમાં વહેતો ધોધ હોવાનું પ્રતીત થશે આ સત્ વૈયક્તિક કે સામૂહિક અહંકાર કરતાં અનંતગણું મહાન છે આ બ્રહ્માંડને પોતાના વિરાટ ધ્યેયો, સ્વતંત્ર અને અસીમ ભાવના વિશાળ ઇચ્છા કે આનંદ છે અને તેને પરિપૂર્ણ કરવા તે પ્રવૃત્ત છે આથી આ વિશ્વ માત્ર આપણા જ લાભ માટે સર્જાયું છે તેમ ગણવું ઉચિત નથી આમ છતાં અહીં આપણું કશું મહત્ત્વ નથી એમ માનવું પણ ખોટું છે

૨૭ Ibid Pp 68–70

**મર્મ શ્રમ :** આ પ્રચંડ શક્તિને શ્રી અરવિંદ પક્ષપાતરહિત અને સમદષ્ટિવાળા જનની કહે છે ગીતામાં તેને સમ બ્રહ્મ કહી છ આનું કારણ એ ૭ ૬ સૂર્યમાળાની રચના કરતી અને તેને ટકાવતી તથા કીડીના રાફડાના જીવનની વ્યવસ્થા કરતી આ શક્તિની પ્રક્રિયા, બંનેમાં સરખી તીવ્ર અને પ્રબળ છે। શ્રી અરવિંદ દર્શાવે છે કે આપણે કદ અને પરિમાણુના ભ્રમને કારણે એકને મોટી અને બીજીને નાની બાબત ગણીએ છીએ પરંતુ કદના જથ્થાને બદલે આપણે ગુણાત્મક બાજુને લક્ષમાં લઇશુ તો જણાશે કે સૂર્યમાળા કરતાં તેમાં વસતી કીડી વધુ મહાન છે અને અચેતન પ્રકૃતિમા રહેતો માનવી સમગ્ર અચેતન પ્રકૃતિ કરતા વધુ મહાન છે। શ્રી અરવિંદ આને પણ ગુણનો ભ્રમ કહે છે જેનાં ગુણ અને જથ્થો બે પાસાં છે તેવી કેવળ પ્રક્રિયાની તીવ્રતા તપાસીએ તો જણાશે કે આ બ્રહ્મ બધામાં સમાન રીતે વર્તમાન છે પરંતુ આથી બ્રહ્મની શક્તિ દરેકમાં સરખી રીતે વહેચાયેલી છે તેમ માનવુ યથાર્થ નથી, કારણ કે તે પણ સમૂહ કે જથ્થાનો એક ભ્રમ છે. બૌદ્ધિક પ્રત્યયોના પ્રભુત્વ હેઠળના પ્રત્યક્ષીકરણને બદલે આપણે જો તાદાત્મ્ય દ્વારા જ્ઞાનની કક્ષામા વિકસતી અંતસ્ફુરણા દ્વારા નીરખીશુ તો સ્પષ્ટ થશે કે આ અસીમ શક્તિની ચેતના આપણી મનોમય ચેતના નથી. વળી તે અવિભાજિત છે અને સૂર્યમાળા તથા કીડીના રાફડામાં સરખે હિસ્સે વહેંચાઈ જતી નથી. તે દરેકમા એકી સાથે અને એકી સમયે સમગ્ર રીતે રહેલ છે. બ્રહ્મને માટે સમગ્ર અને ભાગો જેવુ કશુ નથી. દરેક વસ્તુ બ્રહ્મ છે અને બધું બ્રહ્મથી જ પોષાય છે. ગુણ અને સમૂહ વચ્ચે ભલે ભિન્નતા હોય પણ આત્મા સર્વત્ર સમાન છે વિશ્વમાં ચાલી રહેલી ક્રિયાઓની પાછળ રહેલ શક્તિના સ્વરૂપ, કાર્યપદ્ધતિ અને પરિણામોમા અસીમ વૈવિધ્ય છે પરંતુ, અનંત, આદિમ અને અસીમ શક્તિ બધામા એક છે। સબળ માનવીનુ સર્જન કરતા બળની શક્તિ નિર્બળ માનવીનુ સર્જન કરતી બળની શક્તિ કરતાં, લેશમાત્ર પણ વધુ મહાન નથી જેમ વસ્તુની અનભિવ્યક્તિમાં તેમ અભિવ્યક્તિમા, જેમ નકારમા તેમ હકારમાં અને જેમ ધ્વનિમા તેમ નીરવતામા શક્તિનો જે ખર્ચ થાય છે તે સરખો જ છે.। શ્રી અરવિંદના મતે વિશ્વ, શક્તિનુ સર્જન છે અને આપણા સાચા સ્વરૂપમા આપણે સમગ્ર વિશ્વપ્રક્રિયા સાથે એક છીએ

**શક્તિના સ્વરૂપો :** આમ સમગ્ર સૃષ્ટિ અસ્તિત્વ એક શક્તિ અને તેની પ્રક્રિયા રૂપે વ્યક્ત થાય છે આ શક્તિ પોતાની આત્મરજૂઆત માટે

વત્તાઓભૌતિક, સ્થૂળ કે સૂક્ષ્મ સ્વરૂપો ધારણ કરે છે, વિશ્વની ઉત્પત્તિ અને સ્વરૂપની વાસ્તવિકતા સમજાવવા માટે પ્રાચીન ચિંતકોએ આ શક્તિના અનંત સત્‌ને સમુદ્રની ઉપમા આપી છે. આ સમુદ્ર પ્રારંભમાં સ્વરૂપોવિહીન હતો. તેમા ગતિના-આરંભ સાથે સ્વરૂપો ઉત્પન્ન થયાં. આમ તેની ગતિમાં વિશ્વનું બીજ રહેલું છે. અર્વાચીન ભૌતિકવાદી વિચારસરણી જેવું મંતવ્ય ધરાવતા સાંખ્યના સિદ્ધાંતમાં પણ પ્રકૃતિનો એક શક્તિ તરીકે સ્વીકાર કરવામાં આવ્યો છે. અલબત્ત, આ શક્તિને યાંત્રિક કે અચેતન પ્રકારની ગણવામાં આવી છે. વળી આ મંતવ્ય અનુસાર વિશ્વની બધી વસ્તુઓની રચના આકારરહિત શક્તિઓના મિલન અને પરસ્પરાનુકૂલનની ક્રિયામાંથી જન્મે છે. આધુનિક વિજ્ઞાનના ભૌતિકવાદી વિશ્લેષણમાં પણ આ જ સત્ય લાધ્યુ છે. અંતઃસ્ફુરણા અને અનુભવ પણ વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનના આ મંતવ્યને સમર્થન આપે છે. શુદ્ધ તર્કના પ્રત્યયો અનુસાર પણ આ દષ્ટિબિંદુ સંતોષપ્રદ છે કારણ કે વિશ્વને મૂળભૂત રીતે ચેતનાના કાર્ય તરીકે ગણતા મંતવ્યમાં પણ, શક્તિની લીલા કે શક્તિની ગતિના કાર્યને સ્વીકારવામા આવે છે. વધુમાં આપણા આંતરિક અનુભવમાં પણ વિશ્વનું આવું મુળભૂત સ્વરૂપ આપણે પીછાનીએ છીએ. આપણી સર્વ પ્રવૃત્તિ ત્રિવિધ શક્તિની જ લીલા છે. આ છે : જ્ઞાનશક્તિ, ઇચ્છાશક્તિ અને કાર્યશક્તિ, આ ત્રણેય શક્તિઓ મૂળભૂત રીતે એક જ શક્તિનાં સ્વરૂપો છે. શ્રી અરવિંદ તેને આદ્યશક્તિના ત્રણ પ્રવાહો કહે છે.૨૮

**શક્તિની ગતિ–પ્રક્રિયા :** બ્રહ્માંડના સમગ્ર સ્વરૂપ તરીકે શક્તિની ગતિ–પ્રક્રિયા અંગે બે પ્રશ્નો ઉપસ્થિત થાય છે. એક તો વિશ્વ–સત્‌ના મૂળમાં આ ગતિ કેવી રીતે શરૂ થઈ એ પ્રશ્ન છે. જો આપણે ગતિ–પ્રક્રિયાને અનંત જ નહી પણ સાથે તેને સર્વનું સત્ત્વ ગણીએ તો આ પ્રશ્ન ઉપસ્થિત થતો નથી. પરંતુ શ્રી અરવિંદે પોતાના બ્રહ્મ અંગેના ખ્યાલમાં દર્શાવ્યું છે કે સત્તાને માત્ર પ્રક્રિયા ગણી શકાય નહીં. તે આ પ્રક્રિયાથી પર છે. અહીં પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે આ શાશ્વત આરામની સ્થિતિની સત્તામાં પ્રક્રિયા કેવી રીતે શરૂ થઈ. આનો ઉત્તર આપતાં શ્રી અરવિંદ કહે છે કે ''પ્રાચીન કાળના ભારતીય ચિંતકોએ આનો યોગ્ય ઉકેલ દર્શાવ્યો છે. તેમના મતે શિવ અને કાલિ, બ્રહ્મ અને શક્તિ એક જ છે; ભિન્ન નથી સત્‌માં

૨૮. Ibid P. 78

રહેલ શક્તિ સ્થિર હોય કે ગતિશીલ હોય પરંતુ તે લુપ્ત થાય છે, ઓછી થાય છે કે મૂળભૂત રીતે પરિવર્તન પામે છે તેવું નથી. માયાવાદી સિદ્ધાંતને પણ એ સ્વીકારવું પડે છે કે બ્રહ્મની આ શક્તિ કે માયા, શાશ્વત સતમાં શાશ્વત રીતે સુષુપ્ત રહેલી છે સાંખ્યદર્શન અનુસાર પુરુષ અને પ્રકૃતિ સનાતન સહઅસ્તિત્વ ધરાવે છે અને પ્રકૃતિમા સમતુલા અને અસમતુલા કે ગતિની અવસ્થા એક પછી એક એમ આવે છે.

બીજો પ્રશ્ન એ છે કે શક્તિ શા માટે ઉત્પન્ન થાય છે. બધા રૂપાંતરો અને રચનાથી મુક્ત રહેવાને બદલે વૈવિધ્યમય સ્વરૂપોમા શા માટે અભિવ્યક્ત થાય છે? અહી પણ આપણે જો એમ સ્વીકારીએ કે સત્ અચેતન છે અને ચેતના ભૌતિક શક્તિનો માત્ર વિકાસ જ છે તો આ પ્રશ્ન રહેતો નથી. આનુ કારણ એ છે કે આ દૃષ્ટિબિંદુમા પ્રયોજન કે હેતુને સ્થાન નથી. પરંતુ શ્રી અરવિંદ દર્શાવે છે કે આ શક્તિ અચેતન નહી પણ સચેત શક્તિ છે. શક્તિને સચેત ગણવાથી અહીં એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે તેની અભિવ્યક્તિ શા માટે થાય છે આ પ્રશ્નનો ઉકેલ શક્તિના સ્વરૂપને સમજવામા રહેલો છે [૨૮]

**ચેતના અને શક્તિ :** ચેતના અને શક્તિ વચ્ચેનો સબંધ દર્શાવતા શ્રી અરવિંદ કહે છે કે આપણે સામાન્ય રીતે ચેતનાનો અર્થ માનવીની જાગ્રત અવસ્થાની મનોમય ચેતના તરીકે કરીએ છીએ પરંતુ આ રીતની ચેતના ભૌતિક વિશ્વમા નિયમ હોવાને બદલે અપવાદ છે વળી તે આપણામા પણ હંમેશ હોતી નથી. પ્રાચીન ચિંતકોના મતનું સમર્થન લઈને શ્રી અરવિંદ કહે છે કે આપણી જાગ્રત અવસ્થાની ચેતના તો આપણી સમગ્ર ચેતનામાથી પસંદ કરેલ નાનકડો અંશ જ છે. વળી તેમાં આપણી સમગ્ર મનોમય ચેતનાનો પણ સમાવેશ થતો નથી. આ બાહ્ય માનસની પાછળ તેના કરતા અત્યંત વિશાળ એવું નિમ્નચેતન માનસ રહેલુ છે. તેની ઉર્ધ્વતા અને ગહનતાનો પાર હજી કોઈ પામી શક્યું નથી. આથી આપણે શક્તિ અને તેની પ્રક્રિયાઓના સાચા શાસ્ત્ર માટે આના જ્ઞાન દ્વારા પ્રારંભ કરવો જોઈએ

**ચેતના અને મગજ :** ભૌતિકવાદ અનુસાર ચેતના એક ભૌતિક ઘટના છે અને તેને આપણે શારીરિક ઇન્દ્રિયોથી અલગ ગણી શકીએ

૨૮ Ibid P 80

નહીં કારણ કે, ચેતના શારીરિક અંગોની ક્રિયાનું પરિણામ છે. પરંતુ આ ઉપતત્ત્વવાદી મંતવ્ય હવે સ્વીકાર્ય રહ્યું નથી. શ્રી અરવિંદ દર્શાવે છે કે આપણી સમગ્ર ચેતનાનું સામર્થ્ય આપણા શારીરિક અંગો, સંવેદન ઇન્દ્રિયો, સ્નાયુઓ અને મગજથી અનેક ગણું મહાન છે. આ અંગો તો આપણી સામાન્ય વિચારક્રિયા અને ચેતનાના સાધનો છે. તે ચેતનાને ઉત્પન્ન કરતાં નથી. પોતાની ઉર્ધ્વગામી ક્રિયામાં પોતે સર્જેલ મગજનો ઉપયોગ ચેતના કરે છે. આથી ચેતનાની ઉત્પત્તિ મગજમાંથી થતી નથી કે ચેતનાનો ઉપયોગ મગજ કરતું નથી. આમ ભૌતિક સાધન પહેલું નથી પરંતુ આ શકિત પહેલી છે. બર્ગસાંનું મંતવ્ય પણ મહદ્ અંશે આવું છે. તેઓ ચેતનાને શકિત કહે છે અને મગજને ટેલિફોન એક્સચેન્જની ઉપમા આપીને દર્શાવે છે કે મગજનું કાર્ય આ શકિતને કારક સ્નાયુઓમાં વાળવાનું, રોકી રાખવાનું કે બીજા કારક કેન્દ્રોમાં વહેંચવાનું છે[૩૦] આમ તેમના મતે પણ ચેતનાની ઉત્પત્તિ મગજમાંથી થતી નથી કારણ કે ચેતના મૂળભૂત છે.

**સર્વવ્યાપી ચેતના :** શ્રી અરવિંદ અનુસાર આ ચેતના સર્વવ્યાપી છે. આપણામા રહેલી જૈવીય ચેતના શરીરના કોષોમા તથા આપોઆપ થતી જૈવીય ક્રિયાઓમા સક્રિય છે. પ્રાણીઓમા આ જૈવીય ચેતના તો વધુ મહત્વનુ ઘટક છે વનસ્પતિમા તે અંતસ્ફુરિત રીતે રહેલ છે. ભારતના મહાન વનસ્પતિશાસ્ત્રી શ્રી જગદીશચંદ્ર બોઝે ચૂસ્ત વૈજ્ઞાનિક પદ્ધતિઓ દ્વારા વનસ્પતિમાં ચેતના હોવાનું સાબિત કર્યું છે. આમ નિમ્ન માનસિક એવી જૈવીય ચેતનાની પ્રતિક્રિયાઓ મનોમય ચેતના જેવી જ હોય છે. તેમાં આત્મા-અનુભવનું તંત્ર ભિન્ન છે. આવી જ રીતે અતિચેતનાનું આત્મ-અનુભવનું તંત્ર મનોમય ચેતનાથી ભિન્ન છે.[૩૧] શ્રી અરવિંદ તો માત્ર વનસ્પતિને જ નહી પણ જડ ગણાતી વસ્તુઓમાં પણ ચેતના છે તેમ કહે છે. તેઓ દર્શાવે છે કે ધાતુ, માટી અને એવા જડ ગણાતા સ્વરૂપોમાં પણ પ્રાણ અગોચર રીતે રહેલ છે. આધુનિક વૈજ્ઞાનિક સંશોધનો પણ આ હકીકત સૂચવે છે. સમગ્ર પ્રકૃતિની ઉચ્ચ કક્ષાઓમાં દૃષ્ટિગોચર થતી ચેતના ભૌતિક પદાર્થોમાં અગોચર રીતે રહેલી છે. આમ અહીં ચેતનાના અસ્તિત્વનું બધી કક્ષાએ સાતત્ય છે. આ સાતત્ય વિશ્વના દરેક પદાર્થમાં

૩૦ Matter And Memory P. 19

૩૧. L. D. P. 82

અતૂટ રીતે રહેતુ છે આથી શ્રી અરવિંદ અનુસાર આ શકિત ચેતનઃ છે આ ચેતના મનોમય ચેતના નહી પરતુ મનોમય ચેતના જેની વચગાળાની અવસ્થા છે ને સત્‌ની નિજ–વેત્તા શકિત છે તે મનો મયતાથી નીચે જૈવીય અને ભૌતિક ક્રિયામા ઉતરે છે અને મનોમયતાથી ઉપર અતિમાનસમાં ઉર્ધ્વગમન કરે છે આ છે અતિચેતના કે ઉપરિ ચેતનાની કક્ષા આમ છતાં આ બધામાં એક જ ચેતના પોતાની વિવિધ રચનાઓ કરે છે ભારતીય વિચારધારામા ચિત્‌નો ખ્યાન આવો છે ચિત્ શકિતરૂપે સૃષ્ટિઓનુ સર્જન કરે છે ભૌતિકવાદી વિજ્ઞાનો પણ આવા એમ્તા જુએ છે પરતુ તે માનવીને ભૌતિક શકિતનો વિકાસ ગણે છે ભારતીય વિચારધારા અનુસાર માનસ અને ભૌતિકતત્વ બન્ને એક જ શકિતની ભિન્ન કક્ષાઓ છે શ્રી અરવિંદના મતે સૃષ્ટિઓનુ સર્જન કરતી શક્તિ ચિત્–શકિત છે આ સૃષ્ટિઓમા જે સત્ અભિવ્યકત થાય છે તે આ જ ચિત્–શકિત છે વિશ્વના સ્વરૂપોમાં તેની અભિવ્યકિતનો હેતુ પોતાની સુષુપ્ત તાઓને, પૂર્ણ રીતે સ્પષ્ટ કરવાનો છે[૩૨]

**શકિતના વિવિધ રૂપો :** આમ અતિમ સત્‌મા અતરસ્થ અને સમગ્ર વિશ્વ પ્રક્રિયાના મૂળમા રહેલ ક્રિયાશીન સિધ્ધાત આ ચિત્–શકિત છે તેને શ્રી અરવિંદ વિશ્વજનની' કહે છે આ દૈવી શકિત છે અને જ્યા સુધી તે નિમ્ન કક્ષાના સ્તરમા કાર્ય કરે ત્યા સુધી પોતાની યોગમાયા દ્વારા અગોચર રહે છે વિશ્વમાં જે કાંઇ બને છે તે બધાની પાછળ પોતાની શકિત દ્વારા સત્ રહેલુ છે, પરતુ નિમ્ન કક્ષાઓએ તે પોતાની યોગમાયાથી અગોચર છે ગીતામા પણ કહ્યુ છે કે નાહમ્ પ્રકાશ સર્વસ્ય યોગમાયા–સમાવૃત આ શકિતના અનેક બળોમાંથી મુખ્ય બળોને દર્શાવતા શ્રી અરવિંદ કહે છે કે મહેશ્વરી તરીકે વિશ્વ–બળોની વિસ્તૃત રેખાઓ તે આંકે છે મહાકાલી તરીકે તે આ બળોની શકિત અને સક્રિયતાની સચાલક છે, મહાલક્ષ્મી તરીકે તેની તાલબધ્ધતા અને માપ શોધે છે અને મહાસરસ્વતી તરીકે તેની વ્યવસ્થા અને સચાલનની વિગત તેના ભાગોના સબધો બળોના અસરકારક મિશ્રણ અને પરિણામ તથા પરિપૂર્ણતાની ચોકસાઇની અધિષ્ઠાત્રી છે આ શકિત પારગામી, વૈશ્વિક અને વૈયકિતક સ્વરૂપોમા અભિવ્યકત થાય છે_

૩૨. Ibid P 85

પારગામી સ્વરૂપે તે આદ્ય અને સર્વોચ્ચ શક્તિ છે. તે વિશ્વસર્જનને બ્રહ્મની અનભિવ્યક્ત રહસ્યમયતા સાથે સાંકળે છે. વૈશ્વિક સ્વરૂપે તે બ્રહ્માંડના મહાશક્તિ છે. તે આ બધું ઉત્પન્ન કરે છે અને અગણિત પ્રક્રિયાઓ અને બળોમાં પ્રવેશે છે, તેને ટેકો આપે છે અને તેનું સંચાલન કરે છે. પોતાના સતના આ વિશાળ માર્ગોની શક્તિને તે વૈયક્તિક સ્વરૂપમા સમાવે છે. આ સ્વરૂપે તે દૈવી પ્રકૃતિ અને માનવવ્યક્તિત્વ વચ્ચેની મધ્યસ્થી છે. આમ સર્વ આ શક્તિ છે કારણ કે, સર્વ દૈવી ચિત્–શક્તિના જ અંશો છે. શક્તિની પ્રચ્છા વિનાનું કોઈ અસ્તિત્વ સંભવી શકતું નથી.[૩૩]

## વિશ્વ : માયા, પ્રકૃતિ અને લીલા

વિશ્વ વિષેના શ્રી અરવિંદના મંતવ્યમા વાસ્તવવાદી, આદર્શવાદી વ્યવહારવાદી અને આધ્યાત્મિક દૃષ્ટિબિંદુઓનો સુમેળ સધાયો છે. તેમા બીજાં દૃષ્ટિબિંદુઓની અપૂર્ણતા દર્શાવવાની સાથે તેમાં રહેલ સત્યનો પણ તેમણે સ્વીકાર કર્યો છે. તેઓ કહે છે કે એક જ સત્‌ના ત્રણ પાસામાંથી કોઈ એકને અલગ લઈને વિશ્વ તરીકે ઘટાવતા પ્રાચીન તાત્ત્વિક પદ્ધતિઓના સિદ્ધાંતોને યોગ્ય સ્થાન આપીને તેમની વચ્ચે યુગોથી ચાલ્યા આવતા વિરોધને બદલે સુમેળ સાધવો જોઈએ. શ્રી અરવિંદ આ કાર્ય કરે છે. આમ માત્ર સત્‌ના દૃષ્ટિબિંદુએ વિશ્વને માયા તરીકે, માત્ર ચેતનાના દૃષ્ટિબિંદુએ વિશ્વને પ્રકૃતિ તરીકે અને માત્ર આનંદના દૃષ્ટિબિંદુએ વિશ્વને લીલા તરીકે ગણવામા આવ્યું છે. પરંતુ શ્રી અરવિંદનું પૂર્ણવાદી દૃષ્ટિબિંદુ વિશ્વને માયા, પ્રકૃતિ અને લીલા તરીકે ગણે છે.

**માયા તરીકે વિશ્વ :** મૂળ વૈદિક અર્થ અનુસાર માયા આકલન કરતી ચેતના છે. તે વસ્તુઓને પોતાનામા સમાવવાની, તેને સમજવાની, તેને મર્યાદિત કરવાની અને એ રીતે સ્વરૂપવિહીનને સ્વરૂપ આપવાની શક્તિ ધરાવે છે. પરંતુ ત્યારબાદની તાત્ત્વિક પદ્ધતિઓમાં તેને પ્રપંચ, ભ્રમ કે છલ તરીકે ગણવામા આવી છે. શ્રી અરવિંદ મૂળ અર્થને સ્વીકારીને કહે છે કે જગત માયારૂપ છે પરંતુ અવાસ્તવિક નથી અમુક વિશિષ્ટ વિશ્વો અને વિશિષ્ટ સ્વરૂપો સ્થૂળ રીતે ભલે વિજ્ઞાન થઈને અભિવ્યક્તિના

૩૩. An Introduction To The Philosophy of Sri Aurobindo
Pp 10–11

ચેતનામાંથી અનભિવ્યક્તિ સ્થિતિમાં પાછાં જતાં હોય પરંતુ, સ્વરૂપ પોતે અને વિશ્વ પોતે સનાતન છે. અનભિવ્યક્ત અવસ્થામાંથી તે અભિવ્યક્ત અવસ્થામાં અવશ્ય આવે છે. આમ છતાં વિશ્વ માયા છે કારણ કે તે અનંત સત્‌નું આવશ્યક સત્ય નથી. તે સ્વચેતન આત્માનું માત્ર સર્જન છે. આ સૃષ્ટિ શૂન્યમાં કે શૂન્યમાંથી સર્જાયેલ નથી, પરંતુ પરમાત્માના પોતાના સ્વરૂપના સનાતન સત્યમાં અને સનાતન સત્યમાંથી તેનું સર્જન થયું છે. આમ મૂળ અર્થના માયાવાદી દૃષ્ટિબિંદુ અનુસાર વિશ્વ બ્રહ્મનું મૂળભૂત અને અક્ષર એકતાનું સત્ય નથી પરંતુ, તે સ્થૂળ અને ક્ષર પ્રકારની અગણિતતા અને મુક્ત વિવિધતાનું દૃશ્યમાન સત્ય છે.

**પ્રકૃતિ અને લીલા તરીકે વિશ્વ :** આવી જ રીતે ચેતનાના સંબંધમાં જ વિશ્વને નીરખીએ તો તેને પુરુષના સંતોષ માટે વિશ્વનું સંચાલન કરતી શક્તિ કે પ્રકૃતિની લીલા તરીકે લઈશું, અથવા તો શક્તિની ક્રિયામાં પ્રતિબિંબિત થતા અને તે ક્રિયાઓમાં પોતાને એકરૂપ ગણતા પુરુષની લીલા તરીકે લઈશું. આમ અહીં સૃષ્ટિ વિશ્વજનનીની લીલા બની રહે છે. ત્રીજા દૃષ્ટિબિંદુ અનુસાર આપણે સનાતન સત્તા આત્માનંદના સંબંધમાં વિશ્વને નીરખશું તો તે આનંદનો વ્યાપાર કે લીલા જણાશે. આ આનંદને શ્રી અરવિંદ બાળકનો, કવિનો, અભિનેતાનો અને યંત્રવિદ્‌નો આનંદ કહે છે. વળી આ આનંદ વિશ્વ પાછળ રહેલ પરમાત્માનો આનંદ છે. પરમાત્મા પોતાનામાં પોતાનું જ સર્જન અને પુનર્સર્જન, આત્મ-નિર્માણના આનંદ માટે-જ કરે છે. અહીં તે પોતે લીલા છે, લીલાનો રમનાર છે અને પોતે જ લીલાનું મેદાન છે. આમ સનાતન, સ્થાયી અને અક્ષર એવા સચ્ચિદાનંદના સંબંધમાં વિશ્વ અંગેના આ ત્રણેય સામાન્યી-કરણોના દૃષ્ટિબિંદુઓ લઈએ તો તેને માયા, પ્રકૃતિ અને લીલા તરીકે ગણીશું. એકબીજાના વિરોધી લાગતા આ ત્રણેય દૃષ્ટિબિંદુઓ જીવન અને વિશ્વના પૂર્ણવાદી દૃષ્ટિબિંદુમાં એકબીજાને સુસંગત અને પૂરક બની રહે છે.[૩૪]

**લીલાનું મહત્ત્વ અને લીલાનો હેતુ :** આમ માત્ર માયા અને પ્રકૃતિના સિદ્ધાંતોમાં સચ્ચિદાનંદના આનંદના પાસાની સમજૂતી મળતી નથી. શ્રી અરવિંદ કહે છે કે માયા અને વિશ્વપ્રકૃતિની પાછળ સર્વોચ્ચ

૩૪. L. D Pp 95–96

સત્‌ની લીલા રહેલી છે. સર્વ, સત્‌ના આત્માનંદ માટે છે અને સર્વ, તેની લીલા છે. સર્વોચ્ચ સત્‌ની આ પ્રવૃત્તિ પોતાની કોઈ ઇચ્છાની પરિતૃપ્તિ અર્થે નથી કારણ કે, તે પૂર્ણ છે. આમ છતાં આ લીલા અર્થહીન પણ નથી.[૩૫] લીલાનું અંતિમ મહત્ત્વ સ્પષ્ટ કરતાં શ્રી અરવિંદ જણાવે છે કે માનવી આત્મજ્ઞાન દ્વારા આત્મ-પારગામીત્વ પ્રાપ્ત કરવાની શક્તિ ધરાવે છે અને એ રીતે તે દૈવી આનંદની વધુને વધુ નજદીક જાય છે. લીલારૂપી વિશ્વમાં આવી ઉચ્ચ અભિલાષા સાકાર ન થતી હોય તો લીલા, ઈશ્વરનું માત્ર છદ્મી કાર્ય જ બની રહે. પરંતુ વૈયક્તિક સત્‌ને આવી શક્તિ છે અને તેથી તેની સાર્થકતા છે. પોતાના ઉર્ધ્વગામી વિકાસ સાધતા વૈયક્તિક અને વૈશ્વિક અસ્તિત્વ પાછળ પારગામી સચ્ચિદાનંદનો દૈવી પ્રકાશ, શક્તિ અને આનંદ રહેલાં છે. આ છે લીલાનું અંતિમ મહત્ત્વ.[૩૬] આમ છતા મુશ્કેલ અને કષ્ટદાયી પ્રગતિશીલ અભિવ્યક્તિમાં દૈવી સંકલ્પ અને આનંદનો હેતુ એક રહસ્ય રહે છે તેવા મંતવ્યનો ઉત્તર આપતાં શ્રી અરવિંદ દર્શાવે છે કે આપણા સ્વરૂપ અને વૈશ્વિક ઉત્પત્તિની શરૂઆતમાં સત્‌ની આવી પ્રક્રિયા પ્રતિ નજર કરશું તો જણાશે કે લીલા સમજી ન શકાય તેવું રહસ્ય નથી. સચેત આત્મા, આત્મગોપન અને આત્મસાક્ષાત્કારની લીલામા. પોતાને એક સૌથી વધુ પ્રયત્નનો આનંદ અર્પી શકે છે. તેમા આત્મ-શોધનો, નવીન સર્જનનો અને આત્માના મહાન સાહસનો આનંદ છે. વિરોધાભાસી અને રહસ્યમય જણાતી લીલાનો આ હેતુ છે કે હેતુઓમાંનો એક હેતુ છે.[૩૭]

બૃહદારણ્યકોપનિષદમાં એકાકી આત્મામાથી વિશ્વના સર્જનની અનોખી ઢબે અપાયેલી સમજૂતી અહીં સૂચક છે. આમ સૌ પહેલાં આ વિશ્વ વ્યક્તિસ્વરૂપનો આત્મા જ હતો. તેણે ચોપાસ જોયું અને પોતાના સિવાય કોઈ દ્રષ્ટિગોચર થયું નહી. તે સૌ પ્રથમ બોલ્યો, "હું છું." પરંતુ જે એકાકી હોય છે તે ભય પામે છે. આથી આત્માએ વિચાર્યું કે પોતાના સિવાય બીજું કોઈ ન હોવાથી પોતાને કોનો ભય હોઈ શકે? આ કારણે તેનો ભય અદશ્ય થયો. ખરેખર બીજા કોઇના અસ્તિત્વથી ભય ઉત્પન્ન

૩૫. Ibid P. 743
૩૬. Ibid P. 349
૩૭ Ibid P. 370

થાય છે વળી આ આત્માને આનંદ ન હતો કારણ કે એકલાને આનંદ હોતો નથી આથી તેણે બીજાની ઇચ્છા કરી[૩૮] આમ લીલાનું કારણ અને હેતુ પોતાની જ અગણિત આત્મ-રજૂઆતો સાથે હમેશાં રત રહેવાનું છે

## વિશ્વ સચ્ચિદાનંદની અભિવ્યક્તિ

**આત્મ-સર્જન :** અખિલ સર્જન કે વ્યાપાર સચ્ચિદાનંદની આત્માભિવ્યક્તિ જ છે જેમ કવિ, કલાકાર કે સંગીતકાર સર્જન કરે છે ત્યારે પોતાની અનભિવ્યક્ત શક્તિને અભિવ્યક્ત સ્વરૂપમાં વિકસાવે છે અને જેમ ચિંતક રાજનીતિજ્ઞ અને યંત્રશાસ્ત્રી પોતાનામાં જ રહેલા અને પોતાનામય એવા વસ્તુઓના વિચાર કે યોજનાને આકાર આપે છે તેવી જ રીતે આત્મા વિશ્વનું સર્જન કરે છે આત્મા પોતે જ શક્તિ છે તે જે સામગ્રીનો ઉપયોગ કરે છે તે તથા પરિણામે ઉત્પન્ન થતું સ્વરૂપ પણ તે છે બીજા શબ્દોમાં એક જ સત્, એક જ શક્તિ, એક જ આનંદ એટલે કે સચ્ચિદાનંદ આત્મરચનાની વૈવિધ્યમય લીલા માટે આત્મ-શક્તિની વિવિધ પ્રક્રિયા કરે છે તે જે ઉત્પન્ન કરે છે તે પોતે જ છે અને પોતાના સિવાય બીજું કશું નથી પોતાના જ સત્, ચિત્-શક્તિ અને આનંદના વિકાસ તાનબદ્ધતા અને લીલાનો તે સર્જક છે[૩૯]

**અભિવ્યક્તિનો આનંદ** આ એક જ સત્ અનેકતામાં અભિવ્યક્ત થવાનો આનંદ શા માટે લે છે તેવા પ્રશ્નનો ઉત્તર આપતા શ્રી અરવિંદ કહે કે સચ્ચિદાનંદની અનંતતામાં બધી શક્યતાઓ અંતસ્થ છે આ શક્યતાઓને વૈવિધ્યમય રીતે સાકાર કરવામા અભિવ્યક્તિનો આનંદ રહેલો છે જેનો આપણે અંશ છીએ તે આ વિશ્વમા શક્યતાઓને સાકાર કરવાનો પ્રારંભ પોતાનાથી વિરુદ્ધ દેખાતા સ્વરૂપમા સચ્ચિદાનંદના આત્મગોપનથી અને આ વિરોધી સ્વરૂપોમા પોતાની આત્મશોધથી થાય છે આમ અનંત આત્મા અનાત્માના સ્વરૂપમા પોતાને ભૂલીને મર્યાદિત આત્મા તરીકે વ્યક્ત થાય છે અનંત ચેતના વિશાળ અચેતન સ્વરૂપમા પોતાને ભૂલીને મંદિત બાહ્ય ચેતનાના સ્વરૂપમા વ્યક્ત થાય છે અનંત આત્મ-નિર્ભર શક્તિ અણુ

---

૩૮ The Integral Philosophy of Sri Aurobindo P 143

૩૯ L D P 105

એની અવ્યવસ્થાના સ્વરૂપમાં પોતાને ભૂલીને વિશ્વની અસ્થિર સમતુલાના સ્વરૂપમાં દેખા દે છે; અનંત આનંદ, અલૌકિક ભૌતિકતત્ત્વના સ્વરૂપમાં પોતાને ભૂલીને સુખ, દુઃખ, પ્રેમ, ધિક્કાર અને ઉદાસીનતાના વૈવિધ્યમય લયની વિસંવાદિતાના સ્વરૂપમાં ઉદ્ભવે છે; અનંત એકતા, અનેકતાની અવ્યવસ્થામાં પોતાને ભૂલીને એકબીજાના વિઘટન, વિનાશ અને આધિપત્ય દ્વારા એકતાની પુનઃ પ્રાપ્તિ માટે પ્રયાસ કરતા પરિબળોની વિસંવાદિતાના સ્વરૂપમાં વ્યક્ત થાય છે. અનંત 'એક' અને આ વૈવિધ્યમય તથા વિરોધી જણાતા સર્જનના સ્વરૂપો સચ્ચિદાનંદના જ પાસાં છે. શ્રી અરવિંદ કહે છે કે આ સર્જનમાં સાચા સચ્ચિદાનંદે ઉદ્ભવવાનું છે. માનવીએ વૈશ્વિક આત્મા થવાનું અને જીવવાનું છે તથા પોતાની મર્યાદિત મનોમય ચેતનાને, અતિચેતનાની બધાને સમાવતી એકતામાં, વિસ્તૃત કરવાની છે. આમ વ્યક્તિએ પોતાના સમગ્ર સ્વરૂપમાં સર્વોચ્ચ સચ્ચિદાનંદની એકતા, સંવાદિતા અને સર્વમાં એકત્વની પુનઃ રજૂઆત કરવાની રહે છે.૪૦

**સર્વવ્યાપી સચ્ચિદાનંદ :** આમ અનેકવિધતાનું વિશ્વ સચ્ચિદાનંદની પ્રક્રિયા છે.૪૧ અનંત આત્મા અસીમ રીતે મુક્ત છે, પોતાને અનંત રીતે નિર્ણિત કરવામાં મુક્ત છે અને પોતાના સર્જનોની મર્યાદિત કરતી અસરથી મુક્ત છે. 'કોઈ અલગ વસ્તુની રચના કરવી કે તેવું બનવું' એવા અર્થમા બ્રહ્મ સર્જન કરતો નથી કે સર્જાતો નથી. સ્વરૂપ અને ગતિમાં સત્નો વ્યાપાર એ જ સર્જન છે.૪૨ શ્રી અરવિંદ વિશ્વને, અગણિત સ્વરૂપે ઈશ્વરના દેહને આપણી દૃષ્ટિ સમક્ષ સર્જતા શિવનું, રસનર્તન કહે છે આ નૃત્યનો એકમાત્ર ઉદ્દેશ નૃત્યના આનંદનો છે. આમ છતા ઈશ્વરના આ શુભ્ર સત્ને મૂળ સ્વરૂપમાં અને મૂળ સ્થાનમાં, તે જે સ્વરૂપે હતું, સદાયે છે અને રહેવાનું છે તે સ્વરૂપમાં એને એમ રહેવા દે છે.૪૩ આમ સચ્ચિદાનંદ સ્થિર છે અને ક્રિયાશીલ છે. તે સ્થળ અને સમયમા છે અને સ્થળ–કાળથી પર પણ છે.

**સ્થળ–કાળ**

સ્થળ અને કાળ આપણા વિશ્વની સામાન્ય અનુભવની બાબતો છે. આ બન્નેના સ્વરૂપો માનવીના અખિલ અનુભવના સંદર્ભમાં જાણવા આવ-

૪૦ Ibid P. 103
૪૧. Ibid p. 32
૪૨. Ibid P. 302
૪૩. Ibid P. 74

રૂપક છે કારણ કે, તેમા સ્થળ-કાળથી પર સચ્ચિદાનંદના અનુભવનો અને મર્યાદિત સ્થળ-કાળના સામાન્ય અનુભવનો સમાવેશ થાય છે

**સ્થળ-કાળ વિષે વિવિધ મતવ્યો** આઇન્સ્ટીનના સાપેક્ષતાના સિદ્ધાંત પહેલા સ્થળ-કાળ અંગેનો નિરપેક્ષ સિદ્ધાંત પ્રચલિત હતો આ સિદ્ધાંત અનુસાર સ્થળ અને કાળ બંને સ્વતંત્ર પરિવર્ત્યો હતા જેમા અનેક ભૌતિક વસ્તુઓ અસ્તિત્વ ધરાવે છે તેવા વિશાળ માધ્યમ તરીકે સ્થળનો અને જેમા અનંત બનાવોની હારમાળા ચાલે છે તેવા વિશાળ માધ્યમ તરીકે કાળનો, તેમા ખ્યાલ લેવામાં આવ્યો છે આઇન્સ્ટીને આ ખ્યાલ અયથાર્થ ઠેરાવ્યો તેમના મતે કાળ, નિરીક્ષકની સ્થળની સ્થિતિ સંબંધે સાપેક્ષ છે વળી કોઇ ગતિ નિરપેક્ષ ન હોવાને કારણે નિરપેક્ષ સ્થળમા કોઈ સ્થાયી સ્થિતિ હોતી નથી આમ આઇન્સ્ટીન સ્થળ અને કાળને એકબીજાના સંદર્ભમા સાપેક્ષ કહે છે આ બંને નિરીક્ષકના માનસના સંદર્ભમા નહીં પણ તેના શરીરના સંબંધમા સાપેક્ષ છે સમયને કેટલીક વાર સ્થળનુ ચોથુ પરિમાણ પણ ગણવામા આવે છે।

[ બર્કલે હ્યુમ અને મિલ જેવા અનુભવવાદીઓ સ્થળ-કાળને વિશિષ્ટ મૂર્ત અનુભવમાંથી સામાન્યીકરણ દ્વારા પ્રાપ્ત કરેલ અમૂર્ત ખ્યાલો ગણે છે લાઇબનીઝ અનુસાર સ્થળ કોઈ પરલક્ષી બાબત નથી કેન્ટ સ્થળ કાળને ઇન્દ્રિયજન્ય અંતઃસ્ફુરણાના પ્રાક્-અનુભવના સ્વરૂપો કહે છે તેના મતે માનવીના પ્રત્યક્ષીકરણ સિવાય તેનુ સ્વતંત્ર અસ્તિત્વ નથી આથી માનવ-અનુભવના વિસ્તાર પુરતી તેમ પરલક્ષી માની શકાય ડેકાર્ટે સ્થળને ભૌતિકતત્ત્વનો ગુણ ગણ્યો છે જ્યારે સ્પિનોઝાએ તેને અનંત દ્રવ્ય એવા ઇશ્વરનો ગુણ કહ્યો છે બર્ગસા સમયને મૂળભૂત અને પરલક્ષી સત્ય ગણે છે તેમના મતે આ સમય જ સર્જનનો સાચો સિદ્ધાંત છે વળી મુક્ત સર્જન અને સતત વહન તેનુ હાર્દ છે તે સમય સ્થળમયતાથી મુક્ત છે રસેલ અનુસાર સમય સર્વોચ્ચ સર્જનાત્મક સિદ્ધાંત નથી તે તેના સત્યની બિનમહત્વની વિશિષ્ટતા કહે છે વ્હાઇટહેડ કહે છે કે ભૌતિક પ્રકૃતિથી અલગ એવા કોઇ સ્થળ કાળ નથી સ્થળ-કાળ તો બનાવો વચ્ચેના સંબંધો અંગે અમુક સત્ય વ્યક્ત કરવાની રીતો જ છે આ મતવ્યોથી વિરુદ્ધ એલેક્ઝાન્ડર દર્શાવે છે કે સ્થળ-કાળ બધી વસ્તુઓનુ મૂળભૂત વસ્તુ બધા અસ્તિત્વનો ઘાટ અને બધી પ્રક્રિયાના પોષક છે હેગલ સ્થળ-કાળને બ્રહ્મના આત્મ-બાહ્યીકરણના મુખ

)

મૂર્ત સ્વરૂપો ગણે છે. આથી તેના મતે સ્થળ-કાળ આત્મલક્ષી તેમજ પરલક્ષી છે. આમ છતાં હેગલ બ્રહ્મની એકતા અને અનેકતા તથા સત્ અને પ્રક્રિયા વચ્ચેનો સમન્વય સાધવામાં સફળ થયા નથી. આથી સ્થળ-કાળની આત્મલક્ષિતા અને પરલક્ષિતાની સ્પષ્ટ સમજૂતી મળતી નથી.[૪૪] આ બધાં મંતવ્યોના સંદર્ભમાં શ્રી અરવિંદનું મંતવ્ય વધુ સંતોષપ્રદ છે કારણ કે તેમાં માનવઅનુભવની સામાન્ય અને સર્વોચ્ચ કક્ષાઓને સાંકળીને સમજૂતી આપવામાં આવી છે.

## શ્રી અરવિંદનુ મંતવ્ય

**સત્તાના આત્મવિસ્તાર તરીકે સ્થળ-કાળ:** શ્રી અરવિંદ દર્શાવે છે કે અંતિમ સત્તા સ્થળ-કાળથી પર છે. આપણે સ્થળ અને કાળ એવા નામ આપીએ છીએ તે આ સત્તાના આત્મ-વિસ્તાર છે. જેમાં નિશ્ચિત ક્રમમાં વસ્તુઓ ગતિ કરે છે કે તેમાં રહેલી હોય છે તેવા સ્થિર વિસ્તાર તરીકે આપણે સ્થળને ગણીએ છીએ અને ઘટના તથા ગતિ દ્વારા માપી શકાય તેવા ક્રિયાશીલ વિસ્તારને કાળ કહીએ છીએ પરંતુ આ બંને બાબતો અલગ નથી. વસ્તુઓ અને સ્વરૂપોને સાથે ધારણ કરવા માટે સ્થળ, જેમ બ્રહ્મનું આત્મ-વિસ્તરણ છે તેમ વસ્તુઓ અને સ્વરૂપોની ગતિની પ્રક્રિયા માટે સમય બ્રહ્મનું જ આત્મ-વિસ્તરણ છે. આમ બ્રહ્માંડીય અનંત સત્‌ના એક જ આત્મવિસ્તારના આ સ્થળ-કાળ, બે પાસા છે.[૪૫]

**સ્થળ-કાળની સાપેક્ષતા:** આપણી ચેતનાની દરેક સ્થિતિ પ્રમાણે સ્થળ-કાળની ભિન્નતા હોય છે. આપણે ભૌતિક સ્થળની ભીતરમાં જઈએ તો જણાશે કે જેના ઉપર બધી પ્રક્રિયાઓનો આધાર છે તે વિસ્તાર ભૌતિક નથી પણ આધ્યાત્મિક છે. આ મૂળભૂત વાસ્તવિકતા છે. ચેતનાની આથી વધુ ઊંડી સ્થિતિમાં કેવળ આધ્યાત્મિક સ્થળની આપણને અનુભૂતિ થાય છે. આવી જ રીતે આપણે ભૌતિક કાળની ભીતરમાં જઈએ તો જણાશે કે કાળનું નિરીક્ષણ અને કાળની ગતિ સાપેક્ષ છે પરંતુ કાળ પોતે સાચો અને અનંત છે. આથી આઇન્સ્ટાઈનનું ભૌતિકવાદી દૃષ્ટિબિંદુ સ્થળ-કાળને માત્ર સાપેક્ષ જ ગણે છે તે યથાર્થ નથી.

સ્થળ-કાળની સાપેક્ષતા સમજાવતા શ્રી અરવિંદ દર્શાવે છે કે સમયનું નિરીક્ષણ માત્ર સાધનના ઉપયોગ ઉપર જ નહીં પરંતુ નિરીક્ષકની સ્થિતિ

૪૪ Sri Auobirdo's Philosophy or Evolution Pp 89—104
૪૫. L D p 325

-અને ચેતના ઉપર આધાર રાખે છે. વળી ચેતનાની દરેક સ્થિતિને ભિન્ન સમય-સંબંધ હોય છે. આથી મનામય ચેતના અને મનોમય સ્થળમાં કાળની ગતિઓનું માપન અને અર્થ, ભૌતિક સ્થળ કરતાં ભિન્ન હોય છે. ચેતનાની સ્થિતિ અનુસાર સમયની ગતિ ઝડપી કે ધીમી હોય છે. આમ દરેક ચેતનાની સ્થિતિને પોતાનો કાળ હોય છે. વળી તેમની વચ્ચે કાળના સબંધો હોય છે. આપણે જ્યારે બાહ્ય ભૌતિક સ્તરની ભીતરમાં જઈએ તો જણાશે કે એક જ ચેતનામાં એકીસાથે વિવિધ કાળની સ્થિતિઓ અને કાળની ગતિઓ રહેલી છે. સ્વપ્નના સમયમાં આવુ બને છે ભૌતિક સમયમાં થોડી ક્ષણો સુધી ચાલતા સ્વપ્નમા બનાવોની લાંબી હારમાળાનો અનુભવ થાય છે આથી કાળની વિવિધ સ્થિતિઓ વચ્ચે સબધ છે, પરતુ તેના માપનની કોઇ દેખીતી અનુરૂપતા નથી. આથી સમય પરલક્ષી સત્ય નથી અને આત્મલક્ષી સત્ય છે તેવુ લાગે છે. આવી જ રીતે મનોમય સ્થળ અને ભૌતિક સ્થળના અન્યોન્ય સબંધને કારણે સ્થળ પણ આત્મલક્ષી જ જણાય છે. પરતુ શ્રી અરવિદ કહે છે કે બન્ને મૂળભૂત આધ્યાત્મિક વિસ્તરણો છે. આમ છતાં શુદ્ધ માનસ તેને આત્મલક્ષી મનોમય ક્ષેત્ર તરીકે અને ઇન્દ્રિયજન્ય માનસ તેને ઇન્દ્રિય-પ્રત્યક્ષીકરણના પરલક્ષી ક્ષેત્ર તરીકે લે છે આ આત્મલક્ષિતા અને પરલક્ષિતા એક જ ચેતનાની બે બાજુઓ છે મુખ્ય હકીકત તો એ છે કે અમુક વિશિષ્ટ સ્થળ-કાળ કે સમગ્ર તરીકે અમુક સ્થળ-કાળ સત્‌ની સ્થિતિ છે. પોતાના રૂપાંતરોની પાછળ રહેલ કાળની મૂળભૂત સ્થિતિનુ સત્ય, અનત સત્‌ની અનતતા સિવાય કશુ નથી આવુ જ સ્થળ અગે છે[૪૬] આમ શ્રી અરવિદના સ્થળ-કાળ અગેના મતવ્યમાં લાઈબનીઝનો આત્માલક્ષી ખ્યાલ, બર્ગસાનો પરલક્ષી ખ્યાલ અને એલેકઝાન્ડરનો સ્થળ-કાળને મૂળભૂત વસ્તુ ગણતો ખ્યાલ સુમેળ સાધે છે (

**ચેતનાની સ્થિતિઓ :** પોતાની અનતતાના સબધમા અતિમ સત્‌ની ચેતનાની ત્રણ સ્થિતિઓ છે પહેલી છે, સર્વોચ્ચ આત્માની આત્મરત કે આત્મસચેત સ્થાણુ સ્થિતિ આ સમયથી પર અનતતા છે બીજી છે, બધા વસ્તુઓના સબધોના અનુક્રમની તેની અખિલ ચેતના તેમા આપણે જેને ભૂત, વર્તમાન અને ભવિષ્યકાળ કહીએ છીએ તે, એક નકશાની જેમ એકી-સાથે સમગ્ર રીતે રજૂ થાય છે. આ છે કાળની સ્થાયી કે એકીસાથેની

---

-૪૬ Ibid P 327

સમન્વયાત્મકતા. ત્રીજી છે, ચિત્-શક્તિની પ્રગતિશીલ ગતિની સ્થિતિ. આ ત્રણેય સ્થિતિઓ એક જ અનંત સત્‌માં રહેલી છે. આ રીતે શ્રી અરવિંદના મંતવ્યમાં, વિશ્વને માત્ર સ્થાયી ગણતા ઝેનો જેવા ચિંતકોના તથા વિશ્વને માત્ર પરિવર્તન ગણતા બર્ગસાં અને હીરાક્લેઈટસ જેવા ચિંતકોના મંતવ્યોનો સમન્વય થયો છે. શ્રી અરવિંદ કહે છે કે કાળવિહીન અનંત સત્ અને કાળમય અનંતતા વચ્ચે કોઈ વિરોધ નથી. અનંત સત્તાની આ બન્ને શક્તિઓ છે.[૪૭]

**કાળવિહીન અને કાળમય અમરત્વ :** અનંત સ્થળ-કાળના સાચા સ્વરૂપની અજ્ઞાનતાને કારણે આપણે માનસિક અને સંવેદનાત્મક રીતે સભાન છીએ એવા ટૂંકા ગાળાના સ્થળ-કાળને લક્ષમાં લઈએ છીએ.[૪૮] આમ સ્થળ-કાળ અંગેનું આપણું માનસિક મંતવ્ય, માનસના વિશ્લેષણાત્મક વલણમાં રહેલ માપનના ખ્યાલથી નિર્ણિત થાય છે. આથી માનસ ભૂત, વર્તમાન અને ભવિષ્યના અનુક્રમમાં કાળના ગતિશીલ વિસ્તારનું માપન કરે છે. આમાં તે પોતાને અમુક સ્થાને રાખીને તેની આગળ અને પાછળ જુએ છે. આવી જ રીતે પદાર્થના વિભાજન દ્વારા મપાતા સ્થાયી વિસ્તારને તે સ્થળ કહે છે. આમા અમુક જગ્યાએ પોતાને મૂકીને આજુબાજુના વિસ્તારનું સ્વરૂપ નક્કી કરે છે. આમ માનસ, મમમનું માપન બનાવેથી અને સ્થળનું માપન ભૌતિકતત્ત્વ દ્વારા કરે છે. પરંતુ શુદ્ધ મનોમયતામાં આ બન્નેને લીધાં વિના ચિત્-શક્તિની શુદ્ધ ગતિનાં સ્થળ-કાળને અનુભવી શકાય છે.[૪૯] શ્રી અરવિંદ દર્શાવે છે કે આપણામાં રહેલ અક્ષર, સ્થાયી અને અજન્મા એવા આત્માના જ્ઞાનથી કાળવિહીન અમરત્વનો તથા જન્મ, પરિવર્તન અને પ્રક્રિયામાં રહેલ એક જ આત્મા છે એવા જ્ઞાનથી કાળમય અમરત્વનો સાક્ષાત્કાર થાય છે.[૫૦] કાળમાં પોતાને જે સત્‌ની સત્તા અભિવ્યક્ત કરે છે તે સત્ આપણે બનવાનું છે અને તેમાં આપણા જીવનની સાર્થકતા રહેલી છે.[૫૧]

---

૪૭. Ibid Pp 324–329
૪૮. Ibid P. 503
૪૯. Ibid P. 124
૫૦. Ibid P. 658
૫૧. Ibid P. 901

## સર્જક તરીકે અતિમાનસ

**માનસની મર્યાદા :** આમ સર્વોચ્ચ સત્તા કેવળ સત્, પોતાને ચિત્-શક્તિ તરીકે અભિવ્યક્તિ કરીને આત્માનંદ માટે સર્જન કરે છે પરંતુ અહીં અનંત ચેતનામાંથી મર્યાદિત વસ્તુઓના વિશ્વની રચના માટે કોઈ પસંદગીયુક્ત જ્ઞાનના સિદ્ધાંતની આવશ્યક્તા રહે છે સચ્ચિદાનંદ અને વિશ્વ વચ્ચેની આવી કડી, શ્રી અરવિંદ અનુસાર, માનસ નહીં પણ અતિમાનસ છે આનું કારણ એ છે કે માનસને મૂળભૂત મર્યાદા છે. તે આપણી ચેતનાનું પ્રાથમિક સ્વરૂપ છે તેનું કાર્ય અવિભાજિત અને અખિલ એવી સત્તાનું તેના ભાગોમાં વિશ્લેષણ કે વિભાજન કરવાનું છે વળી આ વિભાજનોને તે અલગ મનોમય આગતો ગણે છે ૫૨ માનસની આ લાક્ષણિકતા છે પરંતુ વિભાજન, ગુણાકાર, સરવાળો, બાદબાકી વગેરે દ્વારા માનસ આ મર્યાદિત ગણિતની સરહદો વટાવી શકતું નથી ૫૩ શ્રી અરવિંદ કહે છે કે માનસ, જ્ઞાનની શક્તિ કે સર્વજ્ઞતાનું સાધન નથી તે જ્ઞાનની પ્રાપ્તિનો પ્રયાસ કરતી શક્તિ છે અને તેમાંથી જેનું પ્રાપ્ત થાય તેને સાપેક્ષ વિચારણાના અમુક સ્વરૂપમાં અભિવ્યક્ત કરે છે તથા તેનો ઉપયોગ અમુક કાર્યની વ્યવહારુ સફળતા માટે કરે છે માનસ પોતાની જરૂરત અનુસાર તેમાંથી લેવા માટે સ્મૃતિની એકમાં સમ નહીં, પરંતુ ચલન ચલણી સિક્કાનો અમુક સંગ્રહ રાખે છે આમ માનસ વસ્તુઓની અમુક વ્યવસ્થાના વ્યવહારુ ઉપયોગ માટે વૈશ્વિક સત્તા સત્યનું અર્થઘટન કરની શક્તિ છે તે આ સતને સમજતી અને માર્ગદર્શન કરતી શક્તિ નથી આ કારણે તે વિશ્વનું સર્જન કે અભિવ્યક્તિ કરતી શક્તિ ગણાય નહીં ૫૪ માનસ એક માર્ગ છે, માર્ગની પરાકાષ્ટા નહીં ૫૫

**સચ્ચિદાનંદ અને વિશ્વ વચ્ચેના કડી** આથી એ સ્પષ્ટ થાય છે કે સચ્ચિદાનંદ અને વિશ્વ વચ્ચેની કડી માનસથી ઉચ્ચ કક્ષાની હોવી જોઈએ વળી તેમાં સચ્ચિદાનંદનું સાચું સ્વરૂપ અગોચર, વિકૃત કે નબળા સ્વરૂપે અભિવ્યક્ત થયેલ ન હોવું જોઈએ આ સાથે, તે માનસ સાથે માત્ર

૫૨ Ibid P 118
૫૩ Ibid P 151
૫૪ Ibid P 110
૫૫ Ibid P 119

પાગ્ગામી તરીકે જ સ ત ચિત ન હોતા માનસની અપૂર્ણતા અને પરિપૂર્ણતા પણ હેતુ જોઈએ આવી મડી અતિમાનસ જ ૪ તે બ્રહ્મના વિશાળ આત્મનિમગ્ન વાનુ કરે છે અને વિકસાવ ૪ે ભાગ્નાપુ દ્વારા તે તેની અવિભાજિત એકતામાથી સત્, ચિત્ અને આનદના જેવા સિદ્ધાતને વિકમાવે છે પરતુ તે આ ભિન્નતામા વિભાજન કરતુ નથી માનસની જેમ તે ત્રણમાંથી એક ઉપર આવતુ નથી પરતુ, એકમાથા ત્રણની અભિવ્યક્તિ કરે છે અને તેમ છતા તેની એક્તા જાળવી રાખે છે[૫૬]

સત્-ભાવનાપુટ : શ્રી અરવિદ અતિમાનસને સત્-ભાવનાપુટ કે સત્-વિચાર કહે છે આ ભાવનાપુટ, મનોમય વિચાર કે કલ્પના નથી પણ અમરકારક આત્મ-ભાન છે[૫૭] અતિમાનસને આ નામ આપવાનો શ્રી અરવિદનો હેતુ, તેને, સાચા આત્માને અભિવ્યક્ત કરતી ચિત્-શક્તિનુ બળ અને તેના સ્વરૂપનો અ શ છે તે, સ્પષ્ટ કરવાનો છે તે અસત્યોનો ગૂથનાર કે શૂન્યનુ સતાન નથી પોતાના અવિનાશી અને અચલ દ્ર યના પરિવર્તનશીલ સ્વરૂપોમા પોતાને જાળવતી તે સચેત સત્તા છે આથી વિશ્વ વૈશ્વિક માનસનો કોઈ કલ્પનિક કે તરગી પ્રત્યય નથી વળી અતિમાનસ ઋત-ચિત્ કે સત્ય-ચેતના પણ છે આ શબ્દ શ્રી અરવિદે ઋગ્વેદમાથી લીધા છે તેમા ઋત-ચિત્નો અર્થ 'સતના સત્વશીલ સ્વ યની ચેતના (સત્યમ્), ક્રિયાશીલ સતનુ વ વસ્થિત સત્ય (ઋતમ્) અને વિશાળ આત્મભાન(બૃહત્)' છે[૫૮] આમ અતિમાનસ સર્જનાત્મક ભાવનાપુટ છે અને તેમા સર્વોચ્ચ સત્તાનુ પૂર્ણ સ ય સમ્નાયેલ છે માનસ પ્રાણ અને ભૌતિકતત્ત્વ તેની નિમ્ન કક્ષાની અભિ યક્તિઓ છે અને તેઓનુ ધ્યેય અતિમાનસમા વિકસવાનુ છે સામાન્ય મનોમયતામા આપણે ભાવનાપુટને સતથી અલગ અમૂર્ત અને સત્તાથી ભિન્ન બાબત ગણીએ છીએ પરતુ અતિમાનસમા બધુ સત્ ચેતના છે અને બધી ચેતના સત્ની ચેતના છે વળી આપણી મનોમય ક્રિયાઓમા સત્, જ્ઞાનની ચેતના અને સ કલ્પની ચેતના અલગ જણાય છે તે અતિમાનસમા એક જ ગતિના ત્રણ અમરકારક પાસા હોવાનુ જ્ઞાન થાય છે જેમ પ્રદીપ્ત પ્રકાશની શક્તિ, અગ્નિના દ્ર યથી અલગ નથી

---

૫૬ Ibid P 120

૫૭ Ibid P 121

૫૮. Ibid P 109 F N

તેમ અતિમાનમીય માનમાં ભાવનાપૂર્ણ, સંકલ્પ અને શકિત અલગ નથી. આથી અનેકવિધના, પરિવર્તન અને સમન્વયના વિશ્વમાં, અતિમાનસના આત્મ-સત્નો સુમેળ રહેલો છે.[૫૯]

**સર્જક અંગેના વિવિધ ખ્યાલો અને શ્રી અરવિંદનું મંતવ્ય:** અતિમાનસના સ્વરૂપને સમજાવતાં શ્રી અરવિંદ વધુમાં કહે છે કે સર્વને સમાવતુ, સર્વને ઉત્પન્ન કરતુ અને સર્વને પૂર્ણ કરતુ અતિમાનસ પોતાના વિશ્વોના સર્જક અને સ્વામી તરીકેનું દૈવી સત્તાનું સ્વરૂપ છે. આ સત્મને આપણે ઇશ્વર કહીએ છીએ. આ સતના વૈયક્તિક અને અવૈયક્તિક એવાં બે પાસા છે અને તેમા કોઈ પાસાની અવગણના કરી શકાય નહીં. આ બન્ને પામાં વચ્ચે કોઈ અસંગતિ કે વિરોધ નથી. અહીં એક પાસું એ જ બીજું પાસુ છે.[૬૦] દૈવી સત્તા સર્વ સત્ છે. તે એકમાત્ર સર્વોચ્ચ સચેત સત્ છે. વિશ્વમાં નિયમનું મૂળ અને નિયમનું તે રક્ષક છે કારણ કે, આ નિયમ આત્મસ્વરૂપની જ અભિવ્યક્તિ છે.[૬૧]

અતિમાનસનો, સર્જક અને ઈશ્વર તરીકેનો શ્રી અરવિંદનો ખ્યાલ, માયાવાદી અને પ્લેટોના સર્જક અંગેના ખ્યાલોથી ભિન્ન છે. માયાવાદી મંતવ્યમાં ઇશ્વરને, માયામા પ્રતિબિંબિત એવા બ્રહ્મ તરીકે ગણવામાં આવે છે. આથી ઇશ્વર, બ્રહ્મનું શુદ્ધ સ્વરૂપ નથી. ઉપનિષદોનું મંતવ્ય ઇશ્વરને માયાથી ઘેરાયેલ બ્રહ્મ તરીકે ગણતું નથી. વેદોમા પણ ઇશ્વરનું આવું મર્યાદિત સ્વરૂપ લેવામાં આવ્યું નથી. શ્રી અરવિંદ વેદ-ઉપનિષદનું દષ્ટિબિંદુ સ્વીકારે છે. પ્રાચીન ઋષિઓએ કહ્યુ છે કે ય તો વા ઈમાનિ ભૂતાની જાયન્તે । યેન જાતાની જીવન્તી । યત્ પ્રયન્ત્યભિસંવિશન્તિ. અહીં સર્જક માયાથી ઘેરાયેલો નથી. આવી જ રીતે અતિમાનસ, પ્લેટોના સર્જકના ખ્યાલથી ભિન્ન છે. ગ્રીક ચિંતકોએ ગતિનું મૂળ સમજાવવામા મુશ્કેલી અનુભવી હતી પારમિનાઇડ્ઝે ગતિને જ નકારી હતી તેથી તેના મતે સમગ્ર સર્જન એક ભ્રમ બન્યો છે. એનેક્ઝેગોરસે વિશ્વને સત્ય ગણ્યું પણ તેને સ્થાયી એવી વસ્તુઓની બહુલતામાંથી ગતિની ઉત્પત્તિ સમજાવવામા મુશ્કેલી પડી. આથી તેણે તર્કને આ સમજૂતી માટે લીધો પરંતુ, આ તર્ક ગતિશીલ વિશ્વ સાથે કે આદિમ બીજોના અગણિતપણા સાથે

૫૯ Ibid Pp 121–122.
૬૦ Ibid P 882
૬૧ Ibid P 124

સંબંધિત ન હોવાથી, વિશ્વસર્જન અને ગતિશીલતાની યથાર્થ સમજૂતી મળતી નથી. પ્લેટોમાં પણ આ મુશ્કેલી છે પ્લેટો અનુસાર અમુક ભાત કે રચના અનુસાર ઇશ્વર સર્જન કરે છે પરતુ અહી પ્રશ્ન એ થાય છે કે આ ભાત સાથે તેનો શો સબંધ છે? આ ભાત કે નમુનો સર્જિત છે કે અસર્જિત છે? પ્લેટો કહે છે કે તેનુ સર્જન હોઇ શકે નહી કારણ કે તેનુ સર્જન થાય તો તે અપૂર્ણ બને છે વળી આથી ઈશ્વર આ અપૂર્ણ નમૂના પ્રમાણે સર્જન કરે છે તેમ થાય અને તે ઇશ્વરના શુભત્વ સાથે સુસગત બને નહી. પરતુ જો તે અરચિત હોય તો કાતો ઇશ્વર તેથી નિમ્ન કક્ષાએ કે કાતો તેની સરખી કક્ષાએ હોય આમ અહી સર્જન અને તેના સર્જકના સબધની મુશ્કેલીનુ નિવારણ થતુ નથી

માયાવાદી અને પ્લેટોના મતવ્યોની ભૂલ, સર્જનના સિદ્ધાતને અતિમ સત્તાથી અલગ ગણવામાં રહેલી છે આના પરિણામે માયાવાદી મતવ્ય વિશ્વને અસત્ય ગણે છે જ્યારે પ્લેટોના મતવ્યમા પદ્ધતિની એકતા તૂટે છે અને અતિમ સિદ્ધાંત સર્જક અને વિશ્વથી અલગ પડે છે હેગલ ઘણી, સર્જક સર્જિત વિશ્વ વચ્ચેનુ સાતત્ય જાળવી રાખવામાં સફળ થાય છે પરતુ તે, આ કાર્ય, તર્કની સહાયથી કરે છે અને વિચારક્રિયાને જ સમગ્ર ગણે છે તેમા દેવી સકલ્પને કે જ્ઞાનની અતિમાનસીય શક્તિને ધ્યાનમાં લેવામા આવ્યા નથી શ્રી અરવિંદનો, સર્જક તરીકે અતિમાનસ અગેનો ખ્યાલ, માયાવાદી અને પ્લેટોના મતવ્યોની મુશ્કેલીથી મુક્ત છે ૬૨

**અતિમાનસની ચેતનાની સ્થિતિઓ** અતિમાનસની વિશ્વ-સ્થાપન ચેતનાની ત્રણ સામાન્ય સમતોલ સ્થિતિઓ છે પહેલી, વસ્તુઓના આત્મ-સક્રાન્ય એકતા વ્યાપે છે બીજી, એકમા અનેક અને અનેકમા એકની અભિવ્યક્તિના અવલબન માટે આ એકતાનુ રૂપાંતર કરે છે અને ત્રીજી વૈવિધ્યમય વૈયક્તિકતાની ઉત્ક્રાંતિના અવલબન માટે, આ એકતાનુ વધુ રૂપાતર કરે છે અજ્ઞાનને કારણે નિમ્ન કક્ષાએ આ વૈવિધ્યમય વૈયક્તિકતા આપણામા અલગ અહનો ભ્રમ બને છે હકીકતમા આ ત્રણેય સ્થિતિઓ એક જ સત્ય છે સત્ના સત્યનો આનદ એક જ છે પરતુ, આ આનદના ઉપભોગમા વૈયક્તિક આત્માની કક્ષા ભિન્ન છે આમ છતાં કોઇ સ્થિતિને

૬૨ An Introduction To The Philosophy of Sri Aurobindo Pp 17-19

ભ્રમ કે અસત્ય ગણી શકાય નહી ઉપનિષદો પણ આ અનુભવને યથાર્થ ઠરાવે છે પરંતુ સામાન્ય કક્ષાની મનોમયતા આધ્યાત્મિક અનુભવના કોઈ એક પાસાને અસમતુલિત મહત્વ આપીને તેને એકમાત્ર સત્ય ગણે છે અને વિભાજન કરતા મનોમય તર્કની ભાષામા તેનુ કથન કરે છે આને પરિણામે તત્ત્વજ્ઞાનની, એકબીજાથી વિરોધી, પદ્ધતિઓ ઉત્પન્ન થાય છે આમ ઐક્ય સાધતી ચેતનાના એકમાત્ર સત્યને જ લક્ષમા લઈએ તો આ એકતાની લીલા કે ક્રિયાને ભ્રમ ગણીશુ અનેકમાં એકની લીલા કે ક્રિયાને મહત્વ આપીએ તો આપણે એકતાને મર્યાદિત કે વિશિષ્ટ એકતા ગણીશુ અને વૈયક્તિક આત્માને સર્વોચ્ચ આત્માનુ સ્વરૂપ કહીશુ પરંતુ સાથે કેવળ એકત્વની શુદ્ધ ચેતનાના અનુભવને નકારીશુ વળી ભિન્નતાની લીલાને મહત્વ આપીને આપણે સર્વોચ્ચ આત્મા અને માનવઆત્માને સનાતન રીતે ભિન્ન ગણીશુ અને આ ભિન્નતાને દૂર કરતા અને ભિન્નતાથી પર જતા અનુભવની યથાર્થતા નકારીશુ આમ વિવિધ મતવ્યોમા સત્યનો અંશ છે પરંતુ તે પૂર્ણ સત્ય નથી શ્રી અરવિંદ કહે છે કે બ્રહ્મની પૂર્ણતા આપણા એકતાના અને અનેકતાના વિચારોથી મર્યાદિત થતી નથી. અનેકતાની અભિવ્યક્તિની ભૂમિકા એકતા છે અને અનેકત્વ એકત્વમાં પુનઃ પ્રવેશ માટેની તથા દૈવી અભિવ્યક્તિની એકતાના ઉપભોગ માટેની ભૂમિકા છે[૬૩]

હવે પ્રશ્ન એ રહે છે કે અતિમાનસના માધ્યમ દ્વારા આ સર્જનની પ્રક્રિયા કેવી રીતે થાય છે

## સર્જનની પ્રક્રિયા

**વિશ્વોનો ક્રમ** શ્રી અરવિંદ દર્શાવે છે કે આપણુ જ્ઞાન અજ્ઞાન અને પ્રકાશ–અંધકારનુ મિશ્ર વિશ્વ સિવાય બીજુ કોઈ સર્જન અસ્તિત્વ ધરાવતુ નથી એવી માન્યતા યથાર્થ નથી આપણા પ્રાચીન દ્રષ્ટાઓએ ચેતનતત્ત્વની પૂર્ણ અભિવ્યક્તિના શુદ્ધ સર્જનનુ કથન કર્યું છે અને તેની સાથેના આપણા વ્યવહારની શક્યતા પણ દર્શાવી છે આનું સર્જન ઉપરિ ગોળાર્ધમા છે અને તે સર્વ સર્જનાનુ શિખર છે વિશ્વોનો ક્રમ સમજાવતાં તેઓ કહે છે કે પ્રાણવિશ્વના દબાણને કારણે આપણે જેનાથી પરિચિત છીએ તે સ્વરૂપોમા પ્રાણની અભિવ્યક્તિ અને વિકાસ થાય છે અને માનસ–વિશ્વના દબાણને કારણે માનસની અભિવ્યક્તિ અને વિકાસ થાય

૬૩ L D Pp 135 139

છે. આવી જ રીતે અતિમાનસીય અને આધ્યાત્મિક 'વિશ્વોના દબાણને કારણે ભૌતિક સ્તરમાં અતિમાનસીય અભિવ્યક્તિ અને વિકાસ શક્ય બને છે. વિશ્વોના આ ક્રમમાં આપણી માનવચેતના એક વચગાળાની કક્ષા અને સાધન છે.[૬૪] આ બધાં સ્તરો કે પદ્ધતિઓ, આપણા ભૌતિક વિશ્વ સાથે અસ્તિત્વ ધરાવે છે. આપણાં પ્રાણ, માનસ અને ચૈતન્યનો વિકાસ ઉચ્ચ સર્જનનાં સૂચક છે. આમ વિકાસની પ્રક્રિયા બે બળોના સહકારથી થાય છે. આ છે નિમ્નકક્ષાની શક્તિનું ઉર્ધ્વગામી વલણ અને ઉચ્ચ શક્તિનું નિમ્નકક્ષામાં અવતરણ તથા ઉચ્ચ કક્ષામાં પ્રત્યાગમન.[૬૫]

**અજ્ઞાનમાં અવતરણ અને તેનો હેતુ :** આપણા જ્ઞાન–અજ્ઞાનના તબક્કાના સર્જનને શ્રી અરવિંદ આત્મતત્ત્વનું અજ્ઞાનમાં અવતરણ કહે છે. આની વિગત આપતાં તેઓ જણાવે છે કે સત્‌ની, આપણા વિશ્વમાં અભિવ્યક્તિ, અવતરણનું સ્વરૂપ લે છે. આથી ઉત્ક્રાંતિ અને વિકાસનો પ્રારંભ થાય છે. આનો સૌથી નિમ્ન તબક્કો ભૌતિકતત્ત્વ અને સૌથી ઉચ્ચ તબક્કો આત્મતત્ત્વ છે. આ અવતરણમાં અભિવ્યક્ત આત્મા કે અભિવ્યક્ત ચેતનાની સાત કક્ષાઓ છે. આમાંની પહેલી ત્રણ કક્ષાઓ મૂળ કક્ષાઓ અને મૂળભૂત સિદ્ધાંતો છે અને તે ચેતનાની વૈશ્વિક સ્થિતિઓ છે. આપણે આ કક્ષાએ ઉર્ધ્વગમન કરવાનું છે સત્‌, ચિત્‌ અને આનંદની એકતાની આ કક્ષાઓ છે. ચોથી કક્ષા છે અતિમાનસીય ઋત–ચિત્‌ કે સત્ય–ચેતના અને તે સચ્ચિદાનંદની ત્રેવડી કક્ષા સાથે સંબંધિત છે. અનંત અનેકતામાં એકતાની અભિવ્યક્તિ કરતો આ સિદ્ધાંત, અનંત સત્‌ની આત્મનિર્ધારિતપણાની લાક્ષણિક શક્તિ છે સર્વોચ્ચ સત્‌, ચિત્‌, આનંદ અને અતિમાનસની ચતુર્વિધ શક્તિની ઉપરિ ગોળાર્ધમાં અભિવ્યક્તિ, આત્મતત્ત્વના આત્મજ્ઞાન ઉપર આધારિત છે. નિમ્ન ગોળાર્ધમાં માનસ, પ્રાણ અને ભૌતિકતત્ત્વની કક્ષાઓ રહેલી છે. આ બધામાં વધુ ઉચ્ચ સિદ્ધાંતની શક્તિ રહેલી છે, પણ અજ્ઞાનતાને કારણે માનવી આ બધાંને આધ્યાત્મિક મૂળથી અલગ ગણે છે અને અવિભાજિત સત્‌ને વિભાજિત ભાગો તરીકે લે છે.[૬૬] આત્મતત્વ કે સચ્ચિદાનંદ અતિમાનસ દ્વારા નિમ્ન ગોળાર્ધમાં અવતરણ કરે છે.

---

૬૪. Ibid P. 696

૬૫. Ibid P. 704

૬૬. Ibid P. 591

નિમ્ન ગોળાર્ધના અજ્ઞાનમાં અવતરણનો હેતુ સમજાવતાં શ્રી અરવિંદ કહે છે કે આ અવતરણ કોઈ ભૂલ, પતન કે શાપ નથી પરંતુ, હેતુપુરઃસરનું અવતરણ છે. અનેકવિધતાઓને અખિલ આનંદથી સભર કરવા અને તેને શોધવા, અનંત સતની શક્યતા સિદ્ધ કરવા, ભૌતિકતત્ત્વમાંથી દૈવી મંદિરની રચના કરવા માટે ભૌતિક વિશ્વમાં, આત્માનું અવતરણ થાય છે. [૬૭]

તપસ્ : અજ્ઞાન, જ્ઞાનની ગતિનો અંશ કેવી રીતે હોઈ શકે અને અજ્ઞાનનું ઉપયોજન શો હેતુ સારે છે તે સમજાવતાં શ્રી અરવિંદ કહે છે કે બ્રહ્મ માત્ર ચિત્ કે ચેતના જ નથી; તે શક્તિ પણ છે કારણ કે, ચિત્ પોતે શક્તિ છે. વેદોમાં તેને તપસ્ કહેલ છે. તપસ્નો શબ્દાર્થ છે : તાપ કે ગરમી. પરંતુ વૈદિક અર્થ અનુસાર તે પોતાના ઉપર કે પોતાના વિષયઉપર કાર્ય કરતી ચિત્-શક્તિ છે. આ અર્થમાં વિશ્વની ઉત્પત્તિ તપસમાંથી થઈ છે. [૬૮] જો આપણી ચેતનામાં અવગાહન કરીએ તો જણાશે કે તપસ્ ખરેખર આપણામાં રહેલ સૌથી ચોક્કસ અને ક્રિયાશીલ શક્તિ છે. આપણામાં આ ક્રિયાશીલતા બે બાબતો ઉપર જ કાર્ય કરી શકે છે. એક છે આપણે પોતે કે આંતરિક વિશ્વ અને બીજી છે આપણી બહારનું અને આજુબાજુનું, વસ્તુઓ અને પ્રાણીઓનું, વિશ્વ. પરંતુ સચ્ચિદાનંદમાં આ ક્રિયાશીલતાનું કાર્ય, આપણા જેવું નથી આનું કારણ એ છે કે ત્યાં આંતરિક અને બાહ્ય, આત્મા અને અનાત્મા એવા ભેદો નથી. તે એક અને અવિભાજ્ય છે. આપણી જેમ તપસ્, બ્રહ્મની ચેતનાના કાર્યનું સ્વરૂપ છે પરંતુ, તે અવિભાજિત સતની પૂર્ણ ચેતનાનું પૂર્ણ તપસ્ છે.

બ્રહ્મની સક્રિય અને નિષ્ક્રીય ચેતના : આપણી ટેવને કારણે, આપણા તપસ્ કે ચિત્-શક્તિને સક્રિય ચેતના સાથે સંબંધિત ગણીએ છીએ; જ્યારે આપણી ચેતનાના નિષ્ક્રીય ભાગને આપણે સંકલ્પ કે ચિત્-શક્તિ સાથે સંબંધિત ગણતા નથી. પરંતુ આ શક્તિ, આપણી સક્રિય અને નિષ્ક્રીય બન્ને સ્થિતિઓની ચેતનામાં, રહેલી છે. આવી જ રીતે બ્રહ્મની સક્રિય અને નિષ્ક્રીય એવી બન્ને ચેતના તપસ્ કે ચેતનાની શક્તિની એકાગ્રતા છે. આપણે જેને બ્રહ્મની નિષ્ક્રીયતા કહીએ છીએ તેમાં બ્રહ્મ પોતાના તપસ્ને અનામત રાખે છે; જ્યારે તેનું પ્રવૃત્તિમાં ઉપયોજન કરે છે ત્યારે તેને

૬૭ Ibid P. 527
૬૮ Ibid P. 509 F. N.

આપણે સક્રિય કહીએ છીએ. આમ નિષ્ક્રીયતા એ શક્તિનો, તપસનો મહાન સંગ્રહ છે અને તેમાંથી સર્જનના વધુને વધુ કાર્યો થતા રહે છે. આથી અભિવ્યક્ત અને સક્રિય ચેતના, જેને આપણે નિષ્ક્રીય ચેતના કહીએ છીએ, તેનો એક નાનો અંશ છે. આ પરિવર્તન અને રૂપાંતરમાં બ્રહ્મની શક્તિનો ઘટાડો થતો નથી. શ્રી અરવિંદ નિષ્ક્રીય ચેતનાને એક કુંડ કે તળાવના શાંત સ્વરૂપ સાથે અને સક્રિય ચેતનાને તેમાંથી વહેતી સરવાણીઓ સાથે સરખાવે છે. આ રીતે દરેક પ્રવૃત્તિ કે સક્રિયતા પાછળ બ્રહ્મની નિષ્ક્રીય શક્તિ રહેલી છે. આત્મ-સંગ્રહની સ્થિતિમાં રહેલી અને સર્જનના આત્મ-કાર્યમાં ગતિશીલ એવી ચેતનાઓ, બ્રહ્મની એક જ ચેતના છે. આથી નિષ્ક્રીયતા એ જડતાની અશક્તિ નથી પરંતુ આત્મ-અનામત શક્તિની સમતુલા છે. જાગ્રત અને સ્વપ્નની અવસ્થામાં માનવીની ચેતનાની સક્રિયતા અને નિષ્ક્રીયતાની સ્થિતિઓ એક પછી એક આવે છે પરંતુ, બ્રહ્મની ચેતનાની સ્થિતિઓ આવી નથી. જો બ્રહ્મની ચેતનાની આ સ્થિતિઓ એક પછી એક એમ આવતી હોય તો જ્યાં સુધી વિશ્વનું અસ્તિત્વ છે ત્યાં સુધી બ્રહ્મની નિષ્ક્રીય ચેતના નહી હોય અને માત્ર ક્રિયાશીલતા જ હશે. વળી જો વિશ્વ કે સર્જનનો વિલય થાય તો બ્રહ્મની ક્રિયાશીલ ચેતના રહેશે નહી. આથી બ્રહ્મની નિષ્ક્રીયતા અને સક્રિયતા એકસાથે અસ્તિત્વ ધરાવે છે, એક પછી એક એમ નહી. આમ છતા બ્રહ્મની આ બંને સ્થિતિઓ દ્વારા બ્રહ્મના સમગ્ર સ્વરૂપને આવરી લેવામાં આવતું નથી કારણ કે, તે પારગામી સત્તા છે. ગીતામાં કહ્યુ છે કે યસ્માત્ ક્ષરમતીતોઽહમક્ષરાદપિ ચોત્તમઃ આમ બ્રહ્મ પોતાના ક્ષર અને અક્ષર બંને પાસાથી પર છે[૬૯]

આમ શ્રી અરવિંદ અંતિમ સત્તાને ચિત્-શક્તિ તરીકે લે છે, અને સર્જન માટે તેની આત્મ-મર્યાદાની આવશ્યકતા દર્શાવે છે આથી અંતિમ સત્તા અને વિશ્વના સર્જન વચ્ચેનું સાતત્ય જળવાઈ રહે છે વળી તેમની વચ્ચેના વ્યવહારનું, આથી, સ્થાપન થાય છે

## અવતાર

**અવતારનો ક્રમ :** ઉત્ક્રાંતિની પ્રક્રિયા, આત્મતત્ત્વના અજ્ઞાનમાં અવતરણને કારણે થાય છે. પરંતુ આ સામાન્ય સ્વરૂપના અવતરણને

૬૯ Ibid Pp 511-514

અદલે કેટલીકવાર વિશિષ્ટ સ્વરૂપના અવતરણની આવશ્યકતા રહે છે. આને શ્રી અરવિંદ અવતાર કહે છે. પુરાણોમા વિષ્ણુના અવતારોનો, નિમ્ન-માનવકક્ષામાંથી અધિમાનસીય અતિમાનવીની કક્ષાનો ક્રમ આપવામા આવ્યો છે, તે ઉત્ક્રાંતિની પ્રગતિશીલ પ્રક્રિયાનુ એક રૂપક છે. આ છે ક્રમશઃ મત્સ્યાવતાર, જળચર અને ભૂચર પ્રાણી વચ્ચેની સ્થિતિ ધરાવનાર કુર્માવતાર, ભૂચર પ્રાણી તરીકે વરાહાવતાર, પશુ અને માનવીનું મિશ્ર સ્વરૂપ ધરાવતો નરસિંહાવતાર, શારીરિક રીતે ટૂંકા કદનો છતા પોતાનામાં ઈશ્વરનો અંશ ધરાવનાર વામનાવતાર. ત્યારબાદ રાજસી, સાત્ત્વિક અને નિર્ગુણ અવતારો તરીકે અનુક્રમે પરશુરામ, રામચંદ્ર અને બુદ્ધ થયા આ વિકાસમા અધિમાનસીય અતિમાનવી સ્વરૂપે શ્રીકૃષ્ણનો અવતાર થયો શ્રીકૃષ્ણ, બુદ્ધ અને કલ્કી અવતારો, આધ્યાત્મિક વિકાસના છેલ્લા ત્રણ તબક્કાઓ દર્શાવે છે. શ્રી કૃષ્ણ અધિમાનસની શક્યતાઓને સ્પષ્ટ બનાવે છે. બુદ્ધ સર્વોપરિ મુક્તિ માટે આગળ વધે છે. પરંતુ, આ મુક્તિ નિષેધાત્મક છે કારણ કે, તેમા ઉત્ક્રાંતિને વિધિવાચી રીતે સંપૂર્ણ બનાવવા, વિશ્વમા પુનઃ પ્રવેશ થતો નથી. કલ્કી વિરોધી આસુરી બળોનો નાશ કરીને પૃથ્વી ઉપર દૈવી સામ્રાજ્ય સ્થપાશે[૭૦] આ અવતારો વચ્ચેના જીવનનો નિર્દેશ ગીતામા જોવા મળે છે. શ્રી કૃષ્ણ દર્શાવે છે કે તેમના આ અવતાર પહેલા અનેક જન્મો થઈ ચૂક્યા છે.[૭૧]

**અવતારનો હેતુ:** ગીતાના ચોથા અધ્યાયમા અવતારનો હેતુ સ્પષ્ટ કરતાં શ્રી કૃષ્ણ કહે છે કે "સત્પુરુષોના રક્ષણ માટે, દુષ્ટોના વિનાશ માટે અને ધર્મની સ્થાપના માટે હું યુગે યુગે પ્રગટુ છું." પરંતુ શ્રી અરવિંદ કહે છે કે ધર્મની સ્થાપના જ અવતારનુ એક માત્ર ધ્યેય હોઈ શકે નહીં કારણ કે, તે પોતે એક પર્યાપ્ત ધ્યેય નથી. અવતાર થવાનુ જે એક વધારે ઉચ્ચ પ્રયોજન છે અને જે એક પરમ અને દિવ્ય કાર્ય કરવાનુ છે તેને માટેની પરિસ્થિતિ, ધર્મસ્થાપના કરી આપે છે તેટલા માટે ધર્મને સુરક્ષિત રાખવાનો હોય છે. દિવ્ય જન્મની—અર્થાત્ અવતારની બે બાજુઓ છે એક બાજુ નારાયણનું નરમાં નર રૂપે અવતરવુ — પ્રભુનું માનવતામાં અવતરણ થાય છે તે. આ પ્રભુનો માનવતામા થયેલો સનાતન અવતાર છે. બીજી બાજુમા નરનુ નારાયણ રૂપ થવુ —માનવનું પ્રભુતામા આરોહણ એ માનવનો દિવ્ય ચેતનામાં નવજન્મ છે, એ

૭૦ Shri Aurobindo's Philosophy of Evolution p ૨૩

૭૧. બહૂનિ મે વ્યતીતાનિ જન્માનિ અ. ૪ શ્લો ૫

પણ અવતાર છે. પ્રભુના અવતારનો અને એ જે ધર્મરક્ષા કરે છે તેનો હેતુ નરને નારાયણ થવામા—માનવને પ્રભુતામા આરોહણ કરવામાં, સહાય કરવાનો હોય છે. વધુમા શ્રી અરવિંદ દર્શાવે છે કે નરનું નારાયણમાં ઉત્થાન થવાનું ન હોય અને પ્રભુનો માનવીમા જે અવતાર થાય છે તે માનવીના પ્રભુતામાં આરોહણમાં સહાય કરવા માટે ન હોય તો, કેવળ ધર્મનું રક્ષણ કરવા માટે અવતારનું થવું એ એક અતિ મર્યાદિત ઘટના લાગે છે. કારણ કે કેવળ ધર્મનાં, ન્યાયના કે પુણ્ય અને સદાચારના ધોરણોનું રક્ષણ પ્રભુને કરવુ હોય તો તેઓ પોતાના સર્વશક્તિમાનપણા દ્વારા સામાન્ય સાધનોનો આશ્રય લઈને પણ સાધી શકે છે. આમ પોતે અવતાર લીધા વિના આ કાર્ય મહાપુરુષો, ઋષિમુનિઓ, રાજાઓ અને ધર્મગુરુઓના જીવન અને કાર્ય દ્વારા કરી શકે છે આને માટે અવતારની આવશ્યકતા રહેતી નથી અવતાર તો માનવીની પ્રકૃતિમા દૈવી પ્રકૃતિને પ્રગટ કરે છે અવતાર ધર્મની સ્થાપના કરે છે તે માનવીનું દિવ્યતામાં ઉર્ધ્વગમન સાધવાના હેતુ માટે કરે છે. પ્રત્યેક અવતાર જનસમાજ સમક્ષ પોતાનુ દૃષ્ટાંત રજૂ કરે છે અને એમ પણ જાહેર કરે છે કે પોતે જ માનવીના ઉત્થાનનો માર્ગ અને દિવ્યતાનુ પ્રવેશદ્વાર છે વળી માનવતા અને પ્રભુતા બંને એક જ છે માનવીને, પુત્ર પોતે અને પોતાને જન્મ આપનાર સ્વર્ગમાં રહેલો એનો પિતા બને એક છે[૪૨]

આમ શ્રી અરવિંદ અનુસાર અવતરણનો હેતુ માનવી શુ બની શકે છે તે દર્શાવવાનો છે. પોતાના શરીરને છોડયા વિના ઈશ્વર બની શકવાનુ સામર્થ્ય, માનવી ધરાવે છે તે આ અવતાર દ્વારા સ્પષ્ટ થાય છે પોતાના મર્યાદિત સ્વરૂપને કારણે પોતના અને દૈવી સત્ વચ્ચેના પડદાને માનવી દૂર કરી શકતો નથી, તે ઈશ્વરના માનવીમાં અવતરણને પરિણામે દૂર થાય છે શ્રી અરવિંદ કહે છે કે ગીતાનુ હાર્દ પણ અવતારનો આ સાચો હેતુ પ્રબોધે છે. ગીતાના દસમા અધ્યાયમા આદિ અને દૈવી સત્ એવા શ્રી કૃષ્ણ પોતાને વિભૂતિ તરીકે વર્ણવે છે અને અનેક પદાર્થો, વ્યક્તિઓ અને ભાવનોમા પોતાની અભિવ્યક્તિઓની વિગત આપે છે આમ અનેક જીવનમા તેણે પૂર્ણ દૈવી ચેતનાને અગોચર રાખીને, વિભૂતિ તરીકે અભિવ્યક્ત કરી છે આથી એમ કહી શકાય કે સામાન્ય રૂપાંતરને સહાય કરવા વિભૂતિ તરીકે અને પરિવર્તનના મહાન તબક્કાઓએ અવતાર તરીકે ઈશ્વરની અભિવ્યક્તિનુ

૪૨. ગીતા નિબંધો ગ્રંથ ૧ પૃષ્ઠ ૨૪૮-૨૫૦

ધ્યેય ઉત્ક્રાંતિને આગળ ધપાવવાનું અને ઉર્ધ્વગમન દ્વારા પોતાના મૂળ સ્વરૂપને પામવાનું છે.

## સંદર્ભ ગ્રંથો


૧. Sri Aurobindo : The Life Divine (1965) : Indian Library Society N. Y.

૨. Chaudhari (Ed.) : *The Integral Philosophy of Sri Aurobindo* (1960) : Allen and Unwin.

૩. Brightman . An Introduction To Philosophy (1963) : Holt Rinehart.

૪. Bhattacharya : The Principles of Philosophy (1959) . Calcutta University.

૫. Ashok Kumar : 'A Comparative Study of The Concept of Liberation In Indian Philosophy (1967) : Girdharlal Keshavdas, Burhanpur.

૬. Bergson : Matter And Memory (1950) : Allen and Unwin

૭. Maitra · An Introduction To The Philosophy of Sri Aurobindo (1965) : Sri Aurobindo Ashram

૮. Madhusudan : Sri Aurobindo's Philosophy of Evolution (1966) : *Institute of Human Studies*, Hyderabad.

૯. અંબાલાલ પુરાણી (અનુ.) : શ્રી અરવિંદ ગીતા નિબંધો ગ્રંથ ૧ (૧૯૫૧) શ્રી અરવિંદ કાર્યાલય, આણંદ.

## પ્રકરણ : ૧૦

# ઉત્ક્રાંતિ : વિવિધ મંતવ્યો

આત્મતત્ત્વના નિમ્ન ગોળાર્ધમા અવતરણને પરિણામે સર્જન અને વિકાસ થાય છે. આમ ઉત્ક્રાંતિની પ્રક્રિયા, અવતરણની પ્રક્રિયાને કારણે શક્ય બને છે. આત્મતત્ત્વના ભૌતિકતત્ત્વમા, પ્રાણમા અને માનસમા અવતરણને પરિણામે આ બધાનો વિકાસ થાય છે ઉત્ક્રાંતિની પ્રક્રિયા સમજાવતા વિવિધ મંતવ્યોના સંદર્ભમા શ્રી અરવિંદનુ પૂર્ણવાદી દૃષ્ટિબિંદુ વધુ સંતોષપ્રદ છે

ઓગણીસમી સદીમા, જીવનશાસ્ત્રમા ડાર્વિનના સંશોધનોના પરિણામે વિશ્વને ઉત્ક્રાંતિનો વૈજ્ઞાનિક સિદ્ધાંત મળ્યો. તેને મનોવિજ્ઞાન, ખગોળશાસ્ત્ર, ભુસ્તરશાસ્ત્ર અને નૃવંશશાસ્ત્રના સંશોધનોએ પણ પુષ્ટિ આપી જ્ઞાન અને વિજ્ઞાનના વિવિધ ક્ષેત્રોમા ઉત્ક્રાંતિના સિદ્ધાંતે ક્રાંતિ કરી છે તત્ત્વજ્ઞાન પણ આ અસરથી મુક્ત નથી

પુરાતન કાળના અને હર્બર્ટ સ્પેન્સર પહેલાના આધુનિક તત્ત્વચિંતકોને આ વૈજ્ઞાનિક સંશોધનોનો લાભ મળ્યો ન હતો આમ છતા એરિસ્ટોટલ, તત્ત્વજ્ઞાના અને જીવશાસ્ત્રી બને હોવાથી, પોતાના ચાર કારણોના સિદ્ધાંત દ્વારા ભૌતિકતત્ત્વનો વિકાસ શુદ્ધ એવા રૂપમા વ્યવસ્થિત રીતે થાય છે તેમ દર્શાવે છે આમ છતા જીવંત એકમની વૃદ્ધિ અને વિકાસ વિશેના જીવશાસ્ત્રના અને વ્યક્તિત્વ-વિકાસના સંબંધ અંગે મનોવિજ્ઞાનના સંશોધનો આધુનિક હોવાથી, તેઓ આ બન્ને વિજ્ઞાનો તથા બીજા વિજ્ઞાનોના સંશોધનોની નક્કર ભૂમિકાથી વંચિત હોય એ સ્વાભાવિક છે આવુ જ સાંખ્યના સિદ્ધાંત અંગે છે શ્રી અરવિંદની, ઉત્ક્રાંતિ વિશેની સમજૂતીમા આધ્યાત્મિક અનુભવ, વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુ અને બૌદ્ધિક સુસંગતિનો સુમેળ થયો છે ઉત્ક્રાંતિ અંગેના આધુનિક દૃષ્ટિબિંદુઓના પરિચય પહેલા ઉત્ક્રાંતિના ખ્યાલના વિકાસની નોંધ અત્રે આવશ્યક છે.

બની રહે છે. વારસાગત પરિવર્તન અંગેના જીવશાસ્ત્રના સંશોધનોને પરિણામે જાણવા મળ્યું છે કે આવા રૂપાંતરો માત્ર વારસાગત પ્રાપ્ત થયેલ ગુણોનું જ પરિણામ નથી. ઉત્ક્રાંતિમાં નવું સર્જન પણ થાય છે. ડાર્વિનના સિદ્ધાંતમાં રૂપાંતરોને જોડતી આવી વારસાગત કડીઓનો અભાવ છે આથી તેમાં વિવિધ કક્ષાઓ વચ્ચેનું અંતર વણપુરાયેલું રહ્યું છે. આ ઉપરાંત 'યોગ્યતમની જીવિતા'નું તેમનું સમીકરણ યાંત્રિક એવું માત્ર એકપક્ષી દૃષ્ટિબિંદુ રજૂ કરે છે

**સ્પેન્સરનું મંતવ્ય** ઉત્ક્રાંતિના વિજ્ઞાનની અસર હેઠળ તાત્ત્વિક પદ્ધતિની સૌ પહેલી રચના સ્પેન્સરે કરી હતી. તેણે પણ યાંત્રિક દૃષ્ટિબિંદુ સ્વીકાર્યું છે. ઉત્ક્રાંતિની ક્રિયાનું અર્થઘટન કરતા તેઓ દર્શાવે છે કે, તેમાં ભૌતિકતત્ત્વ અસ્પષ્ટ, અસંગત અને સમરૂપમાથી સ્પષ્ટ, સંગત અને ભિન્નરૂપ બને છે.[3] તેઓ ભૌતિકશક્તિના સંગઠન અને વિઘટનની યાંત્રિક પ્રક્રિયા દ્વારા અસ્તિત્વની વિવિધ કક્ષાઓની સમજૂતી આપે છે આંતરિક સંબંધોનું બાહ્ય સંબંધો સાથે સતત સમાનુકૂલન એટલે જીવન ઉત્ક્રાંતિના આ યંત્રવાદી દૃષ્ટિબિંદુની ટીકા કરતા બર્ગસાં કહે છે કે આવો સિદ્ધાંત ઉત્ક્રાંતિનું વિજ્ઞાન હોઈ શકે; તત્ત્વજ્ઞાન નહીં. વૈજ્ઞાનિક અને યાંત્રિક સિદ્ધાંતોની અપૂર્ણતા દર્શાવતાં તેઓ કહે છે કે જો સંયોગો સાથે સમાનુકૂલન એ ઉત્ક્રાંતિનું નિર્ણાયક ઘટક હોય તો આ પ્રક્રિયા હજારો વર્ષો પૂર્વે બંધ પડી જવી જોઈતી હતી. નિમ્ન કક્ષાના ગણાતા અનેક જીવો, સર્વેન્દ્રિય કક્ષાના માનવી જેવી જ, સંયોગો સાથે સાનુકૂળતા ધરાવે છે અને જીજીવિષામાં હજી સુધી ટકી રહ્યા છે. આથી જીવંત એકમને વધુને વધુ જટિલતા પ્રાપ્ત કરીને જોખમ વધારવાની શી જરૂર પડી તેની સમજૂતી મળતી નથી.[4] આ ઉપરાંત તેમાં ભૌતિકતત્ત્વ અને ગતિના અચેતન સિદ્ધાંતમાંથી વિશિષ્ટ બંધારણ અને વર્તન ધરાવતા પ્રાણ અને માનમના ઉદ્ભવ અંગે સ્પષ્ટતા થતી નથી શ્રી અરવિંદ દર્શાવે છે કે આપણે ભૌતિકતત્ત્વમાંથી પ્રાણ અને માનસનો વિકાસ થયો છે એમ કહીએ છીએ ત્યારે માત્ર ઉત્ક્રાંતિની પ્રક્રિયાનું કથન કરીએ છીએ, સમજૂતી આપતા નથી. જ્યાં સુધી આપણે ભૌતિકતત્ત્વમાં અગોચર રીતે પ્રાણ અને પ્રાણમાં અગોચર રીતે રહેલ માનસની અભિવ્યક્તિ

3 History of Philosophy · Eastern And Western Vol II P. 355

૪. Introduction To Modern Philosophy P 88

ઉત્ક્રાંતિમાં થાય છે તેમ ન લઈએ ત્યાં સુધી ઉત્ક્રાંતિની પ્રક્રિયાનું કથન કરીએ છીએ, સમજૂતી આપતા નથી.[૫] ડાર્વિન અને સ્પેન્સરના પ્રકૃતિવાદી યાંત્રિક દૃષ્ટિબિંદુઓમાં આધ્યાત્મિક પ્રગતિને સ્થાન નથી

## બર્ગસાંનું દૃષ્ટિબિંદુ

**સર્જનાત્મક ઉત્ક્રાંતિ :** પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનમાં ઉત્ક્રાંતિના યાંત્રિક સિદ્ધાંતને બદલે જીવનશક્તિ કે આંતરિક પ્રેરકનો ચેતનવાદી સિદ્ધાંત આપવાનો સૌ પહેલો યશ, બર્ગસાંને ફાળે જાય છે. સર્જનાત્મક ઉત્ક્રાંતિ અંગેના તેમના આ વ્યાખ્યાની અસર લગભગ બધા પાશ્ચાત્ય ઉત્ક્રાંતિવાદી ચિંતકો ઉપર સ્પષ્ટ જણાય છે.

બર્ગસાંના મતે સમગ્ર અસ્તિત્વ જીવનશક્તિ કે પ્રાણશક્તિની અભિવ્યક્તિ છે. ઉત્ક્રાંતિની પ્રક્રિયા યાંત્રિક નથી તેમ ધ્યેયગામી પણ નથી. ઉત્ક્રાંતિ સર્જનાત્મક છે. તેમાં શેનો ઉદ્‌ભવ થવાનો છે તેનું ભવિષ્યકથન કરી શકાય નહીં. વિવિધ માર્ગોએ થતો જીવનશક્તિનો સ્ફોટ એ જ ઉત્ક્રાંતિ છે. આ સ્ફોટનું કે સ્રોતનું કેન્દ્ર કોઈ સ્થાયી બાબત નથી, તે માત્ર પ્રક્રિયા જ છે[૬] યાંત્રિક જડતા અને નિયતિને નકારવાના પોતાના પ્રયાસોમાં બર્ગસાંએ, ઉત્ક્રાંતિના સિદ્ધાંતમાંથી, હેતુવાદને વિપર્યસ્ત યંત્રવાદ[૭] ગણીને દૂર કર્યો છે. પરંતુ ઉત્ક્રાંતિની પ્રક્રિયાને સંપૂર્ણ રીતે અનિર્ણાયક ગણવાથી અને ધ્યેયગામિતા દૂર કરવાથી તો તે માત્ર અકસ્માત જ બની રહેશે અને સર્જનાત્મક ઉત્ક્રાંતિમાંથી સર્જનાત્મકતા જ દૂર થશે. જીવનશક્તિના સ્રોતનુ વહન ધ્યેયગામી ન હોય તો તે યાંત્રિક જ રહે છે હકીકતમાં ૧૯ મી સદીના જીવશાસ્ત્રના સ્થળમય યંત્રવાદને સ્થાને બર્ગસાં કાળમય યંત્રવાદ સ્થાપે છે આ ઉપરાંત કોઈપણ પ્રકારના ધ્યેય વિના થતી પ્રક્રિયા, વિશ્વના સુમેળને સમજાવી શકે નહીં

**બર્ગસાંના મંતવ્યમાં આત્મતત્ત્વનો અભાવ** શ્રી અરવિંદ કહે કે અસ્તિત્વના બધા પ્રશ્નો સુમેળના પ્રશ્નો છે આ સુમેળ આત્મતત્ત્વની

૫ L. D P 5
૬ Creative Evolution P 271
૭ Ibid P 45

## ઉત્ક્રાંતિ વિષેના ખ્યાલનો વિકાસ

માનવવિચારણાના ઇતિહાસને અવલોકતા જણાય છે કે વિશ્વ વિષેના માનવીના મતવ્યોમા તેની અભિરુચિ તે સમયના સમાજ, સસ્કૃતિ અને વાતાવરણ, પ્રકૃતિની પ્રક્રિયાનુ તેનુ જ્ઞાન અને બૌદ્ધિક સામર્થ્યના ધોરણે પ્રતિબિબિત થાય છે આમ જીવનનો ઇતિહાસ સમજવાના માનવીના પ્રયત્નોમા ઉત્ક્રાતિના ખ્યાલનો વિકાસ જોવા મળે છે પાશ્ચાત્ય વિચારધારામા સૌ પહેલા બે હજાર વર્ષો પૂર્વે બેબિલોનના ચિતકોએ આપેલુ વિશ્વનુ વર્ણન અનેકેશ્વરવાદી છે આરભના યુગોમા સર્જન વિષેની આ માન્યતાની અભિવ્યક્તિ દતકથાઓ, કાવ્યો અને પુરાણ કથાઓમા થઈ છે આ કથાઓમા સર્જક અમુક ચોક્કસ યોજના અનુસાર વિશ્વ રચે છે તેમ દર્શાવ્યુ છે તેમા માનવ ભાવારોપણ સાથે ચમત્કારના તત્ત્વને પણ વણી લેવામાં આવ્યુ છે આ દતકથાઓ અને તેમા ચમત્કારની માન્યતાઓને બદલે પ્રાકૃતિક કારણો દ્વારા બૌદ્ધિક દૃષ્ટિથી વિશ્વને સમજવાના પ્રયત્ન પણ પ્રાચીન સમયથી થયો છે આમા ડેમોક્રિટસ, હિરાક્લટિસ એમ્પિડોક્લસ એરિસ્ટોટલ અને લ્યુક્રેટિસના પ્રદાનો નોધપાત્ર છે આમા પણ સૌ પહેલા એરિસ્ટોટલે ઉત્ક્રાતિનુ સત્ય શોધવામા સારી પ્રગતિ કરી હતી અલબત્ત તે સમયના ખગોળશાસ્ત્રના જ્ઞાનના આધાર તેમણે, પૃથ્વીને મધ્યમા ગણીને ભૌતિક વિશ્વનુ ચિત્ર આપ્યુ હતુ, તે યથાર્થ નથી પરતુ વિશ્વના વિકાસની હકીકતની તેણે નોંધ લીધી છે સાખ્યે ઉત્ક્રાતિના આધ્યાત્મિક કોયતે મહત્વ આપીને આ અગે એક મહત્વનુ પ્રદાન કર્યું છે માનવીની ઉત્પત્તિ અગે પણ પ્રાચીન ચિતકોમાં વિભિન્ન માન્યતાઓ જોવા મળે છે પાયથાગોરસ, પ્લેટો અને એરિસ્ટોટલ અનુસાર માનવજાત પહેલેથી જ અસ્તિત્વ ધરાવે છે એપિક્યુરસ અને લ્યુક્રેટિસ અનુસાર અમુક તત્ત્વોમાથી માનવીનો ઉદ્ભવ થાય છે, જ્યારે બીજા કેટલાકના મતે અકસ્માત રીતે માનવી અને પ્રાણીઓ જમીનમાથી બહાર નીકળ્યા છે ખ્રિસ્તી બાઈબલ અનુસાર આદમ અને ઈવમાંથી સૃષ્ટિની ઉત્પત્તિ થઇ છે[1]

આમ વૈજ્ઞાનિક વિકાસ પહેલાની વિચારસરણીમાં જેમ તે યુગની તાસીર નુ પ્રતિબિબ પડેલુ છે તેમ વૈજ્ઞાનિક વિકાસના આધુનિક યુગમા પણ

1 Sri Aurobindo's Philosophy of Evolution Pp 26–32

વિવિધ મતવ્યોમા જે તે યુગની તાસીર વર્તાય છે. આ મંતવ્યોમાના કેટલાક મહત્ત્વના મતવ્યો નીચે અનુસાર છે,

ડાર્વિન અને સ્પેન્સરના યંત્રવાદી સિદ્ધાંતો

ડાર્વિનનું દૃષ્ટિબિંદુ : પ્રાણીઓ ઉપરના તેના સંયોગોની અસરના પ્રયોગો દ્વારા ડાર્વિને દર્શાવ્યુ છે કે દરેક જીવંત એકમ જીવિત રહેવા માટે પ્રયત્નો કરે છે આ પ્રયત્નોમા તે કેટલીક શક્તિ હાંસલ કરે છે આથી તે બીજા પ્રાણીઓને પહોચી વળી શકે છે, અને સંયોગો સાથે અનુકૂળતા સાધી શકે છે જીજીવિષાની આ પ્રક્રિયામા કુદરત આવી શક્તિ ધરાવનાર પ્રાણીઓની પસંદગી કરે છે પ્રાણીઓના વંશજોને આવી શક્તિ ઉત્તરોત્તર વધુને વધુ પ્રાપ્ત થતાં લાંબા સમય બાદ તે જીવંત એકમ કે પ્રાણીનુ સ્વરૂપ મૂળ પૂરોગામી સ્વરૂપ કરતા ભિન્ન બન્ને છે. આમ તદ્દન નવી જણાતી પ્રાણીની જાતિ દૃષ્ટિગોચર થાય છે. ઉત્ક્રાંતિની સમજૂતીમા તેઓ કેટલાક સિદ્ધાંતો આપે છે. એક છે 'અસ્તિત્વ માટેની મથામણ'નો કે 'જીજીવિષા'નો સિદ્ધાંત, આ સિદ્ધાંત અનુસાર દરેક જીવે બીજા વિરોધી કે નડતરરૂપ જીવોને અને પોતાને અનુકૂળતન હોય તેવા આજુબાજુના સંયોગોને પહોચી વળવાનુ હોય છે. બીજો સિદ્ધાંત છે ' પ્રાપ્ત શક્તિઓ દ્વારા રૂપાંતર કે સુધારો ' જો જીવને પોતાનું અસ્તિત્વ ટકાવી રાખવુ હોય તો સંયોગો પ્રત્યે પ્રતિક્રિયાની શક્તિ પ્રાપ્ત કરવી જોઈએ, જેથી જીવિત રહેવા માટે આવશ્યક એવુ પરિવર્તન પોતાના સ્વરૂપમા થાય. ત્રીજો સિદ્ધાંત છે ' કુદરતની પસંદગી'નો અને તે અનુસાર પ્રતિક્રિયાની નવી પ્રાપ્ત કરેલ શક્તિ, અમુક વૈયક્તિક જીવને કે જીવોના જૂથને, જીવિત રહેવાની અનુકૂળતા આપે છે. ચોથા 'વારસા'ના સિદ્ધાંત અનુસાર જીવોની અમુક પેઢીને સંયોગો પ્રત્યેની પ્રતિક્રિયાની પ્રાપ્ત કરેલ શક્તિ અને પછીની પેઢીઓમાં એકઠી થયેલ આવી શક્તિ ભાવિ પેઢીને ઉત્તરોત્તર પ્રાપ્ત થાય છે અને એમ નવી જાતિ અસ્તિત્વમા આવે છે [૨]

ડાર્વિન વધુમા દર્શાવે છે કે જીજીવિષામા જીવો જે શક્તિ પ્રાપ્ત કરે છે તે જીવોની કોઈ આંતરિક કે બાહ્ય બાબતથી નિશ્ચિંત થતી નથી, તે અકસ્માતથી જ પ્રાપ્ત થાય છે આમ નવી જાતિનો વિકાસ યાંત્રિક જ-

૨ The Principles of Philosophy P 243

બની રહે છે. વારસાગત પરિવર્તન અંગેના જીવશાસ્ત્રના સંશોધનોને પરિણામે જાણવા મળ્યું છે કે આવા રૂપાંતરો માત્ર વારસાગત પ્રાપ્ત થયેલ ગુણોનું જ પરિણામ નથી. ઉત્ક્રાંતિમાં નવું સર્જન પણ થાય છે. ડાર્વિનના સિદ્ધાંતમાં રૂપાંતરોને જોડતી આવી વારસાગત કડીઓનો અભાવ છે. આથી તેમાં વિવિધ કક્ષાઓ વચ્ચેનું અંતર વણપુરાયેલું રહ્યું છે. આ ઉપરાંત 'યોગ્યતમની જીવિતા'નું તેમનુ સમીકરણ યાન્ત્રિક એવું માત્ર એકપક્ષી દૃષ્ટિબિંદુ રજૂ કરે છે.

**સ્પેન્સરનું મંતવ્ય** : ઉત્ક્રાંતિના વિજ્ઞાનની અસર હેઠળ તાત્ત્વિક પદ્ધતિની સૌ પહેલી રચના સ્પેન્સરે કરી હતી. તેણે પણ યાન્ત્રિક દૃષ્ટિબિંદુ સ્વીકાર્યું છે. ઉત્ક્રાંતિની ક્રિયાનું અર્થઘટન કરતા તેઓ દર્શાવે છે કે, તેમાં ભૌતિકતત્ત્વ અસ્પષ્ટ, અસંગત અને સમરૂપમાંથી સ્પષ્ટ, સંગત અને ભિન્નરૂપ બને છે.[3] તેઓ ભૌતિકશક્તિના સંગઠન અને વિઘટનની યાંત્રિક પ્રક્રિયા દ્વારા અસ્તિત્વની વિવિધ કક્ષાઓની સમજૂતી આપે છે. આંતરિક સંબંધોનું બાહ્ય સંબંધો સાથે સતત સમાનુકૂલન એટલે જીવન. ઉત્ક્રાંતિના આ યંત્રવાદી દૃષ્ટિબિંદુની ટીકા કરતા બર્ગસાં કહે છે કે આવો સિદ્ધાંત ઉત્ક્રાંતિનું વિજ્ઞાન હોઈ શકે; તત્ત્વજ્ઞાન નહીં. વૈજ્ઞાનિક અને યાન્ત્રિક સિદ્ધાંતોની અપૂર્ણતા દર્શાવતાં તેઓ કહે છે કે જો સંયોગો સાથે સમાનુકૂલન એ ઉત્ક્રાંતિનું નિર્ણાયક ઘટક હોય તો આ પ્રક્રિયા હજારો વર્ષો પૂર્વે બંધ પડી જવી જોઈતી હતી. નિમ્ન કક્ષાના ગણાતા અનેક જીવો, સર્વોચ્ચ કક્ષાના માનવી જેવી જ, સંયોગો સાથે સાનુકૂળતા ધરાવે છે અને જીવનવિગ્રહમાં હજી સુધી ટકી રહ્યાં છે. આથી જીવંત એકમને વધુને વધુ જટિલતા પ્રાપ્ત કરીને જોખમ વધારવાની શી જરૂર પડી તેની સમજૂતી મળતી નથી.[૪] આ ઉપરાંત તેમાં ભૌતિકતત્ત્વ અને ગતિના અચેતન સિદ્ધાંતમાંથી વિશિષ્ટ બંધારણ અને વર્તન ધરાવતા પ્રાણ અને માનસના ઉદ્‌ભવ અંગે સ્પષ્ટતા થતી નથી. શ્રી અરવિંદ દર્શાવે છે કે આપણે ભૌતિકતત્ત્વમાંથી પ્રાણ અને માનસનો વિકાસ થયો છે એમ કહીએ છીએ ત્યારે માત્ર ઉત્ક્રાંતિની પ્રક્રિયાનું કથન કરીએ છીએ; સમજૂતી આપતા નથી. જ્યાં સુધી આપણે ભૌતિકતત્ત્વમાં અગોચર રીતે પ્રાણ અને પ્રાણમાં અગોચર રીતે રહેલ માનસની અભિવ્યક્તિ

3 *History of Philosophy : Eastern And Western* Vol II P. 355

૪. Introduction To Modern Philosophy P. 88

ઉત્ક્રાંતિમાં થાય છે તેમ ન લઈએ ત્યાં સુધી ઉત્ક્રાંતિની પ્રક્રિયાનું કથન કરીએ છીએ, સમજૂતી આપતા નથી[૫] ડાર્વિન અને સ્પેન્સરના પ્રકૃતિવાદી યાંત્રિક દૃષ્ટિબિંદુઓમાં આધ્યાત્મિક પ્રગતિને સ્થાન નથી.

## બર્ગસાંનું દૃષ્ટિબિંદુ

**સર્જનાત્મક ઉત્ક્રાંતિ :** પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનમાં ઉત્ક્રાંતિના યાંત્રિક સિદ્ધાંતને બદલે જીવનશક્તિ કે આંતરિક પ્રેરકનો ચેતનવાદી સિદ્ધાંત આપવાનો સૌ પહેલો યશ, બર્ગસાંને ફાળે જાય છે. સર્જનાત્મક ઉત્ક્રાંતિ અંગેના તેમના આ પ્રયાસની અસર લગભગ બધા પાશ્ચાત્ય ઉત્ક્રાંતિવાદી ચિંતકો ઉપર સ્પષ્ટ જણાય છે.

બર્ગસાંના મતે સમગ્ર અસ્તિત્વ જીવનશક્તિ કે પ્રાણશક્તિની અભિવ્યક્તિ છે. ઉત્ક્રાંતિની પ્રક્રિયા યાંત્રિક નથી તેમ ધ્યેયગામી પણ નથી ઉત્ક્રાંતિ સર્જનાત્મક છે. તેમાં શેનો ઉદ્‌ભવ થવાનો છે તેનું ભવિષ્યકથન કરી શકાય નહી. વિવિધ માર્ગોએ થતો જીવનશક્તિનો સ્ફોટ એ જ ઉત્ક્રાંતિ છે. આ સ્ફોટનું કે સ્રોતનુ કેન્દ્ર કોઈ સ્થાયી બાબત નથી, તે માત્ર પ્રક્રિયા જ છે[૬] યાંત્રિક જડતા અને નિયતિને નકારવાના પોતાના પ્રયાસોમા બર્ગસાંએ, ઉત્ક્રાંતિના સિદ્ધાંતમાંથી, હેતુવાદને વિપર્યસ્થ યંત્રવાદ[૭] ગણીને દૂર કર્યો છે પરંતુ ઉત્ક્રાંતિની પ્રક્રિયાને સંપૂર્ણ રીતે અનિર્ણાયક ગણવાથી અને ધ્યેયગામિતા દૂર કરવાથી તો તે માત્ર અકસ્માત જ બની રહેશે અને સર્જનાત્મક ઉત્ક્રાંતિમાંથી સર્જનાત્મકતા જ દૂર થશે. જીવનશક્તિના સ્રોતનુ વહન ધ્યેયગામી ન હોય તો તે યાંત્રિક જ રહે છે હકીકતમા ૧૯ મી સદીના જીવશાસ્ત્રના સ્થળમય યંત્રવાદને સ્થાને બર્ગસાં કાળમય યંત્રવાદ સ્થાપે છે આ ઉપરાંત કોઈપણ પ્રકારના ધ્યેય વિના થતી પ્રક્રિયા, વિશ્વના સુમેળને સમજાવી શકે નહી

**બર્ગસાંના મંતવ્યમાં આત્મતત્ત્વનો અભાવ** શ્રી અરવિંદ કહે કે અસ્તિત્વના બધા પ્રશ્નો સુમેળના પ્રશ્નો છે આ સુમેળ આત્મતત્ત્વની

---

૫ L. D P 5
૬ Creative Evolution P 271
૭ Ibid P 45

સ્વાભાવિકના છે અને વૈવિધ્યમા ઐક્યનુ સાહજિક પરિણામ છે તે એકની જ વિવિધ અભિવ્યક્તિઓ છે૮ આમ શ્રી અરવિદ અને બર્ગસાના ઉત્ક્રાતિ અગેના દૃષ્ટિબિદુઓ વચ્ચે મૂળભૂત ભેદ એ છે કે શ્રી અરવિદ આધ્યાત્મિક ઉત્ક્રાતિને માત્ર સ્વયસચાલિત ગતિ ગણતા નથી તેમના મતે ઉત્ક્રાતિની પ્રક્રિયાના દરેક સોપાનનુ સચાલન આત્મતત્ત્વ દ્વારા થાય છે આ આત્મા સાખ્યદર્શનના મત પ્રમાણેનો ઉત્ક્રાતિનો મૂક દૃષ્ટા નથી તે ઉત્ક્રાતિની દરેક નાની મોટી ગતિનુ ક્રિયાશીલ સચાલન અને માર્ગદર્શન કરે છે હકીકતમા ઉત્ક્રાતિ એટલે સર્વોચ્ચ આત્માના આત્મ–પુનરાગમનની પ્રક્રિયા જેમાં દરેક ક્ષણ ઉપર આધ્યાત્મિક ઉત્ક્રાતિની મહોર લાગી હોય અને જેની પ્રક્રિયાનુ દરેક સોપાન પોતાનુ આધ્યાત્મિક ઉદ્દભવસ્થાન અભિવ્યક્ત કરે તે ઉત્ક્રાતિ જ સર્જનાત્મક કે આધ્યાત્મિક હોઈ શકે૯ સાચી સર્જનાત્મક ઉત્ક્રાતિ યાત્રિક રીતે નિર્ણિત ન હોય તથી તદ્દન અનિર્ણિત હોવી જોઈએ એવી કોઈ આવશ્યકતા નથી બર્ગસાએ ભૌતિકતત્ત્વ, પ્રાણ અને માનસના મુખ્ય તબક્કાઓમાંથી પ્રાણ કે ચેતનને બીજા તબક્કાઓને જોતી કડી તરીકે લીધા છે તે યથાર્થ છે પરતુ આ બન્ને તબક્કાઓને સમજાવવા માટે આ તબક્કાઓનો સમન્વય કરતુ તથા તેનાથી પર જતુ એવુ તત્ત્વ તો હોવુ જોઈએ બર્ગસાના ખ્યાલમા આ શક્ય નથી

**આતરિક હેતુની આવશ્યકતા** ઉત્ક્રાતિની પ્રક્રિયામાં હેતુને નકારતા દર્શિબિદુઓ અગે શ્રી અરવિદ કહે છે કે વૈજ્ઞાનિક તર્ક એવી માન્યતા સ્વીકારીને આગળ વધે છે કે વિશ્વની અચેતન શક્તિ યાત્રિક પ્રક્રિયા દ્વારા સ્વયસચાલિત હોવાથી તેમા હેતુને કોઈ સ્થાન નથી પરતુ અચેતનમા પણ ચેતનાના સ્વરૂપો વિકસાવવાની આંતરિક પ્રેરણા હોય છે આ પ્રેરણા જ અગોચર એવા સચેત સત્તનો ઉત્ક્રાતિમય સકલ્પ છે પોતાની પરિપૂર્ણતા સાધતુ સત્નું સત્ય ઉત્ક્રાતિની મૂળભૂત હકીકત છે જ્યારે દૈવી સકલ્પ અને તેનો હેતુ ક્રિયાત્મક સિદ્ધાતના એક ભાગ તરીકે છે ઉત્ક્રાતિના હેતુને નકારતા તાત્ત્વિક દૃષ્ટિબિદુ અગે શ્રી અરવિદ કહે છે કે આ દૃષ્ટિબિદુ અનુસાર બ્રહ્મને અભિવ્યક્તિનો કોઈ હેતુ હોઈ શકે નહી વળી વૈશ્વિક સમગ્રતા પોતાનામાં સપૂર્ણ છે અને તેને કાઈ પ્રાપ્ત કરવાનું રહેતુ નથી

૮ L. D P 922

૯ Sri Aurobindo's Philosophy of Evolution p 154

પરંતુ શ્રી અરવિંદના મતે ભૌતિક વિશ્વ પૂર્ણ સમગ્રતા નથી; તે સમગ્રતા એક અંશ છે, અને અનેક કક્ષાઓનાંની એક કક્ષા છે ઉચ્ચ આધ્યાત્મિક સર્જનમાં જ્યાં સુધી પોતાને સમગ્ર રીતે ભૌતિક તત્ત્વમાં અભિવ્યક્ત ન કરે ત્યા સુધી સતની શક્તિની પ્રગતિશીલ અભિવ્યક્તિની પ્રક્રિયા ચાલે એ ઉ ક્રાંતિનો હેતુ છે.

અહીં હેતુ સમગ્રતાની બહારનું કોઈ તત્ત્વ નથી; તે અંશમાં સમગ્રતાની પ્રાપ્તિનું કથન છે. અહીં બધું સતના આનંદ માટે છે એ સાચું છે પરંત, આ ક્રીડામાં કોઇ હેતુ તો રહેલો છે જ. આ હેતુની પરિપૂર્ણતા વિના કોઈ સંપૂર્ણતા કે સાર્થકતા હોઈ શકે નહિ.[૧૦]

વ્હાઈટ હેડનું મંતવ્ય

સર્જનાત્મક હેતુ : પ્રો. વ્હાઇટ હેડના દષ્ટિબિન્દુમાં બર્ગસાં અને હિરાક્લેઇટસનો પરિવર્તન અંગેનો ખ્યાલ, લાઇબનીઝનો અણુવાદ, હેગલનો એકતત્ત્વવાદ અને પ્લેટોના રૂપતત્ત્વોના ખ્યાલનો સમન્વય કરવાનો પ્રયાસ થયો છે વ્હાઇટહેડ અસ્તિત્ત્વને પ્રવૃત્તિ કહે છે, અને વિશ્વને 'જીવંત એકમ' તરીકે ગણે છે. તેઓ કહે છે કે વિશ્વનો આપણો અનુભવ સ્થિર બાબતોનો નહીં પરંતુ ઘટના કે બનાવ અંગેનો હોય છે. સ્થળ–કાળમાં એક બનાવ બીજા બનાવ ઉપર વ્યાપ્ત થાય છે અને દરેક ઘટના બીજી ઘટનાના પાસાની ભાત પોતાની એકતામાં ગ્રહણ કરે છે. આમ બનાવ–બનાવ વચ્ચેનો એક પ્રકારની લાગણીનો સબંધ છે. સમગ્ર વિશ્વની આ પ્રેરક શક્તિ છે. આથી ઘટનાઓ કે બનાવો વચ્ચેનું અતૂટ સાતત્ય સર્જાય છે. વિશ્વની પ્રક્રિયા સમજાવતા તેઓ કહે છે કે ભૌતિકતત્ત્વ પોતાનામા સુષુપ્ત રહેલ પ્રાણ અને માનસને પ્રાપ્ત કરે છે. આમ ઉત્ક્રાંતિની પ્રક્રિયાનો હેતુ સર્જનાત્મક છે અને સર્જનાત્મકતા નવીનતાનો સિદ્ધાંત છે. ઇશ્વર અને વિશ્વના સાથે વિકાસ થાય છે અને તે સ્થાયી પૂર્ણતા પ્રાપ્ત કરતા નથી તેમ તેમણે દર્શાવ્યું છે. આમ છતાં માનવીની કક્ષાથી આગળની ઉત્ક્રાંતિની કોઇ કક્ષા તેમણે દર્શાવી નથી. વળી માનવીની કક્ષાએ ઉત્ક્રાંતિની પ્રક્રિયા કેમ અટકે છે તે પણ સમજાવ્યું નથી.

---

૧૦. L. D pp. 742-743

સ્વાભાવિકના છે અને વૈવિધ્યમા ઐક્યનુ સાહજિક પરિણામ છે તે એકની જ વિવિધ અભિવ્યક્તિઓ છે ૮ આમ શ્રી અરવિંદ અને બર્ગસાના ઉત્ક્રાન્તિ અંગેના દૃષ્ટિબિંદુઓ વચ્ચે મૂળભૂત ભેદ એ છે કે શ્રી અરવિંદ આધ્યાત્મિક ઉત્ક્રાતિને માત્ર સ્વય સચાલિત ગતિ ગણતા નથી તેમના મતે ઉત્ક્રાતિની પ્રક્રિયાના દરેક સોપાનનુ સચાલન આત્મતત્ત્વ દ્વારા થાય છે આ આત્મા, સાખ્યદર્શનના મત પ્રમાણે અનુસારનો ઉત્ક્રાતિનો મૂક દ્રષ્ટા નથી તે ઉત્ક્રાતિની દરેક નાની મોટી ગતિનુ ક્રિયાશીલ સચાલન અને માર્ગદર્શન કરે છે હકીકતમા ઉત્ક્રાતિ એટલે સર્વોચ્ચ આત્માના આત્મ–પુનરાગમનની પ્રક્રિયા જેમાં દરેક ક્ષણ ઉપર આધ્યાત્મિક ઉત્ક્રાતિની મહોર લાગી હોય અને જેની પ્રાકટ્યનુ દરેક સોપાન પોતાનુ આધ્યાત્મિક ઉદ્ભવસ્થાન અભિવ્યક્ત કરત ઉત્ક્રાતિ જ સર્જનાત્મક કે આધ્યાત્મિક હોઈ શકે ૯ સાચી સર્જનાત્મક ઉત્ક્રાતિ, યાંત્રિક રીતે નિશ્ચિત ન હોય તેથી તદ્દન અનિશ્ચિત હોવી જોઈએ એવી કોઈ આવશ્યકતા નથી બર્ગસાએ ભૌતિકતત્ત્વ, પ્રાણ અને માનસના મુખ્ય તબક્કાઓમાથી પ્રાણ કે ચેતનને, બીજા તબક્કાઓને જોડતી કડી તરીકે લીધો છે તે યથાર્થ છે પરતુ આ બન્ને તબક્કાઓને સમજાવવા માટે આ તબક્કાઓનો સમન્વય કરતુ તથા તેનાથી પર જતુ એવુ તત્ત્વ તો હોવુ જોઈએ બર્ગસાના ધ્યાનમા આ શક્ય નથી

**આતરિક હેતુની આવશ્યકતા** ઉત્ક્રાતિની પ્રક્રિયામાં હેતુને નકારતા દૃષ્ટિબિંદુઓ અંગે શ્રી અરવિંદ કહે છે કે વૈજ્ઞાનિક તર્ક એવી માન્યતા સ્વીકારીને આગળ વધે છે કે વિશ્વની અચેતન શક્તિ યાંત્રિક પ્રક્રિયા દ્વારા સ્વયસચાલિત હોવાથી તેમા હેતુને કોઈ સ્થાન નથી પરતુ અચેતનમા પણ ચેતનાના સ્વરૂપો વિકસાવવાની આંતરિક પ્રેરણા હોય છે આ પ્રેરણા જ અગોચર એવા સચેત સત્નો ઉત્ક્રાન્તિમય સકલ્પ છે પોતાની પરિપૂર્ણતા સાધતુ સત્નું સત્ય, ઉત્ક્રાતિની મૂળભૂત હકીકત છે જ્યારે દૈવી સકલ્પ અને તેનો હેતુ, ક્રિયાત્મક સિદ્ધાતના એક ભાગ તરીકે છે ઉત્ક્રાતિના હેતુને નકારતા તાત્ત્વિક દૃષ્ટિબિંદુ અંગે શ્રી અરવિંદ કહે છે કે આ દૃષ્ટિબિંદુ અનુસાર બ્રહ્મને અભિવ્યક્તિનો કોઈ હેતુ હોઈ શકે નહી વળી વૈશ્વિક સમગ્રતા પોતાનામા સપૂર્ણ છે અને તેને કંઈ પ્રાપ્ત કરવાનું રહેતુ નથી.

૮ L D P 922

૯ Sri Aurobindo's Philosophy of Evolution p 154

પરંતુ શ્રી અરવિંદના મતે ભૌતિક વિશ્વ પૂર્ણ સમગ્રતા નથી, તે સમગ્રનો એક અંશ છે, અને અનેક કક્ષાઓનાની એક કક્ષા છે ઉચ્ચ આધ્યાત્મિક સર્જનમાં જ્યાં સુધી પોતાને સમગ્ર રીતે ભૌતિક તત્ત્વમાં અભિવ્યક્ત ન કરે ત્યાં સુધી સત્‌ની શક્તિની પ્રગતિશીલ અભિવ્યક્તિની પ્રક્રિયા ચાલે એ ઉત્ક્રાંતિનો હેતુ છે.

અહીં હેતુ સમગ્રતાની બહારનું કોઈ તત્ત્વ નથી: તે અંશમાં સમગ્રતાની પ્રાપ્તિનું કથન છે. અહીં બધું સત્‌ના આનંદ માટે છે એ સાચું છે પરંતુ, આ ક્રીડામાં કોઈ હેતુ તો રહેલો છે જ. આ હેતુની પરિપૂર્ણતા વિના કોઈ સંપૂર્ણતા કે સાર્થકતા હોઈ શકે નહિ.[૧૦]

વ્હાઈટ હેડનું મંતવ્ય

સર્જનાત્મક હેતુ : પ્રો. વ્હાઈટ હેડના દૃષ્ટિબિંદુમાં બર્ગસાં અને હિરાક્લેઈટસનો પરિવર્તન અંગેનો ખ્યાલ, લાઇબનીઝનો અણુવાદ, હેગલનો એકતત્ત્વવાદ અને પ્લેટોના રૂપતત્ત્વોના ખ્યાલનો સમન્વય કરવાનો પ્રયાસ થયો છે વ્હાઈટહેડ અસ્તિત્વને પ્રવૃત્તિ કહે છે, અને વિશ્વને 'જીવંત એકમ' તરીકે ગણે છે તેઓ કહે છે કે વિશ્વનો આપણો અનુભવ સ્થિર બાબતોનો નહી પરંતુ ઘટના કે બનાવ અંગેનો હોય છે. સ્થળ-કાળમાં એક બનાવ બીજા બનાવ ઉપર વ્યાપ્ત થાય છે અને દરેક ઘટના બીજી ઘટનાના પાસાની જાત પોતાની એકતામાં ગ્રહણ કરે છે આમ બનાવ-બનાવ વચ્ચેનો એક પ્રકારની લાગણીનો સંબંધ છે સમગ્ર વિશ્વની આ પ્રેરક શક્તિ છે આથી ઘટનાઓ કે બનાવો વચ્ચેનું અતૂટ સાતત્ય સર્જાય છે. વિશ્વની પ્રક્રિયા સમજાવતા તેઓ કહે છે કે ભૌતિકતત્ત્વ પોતાનામાં સુષુપ્ત રહેલ પ્રાણ અને માનસને પ્રાપ્ત કરે છે આમ ઉત્ક્રાંતિની પ્રક્રિયાનો હેતુ સર્જનાત્મક છે અને સર્જનાત્મકતા નવીનતાનો સિદ્ધાંત છે ઈશ્વર અને વિશ્વના સાથે વિકાસ થાય છે અને તે સ્થાયી પૂર્ણતા પ્રાપ્ત કરતા નથી તેમ તેમણે દર્શાવ્યું છે. આમ છતા માનવીની કક્ષાથી આગળના ઉત્ક્રાંતિની કોઈ કક્ષા તેમણે દર્શાવી નથી. વળી માનવીની કક્ષાએ ઉત્ક્રાંતિની પ્રક્રિયા કેમ અટકે છે તે પણ સમજાવ્યુ નથી

---

૧૦ L D pp 742-743

**વિકાસની એકતાના અંતિમ તબક્કો :** પ્લેટોના 'સનાતન તત્ત્વો'નો ખ્યાલ સ્વીકારીને વ્હાઇટહેડ તેને વિશ્વની કેવળ સુષુપ્ત શક્યતાઓ કહે છે. ઈશ્વર અમુક સનાતન તત્ત્વને વાસ્તવિક તત્ત્વમાં ઉતારે છે અને તેથી અમુક વસ્તુની રચના થાય છે. પરંતુ ઈશ્વર આ કયા સિદ્ધાંત અનુસાર કરે છે તે તેમણે સ્પષ્ટ કર્યું નથી. ઉત્ક્રાંતિ અંગેના વ્હાઇટહેડ અને શ્રી અરવિંદના દૃષ્ટિબિંદુઓમાં કેટલુંક સામ્ય છે. બંને દ્વૈતવાદી સ્વરૂપો સ્વીકાર્ય ગણતા નથી તેમ જ સત્ અને પ્રક્રિયામાંથી માત્ર એકને જ સ્વીકારીને બીજાને નકારતા નથી. બંને આશાવાદી દૃષ્ટિબિંદુઓ ધરાવે છે. આમ છતાં બન્ને વચ્ચે મૂળભૂત ભિન્નતાઓ પણ છે. વ્હાઇટહેડે આંતરિક રીતે સંબંધિત બનાવોની એકતા સ્વીકારી હોવા છતાં તેમનામાં રહેલ અનુભવવાદના ઊંડા મૂળ, તેમને બહુતત્ત્વવાદી વલણ લેવા પ્રેરે છે. આ કારણે તેમણે અનુભવના વિભિન્ન અનુભવ બનાવોને સ્વીકાર્યાં છે. આથી ક્રમિક વિકાસની એકતાના છેલ્લા તબક્કાને અહીં સ્થાન નથી. શ્રી અરવિંદ એકતાના અંતિમ તબક્કા તરીકે સચ્ચિદાનંદનો ત્રેવડો સિદ્ધાંત લે છે.

**ઉત્ક્રાંતિનું સ્વરૂપ અને સમજૂતી :** વ્હાઇટહેડનો ઉત્ક્રાંતિનો સિદ્ધાંત પ્રાકૃતિક છે, જ્યારે શ્રી અરવિંદનો સિદ્ધાંત આધ્યાત્મિક છે. ડાર્વિન અને સ્પેન્સરની જેમ વ્હાઇટહેડ ઉત્ક્રાંતિની ઉચ્ચ પ્રક્રિયાઓને નિમ્ન પ્રક્રિયાઓ દ્વારા સમજાવે છે, જ્યારે શ્રી અરવિંદ ઉચ્ચ પ્રક્રિયાઓને, નિમ્ન પ્રક્રિયાઓના માપનના ધોરણો ગણે છે, વળી તેઓ અંતિમ સત્તાના સર્વોચ્ચ સિદ્ધાંતના સ્વરૂપમાંથી ઉત્ક્રાંતિનો સિદ્ધાંત તારવે છે. શ્રી અરવિંદના મતે ઉત્ક્રાંતિના સ્વરૂપની સમજૂતી પ્રકૃતિની પ્રક્રિયામાં નહીં પણ અંતિમ સત્તામાં શોધવી જોઈએ. આથી ઉત્ક્રાંતિ એટલે ભૌતિક પ્રકૃતિ, પ્રાણ અને માનસનું અંતિમ સત્તાની કક્ષા પ્રત્યે ઊર્ધ્વગમન છે, વિવિધ તબક્કાઓ, આ એક સત્તાની અભિવ્યક્તિની એવી પૂર્ણતાની વિવિધ કક્ષાઓ છે. આમ શ્રી અરવિંદ, હેગલની જેમ, પ્રક્રિયાના અંતિમ ધ્યેયના દૃષ્ટિબિંદુથી ઉત્ક્રાંતિને સમજાવે છે પરંતુ, હેગલ અનુસાર આ ધ્યેય વિચારક્રિયા છે; જ્યારે શ્રી અરવિંદ અંતિમ સત્તાને માત્ર વિચારક્રિયામાં જ ગણતા નથી. તેઓ વિચારક્રિયાથી ઉચ્ચ પ્રકારની કક્ષાઓની પ્રાપ્તિ દ્વારા અંતિમ સત્તાની કક્ષા પ્રાપ્ત કરાવતું દર્શાવે છે વિશ્વની ઉત્પત્તિ, આત્માનંદ માટે, સચ્ચિદાનંદના

અજ્ઞાનમાં અવતરણને પરિણામે થઈ છે અને તેથી તેનું ધ્યેય સચ્ચિદાનંદમાં પુનરાગમનનું છે. હેગલ અને વ્હાઈટહેડ બન્નેનો ઉત્ક્રાંતિનો સિદ્ધાંત સાતત્યનો સિદ્ધાંત છે અને નવીનતાથી સભર આ વિશ્વને સમજાવી શકતો નથી. ઉત્ક્રાંતિ અંગેનો સાચો સિદ્ધાંત નવ્યસર્જનને પણ સમજાવતો હોવો જોઈએ. તેમાં ભૌતિક તત્ત્વ, પ્રાણ અને માનસના ક્રમિક તબક્કાઓ, પોતાના ઉત્પત્તિના આધ્યાત્મિક મૂળ પ્રતિ, પ્રગતિ કરતા હોવા જોઈએ. શ્રી અરવિંદ અનુસારનો નવ્યસર્જનનો સિદ્ધાંત દર્શાવે છે કે ભવિષ્ય એટલે માત્ર ભૂતકાળનું પુનરાવર્તન નથી. વળી તે ઉચ્ચ આધ્યાત્મિક અભિલાષાઓને સિદ્ધ કરવા વ્યક્તિને પ્રેરે છે.[૧૧]

## નવ્યોત્ક્રાંતિવાદી દૃષ્ટિબિંદુ

નવ્યોત્ક્રાંતિવાદી પાશ્ચાત્ય સમર્થકોના દૃષ્ટિબિંદુઓમાં ભિન્નતા હોવા છતાં કેટલીક સમાન લાક્ષણિકતાઓ પણ છે. વિવિધ ભૌતિક તત્ત્વોના રાસાયણિક સંમિશ્રણને પરિણામે નવા ગુણધર્મોવાળો પદાર્થ ઉત્પન્ન થાય છે, તેમાં કોઈ નવું બીજું તત્ત્વ ઉમેરાતું નથી પરંતુ, જેનું સંમિશ્રણ થયેલું છે તેમાં સુષુપ્ત રહેલ ગુણ બહાર આવે છે. દા. ત, પ્રાણવાયુ અને હાઈડ્રોજનના મિશ્રણથી ઉત્પન્ન થતુ પાણી, એક નવો પદાર્થ છે. આ નવા ગુણધર્મોની અભિવ્યક્તિ કોઈપણ પ્રકારના બાહ્ય સંબંધ ઉપર નહીં પણ આંતરિક સંબંધ ઉપર આધાર રાખે છે. આવી રીતે આંતરિક સંબંધોના નવા પ્રકારો સ્થપાતા ગયા તેમ તેમ ભૌતિકતત્ત્વમાંથી પ્રાણ અને માનસના જટિલ ગુણધર્મોની કક્ષાઓ પ્રાપ્ત થઈ છે. આ પ્રક્રિયા બુદ્ધિના ઉચ્ચ સ્વરૂપોની પ્રાપ્તિમાં પરિણમી છે. ઉત્ક્રાંતિ અંગેની આવી યોજનાને સ્વીકારીને પોતાના વિશિષ્ટ દૃષ્ટિબિંદુથી સમજૂતી આપનાર ચિંતકોમાં એલેક્ઝાન્ડર અને મોર્ગનના પ્રદાનો મહત્ત્વના છે. એલેક્ઝાન્ડરનું દૃષ્ટિબિંદુ અર્ધ-પ્રાકૃતિક છે; જ્યારે મોર્ગનનું દૃષ્ટિબિંદુ આદર્શવાદી છે.[૧૨]

**એલેક્ઝાન્ડરનું મંતવ્ય :** બર્ગસોંએ સત્તા વિષે, સ્થળથી ભિન્ન એવા શુદ્ધ સમયનો અને તેના સતત વહનનો, ખ્યાલ લીધો છે. જ્યારે એલેક્ઝાન્ડરે સમયને સ્થળમય બનાવ્યો છે. તેના મતે સ્થળ સમયમાં પ્રવેશે

૧૧. Sri Aurobindo's Philosophy of Evolution p. 158
૧૨. The Principles of Philosophy pp 257-259

છે તેથી સાચુ સાતત્ય રહે છે અને સમય સ્થળમાં પ્રવેશે છે તેથી વિવિધતા ઉત્પન્ન થાય છે એલેક્ઝાન્ડર, ઉત્ક્રાંતિની સમજૂતીની શરૂઆત અસ્પષ્ટ અને સમરૂપ સ્વરૂપના સ્થળ-કાળ કે ગતિના ખ્યાલથી કરે છે વળી તેઓ સ્થળ-કાળને વિશ્વની બધી વસ્તુઓની ઉત્પત્તિના મૂળ તરીકે ગણે છે અને તેમાથી ઈશ્વરના ઉદ્‌ભવની શક્યતા પણ દર્શાવે છે તેઓ કહે છે કે સૌ પહેલાં સ્થળ ઉપર સમયની ક્રિયાને કારણે ગતિ ઉત્પન્ન થઈ આ મર્યાદિત ગતિઓના જૂથોની રચનાને પરિણામે ભૌતિકતત્ત્વ કે ભૌતિકતત્ત્વ પહેલાંના કોઈ તત્ત્વની, તેના પ્રાથમિક ગુણો સાથે ઉત્પત્તિ થઈ આ પ્રાથમિક ગુણોમાથી રંગ અવાજ, ઠંડી, ગરમી જેવા ગૌણ ગુણો ઉદ્‌ભવ્યાં પ્રાથમિક અને ગૌણ ગુણો ધરાવતા ભૌતિકતત્ત્વની ગતિની ભિન્નતા અને જટિલતાને કારણે પ્રાણનો ઉદ્‌ભવ અને જીવંત એકમની ઉચ્ચ કક્ષાની જટિલતામાથી માનસનો ઉદ્‌ભવ થયો છે એનેકઝાન્ડર માનસની કક્ષાએ ઉત્ક્રાંતિની પ્રક્રિયાની પૂર્ણાહૂતિ, ગણતા નથી માણસ ઉચ્ચ વિકાસ દ્વારા નૈતિક વ્યક્તિત્વ પ્રાપ્ત કરે છે અને તેથી માનસમાંથી દેવ'નો ઉદ્‌ભવ થાય છે આ દેવમાથી દેવના દેવનો ઉદ્‌ભવ થાય છે અને એ ક્રમ ચાલ્યા કરે છે આમ એલેક્ઝાન્ડરના મતે સ્થળ-કાળ સમગ્ર વિશ્વની ઉત્પત્તિનુ મૂળભૂત વસ્તુ છે એલેક્ઝાન્ડરનુ આવુ દષ્ટિબિંદુ કેવળ પ્રકૃતિવાદી દષ્ટિબિંદુથી ભિન્ન છે કારણ કે, તબક્કાઓના ઉદ્‌ભવમા તે પ્રેરણાને સ્વીકારે છે અને દરેક બીજા તબક્કાના નવા ગુણને વિસ્તૃત અર્થમા દેવ કહે છે આથી તેમના નવ્યોત્ક્રાંતિના સિદ્ધાતમા અસ્પષ્ટ અને ભૌતિક સ્વરૂપના સ્થળ-કાળ અને ઉત્ક્રાંતિની પ્રેરણા એ બંનેનો સમાવેશ થાય છે આ ભૌતિક સ્વરૂપની પ્રેરણા માનસિક કક્ષા પ્રાપ્ત કર્યા બાદ ચેતનમય અને હેતુલક્ષી બને છે

**એલેક્ઝાન્ડરના ખ્યાલની અપૂર્ણતા:** એનેકઝાન્ડરનો ઉપરોક્ત સ્થળ-કાળ અંગેનો ખ્યાલ ઉત્ક્રાંતિની બધી કક્ષાઓ સમજાવી શકતો નથી સ્થળ-કાળની આંતરિક જટિલતાને કારણે ઉત્પન્ન થતી વસ્તુઓ ગુણાત્મક રીતે ભિન્ન હોઈ શકે નહી વળી અચેતનમાં ચેતના અગાઉથી ન જ હોય તો તેની અભિવ્યક્તિ થઈ શકે નહિ આથી વિશ્વની આદિ શક્તિ કેવળ અચેતન ગણવી એ યથાર્થ ન ગણાય એનેકઝાન્ડરે ઉત્ક્રાંતિના પ્રેરક બળ તરીકે અને ઉત્ક્રાંતિના ધ્યેય તરીકે ઈશ્વરનો ખ્યાલ લીધો છે પરંતુ સ્થળ-કાળ વસ્તુના જ એક ઉત્પાદન તરીકે ઈશ્વર આ કેમ અને શા માટે કર છે તેની સમજૂતી મળતી નથી, આમ એનેકઝાન્ડરના ખ્યાલ અનુસારનો ઈશ્વ

સ્થળ-કાળ જ છે અને તેમનો અસ્થાયી ઈશ્વર તાત્વિક બ્રહ્મ કે ધર્મનો ઈશ્વર બની શકે તેમ નથી. શ્રી અરવિંદ, ઉત્ક્રાંતિની પ્રક્રિયાને આત્માની પ્રગતિશીલ આત્મ-અભિવ્યક્તિ કહે છે. આ અંતિમ સિદ્ધાંત સચ્ચિદાનંદ છે. સ્થળ-કાળ તો સચ્ચિદાનંદના આત્મ-વિસ્તરણો છે; સત્નું મૂળભૂત વસ્તુ નહીં. પ્રો આઇન્સ્ટાઇન પણ દર્શાવે છે કે સ્થળ-કાળ પોતે મૂળભૂત વસ્તુ નથી, પરંતુ જેના ચોક્કસ સ્વરૂપ અંગે વિજ્ઞાન નક્કી કરી શકે તેમ નથી એવા કોઈ દ્રવ્ય કે અંતિમ વસ્તુના સ્વરૂપો છે.[૧૩]

આ ઉપરાંત એલેક્ઝાન્ડરના નવ્યોત્ક્રાંતિના સિદ્ધાંત અનુસાર દરેક સંક્રાંતિના તબક્કે પ્રકૃતિમાં આકસ્મિક અને સંપૂર્ણ પરિવર્તન થવાથી નવા તત્ત્વનો ઉદ્ભવ થાય છે. આમ ભૌતિકતત્ત્વ, પ્રાણ અને માનસ એકબીજાથી ભિન્ન અને તદ્દન નવીન છે પરંતુ આ અદ્વિતીય ગુણોના મૂળ અંગે એલેક્ઝાન્ડર કશી સમજૂતી આપતા નથી અને તેથી તે એક રહસ્ય જ રહે છે એલેક્ઝાન્ડરના સિદ્ધાંતની મુખ્ય નબળાઇ એ છે કે તે ભૌતિક દષ્ટિબિંદુ છે, આધ્યાત્મિક નહીં આમ તેમાં આધ્યાત્મિક પ્રેરકત્વનો અભાવ છે[૧૪]

**મોર્ગનનું મંતવ્ય :** 'નવ્યોત્ક્રાંતિ' એવો સૌ પહેલો શબ્દપ્રયોગ કરનાર મોર્ગન, પોતાના સિધ્ધાંતમાં, બર્ગસાંનો સર્જનાત્મક ઉત્ક્રાંતિનો સિદ્ધાંત અને ડાર્વિન-સ્પેન્સરના યાંત્રિક સિધ્ધાંતનો સમન્વય કરવા પ્રયાસ કરે છે તેમના મતે ઉત્ક્રાંતિમાં બે પ્રકારના બળો ક્રિયાશીલ છે, એક સુષુપ્તને સ્પષ્ટ કરે છે; જ્યારે બીજુ ઉત્ક્રાંતિના અમુક સંક્રાંતિકાળના તબક્કે (દા. ત પ્રાણ અને માનસના તબક્કે) જેનું ભવિષ્યકથન ન કરી શકાય તેવુ ઉત્પન્ન કરે છે. આને તેઓ અનુક્રમે પરિણામનો સિધ્ધાંત અને નવ્યસર્જનનો સિદ્ધાંત કહે છે, મોર્ગનનું દષ્ટિબિંદુ પ્રકૃતિવાદી હોવા છતાં યંત્રવાદી દષ્ટિબિંદુનું વિરોધી છે અને આદર્શવાદી વલણ ધરાવે છે. તેઓ સત્તાને એક, અવિભાજિત મનો-ભૌતિક અખિલતા કે માનસ-પ્રાણ-ભૌતિકતત્વની પદ્ધતિ ગણે છે ભૌતિકતત્વમાંથી પ્રાણ અને પ્રાણમાંથી માનસના ઉદ્ભવમાં આપણે સત્તાની એક પરિચિતતામાંથી બીજી પરિચિતતા પ્રતિ જઈએ છીએ અને તેથી સાતત્ય જળવાઈ રહે છે. ચેતનમય ન હોય તેવા કેવળ ભૌતિક બનાવો

૧૩ Sri Aurobindo's Philosophy of Evolution p 120
૧૪ Ibid p 153

તેઓ સ્વીકારતા નથી આ બને પ્રકારના ગુણોમા એક જ ઉત્ક્રાંતિ છે તેમ તેઓ કહે છે[૧૫] આમ માનસ–પ્રાણ–ભૌતિકતત્ત્વની પદ્ધતિમા પ્રાણ સાથે ચેતના અને ભૌતિકતત્ત્વ સાથે પ્રાણ હમેશાં સંકળાયેલ છે વળી તેમના મતે જે કાંઈ અસ્તિત્વથી ધરાવે ? અને ભાવિષ્યમા ઉદ્ભવશે તે બધુ ઇશ્વરમા રહેલુ છે મોર્ગનનો આ સમજૂતી સંતોષપ્રદ નથી તેમા ભૌતિકતત્ત્વ, પ્રાણ અને માનસના અસ્તિત્વને અને ભવિષ્યમા ઉદ્ભવવાની બાબતોને ઇશ્વરની અનંતતામા સમાવવામા આવે છે પરંતુ, એકમાથી બીજામા વિકાસનો માર્ગ, બન્નેને સાંકળતી કડી, કે તેના આવશ્યકતા અંગે કોઇ સમજૂતી મળતી નથી આથી તેમા ઇશ્વરના નામે પ્રાણને ભૌતિકતત્ત્વ સાથે અને માનસને પ્રાણ સાથે કૃત્રિમ રીતે જોડવામા આવ્યા છે[૧૬] આથી જે નવા ગુણોનો, અમુક સંક્રાંતિના તબક્કે ઉદ્ભવ થાય છે તેનો તેના પહેલાના તબક્કા સાથે આંગિક સંબંધ રહેતો નથી એલેક્ઝાન્ડર અને મોર્ગન બન્નેના દૃષ્ટિબિંદુઓ આમ, અપૂર્ણ છે

ઉત્ક્રાંતિની પ્રક્રિયાની ગતિને મોર્ગન પીરામીડ સાથે સરખાવે છે ભૌતિક તત્ત્વ ઉપર આધારિત તેની ભૂમિકા વિસ્તૃત છે અને જેમ જેમ પ્રક્રિયા આગળ વધતી જાય છે તેમ તેમ વિસ્તાર સાંકડો થતો જાય છે આમ ભૌતિકતત્ત્વ કરતા પ્રાણ અને પ્રાણ કરતાં માનસ ઓછો વિસ્તાર ધરાવે છે આની ટોચ 'દેવ' છે. વળી તેમના મતે ઉત્ક્રાંતિની પ્રક્રિયા એકવાર ટોચે પહોંચે તેથી બંધ થઇ જતી નથી શ્રી અરવિંદ અનુસાર આ ટોચ અજ્ઞાનના સર્જનનો અંત છે અને અતિમાનસીય જ્ઞાનના સર્જનનો પ્રારંભ છે આમ ઊર્ધ્વગામી, સર્જનના પીરામીડો રચાયા કરે છે

**મોર્ગનના મંતવ્યની ખામી :** મોર્ગનના દૃષ્ટિબિંદુની ખામી એ છે કે તેમા ઉત્ક્રાંતિના તબક્કાઓને કૃત્રિમ રીતે જોડવામા આવ્યા છે વળી નવસર્જનની સમજૂતી તે રાસાયણિક પરિવર્તનના સંદર્ભમાં આપે છે પરંતુ, ભૌતિકતત્ત્વના ક્ષેત્રમા અચેતન પદાર્થોની પ્રક્રિયાનુ જીવનના ચેતનમય ક્ષેત્રમાં, યથાર્થ ઉપયોજન થઈ શકે નહી વળી આકસ્મિક ઉદ્ભવને સમજાવવા માટે મોર્ગન 'ઇશ્વરની માર્ગદર્શક પ્રવૃત્તિ'ને કારણભૂત ગણે છે પરંતુ,

૧૫ The Principles of Philosophy p 260
૧૬ Sri Aurobindo's Philosophy of Evolution p 121

આ પ્રવૃત્તિ એક બાબત બાબત મની રહે છે જો તે આર્તિક અને અગભૂત હોય તો જ તેની સમજૂતી પૂર્ણ રીતે બુદ્ધિગમ્ય બની શકે[૧૭] આ માટે આધ્યાત્મિક દષ્ટિબિંદુ આવશ્યક રહે છે

## ઉત્ક્રાંતિની પ્રક્રિયા અંગે શ્રી અરવિંદનું દૃષ્ટિબિંદુ

**અખિલ સત્‌નું સર્જન કાર્ય :** ઉત્ક્રાંતિ અંગેનો સામાન્ય ખ્યાલ, પ્રક્રિયાની ઊર્ધ્વગમનની ગૌણતરફી ગતિને જ લક્ષમા લે છે જ્યારે શ્રી અરવિંદ આત્માના અવતરણની પ્રાક્રિયાને ઉત્ક્રાંતિની પૂર્વશરત ગણે છે આમ આત્મતત્ત્વના ભૌતિકતત્ત્વ પ્રાણ અને મા સમા અવતરણને પરિણામે આ બધાનુ ઊર્ધ્વગમન થાય છે આમ ઉત્ક્રાંતિ એટલે ભૌતિકતત્ત્વમાંથી પ્રાણ પ્રાણમાંથી માનસ અને માનસમાંથી અતિમાનસના તબક્કામાં જે હજી અનભિવ્યક્ત છે તેની વધુ તીવ્રતાએ પહોચવા અભિવ્યક્ત સત્‌ની ચિત્‌-શક્તિનુ ઊર્ધ્વગમન છે બ્રહ્માડમા રહેલ સર્વની સત્તા સર્વનુ મૂળ સર્વનો પ્રારભ, તથા સત્ ચિત્ અને આનંદનો અમાપ અને પારગામી એવો આ ત્રેવડો સિદ્ધાંત છે તે દૈવી સત્‌નુ જ સ્વરૂપ છે ચેતનાને બે પાસા છે ઉજ્જ્વળ અને અસરકારક આત્મ ભાનની સ્થિતિ અને શક્તિ તથા આત્મશક્તિની સ્થિતિ અને બળ આ પાસાં દ્વારા સર્વોચ્ચ સત્ પોતાની સ્થાયી સ્થિતિ કે ક્રિયાશીલ ગતિની સ્થિતિમા પોતાને ધારણ કરે છે પોતાના સર્જનાત્મક કાર્યમા તે પોતાની સર્વશક્તિમાન આત્મચેતના દ્વારા જે બધુ સુષુપ્ત છે કે અનભિવ્યક્ત છે તને જાણે છે વળી પોતાની સર્વજ્ઞ આત્મશક્તિથી વિશ્વની શક્યતાઓને તે ઉત્પન્ન કરે છે અને તનુ સચાલન કરે છે આ અખિલ સત્‌નુ સર્જનકાર્ય, અતિમાનસના વચગાળાના સિદ્ધાંત દ્વારા થાય છે તમાં આત્મ-સત્ અને આત્મ-જ્ઞાન દૈવી જ્ઞાન સાથે એકરૂપ છે અને તે જ્ઞાન સાથે દૈવી સકલ્પ પૂર્ણ સુમેળમા છે એકતા અને વિવિધતાના મેવડા સિદ્ધાંત વચ્ચે સર્જન ગતિશીલ છે અને તેના ઉપર આવારિત છે અનેક વિશ્વોનુ સત્ અને ભૂમિકા અનંત એકના છે અતિમાનસ મૂળભૂત એકતામાંથી પરિણામરૂપ અનેકવિધતાઓ સર્જે છે અને અનેકવિધતાઓમાંથી એકતા પ્રતિ ગતિ કરે છે આમ અતિમાનસ વિશ્વોને ઉત્પન્ન કરે છે સચાલન કરે છે અને ધારણ કરે છે

---

૧૭ The Princ ples of Ph lo ophy pp 263

**ઉત્ક્રાંતિના તબક્કાઓ** ઉત્ક્રાંતિના નિમ્ન ગોળાર્ધના વિકાસના તબક્કાઓનો ઉલ્લેખ કરતા શ્રી અરવિંદ કહે છે કે આ ભૌતિકતત્ત્વ પ્રાણ અને માનસના તબક્કા અજ્ઞાનની અસર હેઠળ છે કારણ કે, તેમા અનેકના અને વિભાજનની ક્રિડામા, આત્મા પોતાના એકત્વને દેખીતી રીતે ભૂલી ગયો છે ઉચ્ચ સિદ્ધાંતની આ ત્રણે કક્ષાની અભિવ્યક્તિઓ દૈવી ચતુર્થક– સત્, ચિત્, આનંદ અને અતિમાનસ–ની શકિત હેઠળની શક્તિઓ છે. આમ માનસ અતિમાનસની ઉપશક્તિ છે અને તે વિભાજનના દષ્ટિબિંદુથી નીરખતી હોવાને કારણે એકત્વને ભૂલી જાય છે આમ છતા જો તેને અતિમાનસનો પ્રકાશ મળે તો આ એકત્વ પુન પ્રાપ્ત કરે છે આજ જ રીતે પ્રાણ સચ્ચિદાનંદની ક્રિયાશકિતના પાસા હેઠળની શકિત છે માનસે ઉત્પન્ન કરેલ વિભાજનોના દષ્ટિબિંદુએ તે સચેત ક્રિયાશકિતની પ્રક્રિયા અને સ્વરૂપની રચના કરતી શકિત છે ભૌતિકતત્ત્વ સત્‌ના દ્રવ્યનુ સ્વરૂપ છે સચ્ચિદાનંદ જ્યારે પોતાની ચેતના અને શક્તિને પાર્થિવ કાર્યમા પ્રયોજે છે ત્યારે તે આ ભૌતિકતત્ત્વનુ સ્વરૂપ લે છે

સત્તાના ઉપરોક્ત ત્રણ પાસાં કે સત્તાની અભિવ્યકિતઓ ઉપરાંત શ્રી અરવિંદ ચોથુ પાસુ દર્શાવે છે આ છે વૈયકિતક આત્મા તે માનસ, પ્રાણ અને શારીરિક કક્ષાઓએ અભિવ્યકત થાય છે આત્મા બેવડો છે એક છે ઇચ્છાત્મા જે વસ્તુઓની પ્રાપ્તિ અને તેના આનંદ માટે પ્રયાસો કરે છે; જ્યારે બીજો તે છે પૃષ્ઠસ્થ એવો સાચો આત્મા કે ચૈત્ય-પુરુષ અને તે મહદ્‌-અંશે કે સર્વ રીતે અગોચર રહે છે ને જ આત્મતત્ત્વના અનુભવનો સાચો ભંડાર છે આ ચતુર્થ સિદ્ધાંત અનંત આનંદના દૈવી સિદ્ધાંતનું પ્રક્ષેપણ અને કાર્ય છે આ કાર્ય, વિશ્વમા આત્મ-વિકાસની શરતો હેઠળ, આપણી ચેતનાના વિકાસમાં થાય છે અજ્ઞાન અને વિભાજનને કારણે સત્તાનો દૈવી આનંદ પૃષ્ઠસ્થ અને અનિચેતનામાં, વ્યક્તિથી અગોચર રહે છે વ્યકિતએ વૈયકિતક ચેતનાના દૈવિક અને પારગામી કક્ષાના વિકાસ દ્વારા તેની પુનઃ પ્રાપ્તિ કરવી જોઇએ

વેદના દ્રષ્ટાઓએ ઋષિઓએ કે સત્તાના સાત અને કોઈવાર આઠ, નવ કે દસ સૂત્રો દર્શાવ્યા છે ઉત્ક્રાંતિનો ક્રમ સમજાવતાં શ્રી અરવિંદ સત્તાની આ અભિવ્યકિતઓ કે કક્ષાઓ દર્શાવે છે, આપણું સત્‌ને દૈવી સત્‌ના

એક પ્રકારના પરાવર્તન ગણીને તેઓ અવતરણ અને ઉત્ક્રાંતિના તબક્કાઓ દર્શાવે છે :

| | |
|---|---|
| સત્ | ભૌતિકતત્વ |
| ચિત્ | પ્રાણ |
| આનંદ | ચૈત્ય-પુરુષ (વૈયક્તિક આત્મા) |
| અતિમાનસ | માનસ |

દૈવી સત્તા, કેવળ એવા સત્માંથી ચિત્-શક્તિ અને આનંદની ક્રિયા તથા અતિમાનસના સર્જનાત્મક માધ્યમ દ્વારા બ્રહ્માંડમાં અવતરણ કરે છે આપણે ભૌતિકતત્વમાંથી વિકસતા પ્રાણ જીવાત્મા, માનસ અને અતિમાનસના પ્રકાશિત માધ્યમ દ્વારા દૈવી સત્તામાં ઊર્ધ્વગમન કરીએ છીએ[૧૮]

**ત્રેવડી પ્રક્રિયા** ઉત્ક્રાંતિની ઉપરોક્ત પ્રક્રિયાને શ્રી અરવિંદ ત્રેવડી પ્રક્રિયા કહે છે આ છે : ક્ષેત્રનો વિસ્તાર, ઊર્ધ્વગમન અને સંગઠન આ પ્રક્રિયામાં ભૌતિક અચેતનમાંથી આધ્યાત્મિક ચેતનામાં કે ભૌતિકતત્વની ભૂમિકા ઉપર આત્માની આત્મરચનાનો વિકાસ થતો હોવાથી, તેમાં ભૌતિકતત્વના સ્વરૂપોનો વધુને વધુ સૂક્ષ્મ વિકાસ અને વ્યવસ્થા થાય છે આથી દરેક ઉચ્ચ તબક્કાની અભિવ્યક્તિની પ્રક્રિયાને વધુ અવકાશ મળે તેવી રીતે પ્રક્રિયાના ક્ષેત્રનું વિસ્તરણ થાય છે બીજુ, તેમાં નિમ્ન કક્ષામાંથી ઉચ્ચ કક્ષામાં ચેતનાનું ઊર્ધ્વગમન થાય છે, ત્રીજુ, આ પ્રક્રિયા ઉચ્ચ કક્ષાએ પહોંચે છે ત્યારે નિમ્ન કક્ષાઓને પોતાની સાથે લઈને તેનું રૂપાંતર કરે છે આથી ઊર્ધ્વગમનના દરેક સોપાને માત્ર ઉચ્ચ સિદ્ધાંતની પ્રાપ્તિ જ નહી પરંતુ સાથે નિમ્ન કક્ષાનું ઉચ્ચ કક્ષાના સિદ્ધાંતમાં રૂપાંતર થાય છે આમ ઉત્ક્રાંતિની પ્રક્રિયાની આ ત્રીજી લાક્ષણિકતાને શ્રી અરવિંદ સંગઠનની ક્રિયા કહે છે સંગઠનની આ ક્રિયા ઉચ્ચ સિદ્ધાંતનું નિમ્ન કક્ષામાં અવતરણ સૂચવે છે બીજી રીતે જોઇએ તો તે અવતરણ દ્વારા ઊર્ધ્વગમનની જ ક્રિયા છે આમ જ્યારે માનસનો ઉદ્ભવ થાય છે ત્યારે તે માત્ર નવા સિદ્ધાંતનો જ ઉદ્ભવ નથી તેમાં માનસ, પોતાનાથી નિમ્ન કક્ષામાં અવતરણ કરે છે અને ભૌતિકતત્વ તથા પ્રાણની કક્ષાઓને ઊંચે લાવે છે અને રૂપાંતર કરે છે આથી આ બન્નેનું સ્વરૂપ માનસના ઉદ્ભવ પહેલા હતુ તેથી ભિન્ન

૧૮ L D pp 242 243

બને છે આ ત્રેવડી પ્રક્રિયાને અંતે અચેતનની ભૂમિકાનું પૂર્ણ ચેતનાની ભૂમિકામાં અને અજ્ઞાનના કાર્યનું જ્ઞાનના કાર્યમાં મૂળગામી પરિવર્તન થાય છે આવું સંપૂર્ણ પરિવર્તન અત્યારે આપણા માટે જે અતિચેતના છે તેમાં શક્ય છે આપણા જ્ઞાન-અજ્ઞાનના ક્ષેત્રમાં આ પરિવર્તન અંશત હોય છે દરેક ઊર્ધ્વગમનના તબક્કા સાથે જૂના સ્વરૂપમાં પરિવર્તન અને રૂપાંતર થાય છે અને નવા ઉચ્ચ સિદ્ધાંત હેઠળ આવે છે આમ અચેતન અંશત ચેતનામાં પરિવર્તન પામે છે અને અજ્ઞાન વધુને વધુ જ્ઞાન અને સ્વામીત્વ માટે પ્રયાસ કરે છે[૧૯]

**સંગઠનની પ્રક્રિયા :** ઉત્ક્રાંતિની પ્રક્રિયામાં નિમ્ન કક્ષાના ઉચ્ચ કક્ષામાં સંગઠનનો શ્રી અરવિંદનો ખ્યાલ અદ્વિતીય છે પાશ્ચાત્ય કે પૂર્વના કોઈ તત્ત્વજ્ઞાનની પદ્ધતિમાં ઉત્ક્રાંતિની આ લાક્ષણિકતાને, શ્રી અરવિંદે આપ્યું છે તેવું, મહત્ત્વ મળ્યું નથી. ઉત્ક્રાંતિ અંગેના સામાન્ય મંતવ્યમાં નિમ્ન કક્ષામાંથી ઉચ્ચ કક્ષામાં ઊર્ધ્વગમનની પ્રક્રિયાને જ લક્ષમાં લેવામાં આવી છે આના સરખામણી શ્રી મૈત્ર, પોતાના મૂળ સ્થાન સાથે સંપર્ક ન જાળવતા અને આગેકૂચ કરતા સૈન્ય સાથે કરે છે શ્રી અરવિંદના સિદ્ધાંતમાં આ સંપર્ક અતૂટ રહે છે[૨૦]

**પ્રક્રિયાની પદ્ધતિ :** અચેતનમાં ઉત્ક્રાંતિ એ પ્રારંભ છે, અજ્ઞાનમાં ઉત્ક્રાંતિ એ મધ્ય છે અને માનવીના સાચી ચેતનામાં આત્મતત્ત્વની મુક્તિ અને જ્ઞાનમાં ઉત્ક્રાંતિ એ અંત છે ઉત્ક્રાંતિની પ્રક્રિયાનો આ નિયમ અને પદ્ધતિ છે જેનો ઉદ્‌ભવ થવાનો છે તે સર્વના મૂળ તરીકે સૌ પહેલા અવતરણજન્ય ભૂમિકા; આ ભૂમિકામાં કે તેના ઉપર રહેલ શક્તિઓની ઊર્ધ્વગામી ક્રમમાં અભિવ્યક્તિ અને કાર્ય તથા સર્વોચ્ચ અભિવ્યક્તિના પ્રતિનિધિ તરીકે સર્વોચ્ચ શક્તિનો સર્વોચ્ચ ઉદ્‌ભવ—આ બધાં ઉત્ક્રાંતિ પામતા પ્રકૃતિના પ્રવાસના આવશ્યક તબક્કાઓ છે[૨૧]

---

૧૯ Ibid pp 626-627

૨૦ An Introduction To The philosophy of Sri Aurobindo p 144

૨૧ L D p 627

**વિકાસની પ્રક્રિયા:** ઉત્ક્રાંતિની પ્રક્રિયાનુ સ્વરૂપ જ એવુ છે કે તે, સત્ના કોઈ પ્રથમ સ્થાપિત એવા પાયાના સિદ્ધાંતનો વિકાસ હોવો જોઈએ આ પાયાનો વિકાસ ભૌતિકતત્ત્વ છે અને તેથી સૌ પહેલા ભૌતિકતત્ત્વમા ઉત્ક્રાંતિનો પ્રારંભ થાય છે માનસ અને પ્રાણ ભૌતિકતત્ત્વમાથી વિકસે છે. પ્રાણ અને માનસને પોતાની પ્રક્રિયા માટે ભૌતિકતત્ત્વના દ્રવ્યનો ઉપયોગ કરવાનો હોવાથી અને પોતે ભૌતિક પ્રકૃતિના નિયમની અસર હેઠળ હોવાથી, પ્રાણ અને માનસના કાર્યોની મર્યાદા બધાય છે ભૌતિકતત્ત્વના આ દ્રવ્યનં તો પહેલુ રૂપાતર ચેતન દ્રવ્યમા અને ત્યારબાદ સચેત દ્રવ્યમા થાય છે અને તેની જડતા, અક્રિયાશીલતા અને અચેતનને ચેતનાની લાગણીની અને પ્રાણની ગતિમા રૂપાતર કરવામા સફળતા પ્રાપ્ત કરે છે. આમ છતા તેનુ પૂર્ણ રૂપાતર કરવામાં તે સફળ થતાં નથ. આથી તેને સંપૂર્ણ ચેતન અને સપૂર્ણ સચેત બનાવી શકતા નથી આ કારણ જ્યારે ભૌતિકતત્ત્વમાથી સૌ પહેલો પ્રાણનો વિકાસ થાય છે ત્યાર ત મૃત્યુને પાત્ર રહે છે. જ્યારે સૌ પ્રથમ મનસનો વિકાસ થાય છે ત્યારે તે ભૌતિકતત્ત્વ અને પ્રાણથા મર્યાદિત હોય છે આ હકીકત દર્શાવે છે કે માનસ અને પ્રાણ બન્નેમાથી કોઈ સર્જનાત્મક ક્રિયાશક્તિ નથી પરતુ ભૌતિકતત્ત્વની જેમ ઉત્ક્રાંતિની પ્રક્રિયાના ક્રમિક અનુગામી અને વચગાળાના તબક્કાઓ છે. આમ ભૌતિકતત્ત્વ, પ્રાણ કે માનસ કોઈ મૂળભૂત સર્જનાત્મક શક્તિ ન હોવાથી એ સ્પષ્ટ છે કે, આ શક્તિ પ્રાણ-ચેતના અને મનોમય ચેતનાથી ઉચ્ચ પ્રકારની ચેતના હોવી જોઈએ. માનસથી તે ઉચ્ચ હોવાને કારણે તે અતિમાનસીય ચિત્-શક્તિ હોવી જોઈએ. વળી તે ભૌતિક શક્તિ કરતા વધુ પ્રબળ હોવાથી આત્માની શક્તિ હોવી જોઈએ. ભૌતિક શક્તિ, પ્રાણ શક્તિ કે માનસ શક્તિ ભૌતિક દ્રવ્યમા સમૂળુ રૂપાતર કરી શકે નહી. આવું રૂપાતર આત્મતત્ત્વના પૂર્ણ ઉદ્ભવ દ્વારા જ થઈ શકે. અતિમાનસના તેની શક્તિ ભૌતિક તત્ત્વમા અવતરણ કરે અને વિકસે ત્યારે આ શક્ય બને છે.[૨૨]

**ચેતનાની કક્ષાની ભિન્નતા** . ભૌતિક તત્ત્વમાથી ચેતન અને માનસના વિકાસનો વિજ્ઞાનનો અભ્યાસ ભૌતિક પાસાના દ્રષ્ટિબિંદુથી થયો છે અને આતરિક પાસાને અવગણવામા આવ્યુ છે બાહ્ય ઉત્ક્રાંતિમા અને

૨૨ Ibid p 629

જ્યાં સામગ્રી સુપ્રાપ્ય છે તેવા ભૌતિક સ્વરૂપોના વિકાસના સાતત્યમા પણ હજી કેટલીક કડીઓ ખૂટે છે પરંતુ શ્રી અરવિંદ સૂચવે છે કે જો આપણે માત્ર વૈજ્ઞાનિક કે ભૌતિક પાસાને જ લક્ષમા લેવાને બદલે આ પ્રશ્નને મનોવૈજ્ઞાનિક દષ્ટિબિંદુએ જોઈએ તો જણાશે કે અનેક અભિવ્યક્તિઓના વિશ્વમાં જે ભિન્નતા છે તે ચેતનાની કક્ષાની ભિન્નતા છે આના દષ્ટાંતો આપતા શ્રી અરવિંદ કહે છે કે ધાતુ અચેતનમા સ્થિત હોવા છતા તેમા પ્રાણનું સૂચન કરતી કોઈક પ્રતિક્રિયાની શક્યતા રહેલી છે આમ છતાં વિશિષ્ટ રીતે તે ભૌતિકતત્ત્વનુ સ્વરૂપ છે વનસ્પતિ નિમ્ન ચેતનમા સ્થિત છે અને ભૌતિકતત્ત્વ હકળ હોવા છતા અને નિમ્નમ નસીય પ્રતિક્રિયાઓની તેમાં શક્યતા હોવા છતા તે પ્રાણનુ સ્વરૂપ છે તે માત્ર ભૌ તત્ત્વ નથી, તેમ માનસ પણ નથી | માનવી અને પ્રાણી બન્ને માનસિક રીતે સચેત છે પરંતુ પ્રાણી જૈવીય માનસ અને ઇન્દ્રિયજન્ય માનસમા સ્થિત હોવાથી તેની મર્યાદા બહાર જઈ શકતુ નથી જ્યારે માનવીએ પોતાના ઇન્દ્રિયજન્ય માનસમા બીજા ઉચ્ચ સિદ્ધાતનો પ્રકાશ મેળવ્યો છે અને તે અતિમાનસનુ પ્રતિબિંબ અને અતિમાનસની નિમ્ન કક્ષા છે ૧ આમ સતના દરેક સ્વરૂપમા વૈશ્વિક સતે પોતાની ચેતનાના કાર્યને વિભિન્ન સિદ્ધાંતોમા સ્થાપ્યા છે આમ છતા ઉત્તરોત્તર વધુ ઉચ્ચ સિદ્ધાતની સ્થાપનામા નિમ્ન કક્ષાને તરછોડવામાં આવતી નથી પરંતુ, રૂપાતર દ્વારા તેને ઊંચે લાવવામા આવે છે[૨૩]

## સંદર્ભગ્રંથો


૧ Madhusudan Sri Aurobindo's Philosophy of Evolution (1966) Institute of Human studies, Hyderabad

૨ Bhattacharya The Principles of philosophy (1959) Calcutta University


૨૩ Ibid pp 632 634

৩. Radhakrishnan (Ed.) : History of Philosophy : Eastern and western vol. II (1953) : Allen and Unwin.

৪. C. E. M. Joad ; Introduction to Modern philosophy (1953) : Oxford press.

৫. Sri Aurobindo : The life Divine (1965) ; India Library Society N.y.

৬ Bergson ; Creative Evolution (1944) : The Modern library, N.y.

৭. Maitra : An Introduction to the Philosophy of Sri Aurobindo (1965) : Sri Aurobindo Ashram.

પ્રકરણ ૧૧

# ઉત્ક્રાંતિ : શ્રી અરવિંદનું દૃષ્ટિબિંદુ (ચાલુ)

## અભિવ્યક્તિનાં સ્વરૂપો

### ૧. ભૌતિક તત્ત્વ

**ભૌતિક તત્ત્વનું સ્વરૂપ અને મર્યાદાઓ :** શ્રી અરવિંદના મત અનુસાર ભૌતિક તત્ત્વનું સર્જન વૈયક્તિક માનસે કર્યું નથી, કારણ કે તે પોતે વિશ્વ–સત્‌નું પરિણામ છે. વિશ્વ આપણા માનસમાં જ અસ્તિત્વ ધરાવે છે એવી આત્મનિષ્ઠ આદર્શવાદી માન્યતા યથાર્થ નથી આનું કારણ એ છે કે માનસનો ઉદ્‌ભવ થયો એ પહેલાં ભૌતિક વિશ્વ અસ્તિત્વ ધરાવતું હતું. માનવી પૃથ્વી ઉપરથી અદૃશ્ય થાય તોયે, વિશ્વ તો ચાલ્યા જ કરવાનું છે. આ જ કારણે ભૌતિક તત્ત્વ વૈશ્વિક માનસનું પણ સર્જન હોઈ શકે નહિ. શ્રી અરવિંદ કહે છે કે વિશ્વનું સર્જન ચિત્–શક્તિએ કર્યું હોવાથી અને આ શક્તિ એકમાત્ર સત્‌ હોવાથી તેનાં પરિણામો સચેત સત્‌ના સ્વરૂપો સિવાય બીજું હોઈ શકે નહીં. આથી દ્રવ્ય કે ભૌતિક તત્ત્વ આત્મતત્ત્વનું જ એક સ્વરૂપ છે. ભૌતિકતત્ત્વ સત્‌નો જ આત્મ–વિસ્તાર છે અને વિશ્વમાં તે દ્રવ્ય કે ચેતનાના વિષયના સ્વરૂપમા અભિવ્યક્ત છે. આ આત્મ–વિસ્તારને, વૈશ્વિક માનસ અને પ્રાણ, પોતાનાં સર્જનાત્મક કાર્યમાં અનુરૂપ વિભાજન અને સમૂહ દ્વારા રજૂ કરે છે તેને આપણે ભૌતિક તત્ત્વ કહીએ છીએ. તે સચેત આત્માની શક્તિનું સ્વરૂપ છે. આ સ્વરૂપ માનસે આપ્યું છે અને પ્રાણે પ્રાપ્ત કર્યું છે, તે પોતાનામાં પોતાની સત્તા તરીકે ચેતનાને પોતાનાથી અગોચર રાખે છે. ભૌતિક તત્ત્વ તદ્દન જડ અને અર્થહીન ભલે લાગે પરંતુ તેમાં ચેતનાનો અગોચર અનુભવ અદૃષ્ટ રીતે રહેલો છે.[1]

ચેતન તત્ત્વ ભૌતિક તત્ત્વનો આત્મા છે અને ભૌતિક તત્ત્વ ચેતન તત્ત્વનું શરીર છે. આમ છતાં ભૌતિક તત્ત્વની કેટલીક મૂળભૂત વિશિષ્ટતાઓ અને

1. L. D. pp. 21 and 220

મર્યાદાઓ છે : (૧) ભૌતિક તત્ત્વ અજ્ઞાનના સિદ્ધાંતનું શિખર છે. જેમ કોઈ કાર્યમાં આત્મ–નિમગ્ન થયેલ વ્યક્તિ તે સમય પૂરતી, પોતાને ભૂલી જાય છે તેમ અહીં પોતાના કાર્યના સ્વરૂપમાં ચેતના પોતાને ભૂલી જાય છે. (૨) ભૌતિક તત્ત્વ યાંત્રિક નિયમના પુરેપુરા બંધનમાં છે અને તેની અગાધ જડતામાંથી મુક્તિના બધા પ્રયાસોનો તે વિરોધ કરે છે. આનો અર્થ એ નથી કે ભૌતિક તત્ત્વ ખરેખર જડ છે. ને અનંત ગતિ. પાર પામી ન શકાય તેવી શક્તિ અને અસીમ કાર્ય છે. પરંતુ આત્મતત્ત્વ મુક્ત પોતાનો સ્વામી, પોતાના કાર્યોથી અબદ્ધ અને નિયમોનો કર્તા છે; જ્યારે આ ભવ્ય ભૌતિક તત્ત્વ યાંત્રિક નિયમની સાંકળથી બંધાયેલ છે. (૩) ભૌતિક તત્ત્વ વિભાજન અને મથામણના સિદ્ધાંતની ટોચ છે. હકીકતમાં અવિભાજિત હોવા છતાં તેના કાર્યનો પાયો વિભાજન છે અને તેમાં જ તે રત રહે છે. એકતા પ્રાપ્ત કરવાની તેની બે પદ્ધતિઓ છે; કાતો એકમોનો સમૂહ એકઠો કરે છે કે કાતો સમ્મિલીકરણમાં એક એકમનો બીજા એકમ દ્વારા નાશ કરે છે.

**વિભાજનનો સિદ્ધાંત** : એકતાની ઉપરોક્ત બન્ને પદ્ધતિઓ સનાતન વિભાજનોની જ કબૂલાત છે. વળી બન્ને પદ્ધતિઓ મૃત્યુ પર આધારિત છે. એક છે સાધન તરીકે અને બીજી છે પ્રાણની શરત તરીકે. બન્ને વિશ્વ–સતની શરત તરીકે વિભાજિત એકમોની એકબીજા સાથે જીવવાની સતત મથામણને સ્વીકૃત માન્યતા તરીકે લે છે. દરેક એકમ પોતાને, પોતાના સાહચર્યોને ટકાવી રાખવા અને તેની આડે આવતા કોઈપણ તત્ત્વને દૂર કરવા મથામણ કરે છે. જ્યારે ચેતન સિદ્ધાંત અને માનસિક સિદ્ધાંત ભૌતિક તત્ત્વમાં અભિવ્યક્તિ પામે છે ત્યારે તેને પોતાને પ્રવૃત્તિ માટે આ ભૂમિકાની મર્યાદા સ્વીકારવી પડે છે આમ છતા વિભાજનનો સિદ્ધાત ભૌતિક તત્ત્વનો સિદ્ધાત નથી; તે માનસનો સિદ્ધાંત છે ભૌતિક તત્ત્વનાં અજ્ઞાન, જડત્વ અને વિભાજનના સ્વરૂપોમાં સતને નિરૂપવાના પ્રયાસોમા વિભાજન કરતુ માનસ જ પોતાની આવી મર્યાદા ઉત્પન્ન કરે છે પરંતુ દ્રવ્યના ગાઢ પડદામાં અગોચર રહેલ અમર અને અનંત આત્મા જ ભૌતિક તત્ત્વમાંથી પહેલાં પ્રાણ તરીકે અને પછી માનસ તરીકે અભિવ્યક્ત થતો હોવાથી, આ મર્યાદિત માનસના સ્વરૂપથી વધુ ઉચ્ચ એવું અતિમાનસીય સ્વરૂપ હાસલ થાય છે.[૨] આથી જ શ્રી અરવિંદ ભૌતિક તત્ત્વને સચ્ચિદાનંદનું સ્વરૂપ કહે છે.

૨. Ibid pp. 223–229

**દ્રવ્ય તથા શક્તિની સૂક્ષ્મતા :** આમ જ્યા આત્મતત્ત્વને બદલે સ્વરૂપ મુખ્ય બાબત છે તેવા વૈશ્વિક સંબંધની ભૂમિકા તરફ પ્રગતિ કરતા શુદ્ધ દ્રવ્યનો, આપણે જાણીએ છીએ તે, છેલ્લો તબક્કો ભૌતિક તત્ત્વ છે. વિકાસમા આ સ્વરૂપનો ભેદ, અલગતા અને વિભાજનનું શિરોબિંદુ છે. શ્રી અરવિંદ ભૌતિક તત્ત્વને વિભાજિતપણાનું સમીકરણ કહે છે, તેઓ, વધુમા દર્શાવે છે કે દ્રવ્યનો ક્રમ આત્મતત્ત્વ પ્રતિ ઊર્ધ્વગમનનો હોય તો તેમા ભૌતિક તત્ત્વની વિશિષ્ટતાઓ પ્રગતિશીલ રીતે ઓછી થવી જોઈએ અને તેનાથી વિરુદ્ધની વિશિષ્ટતાઓ પ્રગતિશીલ રીતે વૃદ્ધિ પામવી જોઈએ આથી આપણે શુદ્ધ આધ્યાત્મિક આત્મ-વિસ્તારના સમીકરણને પ્રાપ્ત કરી શકીએ છીએ. બીજા શબ્દોમાં, આ પ્રગતિમા સ્વરૂપના બંધનો ઢીલા થવા જોઈએ અને દ્રવ્ય તથા શક્તિની વધુને વધુ સૂક્ષ્મતા અને ક્રિયાશીલતા હાંસલ થવા જોઈએ. વળી તેમા અન્યોન્ય વધુ સંમિશ્રીકરણ વધુ સાત્મીકરણની શક્તિ, આદાન-પ્રદાનની, રૂપાંતરની, પરિવર્તનની અને એકીકરણની શક્તિની વિશિષ્ટતાઓ અંકિત થવી જોઈએ. શ્રી અરવિંદ કહે છે કે સ્વરૂપના સાતત્યમાંથી મુક્ત થવાથી આપણે સત્તાની અનંતતા પ્રતિ અભિમુખ થઈશું અને ભૌતિક તત્ત્વના સતત વિરોધ અને અલગતામાંથી મુક્ત થવાથી, આપણે આત્મતત્ત્વની અવિભાજિતતા, એકતા અને અનંતતાની સર્વોચ્ચ દૈવી શક્તિ પ્રતિ અભિમુખ થઈશું. સ્થૂળ દ્રવ્ય અને શુદ્ધ ચેતન તત્ત્વ સ્વરૂપ અને સત્ત્વ તથા અજ્ઞાન અને જ્ઞાન એવા બે ધ્રુવો વચ્ચે અનંત કક્ષાની શક્યતાઓ છે. વળી ભૌતિક સ્વભાવના સમીકરણમા પણ ભૌતિક તત્ત્વનો ઊર્ધ્વગામી ક્રમ જોવા મળે છે. આમ ભૌતિક તત્ત્વની ઘટ્ટતા ઓછી થતી જાય છે અને તે વધુને વધુ સૂક્ષ્મ બનતું જાય છે.[3]

૨. પ્રાણ

**સર્વવ્યાપી, વૈશ્વિક અને અમર પ્રાણ:** પ્રાણને શ્રી અરવિંદ, 'એક' એવી વૈશ્વિક શક્તિનું સ્વરૂપ અને શક્તિની વિધાયક અને નિષેધક ક્રિયાશીલતાની ગતિ કે પ્રવાહ કહે છે. સ્વરૂપોના રચના કરતી, તેને સક્રિય કરતી અને તેના દ્રવ્યનુ વિઘટન અને પુનર્નિર્માણની સતત પ્રક્રિયા દ્વારા

3 Ibid pp 233-234

ટકાવી રાખતી દૈવી શક્તિની પ્રક્રિયાનું સ્વરૂપ, આ પ્રાણ છે. આ દર્શાવે છે કે જીવન અને મૃત્યુ વચ્ચેના વિરોધને આપણે સ્વાભાવિક કે સાહજિક રીતે લઈએ છીએ તે આપણા માનસની ભૂલ છે. જીવનની પ્રક્રિયા સિવાય મૃત્યુની કોઈ વાસ્તવિકતા નથી દ્રવ્યનું વિઘટન અને પુનર્નિર્માણ, સ્વરૂપની જાળવણી અને સ્વરૂપનું પરિવર્તન પ્રાણ કે જીવનની સતત પ્રક્રિયા છે, જ્યારે મૃત્યુ તો માત્ર શૈપિક અનુભવના પરિવર્તન અને રૂપાંતરની એવી પ્રાણની આવશ્યકતાનો હેતુ સારનું, ઝડપી વિઘટન છે. શરીરના મૃત્યુમાં પ્રાણનો નાશ થતો નથી. તેમાં પ્રાણના એક સ્વરૂપના સાધનનો નાશ બીજા સ્વરૂપના સાધનના નિર્માણ માટે છે. વિશ્વમાં સ્વરૂપોની રચના, જાળવણી અને વિઘટન કરતી દૈવી શક્તિ, આ પ્રાણ છે.

આ જ પ્રાણ પૃથ્વીના સ્વરૂપમાં, વનસ્પતિના સ્વરૂપમાં અને પ્રાણીના સ્વરૂપમાં અભિવ્યક્ત છે. આમ અહીં સઘળું મત્ ભૌતિક તત્વનું સ્વરૂપ લેતો વૈશ્વિક પ્રાણ છે શ્રી. જગદીશચંદ્ર બોઝના સંશોધનોનો ઉલ્લેખ કરતા શ્રી અરવિંદ કહે છે કે વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુ પણ વનસ્પતિમાં પ્રાણ હોવાનું સ્વીકારે છે આ ઉપરાત ઉદ્દીપક સામેની પ્રતિક્રિયા વનસ્પતિમાં પ્રાણનું સૂચન કરે છે તેમ આવી પ્રતિક્રિયા ધાતુઓમાં પ્રાણની વિધિવાચી સ્થિતિ તથા જેને આપણે મૃત્યુ કહીએ છીએ તે નિષેધવાચી સ્થિતિનું સૂચન કરે છે ધાતુમાં પ્રાણની નિશાનીઓ ભલે તદ્દન પ્રાથમિક સ્થિતિમાં હોય પરંતુ તે અસ્તિત્વ તો ધરાવે છે જ આવી જ રીતે ધાતુના જેવી જડ જણાતી ભૌતિક બાબતો કે પૃથ્વીમાં પણ આ પ્રાણ પ્રાથમિક પ્રકારનું અસ્તિત્વ ધરાવે છે. આમ પ્રાણ સર્વત્ર છે. અદૃષ્ટ હોય કે અભિવ્યક્ત હોય, વ્યવસ્થિત હોય કે પ્રાથમિક હોય, અગોચર હોય કે વિકસિત હોય, પરંતુ તે સર્વવ્યાપી, વૈશ્વિક અને અમર છે. માત્ર તેના સ્વરૂપો અને વ્યવસ્થાઓ ભિન્ન છે[૪] આ કારણે વનસ્પતિ, પ્રાણી અને માનવીમાં રહેલ પ્રાણ વચ્ચે મૂળભૂત કોઈ ભિન્નતા નથી આ બધામાં આપણને જન્મ, મૃત્યુ, વૃદ્ધિ, પોષણ, ફળદ્રુપતા, વંધ્યત્વ, નિદ્રા જાગૃતિ અને જીવનક્રિયાની કાર્યશક્તિ અને નિષ્ક્રિયતા તથા બાલ્યાવસ્થામાંથી પુખ્તાવસ્થા પ્રતિ ગતિ અને ઉદ્દીપક પ્રતિ પ્રતિક્રિયા એકસરખી દૃષ્ટિગોચર થાય છે. આ શક્તિ મૂળભૂત રીતે વેદાન્તે કહેલી ચિત્–તપસ્ કે ચિત્–શક્તિ છે તે વનસ્પતિમાં

૪ Ibid pp 164–166

સ્નાયુજન્ય ક્રિયાશક્તિ તરીકે, નિમ્નમાનસિક સવેદનથી સભર છે પ્રાથમિક એવા પ્રાણીના સ્વરૂપોમા તે ઇન્દ્રિય-ઇન્દ્રિય અને ઇચ્છા-સકલ્પ તરીકે છે અને વિકસતા પ્રાણીમા, તે આત્મસભાન સમજ અને બળ તરીકે છે આ સર્વથી ઉપર માનવીમા, તે મનોમય સકલ્પ અને જ્ઞાન તરીકે છે

આમ પ્રાણ વૈશ્વિક શક્તિને ક્રમ છે અને તેમા અચેતનમાથી ચેતનામા પરિવર્તનની વ્યવસ્થા થાય છે તે વૈશ્વિક શક્તિનુ ભૌતિક તત્ત્વમાં સુષુપ્ત એવુ મધ્યસ્થી બળ છે તે પોતાની શક્તિથી નિમ્નમાનસના સ્વરૂપમા અભિવ્યક્ત થઇને, માનમના ઉદ્‌ભવમા, પોતાની ક્રિયાશીલતાની પૂર્ણ શક્યતામા પ્રવેશે છે[૫] આમ મનોમય શક્તિ, પ્રાણશક્તિ અને ભૌતિક શક્તિ એક જ વૈશ્વિક શક્તિની વિવિધ પ્રક્રિયાએ છે[૬]

**પ્રાણની પ્રક્રિયાના તબક્કા :** અણુથી માંડીને માનવી સુધી સર્વમા પ્રાણની અભિવ્યક્તિ મૂળભૂત રીતે એકસરખી છે તે ખરેખર ચિત્-શક્તિની વૈધિક ક્રિયા છે અને ભૌતિક તત્ત્વમા અને ભૌતિકત્વ ઉપર નિમ્નચેતનાની કક્ષાએ કાર્ય કરે છે આ પ્રક્રિયા જ સ્વરૂપો કે શરીરોનુ સર્જન કરે છે પોષે છે, નાશ કરે છે અને પુનઃસર્જન કરે છે આ પ્રક્રિયાના ત્રણ તબક્કા છે ભૌતિક પ્રાણ, જૈવીય પ્રાણ અને મનોમય પ્રાણ તે અનુક્રમે નિમ્નચેતન, સચેતન અને સ્વચેતન છે સૌથી નિમ્ન તબક્કામાં તેના સ્પદનો હજી ભૌતિક તત્ત્વની નિદ્રામા રહેલા છે અને તે નિમ્નચેતન હોવાથી સપૂર્ણ રીતે યાત્રિક જણાય છે તે મધ્યના તબક્કામાં પ્રતિક્રિયા કરવાને સમર્થ બને છે અને નિમ્નમાનસની કક્ષાએ હોવા છતાં આપણે જેને ચેતના કહીએ છીએ તેની સરહદે આવેલ છે સૌથી ઉચ્ચ તબક્કામાં માનસિક રીતે પ્રત્યક્ષીકરણ કરી શકાય તેવા સંવેદનના સ્વરૂપમા આ પ્રાણની પ્રક્રિયા સચેત મનોમયતા વિકસાવે છે આ પરિવર્તનમા તે ઇન્દ્રિયજન્ય માનસ અને બુધ્ધિની ભૂમિકા બને છે ઉપરોક્ત તબક્કામાથી મધ્યના તબક્કામા, આપણને ભૌતિક તત્ત્વ અને માનસથી પ્રાણ ભિન્ન હોય તેમ લાગે છે પરંતુ, આ બધા તબક્કામાં તે સમાન જ છે અને માનસ તથા ભૌતિક તત્ત્વ

---

૫ Ibid p 171
૬ Ibid p 167

વચ્ચેની કડી છે. આ બન્ને વચ્ચે તે મધ્યસ્થી હોવાથી બન્ને વચ્ચેના વ્યવહારને તે સાંકળે છે અને ધારણ કરે છે[૭]

**પ્રાણના વિકાસની સ્થિતિઓ :** શ્રી અરવિંદ ઉત્ક્રાંતિમા પ્રાણના વિકાસની ત્રણ સ્થિતિઓની વિગત આપતા કહે છે કે સૌ પ્રથમ તેના પ્રારંભિક સ્વરૂપમા પ્રાણ, વિભાજીત અને નિમ્નચેતન સંકલ્પ છે. આ સંકલ્પ સ્પષ્ટ સ્વરૂપમા ન હોતા, ભૌતિક શરીરની મૂક પ્રેરણા છે, અને તે સ્વરૂપ તથા સયોગો વચ્ચેની આતરક્રિયાનુ સચાલન કરતા યાંત્રિક બળોના કાબૂ હેઠળ છે તેના અંતિમ સ્વરૂપમાં પ્રાણ નૂતન સમતુલા પ્રાપ્ત કરે છે અને પ્રાણ જેમ જેમ સચેત માનસ પ્રતિ વિકાસ પામતો જાય છે. તેમ તેમ આ સમતુલામાં વૃદ્ધિ થતી જાય છે તેના મધ્યના સ્વરૂપમાં પ્રાણ મૃત્યુ, પરસ્પરનો નાશ, ભૂખ, તરસ, સચેત ઈચ્છા, મર્યાદિત અવકાશ અને કાર્યશક્તિની મર્યાદાના ભાનમા તથા વિસ્તાર કરવાની અને બીજાને પોતાનુ બનાવવાની મથામણમા વ્યક્ત થાય છે. ડાર્વિને સૌ પહેલા ઉત્ક્રાંતિની જે પરિસ્થિતિ સમજાવી છે તેની ભૂમિકા આ ત્રણ સ્વરૂપો છે શ્રી અરવિંદ કહે છે કે જિજીવિષા માત્ર જીવવા માટેના જ પ્રયાસો નથી, તે પ્રાપ્ત કરવાના અને પૂર્ણ થવાના પણ પ્રયાસો છે ડાર્વિને આપેલો 'યોગ્યતમની જીવિતા'નો સિધ્ધાંત એ સત્યનુ કથન કરે છે કે વધુને વધુ પૂર્ણતા દ્વારા જ સતત, સ્થાયી અને દીર્ઘકાળ પર્યંત ટકી શકાય છે આમ છતાં ડાર્વિનની ભૂલ, જીવનની આક્રમક પ્રવૃત્તિ અને વ્યક્તિના જૈવીય સ્વાર્થને જ મહત્ત્વ આપવામા, રહેલી છે હકીકતમા આ તો પ્રાણનુ એક પાસુ છે જ્યારે પ્રાણ માનસ પ્રતિ ઊર્ધ્વગમન કરે છે અને માનસ અતિ માનસ પ્રતિ વિકાસ પામે છે ત્યારે અહભાવ સ્વસુરક્ષા અને આક્રમકતાની વૃત્તિ ક્રમશ: પ્રેમ, સહકાર અને પરસ્પર સહયમા રૂપાંતરિત થાય છે વળી આ બધાં ક્રમશ વધુને વધુ સસ્કારિત બૌદ્ધિક અને આધ્યાત્મિક બને છે આ ઉપરાત ડાર્વિનનો સિધ્ધાંત માનસિક અને અતિમાનસિક કક્ષાઓના હકીકતોને સમજાવી શકતો નથી પ્રાણના ક્ષેત્રમા પણ તે મૃત્યુના, તૃષ્ણાના અને અશક્તિના મધ્યમ તબક્કાને જ લક્ષમા લે છે, પ્રાણની ત્રીજી સ્થિતિ

---

૭. Ibid pp 172-173

દેખીતી રીતે પહેલીથી વિરોધી લાગે છે પરંતુ, હકીકતમાં તે પહેલી સ્થિતિની પરિપૂર્ણતા અને રૂપાંતર છે.[૮] /

પ્રાણના તબક્કા: પ્રાણ અંતિમ વિભાજન અને ભૌતિક તત્ત્વનાં જડ સ્વરૂપથી પ્રારંભ કરે છે. ભૌતિક સ્વરૂપની ભૂમિકા એવો અણુ, આ જડ વિભાજનનો નમૂનો છે. એક અણુ બીજા અણુ સાથે હોવા છતાં બીજાથી અલગ રહે છે. અણુ કોઈપણ સામાન્ય બળ હેઠળ નાશ પામતુ નથી કે તેનુ વિઘટન થતુ નથી. આમ તે ભૌતિક પ્રકારનો અલગ અહં છે પ્રાણ જ્યારે બીજા તબક્કામાં પહોંચે છે ત્યારે જૈવીય અહંની ભૌતિક ભૂમિકા વિલીન થાય છે આ તબક્કો પ્રાણની જૈવીયતાનો તબક્કો છે. અહી અલગત્વને બદલે પ્રાણના તત્ત્વો સતત રીતે પરસ્પર સમ્મિશ્રિત, અદલબદલ અને એકરૂપ થાય છે. ત્રીજા તબક્કામાં વ્યક્તિમત્તાની સચેત જાળવણીની સાથે, બીજી વ્યક્તિઓ સાથે આદાનપ્રદાન અને એકરૂપતા માટેની ઇચ્છા અને આવશ્યકતા સ્વીકારવામાં આવે છે. પ્રેમના સિદ્ધાંતની પ્રક્રિયા માટે આ આવશ્યકતા છે. આ માનસની અસરની વૃદ્ધિને કારણે, બને છે. આનું કારણ એ છે કે ભૌતિક તત્ત્વથી વિરુદ્ધ એવો માનસનો નિયમ આત્મત્યાગ, આત્મપરિપૂર્ણતા અને પ્રદાન દ્વારા સમૃદ્ધ થવાનો છે, એકબીજાના નાશ દ્વારા જિજીવિષા ટકાવવાનો નથી. આમ પ્રાણની આ સ્થિતિમા આપણે અન્યોન્ય નાશથી જીવિત રહેવાની મથામણોમાથી પ્રગતિશીલ રીતે ઊર્ધ્વગમન કરીને અન્યોન્ય અનુકૂલન, આદાનપ્રદાન અને સમ્મિલીકરણ દ્વારા જીવન ટકાવવાનો પ્રયત્ન કરીએ છીએ

પ્રાણની મૂળ સ્થિતિના બીજી કક્ષા નિમ્નચેતન સંકલ્પ છે તે બીજી સ્થિતિમા ભૂખ અને તૃષ્ણા બને છે. આ ભૂખ અને તૃષ્ણા સચેત માનસનુ પહેલુ બીજ છે. ત્રીજી સ્થિતિમા તેનુ રૂપાંતર અને પરિપૂર્ણતા, પ્રેમની વૃદ્ધિ દ્વારા, થાય છે, તેનો નાશ થતો નથી ભૌતિકજીવનમા આપવાની ઇચ્છાને બદલે લેવાની તૃષ્ણા હોય છે/ જો કે માત્ર લેવાની જ તૃષ્ણાથી જીવન ટકી શકતું ન હોવાથી તેને આપવાની ફરજ પડે છે પરંતુ, આ કાર્ય તેને ફરજિયાત કરવું પડે છે, સ્વેચ્છાથી નહીં. પ્રાણ અને માનસના વિવિધ તબક્કાઓના વિકાસમા જ્યારે પ્રેમની વૃદ્ધિ થાય છે ત્યારે લેવા કરતા દેવાનુ મહત્ત્વ વધતુ જાય છે. આનું કારણ એ છે કે પોતાની વધુ

૮. Ibid pp 184-185

મોગી સૂક્ષ્મતાને લીધે માનસને સાત્મીકરણ કરવા માટે બીજાને નાશ કરવાની આવશ્યકતા નથી. તે જેમ જેમ વધુ આપે છે તેમ તેમ તે વધુ મેળવે છે, અને વૃદ્ધિ પામે છે૯।

તબક્કાઓની વિશિષ્ટતા : આમ પ્રાણના વિકાસના પહેલા તબક્કાની વિશિષ્ટતા મૂક અને અચેતન પ્રેરણા, બીજા તબક્કાનુ મૂળ તૃષ્ણા તથા પ્રાપ્ત કરવાની આતુરતા અને મર્યાદિત કાર્યશક્તિ અને ત્રીજા તબક્કાની વિશિષ્ટતા બીજાને પ્રાપ્ત કરવાની અને બીજામાં પોતે પ્રાપ્ત થાય તેવો પ્રયાસ કરનો પ્રેમ છે. ચોથા તબક્કામાં તેની પૂર્ણતા મૂળ સંકલ્પની શુદ્ધ અને પૂર્ણ અભિવ્યક્તિમાં જોવા મળે છે. આમાં આત્માની દૈવી એકતા અતિમાનસીય સત્ની ભૂમિકા છે. પ્રાણની આ બધી કક્ષાઓ આપણે કાળજીપૂર્વક તપાસીએ તો જણાશે કે વસ્તુઓ ॥ વૈયક્તિક અને વૈશ્વિક આનંદ માટે ખોજ કરતા આત્માના તે રૂપો અને તબક્કાઓ છે આમ પ્રાણનું ઊર્ધ્વગમન ભૌતિક તત્ત્વના મૂક ધ્યાનમાંથી, મરડેલીઓ અને વિરોધોમાં થઈ ને, આત્મતત્ત્વના પૂર્ણ પ્રકાશમાં ઊર્ધ્વગમન છે આનંદની શોધ એ પ્રાણનો મૂળભૂત હતુ અને અર્થ છે આથી આનંદને શોધવો, તેને પ્રાપ્ત કરવો અને તેની પરિપૂર્ણતા કરવી એ તેનો અંતિમ હેતુ છે૧૦

૩. આત્મા+ :

વિશ્વના સર્જક એવા દૈવી સત્ના ચતુર્વિધ સિદ્ધાંતો છે સત્, ચિત્-શક્તિ, આનંદ અને અતિમાનસ અતિમાનસ ભૌતિક બ્રહ્માંડમાં સર્વવ્યાપી હોવા છતાં અગોચર છે તે પોતાની અભિવ્યક્તિ માટે પોતાની નિમ્નકક્ષા એવા માનસનો ઉપયોગ કરે છે દૈવી ચિત્-શક્તિ ભૌતિક બ્રહ્માંડમાં સર્વવ્યાપી છે પરંતુ તે પણ અગોચર છે તે પોતાની અભિવ્યક્તિ, પોતાની નિમ્નકક્ષા એવા પ્રાણ દ્વારા કરે છે સમગ્ર-સત્ પણ ભૌતિક બ્રહ્માંડમાં સર્વવ્યાપી હોવા છતાં અગોચર છે અને પ્રારંભમાં પોતાની અભિવ્યક્તિ,

૯ Ibid pp 186–189

૧૦. Ibid pp 201–202

+ આ અંગેની વિગતવાર ચર્ચા આ પહેલાના પ્રકરણોમાં થયેલી હોવાથી અહીં માત્ર સંક્ષિપ્ત નોંધ લીધી છે.

પોતાની નિમ્નકક્ષા એવા દ્રવ્ય કે ભૌતિક તત્ત્વ દાખલ કરે છે. આ જ રીતે દૈવી આનંદનો સિદ્ધાંત પણ બ્રહ્માંડમાં સર્વવ્યાપી અને અગોચર હોવો જોઈએ અને તે પોતાની નિમ્નકક્ષાના કોઈ સ્વરૂપમાં અભિવ્યક્ત થતો હોવો જોઈએ. *આ કક્ષાને શ્રી અરવિંદ આત્માની કક્ષા કહે છે. આ સિદ્ધાંત* પ્રાણ, માનસ કે શરીર નથી પરંતુ, તે આ બધાનું સત્ત્વ છે. આપણને જેમ બાહ્ય અને પૃષ્ઠસ્થ એવાં બેવડાં માનસ, પ્રાણ અને શરીર છે તેમ આપણો આત્મા પણ બેવડો છે. એક છે બાહ્ય સ્તરનો ઇચ્છાત્મા અને બીજો છે પૃષ્ઠસ્થ એવો ચૈત્ય-પુરુષ. આ ચૈત્ય-પુરુષની જ્યારે બાહ્ય અભિવ્યક્તિ થાય છે ત્યારે આપણે, તે માનવીને આત્મા છે તેમ કહીએ છીએ; જ્યારે બાહ્ય અભિવ્યક્તિનો અભાવ જણાય છે ત્યારે આપણે, તે માનવીને આત્મા નથી તેમ, કહીએ છીએ. જેમ આપણામાં રહેલ પૃષ્ઠસ્થ માનસ બ્રહ્માંડમય માનસના વૈશ્વિક જ્ઞાન માટે તત્પર છે, જેમ પૃષ્ઠસ્થ પ્રાણ બ્રહ્માંડમય પ્રાણની વૈશ્વિક શક્તિ માટે તત્પર છે અને જેમ આપણામાં રહેલ પૃષ્ઠસ્થ શરીર બ્રહ્માંડમય ભૌતિક તત્ત્વની વૈશ્વિક શક્તિ રચના માટે તત્પર છે. તેમ આપણામાં રહેલ પૃષ્ઠસ્થ આત્મા બ્રહ્માંડમય આત્માના વૈશ્વિક આનંદ માટે તત્પર છે.[૧૧]

૪. માનસ*

માનસ, તેના સત્ત્વમાં અવિભાજિત સમગ્રમાંથી વસ્તુઓના સ્વરૂપોને કાપી કાઢતી, મર્યાદિત કરતી અને માપન કરતી ચેતના છે આ વસ્તુઓના સ્વરૂપોને, તે જાણે અલગ એકમ હોય, તેમ ગણે છે. જે ભાગો કે અંશો સ્પષ્ટ છે તેને પણ માનસ કૃત્રિમ રીતે, સમગ્રના પાસાં ગણવાને બદલે, સ્વતંત્ર બાબતો ગણે છે. વળી આ ભાગો વસ્તુ પોતે નથી તેમ જાણવા છતાં તેની સાથેના વ્યવહારમાં તેને વસ્તુ પોતે છે તેમ ગણે છે જો તે આમ ન કરે તો પોતાની વિશિષ્ટ પ્રવૃત્તિ હેઠળ તેને લાવી શકે નહી માનસના આવી વિશિષ્ટતા તેની પ્રત્યય-રચના, પ્રત્યક્ષીકરણ, સંવેદન કે સર્જનાત્મક વિચારણાના વ્યવહારની ક્રિયાશક્તિ ઉપર મર્યાદા રોપે છે. તે જાણે સમૂહમાંથી કે પૂર્વભૂમિકામાંથી જડ રીતે કાપી કાઢેલ હોય તે રીતે

૧૧ Ibid pp 202–204

* આ અંગેની વિગતવાર ચર્ચા આ પરિચ્છેદના પ્રકરણોમાં થયેલી હોવાથી અત્રે માત્ર સંક્ષિપ્ત નોંધ લીધી છે

વસ્તુઓના ખ્યાલો બાંધે છે, પ્રત્યક્ષીકરણ કરે છે અને સમજે છે. વળી સર્જન માટે તેને પ્રાપ્ય એવી વસ્તુઓને તે ત્યાથી એકમો તરીકે ઉપયોગમા લે છે. આમ તેનું કાર્ય વધુ મોટી સમગ્રતાના ભાગો તરીકે નાના સમગ્રોને લેવાનું અને આ સમગ્રોનું અમુક હેતુઓ માટે ભાગોમાં વિભાજન કરી પુન. સમગ્ર તરીકે લેવાનું છે. માનસ વિભાજન. ગુણાકાર, સરવાળા કે બાદબાકી કરે પણ તે ગણિતના મર્યાદામાથી બહાર નીકળી શકે નહીં. જો તે આ મર્યાદા ઓળંગે અને સાચા સમગ્રને લેવા કોશિષ કરે તો તે અજાણ્યા તત્ત્વમા પોતાને ગુમાવી બેસે છે. આથી નો તે પોતાની દૃઢ ભૂમિકામાંથી અનંતના ઊંડાણમાં સરી પડે છે અને ત્યાં પ્રત્યક્ષીકરણ, પ્રત્યય રચના કરી શકતું નથી કે જાણી શકતું નથી.| કેટલીકવાર માનસે અનંતને પ્રાપ્ત કર્યું હોય તેવું લાગે છે પરંતુ, તે સ્વરૂપવિહીન વિશાળ સત્ હોય છે; સાચું સ્થળવિહીન અનંત સત્ નહીં. માનસને અનંતની પ્રાપ્તિ તો અતિમાનસીય સ્તરે ઊર્ધ્વગમનમા જ થાય. માનસનાં સ્વભાવ અને સ્વધર્મ અનુસાર તે મર્યાદિતપણાનું સાધન છે. મૂળ ચેતનામાં અજ્ઞાનનું અસ્તિત્વ નથી કારણ કે તેમા અનંતને પારખ્યો હોય છે અને મર્યાદિતને તેનાથી જુદી અને સ્વતંત્ર સત્તા ગણવામા આવતી નથી. આથી માનસ અતિમાનસનું અલગ કાર્ય નથી, તે તેની નિમ્નકક્ષાનું કાર્ય છે.| માત્ર અતિમાનસ જ સુદૃઢ છે અને વસ્તુઓના પરિવર્તનોમા સ્વરૂપો અને સંબંધોના અમુક વ્યવસ્થિત સાતત્યને જાળવે છે. જે હમેશા અસ્થાયી છે તેને સ્થાયીત્વ આપીને માનસ તેનું અનુકરણ કરવા પ્રયાસ કરે છે. પોતાની ચેતના પાછળ અગોચર રહેલ સત્યોને માનસે પુનઃ શોધવાના છે.[૧૨]

### ત્રેવડ રૂપાંતર[૧૩]

શ્રી અરવિંદ અનુસાર ઉત્ક્રાંતિ એટલે આપણા ભૌતિક, જૈવીય અને માનસિક એવા સમગ્ર પાર્થિવ સત્નું રૂપાતર. આ રૂપાતર અજ્ઞાનમાંથી પૂર્ણ જ્ઞાનમાં રૂપાતર છે પરંતુ, જ્યા સુધી માનસ અને અતિમાનસ વચ્ચેનુ અંતર પુરાય નહીં, આ બન્ને વચ્ચેના બંધ માર્ગો ખુલે નહીં અને ઊર્ધ્વ-ગમન તથા અવતરણના માર્ગો ઉત્પન્ન ન થાય ત્યા સુધી આ રૂપાતર શક્ય

૧૨ Ibid pp 151-152

૧૩. Ibid Book II, Chapter XXV

નથી. આ કાર્ય, માત્ર ત્રેવડા રૂપાતરથી જ થઈ શકે. સૌ પહેલા આત્મિક પરિવર્તન એટલે કે આપણા અત્યારના સ્વરૂપનું આત્માના સાધનના રૂપમાં પરિવર્તન થવુ જોઈએ. બીજુ, પ્રાણ અને શરીરના નિમ્નતમ ભાગોમા અને આપણા નિમ્નચેતનાના અધકારમા ઉચ્ચ પ્રકાશ, જ્ઞાન, બળ, શકિત, આનદ અને પવિત્રતાના અવતરણથી આધ્યાત્મિક પરિવર્તન થવું જોઈએ. ત્રીજુ, ઉત્કાતિની ગતિના શિખર તરીકે અતિમાનસમા ઊર્ધ્વગમન અને અતિમાનસની રૂપાતર કરતી ચેતનાનું અવતરણ, આપણા સમગ્ર સતમા અને કુદરતમાં થવું જોઈએ.

**રૂપાંતરનું પ્રથમ સોપાન** . આમ આ રૂપાતરનું સૌ પહેલું સોપાન આત્મિક પરિવર્તન છે. આપણે વૈશ્વિક પ્રકૃતિમા વ્યક્તિ તરીકે જેનાથી અસ્તિત્વ ધરાવીએ છીએ તે અગોચર ચૈત્ય-પુરુષના વિકાસથી આવું પરિવર્તન થાય છે. આપણા બીજા ભાગો પરિવર્તનશીલ અને નાશવંત છે, જ્યારે આપણો આ ભાગ કે ચૈત્ય પુરુષ અક્ષર અને અવિનાશી છે. આ સ્થાયી આત્મા માનસ, પ્રાણ અને શરીરને પોતાના સાધનો તરીકે પ્રયોજે છે. આમ છતા તેના કાર્યોથી તે અલિપ્ત રહે છે. આવા રૂપાંતર માટે આપણા અંતરાત્માને ઓઝલ રાખતો પડદો દૂર કરવો આવશ્યક છે આથી તેનો પ્રકાશ-પુંજ આપણા બાહ્ય સ્તરના પ્રાણ, માનસ અને ભૌતિક તત્ત્વ ઉપર પથરાશે આપણા ચૈત્ય-પુરુષના પૂર્ણ વિકાસથી આપણે આ સ્થિતિ પ્રાપ્ત કરી શકીએ છીએ. આપણો ચૈત્ય-પુરુષ કે આપણું આત્મિક વ્યક્તિત્વ આપણામા મિનર્વાની જેમ સપૂર્ણ સજ્જ સ્થિતિમા જન્મતો નથી.[14] તે ધીમે ધીમે વિકસે છે અને પ્રારભનુ તેનું સ્વરૂપ નબળુ અને અસ્પષ્ટ હોય છે તેની શક્તિનો આધાર, અજ્ઞાન અને અચેતનના વિરોધ સામે આપણી બાહ્ય સ્તરની ચેતના ઉપર પોતાને વ્યક્ત કરવામા, આત્માની શકિત કેટલી સફળ થાય છે, તેના ઉપર છે.\વૈશ્વિક પ્રકૃતિમા જેમ જેમ આત્માની વધુ અભિવ્યક્તિ થતી જાય છે તેમ તેમ આપણા ચૈત્ય-પુરુષનો વિકાસ વધતો વધતો જાય છે.\ આથી પૃષ્ઠસ્થ આત્મા સાથેનો વ્યવહાર વધે છે, અને બાહ્ય સ્તરનાં માનસ, પ્રાણ અને શરીર સાથેના વ્યવહારમાં સુધારો થાય છે.' જ્યારે માનવી પોતાના આત્માને આગળ લાવવાની અને પોતાનાં પ્રાણ,

14 An Introduction To The Philosophy of Sri Aurobindo p. 50

માનસ અને શરીર ઉપર તેનુ આધિપત્ય સ્થાપવાની આવશ્યકતા અનુભવશે ત્યારે આ વિકાસ ઝડપી બનશે; અન્યથા આ વિકાસ અત્યંત ધીમો રહેશે. આપણા સત્‌ના આત્મિક રૂપાંતરની આ આવશ્યક શરત છે |

**બીજુ રૂપાંતર** આમ છતા આપણામા રહેલ આત્માને જાગૃત કરવાથી જ પાર્થિવ સત્‌નુ પૂર્ણ રૂપાતર થતુ નથી | જ્યા સુધી આત્મ તત્ત્વના ઉચ્ચ પ્રદેશોનુ અવતરણ ન થાય ત્યા સુધી આપણા ચૈત્ય-પુરુષનો વિકાસ માનસ, પ્રાણ અને શરીરના મર્યાદિત પ્રદેશો પૂરતો સીમિત રહેશે. આથી બાહ્ય સ્તરના માનસ, પ્રાણ અને ભૌતિક તત્ત્વની સાથે આત્માનો વિકાસ આત્મતત્વના ઉચ્ચતર પ્રકાશમા થવો જોઈએ. આમ આધ્યાત્મિક ચેતના દ્વારા બીજુ રૂપાતર આવશ્યક છે | આપણા આતરિક સત્‌, આત્મા કે દૈવી તત્ત્વ પ્રતિ આ આત્મિક ગતિને, ઉચ્ચતર સત, કે સર્વોચ્ચ આધ્યાત્મિક કક્ષામા, ઊર્ધ્વગમન દ્વારા પૂર્ણ કરવી જોઈએ પરંતુ ચેતનાના ઉચ્ચ પ્રદેશોનું અવતરણ ન થાય ત્યા સુધી માત્ર ઊર્ધ્વગમન દ્વારા પૂર્ણ રૂપાતર થતુ નથી આથી તો માત્ર ચિત્‌, શકિત અને આનદની અસીમતાની ઝાખી થાય છે, અને નિમ્નકક્ષાએ પાછા વળ્યા બાદ ધીમે ધીમે અદૃશ્ય થાય છે આ કાયમી કે સ્થાયી રૂપાતર નથી

**ત્રીજુ સ્થાયી રૂપાતર** ( શ્રી અરવિંદ કહે છે કે ત્રીજા અને સ્થાયી રૂપાતર માટે ઉચ્ચ અત સ્ફૂરણા અને અધિમાનસીય એવી ઉચ્ચતર ચેતનાનું અવતરણ આવશ્યક છે આથી જ ઊર્ધ્વગમનની અસરો સ્થાયી બનશે અને પરિણામે ભૌતિક તત્ત્વ, પ્રાણ અને માનસનુ અત્યારે જે સ્વરૂપ છે તેથી તદ્દન ભિન્ન અને ઉચ્ચ સ્વરૂપ હશે આપણે પણ અત્યાર છીએ તેના કરતાં વધુ ઉદાત્ત અને વધુ શુદ્ધ બનાશુ |

આમ આ ત્રીજા અને અતિમ રૂપાતર દ્વારા આત્માનો અજ્ઞાનમાથી પૂર્ણ અસરકારક એવા આત્મજ્ઞાનનો માર્ગ પૂરો થાય છે. આ છે અતિમાનસના અવતરણ દ્વારા રૂપાતર જ્યારે ઉત્ક્રાન્તિમય વિશ્વ-પ્રકૃતિ અવતરણની પ્રક્રિયા માટે સજ્જ થશે ત્યારે તેમાં ઋત્-ચિત્ કે સત્ય-ચેતનાનુ અવતરણ થશે અને પરિણામે તેમા અગોચર રીતે રહેલ અતિમાનસીય સત્‌ની અભિવ્યક્તિ શક્ય બનાવશે પરતુ આથી ઉત્ક્રાંતિની પ્રક્રિયા ત્યા અટકી જવાની નથી અહીથી આ પ્રક્રિયા જ્ઞાનની કક્ષામાં ચાલુ રહેશે અને જ્યા સુધી સચ્ચિદાનદનો

ત્રેવડો સિદ્ધાંત પોતે ઉદ્ભવ પામશે નહીં ત્યાં સુધી અટકશે નહીં શ્રી અરવિંદનો આ ત્રેવડા રૂપાંતરનો ખ્યાલ, તેમના ઉત્ક્રાંતિના સિદ્ધાંતની એક મૌલિક લાક્ષણિકતા છે કારણ કે, તેમાં ઉત્ક્રાંતિને અવતરણ અને ઉર્ધ્વગમનની ગતિ ઉપરાંત આંતરિક સત્ પ્રતિ થતી પ્રગતિ તરીકે ગણવામા આવી છે.

**વૈયક્તિક ઉત્ક્રાંતિ :** શ્રી અરવિંદની, ઉપરોક્ત ત્રેવડા રૂપાંતરની સમજૂતી બ્રહ્માંડની ઉત્ક્રાંતિની પ્રક્રિયા સ્પષ્ટ કરે છે પરંતુ શ્રી અરવિંદ ઉત્ક્રાંતિને વૈયક્તિક પણ ગણે છે. શિવનાં ત્રિનેત્રો સાથે ઉત્ક્રાંતિની ગતિને સરખાવતાં શ્રી મૈત્ર કહે છે કે જેમ એક નેત્ર ઉપર, બીજું નીચે અને ત્રીજું પોતાના અંતર પ્રતિ દૃષ્ટિ રાખે છે તેમ ઉત્ક્રાંતિની, અવતરણ અને ઊર્ધ્વગમનની તથા ઊર્ધ્વગમન અને સંગ્રહનની એવી ગતિ ઉપરાંત, જેને કઠોપનિષદમાં આપણા અંગુઠા જેવડો આત્મા કહ્યો છે તેના તરફની ગતિ પણ થાય છે. આથી ઉત્ક્રાંતિ જેટલી બ્રહ્માંડમય છે તેટલી વૈયક્તિક પણ છે'[૧૫] આ અત્યંત મહત્ત્વના સત્યની પિછાન, એ શ્રી અરવિંદના ઉત્ક્રાંતિના ખ્યાલની મૌલિક લાક્ષણિકતા છે. શ્રી અરવિંદ દર્શાવે છે કે વ્યક્તિ ઊર્ધ્વગમનમાં જેમ જેમ ઊંચે આવે તેમ તેમ તેનું અમાપ મહત્ત્વ વૃદ્ધિ પામે છે. અભિન્ન અજ્ઞાનમાં વ્યક્તિમત્તા અને ચેતનાના અભાવથી પ્રારંભ થયેલ વિશ્વમાં આ એક નોંધપાત્ર બીના છે, જો વ્યક્તિ તરીકે આત્મા બ્રહ્માંડમય સત્ કરતા ઓછુ સત્ ન હોય અને અને સનાતન સત્‌ની શક્તિઓ હોય તો જ તેના મહત્ત્વનુ માહાત્મ્ય છે.[૧૬] આમ વ્યક્તિ ચેતનાની શરીરમા થતી પ્રક્રિયાની કોઇ આડપેદાશ નથી; તે સતત સત્તા છે અને અનંત સત્‌નો અનંત અંશ કે શક્તિ છે. તેના માધ્યમ દ્વારા આત્મતત્ત્વ પોતાના અભિવ્યક્તિ સ્પષ્ટ કરે છે. વૈયક્તિક પુરુષ સર્વોત્તમ આત્મા સાથે પોતાનાં બ્રહ્માંડમય સંબંધોની રચના માટે શરીરને ધારણ કરે છે આમ વિશ્વમા પોતાની અભિવ્યક્તિનો તે પ્રારંભ કરે છે, અને તેના દ્વારા ઇશ્વર સાથે એકતા પ્રાપ્ત કરવા પ્રતિ આપણા સચેત સત્‌નો પ્રગતિશીલ વિકાસ શક્ય બને છે. આ કારણે જન્મ એ પુરુષની શારીરિક સીર ઉપરની અભિવ્યક્તિની એક આવશ્યકતા છે પરંતુ વિશ્વમાં માનવી કે બીજા કોઇમાં તેનો જન્મ

૧૫. Ibid p. 46

૧૬. L D p. 673

કોઈ પૂર્વતૈયારીના ભૂતકાળ વિનાનો કે વધુ પરિપૂર્ણતાના ભવિષ્ય વિનાનો અલગ અકસ્માત નથી આથી શરીરમા કોઈપણ વૈયક્તિક આત્માનો જન્મ તેના બીજા જન્મોમા ચાલુ જ રહે છે અને તેવી જ રીતે તેની પહેલાના બીજા જન્મો પણ હોય છે. શ્રી અરવિંદ દર્શાવે છે કે જેમ બ્રહ્માડની ઉત્ક્રાંતિમા તેમ વૈયક્તિક ઉત્ક્રાંતિમા પણ તાલબદ્ધતા છે બ્રહ્માંડમા જેમ આત્મતત્ત્વનો પ્રગતિશીલ વિકાસ થાય છે તેમ વિભિન્ન જન્મો દ્વારા વૈયક્તિક આત્માનો આવો પ્રગતિશીલ વિકાસ થાય છે[૧૭] શ્રી અરવિંદ વ્યક્તિને ઉત્ક્રાંતિની ગતિની ચાવી કહે છે કારણ કે વ્યક્તિ જ તેમા પોતાને શોધે છે અને સત્તા અગે સચેત બને છે [૧૮]

## અતિમાનસમાં ઊર્ધ્વગમન

જેમ ભૌતિક તત્ત્વ અવતરણની છેલ્લી કક્ષા છે તેમ ઊર્ધ્વગમનની તે પહેલી કક્ષા છે. ભૌતિક સતમા બધી કક્ષાઓની શક્તિ રહેલી છે તે, તેમાથી અભિવ્યક્તિ સાધવાને પણ શક્તિમાન છે આ જ કારણે ભૌતિક તત્ત્વમાથી પ્રાણ અને માનસનો વિકાસ થયો છે અને અંતે તેમાથી અતિમાનસ અને આધ્યાત્મિક સતની વધુ ઉચ્ચ કક્ષાઓનો વિકાસ થશે[૧૯]

**સમૂળું પરિવર્તન** અતિમાનસનુ અવતરણ અને માનસનુ અતિમાનસમા ઊર્ધ્વગમન એ શારીરિક જૈવીય અને મનોમય એવા સમગ્ર પાર્થિવ ઉત્ક્રાંતિનો છેલ્લો તબક્કો છે આ અતિમાનસીય પરિવતન એવુ સમૂળુ પરિવર્તન છે કે આપણી મર્યાદિત ભાષા દ્વારા તેનુ યોગ્ય વર્ણન આપી શકાય તેમ નથી. શ્રી અરવિંદ કહે છે કે અતિમાનસીય ચેતના ઉત્ક્રાંતિની સમગ્ર પ્રક્રિયામા ક્રિયાશીલ છે અત્યારે આપણામા તે લઘુ અને પ્રાથમિક સ્વરૂપમા હોવા છતા આપણામા કાર્ય કરી રહેલ તત્ત્વોને તે સર્વોત્તમ વિકાસ છે અતિમાનસીય કક્ષામા પરિવર્તનને શ્રી અરવિંદ પ્રકૃતિમાથી અતિ-પ્રકૃતિમા વિકાસનો માર્ગ કહે છે મનસ પોતે પ્રકૃતિનુ જ એક ઉત્પાદન હોવાને કારણે આ પરિવર્તનનુ કાર્ય કરવા શક્તિમાન નથી અતિમાનસીય પરિવર્તન પહેલાના બધા તબક્કાઓ અજ્ઞાનના

૧૭ Ibid p 675
૧૮ Ibid p 930
૧૯ Ibid p 2?7

તબક્કાઓ છે, જ્યારે અતિમાનસીય પરિવર્તન જ્ઞાનનો તબક્કો છે, જ્યારે અતિમાનસનુ સીધુ અવતરણ થાય ત્યારે તેની માનસમાં અભિવ્યક્તિ શક્ય બને છે,

ઝડપી રૂપાંતરની શરતો એ શક્ય છે કે અવતરણ વિના ઉત્ક્રાંતિની દીર્ઘ પ્રક્રિયાને પરિણામે આપણી પાર્થિવ પ્રકૃતિ અતિચેતનાના ગાઢ સપર્કમા આવવામાં સફળ થાય અને પૂર્ણસ્થ અધિમાનસની રચના થાય આને પરિણામે તર્ક દ્વારા નહિ પણ અતસ્ફૂરણાના સમજણ દ્વારા વિચારતા અને કાર્ય કરતી માનવીની એક ઉચ્ચ જાતિ ઉત્પન્ન થાય તેમ બને વળી ત્યારબાદ અધિમાનસીકરણ જેને પેલે પાર અતિમાનસનો પ્રદેશ છે એવી સરહદો પામે આપણને લઈ જાય એ પણ શક્ય છે પરતુ વિશ્વ પ્રકૃતિની આ પ્રક્રિયા અત્યત ધીમી અને અચોક્કસ છે, અહી એ પણ શક્ય છે કે આવી ધીમી અને કટાળાજનક પ્રક્રિયા પછી સિદ્ધ કર્યું હોય તે માત્ર અપૂર્ણ અને ઉચ્ચ માનસીકરણ જ હોય આથી અતિમાનસીય કક્ષાએ ઉત્ક્રાંતિની પ્રક્રિયાના ઊર્ધ્વગમનનો એકમાત્ર માર્ગ આપણી પાર્થિવ પ્રકૃતિમાં અતિમાનસનુ અવતરણ જ છે પરતુ આ માટે શ્રી અરવિંદ બે પ્રાથમિક શરતોની પરિપૂર્ણતાની આવશ્યકતા દર્શાવે છે, તેઓ કહે છે કે ઉપરિ ચેતનાનુ પ્રત્યક્ષ અને ગોચર અવતરણ આવશ્યક છે તેવી જ રીતે નિમ્નચેતનાની પૂર્ણ શરણાગતિ અને તેના કાર્યના અનન્ય નિયમના સકલ્પને સપૂર્ણ રીતે રદ કરવાની પણ આવશ્યક્તા રહે છે આ બન્ને શરતો પૂરી કરવામા આવે તો આન્તર રૂપાતર સરખામણીમાં વધુ ઝડપી બને અને આથી ઉત્ક્રાંતિના દરેક સોપાને હજારો વર્ષના ગાળાના ધીમા વિકાસની આવશ્યકતા રહેતી નથી [૨૦]

આનો અર્થ એ નથી કે આપણે આપણા પ્રયત્નો માત્રથી જ અતિમાનસને અવતરણ કરવાની ફરજ પાડી શકીએ તેનો અર્થ એ છે કે અતિમાનસીય પ્રકાશના સ્વાગત માટે આપણે તૈયાર ન હોય તો અવતરણ થયા પછી પણ તે પોતાને પાછુ ખેંચી લે તેવુ બને છે આથી જ આપણા માનસ પ્રાણ અને શરીરની આ ઉચ્ચ પ્રકાશ સમક્ષ સપૂર્ણ શરણાગતિ આવશ્યક છે ત્રેવડા રૂપાતરમા દર્શાવેલ આપણા સતનુ ક્રમશ

---

૨૦ Ibid pp 819 820

અંતરીકરણ અને આપણા સ્વરૂપનું આધ્યાત્મીકરણ અતિમાનસના અવતરણ માટેની પ્રાથમિક શરતો છે.

**પુરુષ-પ્રકૃતિની સંમતિની આવશ્યકતા:** અતિમાનસના અવતરણને પરિણામે વૈશ્વિક ચિત્-શક્તિના કાર્યમાં વ્યક્તિ સાચી રીતે સહભાગી બનશે અને પોતાની સંચાલન શક્તિનો વૈયક્તિક પુરુષ સ્વામી બનશે આ સાથે તે વૈશ્વિક શક્તિના કાર્યમાં પ્રજ્ઞામય આત્મતત્ત્વનું સાધન, પ્રતિનિધિ અને સચેત સાથી બનશે. વૈશ્વિક શક્તિ તેના દ્વારા કાર્ય કરશે અને આ શક્તિ દ્વારા તે કાર્ય કરશે. અંતઃસ્ફૂરણાનું સત્ય અને તેનો સુમેળ આ બેવડી ક્રિયાને એક જ કાર્યમાં સમાવશે.[૨૧] પરંતુ આ ઉચ્ચ સ્થિતિની પ્રાપ્તિ મુશ્કેલ છે અને લાંબો સમય માગી લે છે, કારણ કે આ પરિવર્તન માટે પુરુષની જ સંમતિ પર્યાપ્ત નથી. તેમાં પ્રકૃતિની સંમતિ અને ભાગીદારી પણ આવશ્યક છે. આથી પ્રકૃતિના શરણાગતિનું કાર્ય મુશ્કેલ હોવા છતાં તેના વિના અતિમાનસીય કક્ષાએ ઊર્ધ્વગમન અને રૂપાંતર શક્ય નથી. [ઊર્ધ્વગમનના દરેક તબક્કે પ્રાકૃતિક માનવોની માનસ, પ્રાણ, વૃત્તિ, વ્યક્તિત્વ અને ચારિત્ર્યની યાંત્રિક ટેવો તથા માનસિક, જૈવીય ભૌતિક જરૂરતો તૃષ્ણા અને પુરાણી ક્રિયાઓ રૂઢ થયેલાં હોય છે તેને દૂર કરવાના રહે છે. આ કાર્ય મુશ્કેલ બને છે. કારણ કે આપણા આ અંશો અચેતનના નિમ્ન કક્ષાના નિયમ તરફની પ્રતિક્રિયા છોડી દેવાનો વિરોધ કરે છે. જો આપણું યોગ્ય આત્મીકરણ થયું હોય તો આ કાર્ય વધુ સરળ બને છે.[૨૨]]

**માનસથી અતિમાનસના તબક્કા:** માનસથી અતિમાનસમાં ઊર્ધ્વગમનના તબક્કાઓ દર્શાવતા શ્રી અરવિંદ કહે છે કે આ તબક્કાઓ કે કક્ષાઓ વચ્ચે પણ અનેક સોપાનો છે અને તેમની વચ્ચે સાતત્ય છે ઊર્ધ્વગમનની આ સીડીનાં ચાર મુખ્ય સોપાન છે અને તે દરેકને પોતાની પૂર્ણતાની કલા છે. શ્રી અરવિંદ તેને ચેતનાના ઊર્ધ્વગમનનો ક્રમ કહે છે. આ છે ઉચ્ચતર માનસ પ્રકાશમય માનસ, અંતઃસ્ફૂરણા, અધિમાનસ અને તેનાથી આગળ આત્મ-રૂપાંતરોની હારમાળા તથા તેની ટોચે અતિમાનસીય દૈવી જ્ઞાનની કક્ષા છે[૨૩]

---

૨૧. Ibid p. 822
૨૨. Ibid pp. 825-826
૨૩. Ibid p 823

ઉચ્ચતર માનસ પ્રકાશમય વિચારણા અને આત્મતત્ત્વની બૃહદ સ્પષ્ટતા ધરાવતું માનસ છે. અહીં વિચારના વિચાર સાથે અને સત્યના સત્ય સાથેના સંબંધો, તર્ક દ્વારા સ્થાપવામા આવતા નથી પરંતુ, એક જ દૃષ્ટિપાતમા સત્યની સમગ્રતા નીરખવામા આવે છે. અહીં લાગણી, સંકલ્પ અને કાર્ય ઉચ્ચતર પ્રજ્ઞાનના સ્પંદનો બને છે. ઉચ્ચતર માનસનુ અવતરણ વધુ ઉચ્ચ શક્તિ એટલે કે પ્રકાશમય માનસના અવતરણની ભૂમિકા તૈયાર કરે છે. પ્રકાશમય માનસ મુખ્યત્વે વિચારણાને બદલે અંતર્દષ્ટિથી કાર્ય કરે છે આથી તે સત્યની માત્ર પ્રતિમાને નહીં પણ સત્યને ગ્રહણ કરે છે. જેમ ઉચ્ચતર માનસ વિચારણાનું રૂપાંતર અને પરિપૂર્ણતા કરે છે તેમ પ્રકાશિત માનસ અંતર્દષ્ટિનુ રૂપાંતર અને પરિપૂર્ણતા હાસલ કરે છે. તે હૃદયમા આધ્યાત્મિક અંતર્દષ્ટિ અને તેની લાગણી અને આવેગમાં, આધ્યાત્મિક પ્રકાશ અને શક્તિનો સંચાર કરે છે. તેના રૂપાંતરનો પ્રકાશ શારીરિક માનસની મર્યાદા, જડતા, સંકુચિત વિચારશક્તિ અને શંકાઓ દૂર કરે છે[૨૪] આ બન્ને તબક્કાઓની સંયુક્ત સંપૂર્ણતા ત્રીજી કક્ષાના સંદર્ભમા પ્રાપ્ત થાય છે. આ છે અંતઃસ્ફુરિત માનસ. તે તાદાત્મ્ય દ્વારા જ્ઞાન સાથે વધુ ગાઢ અને નજીક એવી ચેતનાની શક્તિ છે, તે તર્ક દ્વારા કાર્ય કરવાને બદલે અંતઃસ્ફુરણા દ્વારા કાર્ય કરે છે. તે સત્યના શક્તિ અને પ્રકાશમા પ્રાણ અને શરીરની પુનર્રચના કરે છે અને તેના જ્ઞાન અને અજ્ઞાનને અજવાળે છે[૨૫] અંતઃસ્ફુરણાના માનસ પછીનુ સોપાન અધિમાનસ છે અને તેને શ્રી અરવિંદ, 'અજ્ઞાનમાં અતિમાનસનો પ્રતિનિધિ' કહે છે.| પોતાની પહેલાના ત્રણે સોપાનોને પોતાનામા સાથે લઈને, તેના લાક્ષણિક કાર્યોને સર્વોચ્ચ અને વિસ્તૃત શક્તિએ, તે પહોચાડે છે આમ છતા તેની પોતાની લાક્ષણિક કક્ષાને કારણે તે આધ્યાત્મિક ઉત્ક્રાંતિની અંતિમ શક્યતા બની શકે નહી તે સર્વોચ્ચ શક્તિ હોવા છતા નિમ્ન ગોળાર્ધની શક્તિ છે. તેની ભૂમિકા બ્રહ્માંડમય એકતાની હોવા છતા તેનું કાર્ય વિભાજન અને અન્યોન્ય ક્રિયાનુ છે અને તે અનેકતાની ક્રિયાને આધારે છે માનસ, પ્રાણ અને ભૌતિક તત્ત્વના સર્વોચ્ચ મૂળથી અનન્ગતાના અંતરને અમુક હદ સુધી જ અધિમાનસ સાધી શકે છે પરંતુ તે માનસને તેનાથી પર લઈ

---

૨૪ Ibip pp 839-840

૨૫. Ibid p 843

જઈ શકતું નથી. આ કાર્ય અતિમાનસના અવતરણથી જ થ શકે[૨૬] આમ ઉત્ક્રાંતિની પ્રક્રિયા ભૌતિક સ્થિતિમાંથી આધ્યાત્મિક સ્થિતિમાં ગતિ કરે છે.

## આધ્યાત્મિક ઉત્ક્રાંતિ

શ્રી અરવિંદ અનુસાર ભૌતિક તત્ત્વમા ચેતનાનો વિકાસ એ આધ્યાત્મિક ઉત્ક્રાંતિ છે. જ્યાં સુધી આત્મતત્ત્વ પોતાને પૂર્ણ રીતે અભિવ્યક્ત ન કરે ત્યાં સુધી તે સતત ગતિમાન જ રહે છે આ છે પાર્થિવ સત્તનો કેન્દ્રિય અને સાર્થક હેતુ ભૌતિકતત્ત્વમા સચ્ચિદાનંદના અવતરણથી ઉત્ક્રાંતિની શરૂઆત થાય છે અને તેથી તેમાંથી સત્, ચિત્ અને આનંદનો ઉદ્ભવ ઉત્તરોત્તર વધુને વધુ ઉચ્ચ સ્વરૂપોમાં થાય છે.

**ઉત્ક્રાંતિની બેવડી પ્રક્રિયા :** સૌ પહેલાં ભૌતિક સ્વરૂપોમાં રહેલી અને તદ્દન અચેતન જણાતી ચેતના જીવંત ભૌતિક તત્ત્વના રૂપમા મનોમયતા પ્રતિ આગળ વધે છે અને પ્રાણીની ચેતનામા તેની અપૂર્ણ પ્રાપ્ત કરે છે. તેના પ્રાથમિક સ્વરૂપમા આ ચેતના, અર્ધ નિમ્નચેતન કે માત્ર સચેત વૃત્તિ હોય છે અને ધીમે ધીમે તેનો વિકાસ જીવંત ભૌતિક તત્ત્વના વધુ વ્યવસ્થિત સ્વરૂપમાં થતાં, માનવીમાં બુદ્ધિની ટોચની કક્ષા પ્રાપ્ત કરે છે અને તેનાથી આગળ જાય છે. ઉત્ક્રાંતિમાં વિશ્વ-પ્રકૃતિના ભૌતિક તત્ત્વમાથી માનસ અને તેનાથી આગળના તબક્કાના કાર્યની બેવડી પ્રક્રિયા છે. એક છે દૃશ્યમાન એવી બાહ્ય શારીરિક ઉત્ક્રાંતિની પ્રક્રિયા અને તેનુ તંત્ર જન્મ છે શરીરનું દરેક વિકસિત સ્વરૂપ પાતાની ચેતનાની શક્તિના વિકાસને અનુવંશ દ્વારા સાતત્યમાં રાખે છે અને જાળવે છે આ સાથે જ બીજી અદૃષ્ટ એવી આત્માની ઉત્ક્રાંતિની પ્રક્રિયા પણ છે, અને ઉત્તરોત્તર ઊર્ધ્વગામી સ્વરૂપો અને ચેતનાની કક્ષામાં પુનર્જન્મ તેનુ તંત્ર છે.[૨૭]

**વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુની અપૂર્ણતા :** ઉત્ક્રાંતિ અગેના વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુની અસ્પષ્ટતા અને અધૂરાશ દર્શાવતાં શ્રી અરવિંદ જણાવે છે કે વિજ્ઞાન જે હકીકતોને લક્ષમા લે છે તે ભરોસાપાત્ર હોય તો તેનાં સામાન્યીકરણો

---

૨૬. Ibid pp 846 847

૨૭ Ibid p 735

ટૂંક-જીવી નીવડશે. આમ પ્રાણની ઉત્ક્રાંતિ વિષેનો ખ્યાલ વિજ્ઞાન જેના ઉપર આવે છે તે અનુવંશ, અમુક જાત કે પ્રકારને અપરિવર્તનીય રાખવા માટેનું તત્ત્વ છે તેને સતત અને પ્રગતિશીલ પરિવર્તનોના સાધન તરીકે ગણી શકાય નહી. તેનું વલણ વિકાસજન્ય હોવાને બદલે રૂઢિગત છે સર્વ હકીકત એ દર્શાવે છે કે કોઈ પ્રકાર પોતાના વિશિષ્ટ સ્વરૂપની મર્યાદામા પરિવર્તન પામી શકે પરંતુ તેનાથી પર જઈ શકે નહીં વળી વિજ્ઞાને હજી સુધી એ સ્થાપિત નથી કર્યું કે એપ (Apc) પ્રકારના વાનરની જાતિ માનવીમા વિકાસ પામી છે માનવી એપ-પ્રકાર સાથે સામ્ય ધરાવે છે પરંતુ, તેની વિશિષ્ટતા એપ-પણાની નથી. વળી એ પણ સ્થાપિત થયુ નથી કે માનવીની નિમ્નકક્ષાની પ્રજાતિઓએ પોતાનામાથી ઉચ્ચ કક્ષાની પ્રજાતિનો વિકાસ કર્યો છે. વિશ્વ-પ્રકૃતિની, ભૌતિક તત્ત્વથી પ્રાણ અને પ્રાણથી માનસ પ્રતિ પ્રગતિ સ્પષ્ટ છે પરંતુ, હજી કોઈ એવી સાબિતી નથી કે ભૌતિક તત્ત્વ પ્રાણમા અને પ્રાણ-શક્તિ માનસ-શક્તિમા વિકાસ પામી છે આથી આટલું જ કહી શકાય કે પ્રાણ ભૌતિક તત્ત્વમાં અને માનસ જીવત ભૌતિક તત્ત્વમા અભિવ્યક્ત થયેના છે.\ અત્યારે પણ એવી કોઈ પર્યાપ્ત સાબિતી નથી કે વનસ્પતિની કોઈ જાત, પ્રાણીમાં કે અચેતન ભૌતિકતત્ત્વની કોઈ વ્યવસ્થા જીવત એકમમા વિકાસ પામી છે, ભવિષ્યમાં સંશોધનોને પરિણામે જો એ સાબિત થાય કે અમુક રાસાયણિક કે બીજી શરતો હોય તો પ્રાણ ઉદ્ભવે છ તો તેથી એટલું જ સ્થાપિત થશે કે પ્રાણ અમુક ભૌતિક સંયોગોમા અભિવ્યક્ત થાય છે, અમુક રાસાયણિક સંયોગો પ્રાણના બધારણના તત્ત્વો છે, એમ સ્થાપિત થતુ નથી.[૨૮] )

**સર્જનનાં સ્વરૂપો** આથી આ વિષેની પોતાની સમજૂતી આપતા શ્રી અરવિંદ કહે છે કે આ બધી, વિવિધ કક્ષાઓ અને પ્રકારો, ભૌતિક તત્ત્વમા રહેલ ચિત્-શક્તિની અભિવ્યક્તિઓ છે. ભૌતિક તત્ત્વમાં ચિત્-શક્તિની પ્રક્રિયા એટલે અમાપ શક્તિથી સભર અગણિત અણુઓનુ સર્જન, પ્રાણમા અગણિત સ્વરૂપનું એવું વનસ્પતિ અને નિમ્નસ્તરના પ્રાણીઓનુ જીવન પ્રાણીઓમા વિવિધ પ્રકારો અને એક પ્રકાર તથા બીજા પ્રકાર વચ્ચેની કક્ષાઓ છે આવા અનેક પ્રકારોની રચનામાંનો, માનવી પણ, એક પ્રકાર છે અત્યાર સુધીના સર્જનના સ્વરૂપોમા તે સૌથી વધુ સંકુલ છે,

૨૮ Ibid pp 738-739

અને ચેતનાની વસ્તુમાં સૌથી વધુ સમૃદ્ધ છે. તે પાર્થિવ સર્જનનો શિરમોર છે પરંતુ, તેનાથી તે પર જતો નથી. બીજાની જેમ તેને પણ પોતાનાં નિયમ, મર્યાદા, સ્વભાવ અને સ્વધર્મ છે. આ મર્યાદામાં તે વિસ્તરે છે અને વિકાસ પામે છે પરંતુ, તેની બહાર તે જતો નથી. તેને કોઈ પૂર્ણતા પ્રાપ્ત કરવી હોય તો પોતાના સતના નિયમની મર્યાદામાં પોતાના જ પ્રકારની પૂર્ણતા પ્રાપ્ત કરે છે. પોતાના સ્વરૂપથી પર જવાનું, અતિમાનવી થવાનું અને દેવની કાર્યશક્તિઓ તથા સ્વરૂપ ધારણ કરવાનું તો પોતાના આત્મ-નિયમથી વિરુદ્ધનું, અવ્યવહારુ અને અશક્ય કાર્ય છે. આથી જો પાર્થિવ સર્જનમાં અતિમાનસીય સત્ વ્યક્ત થવાનું હોય તો તે નવીન અને સ્વતંત્ર અભિવ્યક્તિ હોવી જોઈએ. વળી જો સર્વોચ્ચ વિશ્વ-પ્રકૃતિની પ્રક્રિયાનો, સર્વોચ્ચ સર્જનનો હેતુ હોય તો આવી નવી કક્ષા, પ્રકાર કે ભાત માનવીમાંથી વિકાસ પામે નહીં, કારણ કે તેથી તો જેમાં અતિમાનવની તૈયાર સામગ્રી છે તેવા માનવીઓની કોઈ પ્રજાતિ કે પ્રકાર ઉત્પન્ન થાય. પરંતુ આવી કોઈ જાત, પ્રકાર કે પ્રજાતિ નથી. આમ છતાં વિશ્વ-પ્રકૃતિના કોઈ ગૂઢ નિયમ દ્વારા માનવીનો અતિમાનસિક કક્ષાના વિકાસનો હેતુ હોય તો તે આ નવા પ્રકારની પહેલી ભૂમિકા તરીકે થોડા માનવીઓ દ્વારા હશે.[૨૯]

**ઉત્ક્રાંતિનો આધ્યાત્મિક સિદ્ધાંત:** શ્રી અરવિંદ દર્શાવે છે કે ઉત્ક્રાંતિનો આધ્યાત્મિક સિદ્ધાંત સ્વરૂપ-વિકાસ અને ભૌતિક પ્રાણ-વિકાસના વૈજ્ઞાનિક સિદ્ધાંત જેવો નથ. તે તેની આંતરિક સાર્થકતા ઉપર નિર્ભર છે. તે ભૌતિક ઉત્ક્રાંતિની વૈજ્ઞાનિક સમજૂતીને પોતાની સમજૂતીના એક તત્ત્વ તરીકે કે સમર્થન તરીકે સ્વીકારે છે. પરંતુ તેથી તેનું સમર્થન અનિવાર્ય છે તેવું નથી. આનું કારણ એ છે કે વૈજ્ઞાનિક સિદ્ધાંત માત્ર બાહ્ય અને દશ્યમાન તંત્ર અને પ્રક્રિયા, પ્રકૃતિની ક્રિયાની વિગત, ભૌતિક તત્ત્વમાં ભૌતિક વસ્તુઓનો તથા પ્રાણ અને માનસના વિકાસનો નિયમ લક્ષમાં લે છે. શ્રી અરવિંદ કહે છે કે નવી શોધના સંદર્ભમાં પ્રક્રિયાની આવી વૈજ્ઞાનિક સમજૂતીમાં મોટો ફેરફાર કરવો પડે કે તેને સમૂળી ત્યજી દેવી પડે તેમ છે. એક ઓછા વિકસિત સ્વરૂપમાંથી બીજા સ્વરૂપમાં વિકાસ, કુદરતની પસંદગી, જિજીવિષા વગેરે સ્વીકાર્ય બને કે ન બને પરંતુ ક્રમિક સર્જન અને તેમાં રહેલી યોજનાના વિકાસનું જ મુખ્ય મહત્ત્વ છે. ઉત્ક્રાંતિમાં વધુ ઉચ્ચ કક્ષા નિમ્ન કક્ષાની

૨૯. Ibid p. 741

પદે.ાં નહીં, પરન્તુ પછી આવે છે એ પણ હકીકત છે. નિમ્ન કક્ષાની આવી આપના પુરાતન વિચારધારામાં પણ જોવા મળે છે. પુરાણ કથાઓનાં વર્ણનો તથા ઉપનિષદોમાં પણ, સમયમાં, માનવી કરતાં પ્રાણીનો અગ્રતાક્રમ દર્શાવેલો છે. તંત્ર સંપ્રદાય અનુસાર પતિત આત્મા વનસ્પતિ અને પ્રાણીઓના સ્વરૂપમાં અનેક જન્મો ભોગવીને પછી માનવકક્ષા પામે છે અને પોતાની મુક્તિ માટે તૈયાર રહે છે.[૩૦]

**માનવકક્ષાએ ઉત્ક્રાંતિની પ્રક્રિયા :** શ્રી અરવિંદ અનુસાર માનવીમાં આધ્યાત્મિક આકાંક્ષા જન્મજાત છે. ભૌતિક તત્ત્વમાં વિકસિત વિચારણા ધરાવતા માનસની અભિવ્યક્તિ નહોતી થઈ ત્યાં સુધી ઉત્ક્રાંતિની ક્રિયા વિશ્વ-પ્રકૃતિની યાંત્રિક પ્રક્રિયાની કે નિમ્નચેતનની અસર હેઠળ થતી હતી. આનું કારણ એ છે કે ઉત્ક્રાંતિનો પ્રારંભ અચેતનમાંથી થયો છે અને અગોચર ચેતના પૂરેપૂરી અભિવ્યક્ત થઈ ન હતી. માનવીમાં, નિમ્નચેતનને બદલે, સચેત ઉત્ક્રાંતિ શક્ય અને વ્યવહારુ બની છે. વળી માનવીમાં આધ્યાત્મિક અભીપ્સા, પ્રેરણા અને તેને માટેના સતત પ્રયાસો દર્શાવે છે કે વિશ્વ-પ્રકૃતિનો સંકલ્પ, વધુ ઉચ્ચ કક્ષાની અભિવ્યક્તિ અને પરિપૂર્ણતાના વધુ ઉચ્ચ માર્ગો સિદ્ધ કરવાનો છે. વળી ઉત્ક્રાંતિના પ્રારંભના તબક્કાઓમાં વિશ્વ-પ્રકૃતિનો સૌ પહેલો પ્રયત્ન શારીરિક વ્યવસ્થામાં પરિવર્તન કરવાનો હતો કારણ કે, તેથી ચેતનામાં પરિવર્તન સાધી શકાય. શરીરમાં પરિવર્તન કરવા માટે રચાતી ચિત્-શક્તિની અપૂર્ણતાને લીધે આ અનિવાર્ય આવશ્યકતા હતી પરંતુ. માનવીમાં તો આનાથી વિપરીત ક્રમ શક્ય છે એટલું જ નહીં, પણ અનિવાર્ય છે. આનું કારણ એ છે કે નવા શારીરિક ક્રમ દ્વારા નહીં પણ પોતાની ચેતના અને તેના રૂપાંતર દ્વારા માનવી ઉત્ક્રાંતિની પ્રક્રિયા અસરકારક બનાવે છે. અહીં એ નોંધવું આવશ્યક છે કે માનવીના માનસે નવા પ્રકારની વનસ્પતિ અને પ્રાણીઓની ઉત્ક્રાંતિમાં, વિશ્વ-પ્રકૃતિને સહાય કરવાની શક્તિ દર્શાવી છે. પોતાની મનોમયતામા જ્ઞાન અને શિસ્તના વિકાસ દ્વારા માનવીએ પરિવર્તનો કર્યાં છે અને પોતાના સંયોગોનાં નવાં સ્વરૂપો ઉત્પન્ન કર્યાં છે. પોતાની આધ્યાત્મિક ઉત્ક્રાંતિ

---

૩૦. Ibid pp. 744-745

અને રૂપાતરમાં માનવી, વિશ્વ-પ્રકૃતિને સચેત રીતે સહાય કરે એ અશક્ય નથી હકીકતમા માનવીમા આવી પ્રેરણા રહેલી છે જ.[31]

**આધ્યાત્મિક પ્રેરણાનાં પાસાં** ઉપરોક્ત તારણો વિશ્વની બાહ્ય ઘટનાઓના નિરીક્ષણથી પણ પ્રાપ્ત થઈ શકે પરતુ બીજુ અદૃષ્ટ ઘટક છે પુનર્જન્મ અને તેને ધ્યાનમાં લેવુ આવશ્યક છે. પુનર્જન્મની પ્રક્રિયામાં આત્માની, ઉત્તરોત્તર એક કક્ષામાથી બીજી કક્ષામા, ઊર્ધ્વગામી પ્રગતિ થાય છે માનવીમા વ્યક્તિત્વનો આત્મિક અશ નિમ્ન કક્ષાના સર્જન કરતાં વધુ ઝડપથી વિકસે છે એવો સમય આવશે કે અગોચર આત્મતત્ત્વ સ્પષ્ટ અભિવ્યક્ત થઈને, વિશ્વપ્રકૃતિમા પોતાના તત્રનો સ્વામી બનશે. અત્યાર સુધી આધ્યાત્મિક પ્રેરણા મદદ્અશે પરલોકના અનુસધાનમા હતી અને તે મનોમય વ્યક્તિના આત્મ-નિવેદન અને સસારના આધ્યાત્મિક નકારનું આત્યતિક વલણ ધરાવતી હતી પરતુ શ્રી અરવિંદ અનુસાર આધ્યાત્મિક પ્રેરણાનુ આ એક પાસુ છે જ્યારે તેનું બીજુ ક્રિયાશીલ પાસુ પણ છે, વિશ્વ પ્રકૃતિમાં પરિવર્તન અને આધ્યાત્મિક પ્રભુત્વ, પોતાના સતની આધ્યાત્મિક પરિપૂર્ણતા, માનસ હૃદય અને દેહનુ પણ દૈવીકરણ કરવાની અભીપ્સા ભૌતિક-તત્ત્વમા આપણા જન્મનુ અગોચર સત્ય જો પૃથ્વી ઉપર આધ્યાત્મિક વિકાસ હોય અને જો તે મૂળભૂત રીતે વિશ્વ-પ્રકૃતિમા ચેતનાનો વિકાસ હોય તો માનવી, અત્યારે છે તે, ઉત્ક્રાતિની છેલ્લી કક્ષા હોઈ શકે નહી. આનુ કારણ એ છે કે માનવી હજી આત્મતત્ત્વની અયત અપૂર્ણ અભિવ્યક્તિ છે અને માનસ પોતે પણ એક અત્યત મર્યાદિત સ્વરૂપ અને સાધન છે વળી માનસ ચેતનાની મધ્યવર્તી કક્ષા છે અને તેથી મનોમય વ્યક્તિની અત્યારની કક્ષા સ્થાયી નથી[32]

**વિશ્વ-પ્રકૃતિના માર્ગો** શ્રી અરવિદ કહે છે કે આધ્યાત્મિક વ્યક્તિની ઉત્ક્રાતના માર્ગની અત્યાર સુધીની સિદ્ધિને આપણે બ ને બાજુથી તપાસવી જોઇએ (૧) વિશ્વ-પ્રકૃતિએ ઉપયોગમાં લીધેલા વિકાસના માર્ગો અને સાધનો, તથા (૨) માનવવ્યક્તિમા તેણે સિદ્ધ કરેલા વાસ્તવિક પરિણામો અતરાત્માના વિકાસના તેના પ્રયત્નોમાં વિશ્વ-પ્રકૃતિએ મુખ્યત્વે

૩૧ Ibid p 751

૩૨ Ibid p 753

ચાર માર્ગો લીધા છે: ધર્મ, રહસ્યવાદ, આધ્યાત્મિક વિચારણા અને આંતરિક આધ્યાત્મિક સાક્ષાત્કાર. આગાના પહેલા ત્રણ અભિગમો છે: જ્યારે છેલ્લો, પ્રવેશનો નિર્ણાયક રાજમાર્ગ છે. આ બધાં બળો એકીસાથે કાર્યશીલ છે. આમાં તે કોઈવાર વર્તેઓછે અંશે એકબીજા સાથે સંબંધિત, કોઈવાર એકબીજાના વિરોધમાં અને કોઈવાર અલગ સ્વતંત્ર્યમાં રહ્યા છે. શ્રી. અરવિંદ દર્શાવે છે કે આવી વિવિધતા આવશ્યક હતી કારણ કે પોતાના સાચા માર્ગને શોધવામાં અને પૂર્ણજ્ઞાન પ્રતિ પ્રગતિ કરવામાં વિશ્વ–પ્રકૃતિનાં ઉત્ક્રાંતિજન્ય કાર્યે આ બધા માર્ગોનો અનુભવ પ્રાપ્ત કર્યો છે. આ દરેક સાધન કે અભિગમ આપણા સમગ્ર સ્વત્વમાં કોઈને કોઈ પાસાને અનુરૂપ છે. આથી તે વિશ્વ–પ્રકૃતિની ઉત્ક્રાંતિના સમગ્ર ધ્યેય માટે આવશ્યક છે.[૩૩]

વિવિધતાનો સુમેળ : આધ્યાત્મિક માનવીની ઉત્ક્રાંતિમાં આવશ્યક રીતે અનેક તબક્કા હોવા જોઈએ અને દરેક તબક્કામાં ચેતના પ્રાણ, સ્વભાવ, વિચારો, ચારિત્ર્ય વગેરે સત્તની વૈયક્તિક રચનાની અનેકવિધતાઓ હોવાં જોઈએ. સૌથી છેલ્લી કે સર્વોચ્ચ અભિવ્યક્તિ, જેણે પોતાના આત્માને પ્રાપ્ત કર્યો છે તે, મુક્ત માનવીની છે. આ આધ્યાત્મિક પરિવર્તનની સૌથી વિશાળ રચના અને સિદ્ધિ આત્મા, માનસ, હૃદય અને કાર્યની સંપૂર્ણ મુક્તિ છે. સર્વોચ્ચ આત્મા એક છે પરંતુ તેના જીવાત્માઓ અનેક છે. આથી આધ્યાત્મિક આત્મસાક્ષાત્કાર અને આત્મ–આવિષ્કારના શુદ્ધ સાત્મ્યમાં પણ મૂળભૂત એકતામાં અનેકવિધતાઓ હોઈ શકે છે શ્રી અરવિંદ કહે છે કે એકત્વમાં વિવિધતા એ અભિવ્યક્તિનો નિયમ છે. અભિમાનસીય એકીકરણ અને સમન્વય દ્વારા આ બધી વિવિધતાઓનો સુમેળ થાય છે. આ વિવિધતાઓનો નાશ કરવાનો વિશ્વ–પ્રકૃતિમાં આત્મતત્ત્વનો ઇરાદો નથી.[૩૪]

ઉત્ક્રાંતિનું કારણ:

ઉત્ક્રાંતિ શા માટે થાય છે એવો પ્રશ્ન, ઉત્ક્રાંતિ અંગેના યંત્રવાદી અને બર્ગસોંનાં ખ્યાલોમાં, ઉત્પન્ન થતો નથી: જ્યારે શ્રી અરવિંદ, તેને સચેત સત્તની અભિવ્યક્તિ ગણતા હોવાથી આ પ્રશ્ન અત્રે ઉપસ્થિત થાય છે.

૩૩. Ibid pp. 753–754
૩૪. Ibid pp. 789—790

સચેત સત્ વિષેનો શ્રી અરવિંદનો ખ્યાલ, સૈદ્ધિક અભિવ્યક્તિના આંતરિક સ્વાતંત્ર્યનું સૂચન કરે છે. આથી ગતિ અને સ્વરૂપોમાં ક્રીડાનું પર્યાપ્ત કારણ આનંદ જ હોય શકે. શ્રી અરવિંદ કહે છે કે ઉત્ક્રાંતિનું કારણ બ્રહ્મનો આત્માભિવ્યક્તિનો આનંદ છે. પ્રાણના મૂળોમાં પોતાને રજૂ કરવા માટે બ્રહ્મ, આ વિશ્વમાં અભિવ્યક્ત થાય છે. બ્રહ્મમા પ્રાણનું અસ્તિત્વ, બ્રહ્મને પોતાનામાં શોધવા માટેનું છે.[૩૫] બધી અસીમતા, બધી અનંતતા અને બધી પૂર્ણતાને શ્રી અરવિંદ, શુદ્ધ આનંદ કહે છે.[૩૬] આ બધી કક્ષાઓ સચ્ચિદાનંદની જ કક્ષાઓ છે. અહીં આનંદનો અર્થ, સુખ કે મઝા એવો થતો નથી કારણ કે તેમાં ભોકતાની મર્યાદા અને અપૂર્ણતાનું સૂચન છે સત્નો આનંદ તો વૈશ્વિક, અમર્યાદિત અને આત્મનિર્ભર છે. તે કોઈ વિશિષ્ટ કારણો ઉપર આધારિત નથી આનંદ સત્ છે, આનંદ સર્જનનું રહસ્ય છે, આનંદ જન્મનું મૂળ છે; આનંદ સત્માં રહેવાનું કારણ છે અને જેમાં સર્જનનો વિલય છે અને જન્મનો અંત છે તે આનંદ છે.[૩૭]

### શ્રી અરવિંદના ઉત્ક્રાંતિના સિદ્ધાંતનો સૂર.

આમ ઉત્ક્રાંતિની પ્રક્રિયા અને તત્ત્વજ્ઞાની, શ્રી અરવિંદની સમજૂતીમાં યંત્રવાદી, નવ્યોત્ક્રાંતિવાદી, નિયતિવાદી અને મુકત સંકલ્પવાદી દષ્ટિબિંદુઓનો સમન્વય થયો છે. વિશ્વનો સર્જક અતિમાનસ પોતે સચ્ચિદાનંદની જ શક્તિ છે. સચ્ચિદાનંદ પૂર્ણ, અનંત, વસ્તુઓનું સત્ય અને પોતાને અનેક સ્વરૂપોમાં નિર્ણીત કરવાની અમાપ શક્તિ ધરાવતા હોવાથી, ઉત્ક્રાંતિની પ્રક્રિયા મુકત અને આત્મનિર્ણીત છે. ઉત્ક્રાંતિની પ્રક્રિયાનુ કારણ જ્યાં સુધી અગોચર છે ત્યાં સુધી તે યાંત્રિક લાગે છે, અહીં જેનો ઉદ્ભવ થાય છે તે, જેમાંથી ઉદ્ભવ થાય છે તેનાથી, વધુ મહાન છે. વળી શ્રી અરવિંદ ઉત્ક્રાંતિને સમયની એક હકીકત ગણતા નથી, એટલે કે ભૌતિક તત્ત્વમાં સચ્ચિદાનંદનું અવતરણ અમુક તારીખે થતું નથી[૩૮] આપણી બુદ્ધિની મર્યાદાને કારણે આપણે, સમયથી પર એવા અનંત સત્ને સમયના ક્રમમાં લઈએ છીએ,

૩૫. Ibid pp 36—37
૩૬ Ibid p 86
૩૭ Ibid p 95
૩૮ Ibid p 78

ઉત્ક્રાંતિની પ્રક્રિયા સતત છે અને જે અગોચર રહેલું છે તે અભિવ્યક્ત થવું જોઈએ એવો તેમના સિદ્ધાંતનો સૂર છે

## જ્ઞાની વ્યક્તિ અને દૈવી જીવન

અતિમાનસના અવતરણ અને માનસના અધિમાનસમાં થઈને અતિમાનસમાં ઊર્ધ્વગમનને પરિણામે ભૌતિક તત્ત્વ, પ્રાણ અને માનસમાં મૂળગામી પરિવર્તનો સર્જાશે ઉત્ક્રાંતિના સ્વરૂપમાં પણ સમૂળુ પરિવર્તન થશે કારણ કે આ તબક્કાથી ઉત્ક્રાંતિ, અજ્ઞાન દ્વારા નહી પણ, જ્ઞાન દ્વારા થશે વળી આ પરિવર્તનને પરિણામે માનવી સર્વ અજ્ઞાનથી મુક્ત એવી જ્ઞાની વ્યક્તિઓમાં રૂપાંતર પામશે અલબત્ત, આનો અર્થ એ નથી કે સમગ્ર માનવજાત એકીસાથે જ્ઞાની વ્યક્તિઓ બની જશે પરંતુ અતિમાનસીય વ્યક્તિના સ્વરૂપના ભાષા દ્વારા વર્ણનની મુશ્કેલી દર્શાવતાં શ્રી અરવિંદ કહે છે કે, આવું વર્ણન અતિ અમૂર્ત એવા વાક્યોમાં કે માનસિક પ્રતિમાઓમાં થવાથી સાચી સમજૂતી આપી શકે નહી આવું કારણ એ છે કે માનસ અને અતિમાનસના સ્વરૂપો વચ્ચે ઘણો મોટો તફાવત છે. આમ છતા સ્વરૂપની આ ભિન્નતાના હકીકતમાંથી કેટલાક તારણો કાઢી શકાય છે, અને તે અધિમાનસથી અતિમાનસ તરફના માર્ગના સામાન્ય વર્ણન માટે તો યથાર્થ બની શકે છે. અથવા તો ઉત્ક્રાંતિમય અતિમાનસીય સતની પ્રથમ સ્થિતિનો આપણને ઝાંખો ખ્યાલ આપી શકે છે[૩૯]

**અતિમાનસીય પરિવર્તનો** અચેતન અને અજ્ઞાનમાંથી ઉત્ક્રાંતિની પ્રક્રિયાના તબક્કાઓમાં, બાહ્ય સ્તરના આત્મા અને ચેતના તથા પૃષ્ઠસ્થ આત્મા અને ચેતના વચ્ચે ભિન્નતા હોય છે આત્માના બાહ્ય સ્તરની રચના, નિમ્ન કક્ષાના અચેતનની આગળ વધતી શક્તિની અસર હેઠળ થાય છે અને તે અગોચર આત્મતત્ત્વની શક્તિને ધીમે ધીમે વિકસાવે છે જ્યારે પૃષ્ઠસ્થ આત્માની રચના અંશત આ રીતે અને મુખ્યત્વે આ જ શક્તિની ઉચ્ચ કક્ષાની અસર હેઠળ થાય છે. અતિમાનસીય પરિવર્તનનો પ્રારંભ થાય તે પહેલા આ ભેદ અદૃશ્ય થવો જોઈએ કારણ કે, અતિમાનસીય પ્રકાશ સમગ્ર ચેતનામાં અવતરણ કરશે વળી અતિમાનસીય કક્ષાએ વિકાસમાં અચેતનનો નિયમ અદૃશ્ય થશે કારણ કે તેનું

---

૩૯ Ibid p 858

રૂપાંતર અતિચેતનામાં થયું હશે. આના પરિણામે જ્ઞાની ચેતના અને સ્વરૂપની સૌ પહેલી રચના થશે. આ ઉપરાંત નિમ્ન તબક્કાઓમાં પણ પરિવર્તન થશે. અજ્ઞાનમય જીવનમાં, તેથી, સંવાદનો પ્રભુત્વ ધરાવતા સિદ્ધાંત ઊતરશે. આથી વિસંવાદ, અજ્ઞાનમય કાર્ય, જિજીવિષાનું ઘર્ષણ, વિરોધો અને મિશ્રણના કાર્ય કરતા અદષ્ટ બળોની અસ્થાયી સમતુલા વગેરે ઉપર અંકુશ થશે અને તેનું સ્થાન સત્‌ના વિકાસ માટે સુમેળભર્યાં સોપાનો અને વ્યવસ્થિત પ્રક્રિયા લેશે. આ ઉપરાંત માનવજીવનમાં અંતસ્ફુરણાની વધુ મુક્ત ક્રિયા, વધુ મહાન સહાનુભૂતિ અને સમજણનો ઉદ્‌ભવ થશે. અહીં પ્રકાશ અને અંધકાર, ચેતનાની વૃદ્ધિ અને અચેતનની શક્તિ વચ્ચેના સંઘર્ષને બદલે ઓછા પ્રકાશમાંથી વધુ પ્રકાશની ક્રમિક પ્રગતિ હશે[૪૦]. પરંતુ આથી બધી જ્ઞાની વ્યક્તિઓ એક જ પ્રકારની કે બીબાઢાળ બનશે તેમ માની લેવાનું નથી, કારણ કે અનિમાનસનો નિયમ વિવિધતામાં એકતાની પરિપૂર્ણતા છે. આથી જ્ઞાની ચેતનાની અભિવ્યક્તિમાં અગણિત વિવિધતા હશે. અલબત્ત, પોતાની ભૂમિકામાં, પોતાના બંધારણમાં અને સમગ્ર અભિવ્યક્તિ તથા સમગ્રના એકીકરણની વ્યવસ્થામાં તે એક જ છે.

**જ્ઞાની વ્યક્તિની વિશિષ્ટતા** જ્ઞાની વ્યક્તિની વિશિષ્ટતાઓ દર્શાવતાં શ્રી અરવિંદ કહે છે કે, તે આધ્યાત્મિક માનવીની પૂર્ણતા હશે. તેના વિચારણા, જીવન, વ્યવહાર અને સમગ્ર અસ્તિત્વનું સંચાલન વિશાળ વૈશ્વિક આધ્યાત્મિકતાના બળ દ્વારા થશે. વિશ્વના બધી આત્મા, તેને માટે પોતાના જ જીવાત્મા હશે, અને ચેતનાની શકિત તથા માર્ગો તેને પોતાની જ વૈશ્વિકતાના શક્તિ અને માર્ગો જણાશે. તે આ વિશ્વમાં અને આ વિશ્વનો હશે તેમ છતા પોતાના ચેતનામાં તેનાથી પર જશે અને પોતાના પારગામી આત્મામાં રહેશે. આમ તે વૈશ્વિક હોવા છતા વિશ્વમાં મુક્ત અને વૈયક્તિક હોવા છતા અલગ વ્યક્તિમત્તાની મર્યાદિત રહેશે નહી.[૪૧] સમગ્ર આત્મા, સમગ્ર સંકલ્પ અને સમગ્ર કાર્ય સાથે પોતાના વૈયક્તિક આત્મા, સંકલ્પ અને કાર્યનો તેને સુમેળ હશે, વળી તેને અહં ન હોવાના કારણે વિશ્વ અને બીજા જીવાત્માઓ સાથે સુમેળ સાધવામાં આપણને જે મુશ્કેલી પડે છે તે તેને પડશે નહીં. 'અહં' અદૃશ્ય થતાં બીજાથી આપણને જુદી પાડતી દીવાલો પણ અદૃશ્ય બને છે. શ્રી

૪૦ Ibid pp 859–860

૪૧ Ibid p. 863

અરવિંદ કહે છે કે વ્યક્તિઓ અને વિશ્વ બન્ને એકસાથે અને અન્યોન્ય સંબંધિત એવી એક જ પારગામી સત્‌ની અભિવ્યક્તિઓ છે[૪૨] જ્ઞાની વ્યક્તિનો વિશ્વનો અનુભવ વિશ્વમાં રહેતી એક વ્યક્તિ જેવો હશે પરંતુ, આ સાથે પોતાના એકતત્વના આત્મવિકાસ દ્વારા અને તે અનુભવ વિશ્વને પોતાની સાથે જ લેનો હોય તેવો હશે તેની વૈશ્વિક ચેતના, સમજણ અને લાગણી હશે અને તેથી સમગ્ર પ્રત્યક્ષી જીવન, તેના આત્મલક્ષી સત્‌નો ભાગ બનશે. વળી તેનાથી તે બધાં સ્વરૂપોમાંદેથી સત્‌નો સાક્ષાત્કાર કરશે, પ્રત્યક્ષીકરણ કરશે, અનુભવ કરશે નિરખશે અને શ્રવણ કરશે વળી પોતાના વિશાળ આત્મામાં જ બધા સ્વરૂપો અને ગતિઓ થતી હોય તેમ અનુભવશે સમજશે, નીરખશે અને શ્રવણ કરશે વિશ્વ તેના બાહ્ય જીવન સાથે નહી પણ આંતરિક જીવન મધ્યે સબંધિત હશે આવી જ્ઞાની વ્યક્તિને સત્ હોવા સિવાય સત્ હોવાનો બીજો કોઇ હેતુ નહી હોય, સચેત હોવા સિવાય ચેતનાનો બીજો કોઇ હેતુ નહીં હોય અને તેના આનંદ સિવાય સત્‌ના આનંદનો બીજો કોઇ હેતુ નહી હોય[૪૩] તેને કોઇ તૃષ્ણા જરૂરતો કે કોઈની પ્રાપ્તિની મથામણ નહી હોય આપણે જે બધુ પ્રાપ્ત કરવા અજ્ઞાનમાં મથામણ કરીએ છીએ તેને તે જ્ઞાનમાં પરિપૂર્ણ કરશે તે સર્વ જ્ઞાનનુ આત્માના આત્માજ્ઞાનની અભિવ્યક્તિમાં સર્વ બળ અને કાર્યનું સત્‌ની આત્મશક્તિના બળ કાર્યની અભિવ્યક્તિમા અને સર્વ આનંદનુ આત્મ–સત્ । વૈશ્વિક આનંદની અભિવ્યક્તિમા રૂપાંતર કરશે આત્માને તેણે જાણેલ। હોવાથી તેને માટે કોઇપણ શોધ અજ્ઞેયમાંથી કરેલી નહી હોય, તે જ્ઞેયમાથી પ્રાપ્ત કરેલી હશે આમ તેને માટે સર્વ, આત્મા દ્વારા આત્મામા આત્માની શોધ હશે[૪૪] જ્ઞાની વ્યક્તિના પોતાના શરીર સાથેના સબધ અંગે શ્રી અરવિંદ જણાવે છે કે આ સબંધ આપણા અત્યારના સબધ કરતા તદ્દન ભિન્ન હશે આપણામા શરીર આત્માના કાર્યનુ એક સાધન હોવા છતા આત્માના કાર્યને તે મર્યાદિત બનાવે છે આ ઉપરાંત તેને પોતાના કાર્યનો જે નિયમ છે તેના ઉપર આત્માનો સંપૂર્ણ કાબૂ હોતો નથી, જ્યારે જ્ઞાની વ્યક્તિમા આત્માનો સંકલ્પ શરીરના નિયમ અને ક્રિયા

---

૪૨ Ibid p 865

૪૩ *Ibid p 870*

૪૪ Ibid pp 871-872

ઉપર પ્રત્યક્ષ કાબૂ ધરાવે છે વળી તેનામા ઋત ચિત્તની ક્રિયાશીલતા અને આધ્યાત્મિક શકિત, સર્વોચ્ચ સત્તા તરીકે, કાર્ય કરે છે.

આમ શરીરનુ રૂપાતર આત્માના સાચા અને સુયોગ્ય સાધન તરીકે થશે. આત્મા અને શરીર વચ્ચેનો આ નવો સબધ સમગ્ર ભૌતિક પ્રકૃતિને તરછોડવાને બદલે સ્વીકારવાનુ, અતિમાનસ માટે શકય બનાવશે આપણી ભૌતિક પ્રકૃતિની અવગણનાનુ કારણ તેના ઉપરના આપણા આધિપત્યની નિષ્ફળતા છે. અતિમાનસની કક્ષાએ આ આધિપત્ય સફળ બનશે

## દૈવી જીવન

આતરિક અને બાહ્ય મતનુ પુનર્ઘડતર : આપણુ અતિમ ભાવિ કે આપણી પ્રગતિનુ અતિમ ધ્યેય દૈવી જીવન છે શ્રી અરવિદ અનુસાર દૈવી જીવન સમયમાં રચના કરી રહ્યુ છે તે એક આવશ્યકતા અને સુગમતા તરીકે આપણામા રહેલુ છે જ તે આપણા મતની અગોચર સત્તા છે જ આ સત્તા બનવુ એ આપણા જીવનની સાર્થકતા છે[૪૫] આપણુ ભાવિ આપણી અત્યારની કક્ષાના જીવન પૂરતુ કાયમી મર્યાદિત રહેવાનુ નથી, તેમા અત્યારના જીવનથી આગળ વધીને વધુ ઉચ્ચ એવા દૈવી જીવનમા વિકાસ કરવાનો છે મનોમય વ્યકિત તરીકે આપણુ જીવન અપૂર્ણ છે કારણ કે, માનસ આત્માની ચેતનાની અપૂર્ણ અભિવ્યકિત છે માનસને પૂર્ણ બનાવવામા આવે તોયે ઘણુ પ્રાપ્ત કરવાનુ બાકી રહે છે કારણ કે જે શકિત આપણામા ક્રિયાશીલ છે તે માનસ નહી પરતુ આત્મા છે વળી માનસ નહી પણ, અતિમાનસ આત્માની ચેતનાની યોગ્ય ક્રિયાશકિત છે આમ છતા મનોમય જીવન કયા પૂરુ થાય છે અને દૈવી જીવન કયાંથી શરૂ થાય છે તે કહેવુ મુશ્કેલ છે. કારણ કે, તે એકબીજામા પ્રક્ષેપિત છે વળી આ પરસ્પરાશ્લેષી પ્રદેશ વિશાળ છે આ આંતરપ્રદેશમા આપણે ઉચ્ચ જીવનની રચનાની પ્રક્રિયા નિહાળી શકીએ છીએ, જેમ જેમ આત્માના પ્રકાશથી માનસ અને પ્રાણ પ્રકાશિત બનતા જાય છે તેમ તેમ તે દૈવી બનતા જાય છે કે દૈવી સત્નુ તે પ્રતિબિબ પાડે છે તે આંતરપ્રદેશને પાર કર અને આધ્યાત્મિક સિદ્ધાંતની શક્તિ અને પ્રકાશ દ્વારા સમગ્ર સત્નુ એકીકરણ થાય ત્યા સુધી આ ક્રિયા વૃદ્ધિ પામતી ચાલ્યા કરે છે પરતુ શ્રી અરવિદ કહે છે કે આટલુ પૂરતુ નથી

૪૫ Ibid p 901.

આ રાશની અને પરિવર્તને માનસ પ્રાણ શરીર અને આપણા સમગ્ર સતને લઇને તેનુ પુનર્સર્જન કરવુ જોઇએ તેમા દૈવીપણાની માત્ર આતરિક અનુભવ જ નહી પણ દૈવી શકિત દ્વારા આતરિક અને બાહ્ય બને સતનુ, પુનર્ઘડતર થવુ જોઈએ આ ઉપરાત માત્ર વ્યકિતના જ જીવનમાં નહી પણ જ્ઞાની વ્યક્તિતઓના સામૂહિક જીવનમા પણ તેની રચના થવી જોઈએ ૪૬

**આતરિક જીવન** શ્રી અરવિદ સમજાવે છે કે આપણને દષ્ટિગોચર એવુ આપણુ માત્ર બાહ્ય જીવન એજ સર્વ કાઈ નથી આપણુ આતરિક જીવન પણ છ અને તે બાહ્ય સ્તરની કોઈ અભિવ્યક્તિ ઉપર આધાર રાખતુ નથી આ આતરિક જીવનનુ આધ્યાત્મિક મહત્ત્વ સર્વોત્તમ છે અને બાહ્ય જીવન જેટલે અ શે આ આતરિક સ્વરૂપની અભિવ્યક્તિ કરે તેટલે અ શે તેનુ મૂલ્ય છે ગીતાનુ મ ત વ્ય ટાકતા શ્રી અરવિ દ કહે છે કે સાચો યોગી બાહ્ય જીવનમા ગમે તે રીતે વર્તે પર તુ તેના આંતરિક જીવનમા તે 'મારામા વર્તે છે '૪૭ આ આતરિક જીવન એ જ માનવીનુ સાચુ જીવન છે આમ છતા સત્યનુ આ એક પાસુ છે સમગ્ર સત્ય નથી વ્યક્તિ માટે આતરિક જીવનની પ્રાપ્તિ ગમે તેટલી મહત્ત્વની હોય તેમ છતા તે એકમાત્ર મહત્ત્વની બાબત નથી આધ્યાત્મિક ઉત્ક્રાંતિના દષ્ટિ િદુએ આ તો માત્ર પરિવર્તનવિહીન સયોગોમા વૈયક્તિક મુક્તિ અને પૂર્ણતા હશે આથી જીવન અને કાર્યના સમગ્ર સિદ્ધાત અને દૈવી જીવનની અખિલ પૂર્ણતાના આપણા ખ્યાલમ, વ્યક્તિઓની નવી વ્યવસ્થા અને નવા પાર્થિ વ જીવનનો ઉદ્દભવ પણ લક્ષમા લેવો ઘટે આ સાથે એ પણ નોધવ જોઈએ કે આપણા દૈવી જીવનની અખિલ ભૂમિકા બાહ્ય નહી પરતુ આતરિક છે આત્મતત્ત્વ કે આંતરિક સત્તા માનસ પ્રાણ અને શરીરને પોતાનાં સાધના તરીકે નિર્માણ કર છે અને તેનો ઉપયોગ કરે છે આપણા બાહ્ય સ્તરનુ જીવન જોતા એમ લાગે કે વિશ્વે આપણુ સર્જન કયુ છે પરતુ હકીકતમા આ ણુ પોતે જ આપણુ અને વિશ્વનુ સર્જન કયુ છે સર્જનના આ નવા સમીકરણમા આતરિક જીવન સૌથી પહેલ મહત્ત્વ ધરાવે છે, જ્યારે બાકીનું બધુ તેની અભિવ્યક્તિ કે પરિણામ છ ૪૮ આથી દૈવી જીવનમાં આપણા વિકાસ માટે

૪૬ Ibid p 903
૪૭ સર્વથા વતમાનોઽપિસ યોગી મયિ વર્તતે । અ ૬ શ્લો ૩૧
૪૮ L D P 904

આપણુ સૌ પહેલું ધ્યાન આપણા આંતરિક જીવન પ્રતિ આપવું જોઈએ. ત્યારબાદ આપણું બીજુ કાર્ય, આપણા વિશ્વમાં આપણી વિચારણા, લાગણી અને કાર્ય એટલે કે આપણા બાહ્ય સ્તરના જીવનને આંતરિક જીવનના એક પૂર્ણ સાધનમાં રૂપાંતર કરવાનું છે. શ્રી અરવિંદ કહે છે કે અપૂર્ણ માનવીઓ દ્વારા કે અપૂર્ણ માનવીઓનુ બનેલુ વિશ્વ પૂર્ણ એવુ માનવ-વિશ્વ હોઈ શકે નહી.૪૯

**જીવનનું અને વિશ્વ-પ્રકૃતિનુ ધ્યેય :** જીવનના ધ્યેય અંગે દર્શાવતા શ્રી અરવિંદ કહે છે કે જ્ઞાન, વિચારણા અને કાર્ય ભલે ધાર્મિક, નૈતિક, રાજકીય, સામાજિક, આર્થિક, સુખવાદી હોય કે સતના માનસિક, જૈવીય કે શારીરિક રચના હોય પરંતુ તે આપણા જીવનનું સત્ત્વ કે ધ્યેય હોઈ શકે નહી. આથી આપણામાં જ રહેલો અંતરાત્મા આપણુ સાચું સ્વરૂપ છે અને તે બાહ્ય એવા શારીરિક, જૈવીય અને માનસિક આત્માથી પર જાય છે આ સર્વોત્તમ સત્ની પ્રાપ્તિ માટેની શરત છે આંતરિક જીવન અને વિકાસમા જ આપણ તેને પ્રાપ્ત કરી શકીએ છીએ અંતે દૈવી જીવન સૌ પ્રથમ તો આંતરિક જીવન હોવુ જોઈએ કારણ કે, બાહ્ય જીવન આંતરિક જીવનની જ અભિવ્યક્તિ હોવાથી, જો આંતરિક જીવન દૈવ ન બન્યુ હોય તો બાહ્ય જીવન દૈવી હોઈ શકે નહી માનવીના આધ્યાત્મિક કેન્દ્રમા દૈવ પણ અગોચર રીતે રહેલુ છે જ જો તેનામા અનંત આત્માની સત્તા ન હોય તો આવુ ઊર્ધ્વગમન શક્ય બને નહી ૫૦

વિશ્વ-પ્રકૃતિનું ધ્યેય દર્શાવતા શ્રી અરવિંદ કહે છે કે આપણામાં વિશ્વ-પ્રકૃતિનુ ધ્યેય સંપૂર્ણ બનવાનુ છે પરંતુ સંપૂર્ણ હોવુ એટલે પોતાના સત્ વિષે સમગ્ર રીતે સચેત બનવુ આથી અહીં અચેતના, અર્ધ ચેતના, કે અપૂર્ણ ચેતનાનુ સ્થાન નથી બીજુ, પૂર્ણ હોવુ એટલે પોતાનામા પોતાના સત્ની આંતરિક અને પૂર્ણ શક્તિ હોવુ આના વિનાનુ અસ્તિત્વ માત્ર અસ્તિત્વ જ છે, સત્ની પૂર્ણતા નથી ત્રીજુ, પૂર્ણ હોવુ એટલે સત્નો પૂર્ણ આનંદ હોવો પોતાના અને બધી વસ્તુઓના અભિન્ન આનંદ વિનાનુ સત્ અપૂર્ણ છે છેલ્લે, પૂર્ણ હોવુ એટલે વૈશ્વિક હોવુ

૪૯ Ibid P 906

૫૦ Ibid P 907

લઘુ અને સકુચિત અહંની મર્યાદામાં રહેવું એ અપૂર્ણ અસ્તિત્વ છે આથી પોતાની વૈશ્વિકતાની પૂર્ણતા અને સ્વાતંત્ર્યમાં માનવીએ પારગામી હોવું ઘટે સત્‌ની આધ્યાત્મિક પૂર્ણતા એટલે અનંતતા આ, સમયથી પર, અનંત સત્‌ વિશે આપણે સભાન રહેવું જોઈએ અહીં સામાન્ય સ્તરનાં શરીર, માનસ અને પ્રાણ ઉપર આધાર હોતો નથી[૫૧]

આતરિક જીવનનો અર્થ : ઉપરોક્ત આતરિક જીવનનો અર્થ, પોતાના વ્યક્તિગત જીવનની દીવાલોમા કેદ રહેવું એવો નથી તે તો સાચી વૈયક્તિકતા માટેનું પહેલું સોપાન છે તેથી આપણા માત્ર તેમ જ આતરિક સત્‌ની આપણને પ્રાપ્તિ થાય છે આ આતરિક જીવન પોતાના વિસ્તાર દ્વારા વૈશ્વિક જીવનને પોતાનામા સમાવે છે વળી તે સર્વના જીવનમા બાહ્ય સ્તરની ચેતના કરતા વધુ પૂર્ણ રીતે પ્રવેશ કરી શકે છે આ કારણે જ્ઞાની કે દૈવી વ્યક્તિ જ્ઞાની કે દૈવી જીવનમા બીજાના આત્મા માનસ પ્રાણ અને શરીર વિશે પૂર્ણ અને પ્રગાઢ જ્ઞાન ધરાવશે વળી આથી જ્ઞાની વ્યક્તિ પ્રેમ અને સહાનુભૂતિના માત્ર બાહ્ય સ્તરને બદલે બીજા સાથેની અન્યોન્ય ગાઢ ચેતના અને આતરિક એકત્વ દ્વારા કાર્ય કરશે માત્ર પોતાની જ પરિપૂર્ણતામાં નહી પણ બીજાની પરિપૂર્ણતામા જ્ઞાની વ્યક્તિ પોતાને પામે છે[૫૨] આમ *દૈવી જીવન માટે વૈયક્તિક આતરિક જીવનની પૂર્ણતા વ્યક્તિની* ચોપાસ સર્વ સાથેના આધ્યાત્મિક અને વ્યવહારુ સબધની પૂર્ણતા તથા પાર્થિવ-પ્રકૃતિમા નવા પૂર્ણ સામૂહિક જીવનની આવશ્યકતા રહે છે[૫૩]

આત્માનો સ્વાભાવિક નિયમ સુમેળ : આ આતરિક જીવનથી વિપરીત એવી માનસિક જીવનની યાત્રિક અને જડ એકરૂપતાની પદ્ધતિ છે જ્ઞાની વ્યક્તિઓના સામાજિક જીવનમા કૃત્રિમ એકરૂપતા સાધવાના પ્રયાસો થશે નહી અહી વિવિધ જ્ઞાની સમાજો વચ્ચેની ભિન્નતા અંગે પૂરેપૂરી સહિષ્ણુતા હશે અને વ્યક્તિઓને પોતાની વિવિધતા અભિવ્યક્ત કરવાની મોકળાશ પણ હશે પરંતુ આ મુક્ત વૈવિધ્ય અવ્યવસ્થા કે વિસંવાદ નહી હોય કારણ કે *તે જીવનના એક જ સત્ય અને એક જ જ્ઞાનની વિવિધતાઓ*

૫૧ Ibid P 909

૫૨ Ibid Pp 912 913

૫૩ Ib d *P 914*

છે. જેના સર્વે સાધનરૂપ છે, તે એક જ ચિત્–શક્તિ, તેઓના કાર્યોમાં સુમેળ સાધશે.[૫૪] શ્રી અરવિંદ સુમેળને આત્માનો સ્વાભાવિક નિયમ કહે છે. તે વિવિધતામાં એકતાનું સાહજિક પરિણામ છે. તદ્દન ખાલી એકતામાં તેમ જ તદ્દન સંપૂર્ણ વિભિન્નતામા સુમેળને કોઈ સ્થાન નથી. પરંતુ દૈવી એકતામા સુમેળ તો એકતાની સ્વાભાવિક અભિવ્યક્તિ તરીકે હશે. એકતાની આ સ્વાભાવિક અભિવ્યક્તિના મૂળમા, પ્રત્યક્ષ આંતરિક સંપર્ક અને આદાનપ્રદાન દ્વારા બીજી ચેતના અંગે સભાન એવી ચેતનાની અન્યોન્યતા રહેલી છે. નિમ્નબૌદ્ધિક જીવનમાં સુમેળ વૃત્તિજન્ય હોય છે, જ્યારે માનવજીવનમાં સુમેળ, ઇન્દ્રિયજન્ય જ્ઞાન અને વાણી દ્વારા વિચારોનો વ્યવહાર અને માનસિક પ્રત્યક્ષીકરણને કારણે હોય છે. પરંતુ આ બાબતનાં સાધનો અપૂર્ણ હોવાથી સુમેળ અને સહકાર અપૂર્ણ રહે છે.દૈવી જીવનમાં એટલે કે અતિતર્ક અને અતિ-પ્રકૃતિના જીવનમાં સત્‌ની આત્મ-સચેત આધ્યાત્મિકતા, માનસિક સાધનો દ્વારા પ્રાપ્ત સુમેળ કરતાં, વધુ ઉચ્ચ સુમેળ સાધે છે. વળી આવો સુમેળ વધુ પૂર્ણ અને સ્થાયી હોય છે.[૫૫] આથી, આ સુમેળ માનસિક રચનાઓ કે વિભાજનોના બૌદ્ધિક સમન્વય દ્વારા નહી પણ જાગ્રત આત્માની અંતઃસ્ફુરણા અને આત્મજ્ઞાન દ્વારા સ્થાય છે.[૫૬]

## ઉત્ક્રાંતિની કેડી અને તેનો ઉદ્દેશ

માનવીના ઉત્ક્રાંતિજન્ય ભાવિનું દર્શન કરાવવાને શ્રી અરવિંદ, આપણી અત્યારની પરિસ્થિતિ પણ નિરૂપે છે. તેઓ કહે છે કે વૈયક્તિક અને માનવ-જાતિના જીવનની પૂર્ણતાની આપણી અભીપ્સામા આપણી ભાવિ ઉત્ક્રાંતિનાં તત્ત્વો રહેલા છે. પરંતુ આ તત્ત્વો અર્ધ-પ્રકાશિત એવા જ્ઞાનને કારણે અત્યારે વિસંવાદી અને ગૂંચવાયેલી સ્થિતિમા છે. વૈયક્તિક પૂર્ણતા અને સમાજના સામૂહિક વિકાસના ખ્યાલો વચ્ચે વિરોધ જોવા મળે છે. આને કારણે કોઈવાર વ્યક્તિને તો કોઈવાર સમાજને અગ્ર કે મુખ્ય મહત્ત્વ આપવામા આવે છે.[૫૭] આમ બે વિરોધી જૂથોમા વહેંચાયેલી માનવ-વિચારણાને, આપણે વ્યક્તિવાદ અને સમાજવાદ તરીકે ઓળખીએ છીએ.

૫૪. Ibid P. 915
૫૫. Ibid P. 922
૫૬ Ibid P. 926
૫૭. Ibid P. 927

આવી જ રીતે સ્વાર્થના અને પરોપકારના સિદ્ધાંતો વચ્ચે ઘર્ષણ છે. શ્રી અરવિંદ, આ ઘર્ષણ અને વિરોધોને માનસિક અજ્ઞાનતા કહે છે. એકીકરણ કરતું અને સુમેળ સાધતું જ્ઞાન જ આમાંથી માર્ગ દર્શાવી શકે છે.[૫૮] આથી, માનવી જેમાંથી પસાર થઈ રહ્યો છે તે ઉત્ક્રાંતિની કટોકટીનુ આ ચિત્ર છે. પરંતુ આ કટોકટી વધુ સામાન્ય કટોકટીનો અંશ જ છે.

કટોકટીનું કારણ : શ્રી અરવિંદ દર્શાવે છે કે અત્યારે માનવજાત ઉત્ક્રાંતિની કટોકટીની પળોમાંથી પસાર થઈ રહી છે અને તેમા તેના ભાવિની પસંદગી છુપાયેલી છે કારણ કે, જેમાં માનવીના માનસે અમુક ક્ષેત્રોમા ભવ્ય વિકાસ સાધ્યો છે અને બીજામાં તે મૂઝવણમા અટકી પડ્યુ છે, તે તબક્કાએ આપણે આવી પહોચ્યા છીએ. માનવીના સદા–સક્રિય માનસ અને પ્રાણ –સંકલ્પ દ્વારા બાહ્ય જીવનની રચનાનો વિકાસ થયો છે. આ રચના, જેની વ્યવસ્થા કરી ન શકાય, એટલી હદે જટિલ અને વિશાળ બની છે. પોતાના માનસિક, જૈવીય અને શારીરિક જરૂરતો માટે રાજકીય, સામાજિક વહીવટી અને આર્થિક તથા સાંસ્કૃતિક તંત્રની, માનવીએ જટિલ રચના કરી છે આ ઉપરાંત પોતાના બૌદ્ધિક, સંવેદનજન્ય, સૌંદર્યાત્મક અને ભૌતિક સંતોષ માટે તેણે સામૂહિક સાધનોની વ્યવસ્થા કરી છે. આમ માનવીએ ઉત્પન્ન કરેલ સંસ્કૃતિની પદ્ધતિ, તેના માનસની મર્યાદિત કાર્યશક્તિ અને સમજણના પ્રમાણમાં, ઘણી મોટી છે વળી આની વ્યવસ્થા અને ઉપભોગ માટેની તેની આધ્યાત્મિક અને નૈતિક કાર્યશક્તિ તો તેથી વધુ મર્યાદિત છે આથી અત્યારે માનવી પોતાની ભૂખો અને ભૂલો કરતા અહંનો ખતરનાક સેવક બન્યો છે આનું કારણ એ છે કે હજી વધુ મહાન દૃષ્ટિ કરતા માનસનો અને જ્ઞાનનો અંતસ્ફુરિત એવો આત્માનો વિકાસ, માનવીની બાહ્ય સ્તરની ચેતનાએ થયો નથી. આ સાથે વિજ્ઞાને, વૈશ્વિક શક્તિના અનેક સામર્થ્યો, તેને ચરણે ધર્યા છે પરંતુ આ વૈશ્વિક શક્તિનો જે ઉપયોગ કરે છે તે તો એક લઘુ માનવવ્યક્તિ કે કામી અહં છે, અને તેના જ્ઞાનના પ્રકાશમા, તેના કાર્યમા કોઈ વૈશ્વિકતા નથી વળી તેમા આધ્યાત્મિક, માનસિક અને જૈવીય એકતાની આંતરિક સમજણ નથી અહી તો છે માનસિક વિચારો વચ્ચે ઘર્ષણ, વૈયક્તિક અને સામૂહિક શારીરિક જરૂરતોની પ્રેરણાઓ, જૈવીય તૃષ્ણાઓ તથા વ્યક્તિઓ, વર્ગો, રાષ્ટ્રોના જીવનના સંતોષની માગો.[૫૯]

૫૮ Ibid P 929

૫૯ Ibid P. 933

**કટોકટીનો ઉકેલ** : આ કટોકટીનો ઉકેલ દર્શાવતાં શ્રી અરવિંદ પ્રબોધે છે કે માનવીએ સાચું આંતરિક જીવન જીવવું જોઈએ કારણ કે, તે દૈવી જીવનનું પહેલું સોપાન છે. આથી આપણા વધુ ઊંડા અને વિશાળ આંતરિક જીવનમાંથી જન્મેલ એકતા, અન્યોન્યના અને સુમેળનું સાચું જીવન પાંગરશે.[૧૦]

## સંદર્ભ ગ્રંથો

૧. Sri Aurobindo : The Life Divine (1965) : India Library Society N. Y.

૨. Maitra : An Introduction to the philosophy of Sri Aurobindo (1965) : Sri Aurobindo Ashram.

---

૧૦. Ibid P 934

## પ્રકરણ : ૧૨

# પૂર્ણયોગની પદ્ધતિ

### યોગની તાત્ત્વિક ભૂમિકા

માનસ અને અતિમાનસ વચ્ચેનો પડદો અતિમાનસના અવતરણથી દૂર થાય છે અને માનસ અતિમાનસમા ઊર્ધ્વગમન કરે છે આ પાર્થિવ ઉત્ક્રાંતિનો છેલ્લો તબક્કો છે આ અવતરણ અને ઉત્ક્રાંતિનો આધાર બે બાબનો ઉપર છે એક છે, ઉપરિ ચેતનાનુ અવતરણ અને બીજી બાબત છે, માનવીની તેને માટેની પૂર્ણ તૈયારી. અતિમાનસીય પ્રકાશના સ્વાગત માટે આપણું ક્ષેત્ર તૈયાર ન હોય અને તેને માટે આપણી તીવ્ર અભીપ્સા ન હોય તો અતિમાનસીય પ્રકાશ આપણી ચેતનાને અજવાળશે નહીં. આમ અહીં શ્રી અરવિંદ પોતાની તાત્ત્વિક પદ્ધતિમા જે અનિવાર્ય આવશ્યકતાનું સૈદ્ધાંતિક નિરૂપણ કરે છે તેને યોગ દ્વારા સિદ્ધ કરવાનો માર્ગ પણ દર્શાવે છે. શ્રી અરવિંદની પૂર્ણયોગની પદ્ધતિ મુખ્યત્વે તો પોતાના સાક્ષાત્કારની ભૂમિકા ઉપર જ રચાયેલી છે, પરંતુ સાથે તેમાં તાત્ત્વિક ચિંતનનો પણ ફાળો છે જ. આ પૂર્ણયોગની મુખ્ય તાત્ત્વિક ભૂમિકા છે, ઈશ્વર, માનવી અને કુદરતની, સત્ અને ચિત્‌ની તથા અચલ અને ચલની એકતા આ બધી સત્‌ની જ અભિવ્યક્તિઓ હોવાથી સત્ય છે શ્રી અરવિંદ કહે છે કે સત્ કે ચિત્, ચલ કે અચલમાંથી કોઈ એકને જ અલગ રીતે પૂર્ણ સત્ ગણતા સિદ્ધાંતો અર્ધ–સત્ય છે.[૧] ઉત્ક્રાંતિમા માનવીનુ ધ્યેય આ પૃથ્વી ઉપર ઈશ્વર જેવા પૂર્ણ થવાનુ છે, તેના સંકલ્પને પૃથ્વી ઉપર પરિપૂર્ણ કરવાનો છે અને પોતાના પ્રવૃત્તિમય જીવનમા ઉપનિષદે પ્રબોધેલ 'સર્વમા બ્રહ્મ, બ્રહ્મમા સર્વ અને સર્વ બ્રહ્મ છે' તેનો સાક્ષાત્કાર કરવાનો છે શ્રી અરવિંદના પૂર્ણયોગનુ આ ધ્યેય છે અને પૂર્ણ સત્તા તરફનો તે પૂર્ણ અભિગમ છે[૨] આમ શ્રી અરવિંદની તાત્ત્વિક પદ્ધતિ અને પૂર્ણયોગની પદ્ધતિ એકબીજા સાથે સહજ રીતે સંકળાયેલાં છે

---

૧ L D P 585

૨ The Integral Philosophy of Sri Aurobindo P 222

યોગની સમગ્ર પદ્ધતિ મનોવૈજ્ઞાનિક છે. તેને પૂર્ણ એવા મનોવૈજ્ઞાનિક જ્ઞાનનો પૂર્ણ વ્યવહાર પણ ગણી શકાય. ઈશ્વરના સાક્ષાત્કાર માટે તે તત્ત્વજ્ઞાનની સામગ્રીની ભૂમિકાથી પ્રારંભ કરે છે તત્ત્વજ્ઞાન જ બૌદ્ધિક સમજણ આપે છે તેની તીવ્રતા દ્વારા તે વિચારવા આગળ અંતર્દષ્ટિમાં અને બૌદ્ધિક સમજણથી આગળ સાક્ષાત્કારમાં પહોંચે છે. વળી તત્ત્વજ્ઞાનમાં જે અમૂર્ત અને દૂરગામી જ રહે છે તેને યોગ જીવંત નજદીકતા અને આધ્યાત્મિક નક્કરતામાં લાવે છે. યોગી સર્વમાં ઈશ્વરને જુએ છે અને તેના કાર્યનો હેતુ, માનવજાતને ઈશ્વરના જ્ઞાનની પ્રાપ્તિમાં, સહાય કરવાનો છે તે વિજ્ઞાનની સામગ્રી દ્વારા, તત્ત્વજ્ઞાનના તારણો દ્વારા, સૌંદર્ય અને શુભના સ્વરૂપો દ્વારા ઈશ્વરને જુએ છે.[3]

યોગ અને જીવન

**સામાન્ય ક્રિયામાં અભિવ્યક્ત શક્તિનો અસામાન્ય ઉપયોગ :** શ્રી અરવિંદ દર્શાવે છે કે યોગ અને જીવન બન્ને વિષેના સાચા દૃષ્ટિબિંદુમાં અખિલ જીવન સચેત રીતે કે નિમ્નચેતન રીતે એક યોગ જ છે. જીવનના બાહ્ય અને દેખીતા સ્તરની ભીતરમાં જે નીરખીએ તો જણાશે કે અખિલ જીવન વિશ્વ–પ્રકૃતિનો એક વિશાળ યોગ છે અને તેમાં પ્રકૃતિ, પોતાનામાં અગોચર રહેલ સત્‌ને, વધુને વધુ અભિવ્યક્ત કરીને પોતાની પૂર્ણતા પ્રાપ્ત કરવા પ્રયાસ કરે છે. આમ કરીને જ, પોતાની દૈવી સત્તા સાથે ઐક્ય સાધવા મથે છે. તેના વિચારક એટલે કે માનવીમાં તે સૌ પહેલા આ પૃથ્વી ઉપર આત્મ–સચેત સાધના અને પ્રવૃત્તિની સંકલ્પમય વ્યવસ્થા રચે છે અને તેના દ્વારા આ મહાન હેતુને વધુ ઝડપથી હાસલ કરવા પ્રયત્ન કરે છે. આથી, શ્રી અરવિંદ કહે છે કે, યોગ વિશ્વ–શક્તિના સામાન્ય પ્રક્રિયાઓ સાથે સંબંધ ન હોય તેવી કોઈ રહસ્યમય કે અસામાન્ય બાબત નથી. યોગ તો વિશ્વ–પ્રકૃતિએ પોતાની સામાન્ય ક્રિયામાં અભિવ્યક્ત કરેલી શક્તિઓનો તંત્ર અને અસામાન્ય ઉપયોગ છે[4] જેમ વરાળ અને વીજળીની સામાન્ય ક્રિયાના સબંધમાં વરાળ અને વીજળીના કુદરતી બળની વૈજ્ઞાનિક સંચાલન–પદ્ધતિ છે તેમ માનવીની મનોવૈજ્ઞાનિક પ્રક્રિયાઓના સંબંધમાં યોગની પદ્ધતિ છે. આ બન્ને પદ્ધતિઓ નિયમિત પ્રયોગ, વ્યવહારુ વિશ્લેષણ

3 The Synthesis of Yoga P. 481
૪. Ibid P 2

અને સતત પરિણામ દ્વારા ચકાસણી અને વિકાસના જ્ઞાનના આધારે રહેલી છે આના દૃષ્ટાંતો આપતા શ્રી અરવિંદ કહે છે કે આપણા આનરિક તત્ત્વો, સાધુજ્યો, કાર્યો અને બળોને નિશ્ચિત આતરિક પ્રક્રિયાઓ દ્વારા અલગ પાડી શકાય વિઘટન કરી શકાય, નવી રીતે જોડી શકાય કે નવુ રૂપાતર અને રચના થઈ શકે એ અનુભવ અને પ્રત્યક્ષીકરણ ઉપર રાજયોગનો આધાર છે. આવી જ રીતે આપણુ સામાન્ય જીવન સામાન્યત જેની અસર હેઠળ છે અને જેની સામાન્ય ક્રિયાઓ ન્યાયી અને અનિવાર્ય જણાય છે તે જૈવીય બળો અને કાર્યો ઉપર કાબૂ મેળવી શકાય, તેની ક્રિયાઓમા પરિવર્તન કરી શકાય કે તેના પરિણામોને મુલતવી રાખી શકાય, એ અનુભવ અને પ્રત્યક્ષીકરણ ઉપર હઠયોગનો આધાર છે આમ શ્રી અરવિંદના મતે 'યોગ' એવા સામાન્ય નામ હેઠળ આવરી લેવાતી બધી પદ્ધતિઓ, કુદરતના નિશ્ચિત સત્ય ઉપર આધારિત, મનોવૈજ્ઞાનિક પ્રક્રિયાઓ છે અને તેનો વિકાસ સામાન્ય કાર્યો, શક્તિ અને પરિણામોમાથી થાય છે.

**યોગની સિદ્ધિઓનુ ભયસ્થાન :** વિજ્ઞાન અને યોગની સિદ્ધિઓનુ ભયસ્થાન દર્શાવતા શ્રી અરવિંદ કહે છે કે અનેક વૈજ્ઞાનિક પ્રક્રિયાના ભૌતિક જ્ઞાનનુ વલણ, કૃત્રિમતા વિકસાવવામા પરિણમ્યુ છે આથી આપણુ પ્રાકૃતિક જીવન યાત્રિક બોજા હેઠળ આવ્યુ છે. આમ ભૌતિક જ્ઞાનનુ વલણ, અધિ સેવિતાની વૃદ્ધિની કિંમતે, સ્વામિત્વ અને સ્વાતત્ર્યના કેટલાક સ્વરૂપો ખરીદવાનુ રહ્યુ છે આવી જ રીતે યોગી, સામાન્ય જીવનમાથી વિમુખ થવાનુ વલણ રાખે તો, આ જીવન ઉપરનો તેનો પોતાનો કાબૂ ગુમાવે છે આમ, તે પોતાની માનવ પ્રવૃત્તિની નિર્ધનતાથી આત્માની સમૃદ્ધિ અને બાહ્ય મૃત્યુથી આતરિક સ્વાતત્ર્ય પ્રાપ્ત કરવાનુ વલણ ધરાવે છે જો તે ઈશ્વરને મેળવે તો જીવન ગુમાવે છે અને જો જીવનને જીતવાના બાહ્ય પ્રયત્નો કરે તો ઈશ્વરને ગુમાવવાનો ભય રહે છે આથી સાંસારિક જીવન અને આધ્યાત્મિક વૃદ્ધિ તથા પૂર્ણતા વચ્ચે તીવ્ર વિરોધ જોવા મળે છે આ કારણે, જ્યારે માનવી પોતાની દૃષ્ટિ અને શક્તિને પોતાના અતર પ્રતિ વાળે છે અને યોગ સાધના કરે છે ત્યારે તે માનવજાતના ધર્મનિરપેક્ષ પ્રયત્નો અને સામૂહિક અસ્તિત્વના મહાન પ્રવાહમાથી અનિવાર્ય રીતે અલગ થાય છે તેમ માની લેવામા આવે છે આ ખ્યાલ ભારતમા એટલો બધો પ્રચલિત છે અને ધર્મ [illegible] એટલુ મહત્ત્વ આપવામાં આવ્યુ છે કે તેથી, જીવનથી

વિમુખ થવું એને, માત્ર યોગની જરૂરી શરત જ નહીં પણ યોગનું સામાન્ય ધ્યેય ગણવામાં આવે છે.[૫]

**પ્રાચીન યોગપદ્ધતિઓનું વલણ :** ભારતની યોગ પદ્ધતિઓના આવા વલણની સમજૂતી આપતાં શ્રી અરવિંદ દર્શાવે છે કે, હજાર કે તેથી વધારે વર્ષોથી ભારતમાં આધ્યાત્મિક જીવન અને ભૌતિક જીવન, પ્રગતિશીલ માનસથી અળગા રહ્યા છે. સામાન્ય ભૌતિક માર્ગનો આધ્યાત્મિક વલણે ત્યાગ કર્યો છે, અને સંન્યાસીના પોષાક જેવી વિશિષ્ટ સંજ્ઞા ધારણ કરનાર માટે તેણે સમાજ પાસેથી, મુક્ત આધ્યાત્મિક વિકાસનો હક્ક મેળવ્યો છે. બીજી તરફ, પોતાની રૂઢિચુસ્તતામાં અપ્રગતિશીલ રહેવાનો સમાજનો હક્ક પણ, માન્ય રાખવામાં આવ્યો છે. આમ અજ્ઞાનને તથા હેતુવિહીન અનંત દ્વૈતને હવાલે કરેલું ભૌતિક જીવન, સ્વાભાવિક રીતે, બોજારૂપ બન્યું અને તેમાંથી મુક્ત થવા માટે, તેનાથી દૂર જવું એ એક જ ઉપાય રહ્યો. આવી પરિસ્થિતિમાં ભારતીય યોગ પદ્ધતિઓએ સમાધાન સાધ્યું. આમ વૈયક્તિક પૂર્ણતા અને મુક્તિને ધ્યેય બનાવ્યું, કેટલાક પ્રકારની સામાન્ય પ્રવૃત્તિમાંથી અલગ રહેવાની શરત મૂકી અને જીવનના ત્યાગને સર્વોચ્ચ સ્થિતિ ગણી. વળી ગુરુ, શિષ્યોના એક નાના વર્તુળને જ, પોતાનું જ્ઞાન આપતા હતા. આમ સમાજની પ્રગતિ રૂંધાયેલી હતી.

**પ્રગતિશીલ વલણની આવશ્યકતા** ઉપરોક્ત સમાધાનકારક માર્ગ અંગે તેઓ કહે છે કે, એ જમાનાની પરિસ્થિતિને અનુલક્ષીને તેની ઉપયોગિતા હતી જ. આથી ભારતમાં આધ્યાત્મિકતાની આરાધના કરતા એક સમાજની રચના થઇ હતી. પરંતુ આમ છતાં તે એક સમાધાન હતું; પૂર્ણ વિજય નહીં. આને પરિણામે ભૌતિક જીવને, વિકાસની દૈવી આકાંક્ષા ગુમાવી હતી. આધ્યાત્મિક જીવને, અલગતા દ્વારા પોતાની ઊર્ધ્વતા અને પવિત્રતા જાળવી પરંતુ વિશ્વને, તેના ઉપયોગ અને પૂર્ણ શક્તિથી વંચિત રહેવું પડયું. આથી શ્રી અરવિંદ દર્શાવે છે કે પ્રગતિશીલ માનસની અવગણનાને બદલે તેની સાથેનો સંપર્ક અનિવાર્ય આવશ્યકતા છે આપણે એ સમજવું જોઇએ કે વ્યક્તિ માત્ર પોતાના માટે જ અસ્તિત્વ ધરાવતી નથી, તે સમૂહમાં પણ અસ્તિત્વ ધરાવે છે. આથી વૈયક્તિક પૂર્ણતા અને

૫ Ibid P 3-4

મુક્તિ એ ઈશ્વરનો અખિલ ઇરાદો નથી વૈયક્તિક મુક્તિમા માનવજાતની મુક્તિનો સમાવેશ થાય છે. આપણી પૂર્ણતાની પ્રાપ્તિની પૂર્ણ ઉપયોગિતા તો પૂર્ણતાનુ, બીજામા, વૈશ્વીકરણ કરવામા રહેલી છે[૬]

વિશ્વ-પ્રકૃતિનાં સોપાનનું મહત્ત્વ , જીવનમા વિશ્વ-પ્રકૃતિના ત્રણ સોપાનોનું મહત્વ દર્શાવતા શ્રી અરવિંદ કહે છે કે આ ભૌતિક વિશ્વમાં શારીરિક જીવન, આપણા અહીના અસ્તિત્વની, ભૂમિકા છે. જેમા આપણો વિકાસ થયો છે તે મનોમય જીવન દ્વારા શારીરિક જીવનને વધુ ઉચ્ચ ઉપયોગમાં ઊર્ધ્વગામી કરીએ છીએ અને વધુ મહાન પૂર્ણતામા તેનો વિસ્તાર કરીએ છીએ વળી આ બન્ને જીવનનુ ધ્યેય દૈવી સત્ છે અને તે આ બન્ને ઉપર અવતરણ કરીને તેઓની સર્વોચ્ચ શક્યતાઓમાં મુક્ત કરે છે પ્રકૃતિનાં આ ત્રણે સોપાનોમાંથી કોઇપણ સોપાન માનવજીવન માટે હલકું નથી, તેમ જ સિદ્ધ ન કરી શકાય તેવુ પણ નથી. વળી આમાંથી કોઇની અવગણના કે કોઈનો નાશ અંતિમ ધ્યેય માટે આવશ્યક નથી.[૭] વિશ્વ-પ્રકૃતિનુ ધ્યેય શરીરને સાચવવાનુ અને પૂર્ણ બનાવવાનુ તથા મનોમયતની પૂર્ણતા કરવાનું છે. આથી પૂર્ણ એવા શરીર અને માનસમા આત્માની પારગામી પ્રવૃત્તિને અભિવ્યક્ત કરવી એ આપણુ ધ્યેય હોવુ જોઇએ જેમ માનસિક જીવન, શારીરિક જીવનના વધુ સારા ઉપયોગ અને ઊર્ધ્વીકરણ માટે, કાર્ય કરે છે તેમ આધ્યાત્મિક જીવને પણ આપણી બૌદ્ધિક, આવેગજન્ય, સૌન્દર્યાત્મક અને જૈવીય પ્રવૃત્તિના ઊર્ધ્વગામી રૂપાંતર માટે કાર્ય કરવુ જોઇએ. જે સર્વોપરી સત્ ભૌતિક વિશ્વમાં અવતર્યું છે તેની, માનવી સર્વોચ્ચ કક્ષા અને સત્તા જ છે. આથી તેનું ધ્યેય વધુને વધુ ઉચ્ચ સ્વરૂપમાં ઊર્ધ્વગમન કરવાનું છે. આવી સિદ્ધિ માટે, તેને પ્રાપ્ત થયેલ જીવનની અવગણના, યોગ્ય ગણાય નહી. આથી શ્રી અરવિંદ અનુસાર યોગનુ સાચુ અને પૂર્ણ ધ્યેય તથા તેની ઉપયોગિતા, કુદરતના નિમ્નચેતન યોગની જેમ, માનવીનો સચેત યોગ જીવન સાથે નિરંતર રહેલો જ સિદ્ધ થાય. આમ અખિલ જીવન યોગ છે.[૮]

---

૬ Ibid pp 22-23

૭ Ibid p 14

૮. Ibid p 4

**શરીર, માનસ અને પ્રાણની ભિન્ન રચના :** આમ પાર્થિવ પ્રકૃતિના શિરમોર અને પૃથ્વી ઉપરની તેની પૂર્ણ ઉત્ક્રાંતિની શક્યતા જેમાં છે, તે માનવીનું જીવન ત્રેવડું છે. તેને મળેલા ચેતનમય બંધારણમાં શરીર એક વાહન છે અને પ્રાણ દૈવી અભિવ્યક્તિનું ક્રિયાશીલ સાધન છે. તેની પ્રવૃત્તિ પ્રગતિશીલ માનસમાં કેન્દ્રિત થયેલી છે અને તેનો હેતુ, પોતે જેમાં રહે છે તે રહેઠાણની અને જેનો તે ઉપયોગ કરે છે તે, પ્રાણના સાધનની પૂર્ણતાનો છે. વળી તે પ્રગતિશીલ આત્મ–સાક્ષાત્કાર દ્વારા આત્માના રૂપ તરીકે પોતાના સાચા સ્વરૂપને જાગૃત કરવા શક્તિમાન છે. અંતે પોતે ખરેખર જે છે તેમાં તે પોતાની પરિપૂર્ણતા સાધે છે. માનવીમાં દૈવી શક્તિની આ યોજના છે અને તેથી આપણા સતનાં સમગ્ર ધ્યેય અને પદ્ધતિ આ ત્રણ તત્ત્વોની આંતરક્રિયા દ્વારા કાર્ય કરવાની છે. પ્રકૃતિમાં આ ત્રણની ભિન્ન રચનાને કારણે માનવીને આ ત્રણ પ્રકારના જીવનમાથી પસંદ કરવાની તક છે. (૧) સામાન્ય ભૌતિક અસ્તિત્વ, (૨) માનસિક પ્રવૃત્તિ અને પ્રગતિનું જીવન અને (૩) અચલ આધ્યાત્મિક રમ્યતાનું જીવન. પરંતુ જેમ જેમ માનવી પ્રગતિ કરે છે તેમ તેમ આ ત્રણે સ્વરૂપોનો સમન્વય કરે છે, તેના વિસંવાદોને વિખેરીને સંવાદમય તાલબદ્ધતાની સ્થાપના કરે છે. આથી તે પોતાનામાં પૂર્ણ માનવીને કે અખિલ ઈશ્વિર તત્ત્વને ઉત્પન્ન કરે છે[૯]

**જીવનના પ્રકારોની લાક્ષણિકતાઓ :**.સામાન્ય વિશ્વ–પ્રકૃતિમાં ઉપરોક્ત પ્રકારોના જીવનને પોતાની વિશિષ્ટ લાક્ષણિકતાઓ છે શારીરિક જીવનની શક્તિની લાક્ષણિકતા પ્રગતિશીલ હોવા કરતા, વધુ તો, સ્થિરતા છે અને તેમા વૈયક્તિક આત્મ–વિશાળતાને બદલે આત્મ–પુનરાવર્તન વધુ છે અલબત્ત, અચેતન ભૌતિક તત્ત્વમા પણ માનસ અગોચર હોવાથી ભૌતિક પ્રકૃતિમાં પણ શારીરિક બંધારણના પ્રગતિશીલ સ્વરૂપો દૃષ્ટિગોચર થાય છે. આમ વનસ્પતિ કરતા પ્રાણીમાં અને પ્રાણી કરતા માનવીમા આ બંધારણનાં પ્રગતિશીલ સ્વરૂપો સ્પષ્ટ થાય છે. પરંતુ એકવાર અમુક પ્રકાર ભૌતિક રીતે સ્પષ્ટ થયા બાદ તે સ્વરૂપે ચાલુ જ રહે છે. પ્રાણ અમરત્વ શોધે છે પરંતુ

૯. Ibid p 16

વૈયક્તિક સ્વરૂપ અસ્થાયી હોવાથી માન સતત પુનરુત્પાદન દ્વારા ભૌતિક અમરત્વ સાધે છે આથી સ્વ– રક્ષણ, સ્વ–પુનરુત્પાદન અને સ્વ–પુનરાવર્તન આવશ્યક બને છે

શુદ્ધ માનસની વિશિષ્ટ શક્તિ છે પરિવર્તન, અને જેમ જેમ તે વ્યવસ્થા અને ઊર્ધ્વગમન સાધે છે તેમ તેમ માનસનો આ નિયમ સતત વિસ્તાર, સુધારો અને પ્રાપ્ત કરેલ બાબતોની વધુ સારી વ્યવસ્થા પણ સાધે છે વળી તે નાની અને સાદી પૂર્ણતામાથી વિસ્તૃત અને જટિલ પૂર્ણતા પ્રતિ આગળ વધે છે આનુ કારણ એ છે કે માનસ પોતાના ક્ષેત્રમા અનત છે અને પોતાની રચનાઓમા સહેલાઇથી પરિવર્તન થવાની શક્તિ ધરાવે છે આથી માનસની શ્રદ્ધા સપૂર્ણતાની છે અને તેનો સિદ્ધાત પ્રગતિનો છે.

આત્માનો વિશિષ્ટ નિયમ આત્મ–સત્થી પૂર્ણતા અને અચળ અનતતા છે પ્રાણનુ જે ધ્યેય છે તે અમરત્વ અને માણસનુ જે ધ્યેય છે તે પૂર્ણતા તો તેને સદાય સાહજિક છે બધામા જે એક જ છે તેનો સાક્ષાત્કાર, અનતની પ્રાપ્તિ અને જેમા તે વસે છે તેની પ્રવૃત્તિ અને સ્વરૂપોની મર્યાદાથી અલિપ્તતા, આ બધી આધ્યાત્મિક જીવનની ભવ્યતા છે.[૧૦]

**આધ્યાત્મિક જીવન અને ભૌતિક જીવનનો સમન્વય :** ઉપરોક્ત દરેક સ્વરૂપમા વિશ્વ–પ્રકૃતિ વૈયક્તિક અને સામૂહિક રીતે કાર્ય કરે છે કારણ કે, અનત સત્ વૈયક્તિક સ્વરૂપમા, જૂથમા, કુટુબમા, જાતિમા અને રાષ્ટ્રમાં સરખુ વસે છે આથી ભૌતિક જીવનનુ પહેલુ ધ્યેય, પ્રકૃતિના જૈવીય હેતુને સિદ્ધ કરવાનુ છે પરતુ માન આ ધ્યેય જ પૂરતુ નથી, કારણ કે તેથી જીવન મર્યાદિત અને અભૌતિક એવુ રૂઢિચુસ્ત બની જશે આથી, સચેત પ્રગતિની ટેવ અને પ્રગતિની પરપરાના ભૌતિક માનસ ઉપર અકન દ્વારા ભૌતિક માનવીને સામાન્ય પ્રગતિશીલ બનાવી શકાય છે આવી જ રીતે જીવનની બધી જ સસ્થાઓ અને તેની પ્રવૃત્તિઓ પ્રતિ ધાર્મિક ભાવના કેળવવાથી ભૌતિક માનવી અને તેના જીવનને સામાન્ય આધ્યાત્મિક બનાવી શકાય છે પરતુ આ આધ્યાત્મિકતા બાહ્ય સ્વરૂપની આધ્યાત્મિકતા બની રહેવી ન જોઇએ આને માટે માનસિક પ્રયત્નો અને આધ્યાત્મિક અભીપ્સાનો સમન્વય જરૂરી છે આ અગે શ્રી અરવિદ

૧૦ Ibid P 16

દર્શાવે છે કે જ્યારે વાસ્તવિક જીવન અને ચિંતકના માનસ વચ્ચે અંતર હોય છે ત્યારે જીવનથી માનસને વિમુખ કરવાનું અંત છે આમ કવિ પોતાના અંતર્દર્શનમાં, કલાકાર પોતાની કલામાં, તત્ત્વજ્ઞાની બૌદ્ધિક પ્રશ્નોમાં ગત રહે છે તે, ભૂતકાળમાં અને અત્યારે પણ, મહદ્અંશે બૌદ્ધિક સંન્યાસીઓ જ છે[૧૧] જે અનંત છે તેની સાથે આધ્યાત્મિક જીવન સંકળાયેલું છે તે સાચું છે પરંતુ, તેથી ભૌતિક જીવનથી અળગા રહેવું યોગ્ય નથી આધ્યાત્મિક જીવને ભૌતિક જીવનનો ઉપયોગ, વધુ મહાન પરિપૂર્ણતાના સાધન માટે કરવો જોઈએ[૧૨] જો આત્મા વૈશ્વિક સત્નું સર્વોત્કૃષ્ટ શિખર છે તો ભૌતિકતત્વ તેની ભૂમિકા છે આ બન્ને વચ્ચેની કડી માનસ છે જે અનંત છે તે આત્મા છે અને માનસ તથા ભૌતિક તત્ત્વ તેના વ્યાપારો છે આત્મા અગોચર છે અને તેને વ્યક્ત કરવાનો છે શરીર અને માનસ દ્વારા તે પોતાને વ્યક્ત કરવા પ્રયાસ કરે છે વળી આત્મા યોગના સ્વામીની પ્રતિમા છે, જ્યારે વિશ્વમાં આ પ્રતિમાના પુનરુત્પાદન માટે શરીર અને માનસ તેના સાધનો છે આમ સમગ્ર વિશ્વ-પ્રકૃતિ અગોચર સત્‌ની પ્રગતિશીલ અભિવ્યક્તિ માટેનો અને દૈવી પ્રતિમાના વધુને વધુ સફળ પુનરુત્પાદનનો, પ્રયત્ન છે

### યોગ અને પ્રકૃતિનું કાર્ય

સમૂહ માટે ધીમી ઉત્ક્રાંતિ દ્વારા વિશ્વ પ્રકૃતિ જે ધ્યેય પ્રાપ્ત કરવા માટે પ્રયાસ કરે છે તેને વ્યક્તિ માટે ઝડપી ક્રાંતિ દ્વારા યોગ સિદ્ધ કરે છે પ્રકૃતિની બધી શક્તિઓને તે ઝડપી બનાવે છે અને તેનું ઊર્ધ્વીકરણ કરે છે પ્રકૃતિ આધ્યાત્મિક જીવનનો વિકાસ મુશ્કેલીથી કરે છે અને પોતાના નિમ્ન સ્વરૂપો માટે તેને સતત પાછા વળવું પડે છે જ્યારે યોગની સંકેન્દ્રિત પદ્ધતિ અને ઊર્ધ્વગામી શક્તિ માનસ અને શરીરની પણ પૂર્ણતા સાથે આ ધ્યેય પ્રબલ રીતે સાધી શકે છે વિશ્વ-પ્રકૃતિ દૈવી સત્‌ને પોતાની સત્તાઓમાં શોધે છે, જ્યારે યોગ પ્રકૃતિથી પર જઈને પ્રકૃતિના સ્વામીને અને વિશ્વથી પર એવા પારગામી સત્‌ને મળે છે વળી તે સર્વશક્તિમાન સત્‌ના આદેશ, પારગામી પ્રકાશ અને શક્તિ સાથે પાછો આવી શકે છે યોગ્ય બ્રહ્માંડમય પ્રકૃતિની સમાધિકાથી આગળ વધે છે અને તેનાથી

૧૧ Ibid P 19

૧૨ Ibid P 21

ઊંચે ચડે છે. આનુ કારણ એ છે કે વિશ્વ–જનનીનો હેતુ, પોતાની લીલા અને સર્જનોમાં, દૈવી સતને સિદ્ધ કરવાનો છે. યોગની સર્વોચ્ચ ક્રિયામા તો વિશ્વ–જનની પોતાનાથી પણ આગળ જઈ ને દૈવી સતને તેના પોતાનામા જ પ્રાપ્ત કરે છે કેટલાકના મતે યોગનું આ એક સાચુ અને સર્વોચ્ચ ધ્યેય છે

આમ છતાં બન્નેનુ ધ્યેય અને તો એક જ છે માનવજાતમા યોગની વ્યાપકતા એ પ્રકૃતિના બળો ઉપરનો વિજય છે અત્યારે જેમ વિજ્ઞાન માનસિક વિકાસ માટે સમગ્ર માનવજાતને યોગ્ય બનાવવા પ્રયાસ કરી રહ્યુ છે તેમ યોગ દ્વારા પ્રકૃતિએ ઉચ્ચતર ઉત્ક્રાંતિ માટે માનવજાતને યોગ્ય બનાવવાનો પ્રયત્ન, અનિવાર્ય રીતે, કરવાનો રહે છે વળી જેમ માનસિક જીવન ભૌતિક તત્ત્વનો ઉપયોગ કરે છે અને તેને પૂર્ણ કરે છે તેમ આધ્યાત્મિક જીવને દૈવી આત્મા–અભિવ્યક્તિ માટેનાં સાધનો તરીકે ભૌતિક તત્ત્વ અને માનસનો ઉપયોગ કરવાનો છે, અને તેને પૂર્ણ બનાવવાના છે જે યુગોમાં આ સિદ્ધ થશે તે પુરાણમાં ઉલ્લેખિત, સત્ય અને કૃત યુગો હશે આથી માનવીએ વિશ્વ–જનનીની શક્તિનો દુરુપયોગ કરવાને બદલે, પોતાની સાર્થકતાના સર્વોચ્ચ ધ્યેય માટે, તેનો સદુપયોગ કરવો જોઈએ [13]

## યોગની પદ્ધતિઓની ભૂમિકા અને યોગનું હાર્દ

પ્રાકૃતિક ઉત્ક્રાંતિમા માનવજીવનના વિવિધ પ્રકારોના એકબીજા સાથેના સબંધો અને તેના ઉપર આધારિત વિવિધ હેતુઓ અને ઉપયોગિતા જોવા મળે છે, તેવ યોગની વિવિધ પદ્ધતિઓ અને મૂળભૂત સિદ્ધાંતો અગે છે શ્રી અરવિંદ કહે છે કે યોગની કેન્દ્રીય સાધનાઓ અને તેના પ્રમુખ હેતુઓનો સુમેળ સાધવાનો પ્રયાસ કરીએ તો જણાશે કે વિશ્વ–પ્રકૃતિએ જે ભૂમિકા પૂરી પાડેલી છે તે જ આપણી સહજ ભૂમિકા અને સમન્વયની શરત છે

યોગની સાધના માટે શ્રી અરવિંદ ત્રણ પક્ષોની સમતિ આવશ્યક ગણે છે આ છે, ઇશ્વર, વિશ્વપ્રકૃતિ અને માનવ–આત્મા અમૂર્ત ભાષામાં

13 Ibid p 23 24

રજૂ કરીએ તો તે છેઃ પારગામી, વૈશ્વિક અને વૈયક્તિક સત્. જો વ્યક્તિ અને પ્રકૃતિને ઇશ્વરથી અલગ લઈએ તો વ્યક્તિ પ્રકૃતિથી બંધાયેલ હોવાથી ઝડપી પ્રગતિ કરી શકે નહીં. આથી પ્રકૃતિથી મુક્ત અને પ્રકૃતિથી મહાન એવા પારગામી તત્ત્વની આવશ્યકતા રહે છે. આ પારગામી સત્ પ્રકૃતિ ઉપર અને આપણા ઉપર કાર્ય કરે છે અને આપણને પોતાના પ્રતિ આકર્ષે છે. આ વૈયક્તિક ઊર્ધ્વીકરણ, પ્રકૃતિની શુભેચ્છા સાથે કે બળ દ્વારા તેની સંમતિ પ્રાપ્ત કરીને, તે કરે છે. યોગના દરેક તત્ત્વજ્ઞાન માટે આ સત્ય, ઇશ્વર, સ્વામી કે સર્વોપરી આત્માનો ખ્યાલ આવશ્યક બને છે. આ સર્વોપરી સત્તા યોગ માટેના માનવીના પ્રયત્નોને તેજોમય સ્પર્શ અને સિદ્ધિ પ્રાપ્ત કરવાની શક્તિ આપે છે. વળી જેમ વ્યક્તિ માટે પારગામી સત આવશ્યક છે અને તેને તે શોધે છે તેમ એક રીતે પારગામી સત્ માટે વ્યક્તિ આવશ્યક છે અને તેને તે શોધે છે. જેમ ભગવાનને પ્રાપ્ત કરવા, ભક્ત ઝંખે છે તેમ ભક્તને પ્રાપ્ત કરવા, ભગવાન ઝંખે છે. આ દર્શાવે છે કે જ્ઞાનની ખોજ કરનાર માનવી સિવાય જ્ઞાનયોગ હોઈ શકે નહીં; ઇશ્વરની ભક્તિ કરનાર માનવી સિવાય ભક્તિયોગ હોઇ શકે નહીં અને કર્મ કરનાર માનવી સિવાય કર્મયોગ હોઈ શકે નહી.

યોગનું હાર્દ છે. માનવ અને વૈયક્તિક એવી ચેતનાનો ઊંચી ચેતના સાથેનો સંપર્ક કારણ કે, વિશ્વની લીલામાં જે અલગ થયું છે તેની સાથે, પોતાનો આત્મા, સાચું મૂળ અને સાચી વૈશ્વિકતાનું સાયુજ્ય એટલે યોગ. આવો સંપર્ક, આપણે જેને આપણું વ્યક્તિત્વ કહીએ છીએ તે જટિલ રીતે વ્યવસ્થિત એવી ચેતનાના કોઇ સ્થાને, થાય એમ બને છે. આ સંપર્ક શરીર દ્વારા શારીરિક ચેતનામાં થાય કે પ્રાણના કાર્ય દ્વારા જૈવીય ચેતનામા પણ થાય તેવું બને છે આ ઉપરાંત આ સંપર્ક સંવેદનશીલ હૃદય દ્વારા, ક્રિયાત્મક સંકલ્પ દ્વારા સમજણ ધરાવતા માનસ દ્વારા કે માનસિક ચેતનાનું તેની સર્વ પ્રવૃત્તિમાં સામાન્ય પરિવર્તન દ્વારા પણ થાય વળી માનસમાં રહેલ કેન્દ્રીય અહીંના રૂપાંતર દ્વારા વૈશ્વિક અને પારગામી સત્ય અને આનંદને પ્રત્યક્ષ રીતે જાગૃત કરવાથી પણ આ ધ્યેય પામી શકાય આમ સંપર્કના સ્થાનની પસંદગી ઉપર, કેવા પ્રકારના યોગની સાધના કરીશું તેનો, આધાર છે.[૬૪]

૬૪ Ibid p. 26

## યોગની વિવિધ પદ્ધતિઓ[૧૫]

ભારતમા પ્રચલિત યોગની મુખ્ય પદ્ધતિઓને તેના કેન્દ્રીય સિદ્ધાંતના સંદર્ભમાં તપાસવાથી જણાશે કે, તે ચડતા ક્રમમાં ગોઠવાયેલી છે તેમાં નિમ્નકક્ષાના એવા શરીરથી પ્રારંભ કરીને પારગામી અને વૈશ્વિક એવા આત્મા સાથેના પ્રત્યક્ષ સંપર્કના સોપાનો છે

હઠયોગ સાક્ષાત્કાર અને પૂર્ણતાના સાધનો તરીકે શરીર અને જૈવીય ક્રિયાઓને પસંદ કરે છે તે સ્થૂળ શરીરને લક્ષમા રાખે છે રાજયોગ સૂક્ષ્મ શરીર ઉપર ધ્યાન કેન્દ્રિત કરે છે અને પોતાની સંચાલન શક્તિ માટે મનોમયતાને, તેના વિવિધ વિભાગોમાં, પસંદ કરે છે જ્ઞાન ભક્તિ અને કર્મનો ત્રેવડો માર્ગ મનોમયતા, સંકલ્પ, હૃદય કે બુદ્ધિના અમુક અંશનો ઉપયોગ, પ્રારંભ માટે, કરે છે અને તેના રૂપાંતર દ્વારા સત્ય, શિવ અને સુંદર એવા આધ્યાત્મિક જીવનના સ્વરૂપને પ્રાપ્ત કરવા પ્રયાસ કરે છે. તેની પદ્ધતિ, વૈયક્તિક શરીરમાં રહેલ માનવ–પુરુષ અને દરેકમાં રહેલ છતા નામરૂપથી પર એવા દૈવી–પુરુષ સાથે, પ્રત્યક્ષ વ્યવહાર સાધે છે

હઠયોગ હઠયોગનુ ધ્યેય પ્રાણ અને શરીર ઉપર જીત મેળવવાનુ છે આપણુ સ્થૂળ શરીર અન્નકાર અને પ્રાણકોષમા શરીર અને પ્રાણના સાયુજ્યથી બનેલુ છે અને તેની સમતુલા ઉપર માનવીમા પ્રકૃતિના કાર્યનો આધાર છે પ્રકૃતિએ સ્થાપેલ સમતુલા સામાન્ય અહંમય જીવન માટે પૂરતી છે, પરંતુ હઠયોગના હેતુ માટે તે પર્યાપ્ત નથી આનુ કારણ એ છે કે આવી સમતુલા માનવજીવનના સામાન્ય ગાળા દરમિયાન શારીરિક તંત્ર ચાલુ રહે તેટલા પૂરતી ક્રિયાશીલ શક્તિને ધ્યાનમાં લઇને સ્થપાયેલી હોય છે આથી હઠયોગ પ્રકૃતિની સમતુલાને બદલે બીજી સમતુલા સ્થાપવા પ્રયાસ કરે છે આ સમતુલા દ્વારા પોતાના પરિમાણ કે તીવ્રતામા લગભગ અનંત અને અમર્યાદિત એવા પ્રાણની ક્રિયાશીલ શક્તિના ધોધને ધારણ કરવા માટે શરીર તંત્રને કાબેલ બનાવવાનુ તેનુ ધ્યેય છે આને માટે હઠયોગની મુખ્ય પ્રક્રિયા આસન અને પ્રાણાયામ છે અનેક આસનો દ્વારા સૌ પહેલા તે શરીરને શુદ્ધ કરે છે તથા તેને અસામાન્ય તંદુરસ્તી અને શક્તિ આપવાનો તથા સામાન્ય પ્રકૃતિજન્ય દેવોમાથી મુક્ત કરવાના

૧૫ Ibid pp 25–33

પ્રયાસ કરે છે. આ ઉપરાંત શરીરને બધી અશુદ્ધિઓમાથી મુક્ત રાખવાનો અને શ્વાસોચ્છ્વાસના તંત્રને શુદ્ધ રાખવાનો તે પ્રયત્ન કરે છે. આ છે પ્રાણાયામ અથવા પ્રાણમય. શક્તિ ઉપર કાબૂ. પ્રાણાયામ હઠયોગી માટે બે હેતુઓ સારે છે; એક તો, તે શરીરના પૂર્ણતા સાધે છે, ભૌતિક પ્રકૃતિની સામાન્ય આવશ્યકતાઓમાથી પ્રાણને મુક્ત કરે છે, અસામાન્ય તંદુરસ્તી બક્ષે છે અને યૌવનને દીર્ઘકાળ પર્યંત જાળવે છે, બીજું તે પ્રાણમય દેહમાં રહેલ કુંડલિની કે પ્રાણની ક્રિયાશીલતાને જાગૃત કરે છે. આથી ચેતનાનાં ક્ષેત્રો, અનુભવની સરહદો અને અસામાન્ય સિદ્ધિઓ યોગી માટે શક્ય બને છે.

**હઠયોગની મર્યાદિત ઉપયોગિતા :** હઠયોગનાં આવા આકર્ષક પરિણામો અંગે શ્રી અરવિંદ કહે છે કે અહીં આટલી મોટી જહેમત બાદ માત્ર શારીરિક જીવનની પૂર્ણતાનું ભૌતિક પ્રકૃતિનું ધ્યેય, અસામાન્ય માત્રામાં સિદ્ધ કરવાનું જ બને છે. વધુમાં હઠયોગની નબળાઇ તેની મુશ્કેલ અને પુષ્કળ શ્રમ માગી લેતી પ્રક્રિયાઓ છે અને તેમાં સમય અને શક્તિનો એટલો બધો વ્યય થાય છે કે સામાન્ય જીવનથી, યોગીને, અળગા રહેવું પડે છે. વળી વિશ્વ માટે તેના પરિણામોની ઉપયોગિતા અવ્યવહારુ બને છે, અથવા તો અત્યંત મર્યાદિત બને છે. આમ આ માર્ગ દ્વારા પ્રાપ્ત સિદ્ધિઓ વિશ્વની સામાન્ય પ્રવૃત્તિને બહુ ઉપયોગી થતી નથી. હઠયોગ, જે સિદ્ધિઓ મેળવે છે તે નાના હેતુ માટે બહુ મોટી કિંમતે મેળવે છે.

**રાજયોગ .** રાજયોગ તેથી આગળ જાય છે. તેનો હેતુ, માત્ર શરીરની મુક્તિ અને શરીરની પૂર્ણતા જ નથી. તેનું ધ્યેય મનોમયતાની પૂર્ણતા, આવેગમય જીવન ઉપર કાબૂ, વિચારણા અને ચેતનાના સમગ્ર સાધનો ઉપર સ્વામિત્વનુ છે. તે ચિત્ ઉપર પોતાનુ લક્ષ કેન્દ્રિત કરે છે અને હઠયોગની જેમ સૌ પહેલા શરીરતંત્રના શુદ્ધિ કરવા પ્રયાસ કરે છે.

માનવીની સામાન્ય સ્થિતિ મુશ્કેલી અને અવ્યવસ્થાની સ્થિતિ છે, અને આવેગ, સંવેદન, કાર્ય, ઉપભોગ વગેરે નીચે તે દબાયેલ છે. આથી તેની આ ગુલામીના સ્થાને સ્વરાજ્ય કે આત્મ-નિયમની સ્થાપના આવશ્યક છે. આ માટે, સૌ પહેલા અવ્યવસ્થાનાં બળોને કાબૂમાં લેવા, વ્યવસ્થાના બળોને સહાય કરવી જોઈએ. આથી રાજયોગ સૌ પહેલા નિયમવિહીન

નિમ્નસ્તરની શારીરિક ક્રિયાઓને સ્થાને માનસની સારી ટેવો દ્વારા આત્મ-શિસ્ત કેળવવા પ્રત્યે ધ્યાન કેન્દ્રિત કરે છે. સત્યની સાધના દ્વારા, અહંમય સ્વરૂપોના ત્યાગ દ્વારા, બીજાઓને હાનિ કરવાથી દૂર રહીને, શુદ્ધ અને સતત મનન દ્વારા તથા જે માનસિક સામ્રાજ્યનો સાચો સ્વામી છે તે દૈવી પુરુષ પ્રત્યેના વર્ણ દ્વારા માનસ અને હૃદયની શુદ્ધિ તથા આનંદમય અને સ્પષ્ટ સ્થિતિ સ્થાપિત કરવાનો રાજયોગનો પ્રયત્ન છે

રાજયોગના હેતુ : રાજયોગનુ આ કાર્ય તો માત્ર પહેલુ સોપાન છે ત્યારબાદ માનસ અને ઇન્દ્રિયોની સામાન્ય પ્રવૃત્તિઓને શાંત કરવાની છે આથી આત્મા ચેતનાની ઉચ્ચ સ્થિતિએ ઊર્ધ્વગમન કરવા મુક્ત બને છે અને પૂર્ણ સ્વાતંત્ર્ય અને આત્મ-સ્વામિત્વની ભૂમિકા પ્રાપ્ત કરે છે આમ છતાં સામાન્ય માનસ શરીરતંત્રની અસર હેઠળ હોવાથી હઠયોગની આસન અને પ્રાણાયામની પદ્ધતિ તેના સરળ સ્વરૂપમા, રાજયોગ અપનાવે છે આમ કુંડલિનીને જાગૃત કર્યા બાદ રાજયોગની પદ્ધતિ માનસિક અશાંતિને શાંત કરવા અને માનસિક શક્તિ દ્વારા તેને ઉચ્ચ સ્તર ઉપર લાવીને સમાધિની સ્થિતિ સ્થાપવા કોશિષ કરે છે સમાધિ દ્વારા રાજયોગ બે હેતુ સારવા માગે છે: એક તો બાહ્ય ચેતનાની ગૂંચવણમાંથી શુદ્ધ મનોમય કાર્યને મુક્ત કરે છે અને ત્યાંથી તેને ઉચ્ચતર અતિમાનસીય સ્તરોએ પ્રવેશ કરાવે છે બીજુ, રાજયોગ ચેતનાની પોતાના વિષય ઉપર મુક્ત અને સકેન્દ્રિત શક્તિની કાર્યશક્તિ પ્રાપ્ત કરે છે તન્દ્રાની સ્થિતિમા જે સર્વોચ્ચ અતિ-વૈશ્વિક જ્ઞાન અને અનુભવ પ્રાપ્ત થાય છે તે, આ કાર્યશક્તિ દ્વારા યોગી જાગ્રત સ્થિતિમા પ્રત્યક્ષ રીતે પ્રાપ્ત કરે છે રાજયોગની પદ્ધતિનુ ધ્યેય, માત્ર સ્વરાજ્ય એટલે કે આત્મલક્ષી સામ્રાજ્ય જ નહી પરતુ, સરાજ્ય એટલે કે બાહ્ય સામ્રાજ્યની સ્થાપનાનુ અને તેને આત્મલક્ષી સામ્રાજ્યના કાબૂ હેઠળ લાવવાનુ છે

રાજયોગની મર્યાદા . જેમ હઠયોગ શારીરિક જીવન અને તેની કાર્યશક્તિની અસામાન્ય પૂર્ણતાનુ અને તેનાથી આગળ મનોમય જીવનમા પ્રવેશનુ ધ્યેય ધરાવે છે તેમ રાજયોગ માનસિક ક્રિયાઓને લક્ષમા લઈને મનોમય જીવનની કાર્યશક્તિઓના વિસ્તાર અને પૂર્ણતા તથા આધ્યાત્મિક સત્તાના ક્ષેત્રમા પ્રવેશનુ ધ્યેય ધરાવે છે આમ છતાં રાજયોગ પદ્ધતિની

નરગાર્ડ, તંદ્રાની અસામાન્ય પરિસ્થિતિ ઉપર વધુ પડતો આધાર રાખવામાં રહેલી છે. આમ મર્યાદાને પરિણામે શારીરિક જીવનથી અમુક અલગતાનું વલણ તેમાં જોવા મળે છે વળી અહીં સમાધિની સ્થિતિ સાથે આધ્યાત્મિક જીવન વધુ પડતું સંબંધિત જોવા મળે છે. શ્રી અરવિંદ કહે છે કે આપણો હેતુ આધ્યાત્મિક જીવન અને તેના અનુભવોને જાગ્રત જીવનમાં પૂરેપૂરા ક્રિયાશીલ અને ઉપયોગી બનાવવાનો છે, પરંતુ રાજયોગમાં તો આપણા સર્વસાધારણ અનુભવોના પાછળના સ્તરમા જવાનું વલણ દૃષ્ટિગોચર થાય છે.

## જ્ઞાન, ભક્તિ અને કર્મનો ત્રેવડો માર્ગ

**ત્રેવડા માર્ગની ખામી :** રાજયોગ જે ક્ષેત્ર છોડી દે છે તેમાં જ્ઞાન ભક્તિ અને કર્મનો ત્રેવડો માર્ગ પ્રયત્ન કરે છે. આ ત્રેવડો માર્ગ રાજયોગથી ભિન્ન છે કારણ કે, તેમા પૂર્ણતાની શરત તરીકે સમગ્ર મનોમય પદ્ધતિની કઠિન તાલીમની આવશ્યકતા નથી. તે બુદ્ધિ, હૃદય અને સંકલ્પ જેવા કેટલાક કેન્દ્રીય સિદ્ધાંતોને ગ્રહણ કરીને તેની સર્વસાધારણ ક્રિયાઓને સામાન્ય અને બાહ્ય બાબતો તથા પ્રવૃત્તિમાથી દૈવી સત્ પ્રત્યે વાળીને, રૂપાંતર કરે છે. આમ છતાં તેની ખામી એ છે કે તે મનોમય અને શારીરિક પૂર્ણતા પ્રતિ ઉદાસીન છે અને દૈવી સાક્ષાત્કાર માટે માત્ર શુદ્ધિને જ મહત્ત્વ આપે છે. બીજી ખામી એ છે કે દૈવી સાક્ષાત્કારમા બુદ્ધિ હૃદય અને સંકલ્પના સમન્વયાત્મક સુમેળને બદલે, વ્યવહારમાં કોઇ એક માર્ગને બીજા માર્ગથી અલગ, અને કેટલીકવાર વિરોધી તરીકે પણ ગણવામાં આવે છે.

**જ્ઞાનમાર્ગ :** જ્ઞાનમાર્ગનું ધ્યેય સર્વોત્કૃષ્ટ આત્માના સાક્ષાત્કારનું છે તે વિચારની અને વિવેકની પદ્ધતિથી આગળ વધે છે અને અનિર્ણીત, અક્ષર, અચલ એવા શુદ્ધ અને અદ્વિતીય આત્માના સાક્ષાત્કાર માટે પ્રયાસ કરે છે. પરંતુ આનું પરિણામ વ્યાવહારિક વિશ્વની અવગણના કરવામા આવે છે. આથી કેટલીકવાર વિશ્વને ભ્રમ પણ ગણવામા આવે છે. પરંતુ શ્રી અરવિંદ દર્શાવે છે કે જ્ઞાનમાર્ગનું આવુ પરિણામ અનિવાર્ય નથી. જો વૈયક્તિકને બદલે વિશાળ હેતુને લેવામાં આવે તો આ જ્ઞાનની પદ્ધતિ, પારગામીત્વ માટે વૈશ્વિક સત્‌ને સિદ્ધ કરી શકે છે. આ વધુ વિશાળ હેતુમા, આપણે પોતાનામા જ નહીં પરંતુ સર્વમા સર્વોચ્ચ આત્માનો સાક્ષાત્કાર કરવાનો

છે વળી તેમાં વિશ્વના વ્યાવહારિક પાસાંનો દૈવી ચેતનાની લીના તરીકે સાક્ષાત્કાર કરવાનો છે તેને અસત્ ગણવાના નથી આથી પણ વધુ વિશાળતામાં જ્ઞાનના સર્વ સ્વરૂપોનુ રૂપાંતર દૈવી ચેતનાની પ્રવૃત્તિમા કરવાનુ છે આવી પદ્ધતિ માનવીના બુદ્ધિના સમગ્ર પ્રદેશને દૈવી સ્તરે પહોચાડે છે

**ભક્તિમાર્ગ :** ભક્તિમાર્ગનુ ધ્યેય સર્વોચ્ચ પ્રેમ અને આનંદનો ઉપભોગ કરવાનુ છે તેમાં વિશ્વનો ભોક્તા અને દિવ્ય પ્રેમી તરીકે સર્વોચ્ચ સ્વામીના વ્યક્તિત્વનો ખ્યાલ લેવામાં આવ્યો છે વિશ્વ, તેની લીના છે જેમાં આવેગોને સ્થાન છે તેના માનવજીવનના સામાન્ય મંબધોનો ઉપયોગ કરવો એ ભક્તિયોગનો સિદ્ધાંત છે અને તેનુ ઉપયોજન દૈવી પ્રેમ, સૌંદર્ય અને આનંદમાં કરે છે આરાધના અને મનનનો ઉપયોગ માત્ર દૈવી સંબધની તૈયારી અને તેની તીનતામાં વૃદ્ધિ માટે જ, થાય છે આ માર્ગની સામાન્ય સાધનામા પણ વિશ્વ–સત્‌થી અલગ થવાનુ અને પારગામી અતિવૈશ્વિક સત્‌માં લીન થવાનુ વલણ જોવા મળે છે શ્રી અરવિંદ કહે છે અહી પણ આવુ પરિણામ અનિવાર્ય નથી તેમાં માત્ર માનવીમાં જ નહી પણ પ્રાણીમાત્ર અને દરેક વસ્તુમાં દૈવી પ્રેમની પ્રાપ્તિ કરી શકાય છે

**કર્મમાર્ગ :** કર્મમાર્ગનુ ધ્યેય સર્વોપરી સંકલ્પને ચરણે માનવીની પ્રત્યેક પ્રવૃત્તિનુ સમર્પણ કરવાનુ છે તે આપણા કાર્યોના અહંમય ધ્યેયના ત્યાગથી શરૂ કરે છે આવા ત્યાગથી માનસ અને સંકલ્પનુ શુદ્ધિકરણ થાય છે અને તેથી આપણા કાર્યના સાચા કર્તા એવી વૈશ્વિક શક્તિ વિષે સચેત બને છે બીજા માર્ગોની જેમ મનયોગનો ઉપયોગ પણ વ્યવહારિક ક સાંસારિક જીવનમાથી મુક્તિ અને સર્વોપરી સત્‌મા પ્રવેશ માટે કરવામાં આવે છે અહી પણ કર્મનુ આવુ અંતગ પરિણામ અનિવાર્ય નથી આ માર્ગને અંતે બધી શક્તિઓમાં બધા બનાવામા બધી પ્રવૃત્તિઓમાં અને અહંવિહીન મુક્ત એવી આત્માના કાર્યની બધી ક્રિયાઓમા દૈવી સંકલ્પનો સાક્ષાત્કાર થઈ શકે છે આમ કર્મમાર્ગ દ્વારા પણ માનવીના સંકલ્પ અને પ્રવૃત્તિનુ ઊર્ધ્વીકરણ, દૈવી સ્તરમા થઈ શકે છે

**પૂર્ણવાદમા ત્રણે માર્ગોની એકતા** આમ શ્રી અરવિંદના પૂર્ણવાદી મંતવ્યમાં આ ત્રણે માર્ગો એક છે દૈવી પ્રેમ સામાન્ય રીતે પૂર્ણ અને

ઘનિષ્ઠ સંપર્ક દ્વારા દૈવી પ્રિયતમના પૂર્ણ જ્ઞાન પ્રતિ અને દૈવી સેવા પ્રતિ લઈ જાય છે. આમ તે જ્ઞાનમાર્ગ અને કર્મમાર્ગ બને છે. આવી જ રીતે પૂર્ણજ્ઞાન પણ પૂર્ણપ્રેમ અને આનદ તથા દૈવી સત્‌ના કાર્યોના સ્વીકાર પ્રતિ ગમન કરે છે વળી સમર્પિત માર્ગો, ત્યાગના સ્વામી પ્રતિ અને તેની રીતોના ગહન જ્ઞાન પ્રતિ લઈ જાય છે. આમ ત્રણેય માર્ગો દ્વારા સર્વોપરી સત્‌ના પૂર્ણજ્ઞાન પ્રેમ અને સેવાનું, સર્વમા અને તેની સમગ્ર અભિવ્યક્તિમા, દર્શન કરી શકીએ છીએ.

### યોગની પદ્ધતિઓનો સમન્વય[16]

**સમન્વય કાર્યની રૂપરેખા :** આમ યોગની દરેક પદ્ધતિ, પોતાના કાર્યમાં, જટિલ એવા માનવ એકમના એક ભાગને આવરે છે અને તેની સર્વોચ્ચ શક્યતા સિદ્ધ કરવા પ્રયત્ન કરે છે આ બધી પદ્ધતિઓને વિશાળ દૃષ્ટિથી લેવાથી, તેના સમન્વય અને ઉપયોજન દ્વારા, પૂર્ણયોગની પદ્ધતિ પ્રાપ્ત કરી શકાય છે. પરતુ આ પદ્ધતિઓ પોતાના વલણમા એટલી ભિન્ન છે અને એટલી વિશિષ્ટ તથા જટિલ છે કે તેનો યોગ્ય સમન્વય કરવો એ અત્યંત કઠિન કાર્ય છે

આ સમન્વયના કાર્યની રૂપરેખા આપતા શ્રી અરવિદ દર્શાવે છે કે આ સમન્વયમા વિવેક જાગવવામાં ન આવે તો સમન્વયને બદલે ગૂચવણ ઉત્પન્ન થાય છે. વળી માનવજીવનનો ટૂકો ગાળો અને મર્યાદિત શક્તિને કારણે એક પછી એક પદ્ધતિની સાધના વ્યવહારુ બને તેમ નથી. આ ઉપરાત, આ પ્રક્રિયાઓ કટાળાજનક છે આમ છતા એકથી વધુ જટિલ પદ્ધતિમા સફળતા પૂર્વકની સિદ્ધિ પ્રાપ્ત કરવામાં પણ આવી છે. શ્રી રામકૃષ્ણ પરમહંસ આનુ દૃષ્ટાત છે. તેમણે રાજયોગ અને હઠયોગની સફળતાપૂર્વક સાધના કરેલી હતી પરંતુ જવલ્લે જ જોવા મળતા આવા એકાદ દૃષ્ટાતથી સામાન્યીકરણ થઈ શકે નહીં આથી આ પદ્ધતિઓ સમૂહમા કે એક પછી એક લેવાથી સમન્વય સાધી શકાય નહી. આ કાર્ય તો બધી પદ્ધતિઓના બાહ્ય સ્વરૂપો અને રીતોને બદલે કોઈ કેન્દ્રીય સિદ્ધાંતને ધ્યાનમા લઈને જ કરી શકાય.

**શક્તિ વિષેનો કેન્દ્રીય સિદ્ધાંત :** પ્રકૃતિના સિદ્ધાતથી પ્રારભ કરતી અને સમન્વયાત્મક સ્વરૂપની એવી ભારતમા પ્રચલિત તત્રયોગની પદ્ધતિનો

---

૧૬ Ibid pp 34-42

ઉલ્લેખ કરતાં શ્રી અરવિંદ કહે છે કે તે, પદ્ધતિઓનો સમન્વય નથી પરંતુ એક અલગ યોગ પદ્ધતિ છે. તે તેના વામમાર્ગી વિકાસને કારણે બદનામ થયેલ છે પરંતુ, તેના મૂળ સ્વરૂપમાં તે અક્ષત. સત્ય વિચારોની ભૂમિકા ઉપર સ્થાપેલ એક મહાન પદ્ધતિ છે તેના પ્રાચીન સંજ્ઞાત્મક અર્થમાં 'દક્ષિણ' અને 'વામ' શબ્દો, 'જ્ઞાન' અને 'આનંદ'ના સૂચક છે પરંતુ તાંત્રિક પદ્ધતિમાં પછળથી આ સંજ્ઞાઓના વિકૃત ખ્યાલને લીધે, તેનું પતન થયું. આ તંત્રયોગની રીતો અને બાહ્ય સ્વરૂપને બદલે તેના કેન્દ્રીય સિદ્ધાંતને લક્ષમાં લઈએ તો જણાશે કે તંત્ર સંપ્રદાય વેદની પદ્ધતિઓથી ભિન્ન છે. તંત્ર સિવાયના ઉપરોક્ત સંપ્રદાયો સિદ્ધાંતની દૃષ્ટિએ વેદાન્તી છે કારણ કે, આ પદ્ધતિઓમા યોગનો સ્વામી પુરુષ કે સંચાલન કરનો, આકર્ષતો, નિરીક્ષણ કરતો અને જાણતો એવો સચેત આત્મા સ્વીકારવામાં આવ્યો છે, જ્યારે તંત્રયોગની પદ્ધતિમાં પ્રકૃતિ, પ્રકૃતિ-આત્મા કે શક્તિને સંચાલન બળ તરીકે લેવામાં આવેલ છે. આ શક્તિ-સંકલ્પના ગૂઢ રહસ્યોનાં અને તેના તંત્રના અભ્યાસ તથા ઉપયોજન દ્વારા તાંત્રિક યોગીનું ધ્યેય સ્વામિત્વ, પૂર્ણતા અને મુક્તિ પ્રાપ્ત કરવાનું છે

આત્માની શક્તિનો સમન્વયવાદી સિદ્ધાંત આ તાંત્રિક સિદ્ધાંતમા આપણને સત્યનું એક પાસુ જોવા મળે છે આ છે બધી સિદ્ધિ માટેનું અસરકારક બળ એટલે કે શક્તિ વેદાન્તી પદ્ધતિઓ આ શક્તિને ભ્રમની કે માયાની શક્તિ ગણે છે. પરંતુ સમન્વયવાદી ખ્યાલ અનુસાર સચેત આત્મા સ્વામી છે અને પ્રકૃતિ-આત્મા તેની કાર્યપાલક શક્તિ છે પુરુષ સત્-સ્વરૂપ, સચેત, આત્મ-સત્, શુદ્ધ અને અનંત છે, જ્યારે શક્તિ કે પ્રકૃતિ ચિત્ સ્વરૂપની છે અને તે પુરુષની જ શક્તિ છે આ બન્ને વચ્ચેનો સબંધ આરામ અને કાર્ય વચ્ચેનો સબંધ છે જ્યારે પુરુષ પોતાની શક્તિના કર્યમા પોતાનું વહન કરે છે ત્યારે સર્જન અને તેના આનંદ ઉદ્ભવે છે સકળ વિશ્વ-સર્જનનો રચયિતા આનંદ હોવાથી તેની પદ્ધતિ તપસ્ કે પુરુષની ચેતનાનું બળ છે તપસ, પોતાના સત્ની અનેક શક્યતાઓમાથી, સત્-વિચારોને કે વિજ્ઞાનને ઉત્પન્ન કરે છે આ સત્-વિચારો કે ભાવનાપુર્ણ સર્વજ્ઞ અને સર્વવ્યાપી એવા સ્વયં-સત્માથી નિષ્પન્ન થતા હોવાથી તેને પોતાની પૂર્ણતા પ્રાપ્ત કરવાની શ્રદ્ધા છે અને માનસ, પ્રાણ તથા ભૌતિક તત્ત્વ રૂપી પોતાના સ્વરૂપોમા પોતાના નિયમને સમાવે

છે. આમ તપસનું સર્વશક્તિમાનપણું અને સત્‌-વિચારની અચૂક પરિપૂર્ણતા જ યોગની ભૂમિકા છે. આપણે આને, માનવીમાં સંકલ્પ અને શ્રદ્ધા કહીએ છીએ ગીતાના શબ્દો, "માનવીની જેવી શ્રદ્ધા કે ચોક્કસ વિચાર હોય તે અનુસાર તે બને છે,' સત્‌-વિચારની આ આત્મશ્રદ્ધાની ભાવના જ વ્યક્ત કરે છે.

## સામાન્ય દષ્ટિબિંદુ અને પૂર્ણયોગનુ દષ્ટિબિંદુ :

શ્રી અરવિંદ કહે છે કે યોગ વ્યવહારુ મનોવિજ્ઞાન છે અને તેમાં પ્રકૃતિ અંગેના મનોવૈજ્ઞાનિક ખ્યાલથી પ્રારંભ કરવાનો છે. આ છે, પુરુષની પોતાની શક્તિ દ્વારા પરિપૂર્ણતા. પરંતુ પ્રકૃતિની ગતિ બેવડી છે · ઉચ્ચ અને નિમ્ન અથવા દૈવી અને અદૈવી. આ ભેદ તો માત્ર વ્યવહારુ હેતુ માટે છે. આનું કારણ એ છે કે અદૈવી જેવુ કશું નથી. સર્વ કાંઈ છે તે પ્રકૃતિમાં છે અને ઇશ્વરમાં છે. નિમ્ન પ્રકૃતિ મર્યાદા અને વિભાજન દ્વારા કાર્ય કરે છે. તે અજ્ઞાનના સ્વરૂપની છે અને અંતે અહંમય જીવનમાં પરિણમે છે જે આપણી આકાંક્ષા છે તે ઉચ્ચ પ્રકૃતિ, મર્યાદાથી પર જઈ ને એકીકરણ દ્વારા કાર્ય કરે છે, અને તેનુ સ્વરૂપ જ્ઞાનનુ છે તે દૈવી જીવનમા પરિણમે છે. યોગનુ ધ્યેય નિમ્ન પ્રકૃતિનુ ઉચ્ચ પ્રકૃતિમા રૂપાંતર કરવાનું છે આ માર્ગની પ્રાપ્તિ, નિમ્ન પ્રકૃતિને તરછોડીને ઉચ્ચ પ્રકૃતિમા નાસી જવાથી થઈ શકે છે. પરંતુ, આ સામાન્ય દષ્ટિબિંદુ છે. પૂર્ણયોગના દષ્ટિબિંદુ અનુસાર આ માર્ગની પ્રાપ્તિ ઉચ્ચ પ્રકૃતિમાં રૂપાંતર દ્વારા થાય છે અને તેમા નિમ્ન પ્રકૃતિને તરછોડવાની આવશ્યકતા નથી.

ઉપરોક્ત બન્ને દષ્ટિબિંદુઓમાં નિમ્ન કક્ષામાથી ઉચ્ચ કક્ષાએ તો જવાનું છે જ. યોગની પદ્ધતિઓ, આ માટે, પોતાના ગમનનુ સ્થાન કે મુક્તિના પોતાનાં દ્વાર પસંદ કરે છે આમા તે નિમ્ન પ્રકૃતિની કેટલીક પ્રવૃત્તિઓનુ વિશિષ્ટીકરણ કરીને તેને દૈવી સત્‌ પ્રતિ અભિમુખ કરે છે. પરંતુ શ્રી અરવિંદના મતે આપણામાં વિશ્વ-પ્રકૃતિનું સામાન્ય કાર્ય સમન્વયાત્મક ગતિનું છે અને તેમાં આપણા દરેક તત્ત્વની પૂર્ણ જટિલતા અને આપણા સંયોગો એકબીજા ઉપર અસર કરે છે. આમ અખિલ જીવન વિશ્વ-પ્રકૃતિનો યોગ છે આથી આપણે જેને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરીએ

છાએ તે યોગ પણ વિશ્વ-પ્રકૃતિના સમન્વયનુ કાર્ય હોવુ જોઇએ. જો આપણુ ધ્યેય સંસારમાંથી નાસી જઇને ઈશ્વરમા જવાનુ હોય તો આ સમન્વય નિરર્થક છે કારણ કે, તેમા તો ઈશ્વરમાં જવાનો ટૂંકામાં ટૂંકો માર્ગ જ લેવાનો રહે છે

આથી પૂર્ણયોગની પદ્ધતિમાં આપણે આપણા સમગ્ર સચેત સત્‌નો ‘દૈવી સત્ સાથે સબંધ અને સંપર્ક સ્થાપીને તેમા આપણુ રૂપાંતર કરવાનુ છે આપણામા રહેલ સાચો પુરુષ એટલે કે ઈશ્વર પોતે જ સાધક છે, સાધના છે અને યોગનો સ્વામી છે મનોવૈજ્ઞાનિક દૃષ્ટિએ આ પદ્ધતિ અહંને, તેના સમગ્ર ક્ષેત્ર અને સાધનો સાથે, અહંથી પર એવા સત્‌ને ચરણે પ્રગતિશીલ રીતે સમર્પિત કરે છે આ કોઈ ટૂંકો માર્ગ કે સરળ સાધનો નથી જ કારણ કે, તેમા ત્રણ તબક્કાએ છે તેમાથી, માત્ર છેલ્લો તબક્કો જ ઝડપી અને આનંદમય છે. આ તબક્કાએ છે (૧) દૈવી સત્‌ના સંપર્કમા આવવાનો અહંનો પ્રયત્ન, (૨) ઉચ્ચ પ્રકૃતિ બનવા માટે સમગ્ર નિમ્ન પ્રકૃતિની વિસ્તૃત, પૂર્ણ અને જહેમતયુક્ત તૈયારી, અને (૩) અંતમા રૂપાંતર આમ આ માર્ગ સૌથી મુશ્કેલ હોવા છતા, તેનાં પ્રયત્નો અને ધ્યેયના સંદર્ભમા તો, સૌથી સહેલો અને સુચોક્કસ માર્ગ જ ગણી શકાય

## પૂર્ણયોગની લાક્ષણિકતાઓ

નિમ્ન પ્રકૃતિની ઉપર ઉચ્ચ પ્રકૃતિના સમન્વયાત્મક સ્પર્શની ત્રણ મુખ્ય લાક્ષણિકતાઓ છે (૧) બીજી પદ્ધતિઓમા જેમ કરવામા આવે છે તેમ કોઇ અમુક નિશ્ચિત જડ પદ્ધતિ અનુસાર તે કાર્ય કરતી નથી જેમા તે કાર્ય કરે છે તે વ્યક્તિના સ્વભાવ અનુસાર, મુક્ત રીતે ક્રમશઃ તીવ્ર એવુ હેતુપુરઃસરનુ, કાર્ય કરે છે આથી આ માર્ગમા દરેક માનવીને પોતાની યોગ પદ્ધતિ હોય છે આમ છતા બધાને સમાન એવી બૃહદ્ રૂપરેખા દ્વારા આપણે સમન્વયાત્મક યોગની વૈજ્ઞાનિક પદ્ધતિ કે યોગશાસ્ત્રની રચના કરી શકીએ છીએ (૨) આ પ્રક્રિયા પૂર્ણ હોવાને કારણે દૈવી પરિવર્તન પામવા માટે ભૂતકાળની આપણી ઉત્ક્રાંતિની વ્યવસ્થિત સચેત આપણા સ્વરૂપ કે તેની મહત્ત્વની કોઇ પણ બાબતને તેમા ત્યજી દેવામા આવતી નથી સમગ્ર સત્ આપણી દરેક બાબતને પ્રધાન એવી સ્પષ્ટ પ્રતિમામા રૂપાંતર કરે છે, અને (૩)

આપણામાં રહેલ દૈવી શકિત, અખિલ પ્રાણના પૂર્ણયોગના સાધન તરીકે ઉપયોગ કરે છે. આમા વિશ્વના સયોગો સાથે આપણો બાહ્ય સપર્ક, દરેક અનુભવ અને ગમે તેવા ક્ષુલ્લક અને હાનિકારક જણાતી હોય તેવી બાબતોનો પણ તે પોતાના કાર્યમાં ઉપયોગ કરે છે. આ ઉપરાત તેમાં દરેક આંતરિક અનુભવ, યાતના અને નામોશીભર્યું પતન પણ પૂર્ણતાના માર્ગનુ સોપાન બને છે. આપણામા ઈશ્વરની પદ્ધતિનું, અસ્પષ્ટમાં તેના પ્રકાશના હેતુનુ, પતન પામેલ અને નબળાં માનવીઓમા તેના સામર્થ્યનુ અને દુખમા તેના આનદનુ આપણને દર્શન થાય છે. નિમ્ન અને ઉચ્ચ બન્ને પ્રકારનાં કાર્યોમા દૈવી પદ્ધતિ રહેલી છે; એકમા, તે પ્રકૃતિમાં નિમ્નચેતન દ્વારા, અસ્પષ્ટ છે જ્યારે બીજામા, તે આત્મ-સચેત અને ઝડપી બને છે. આમ પોતાનામા ઈશ્વરને અભિવ્યકત કરવાનો પ્રયત્ન કરતી વિશ્વ-પ્રકૃતિનો યોગ એટલે જ અખિલ જીવન.

•

## પૂર્ણયોગના પરિણામની લાક્ષણિકતાઓ

આ પૂર્ણ પદ્ધતિના પૂર્ણ પરિણામની લાક્ષણિકતાઓ દર્શાવતા શ્રી અરવિંદ કહે છે કે તેમા સૌ પહેલા દૈવી સતનો પૂર્ણ સાક્ષાત્કાર થાય છે. આ સાક્ષાત્કાર માત્ર દૈવી 'એક'ની એકતાનો જ નહી પણ સાથે તેની અનેક અભિવ્યકિતઓ, વિવિધ પ્રવૃત્તિઓ, વિશ્વો, પ્રાણીઓ વગેરેની એકતાનો સાક્ષાત્કાર થાય છે. આથી પૂર્ણ મોક્ષની સ્થિતિ પ્રાપ્ત થાય છે આ મુકિત, માત્ર સાયુજ્ય મુકિત એટલે કે પોતાના સર્વ અશો સાથે વ્યકિતનો, દૈવી સત્ સાથેનો અતૂટ સપર્ક જ નથી વળી તે માત્ર સાલોકયમુકિત પણ નથી એટલે કે સચ્ચિદાનદની સ્થિતિમા, માત્ર સચેત સત્નો દૈવી સમકક્ષ એવો, વાસ જ નથી તે તો આ બધા ઉપરાત સાધર્મ્ય મુકિત એટલે કે નિમ્ન કક્ષાના સતનુ દૈવી સત્ની માનવ-પ્રતિમામા રૂપાંતર દ્વારા દૈવી સ્વરૂપની પ્રાપ્તિ છે. વળી આ છે, સર્વની અંતિમ મુકિત, અહની ક્ષણભંગુર રચનામાથી ચેતનાની મુકિત અને તેનું એક એવા સત્ સાથેનુ એકીકરણ આ સાક્ષાત્કાર અને મુકિત દ્વારા જ્ઞાન, ભકિત અને કર્મના પરિણામોમા સુમેળ સભવ છે, કારણ કે, તેમા આપણે અહમાથી પૂર્ણ રીતે મુકત થઈને પારમાર્થી સત્ સાથે એકાકાર થઈએ છીએ. આવી વિશાળતાને પરિણામે જીવનથી વિમુખ થવાને બદલે જીવનને સ્વીકારીને,

આત્માના સ્વાતંત્ર્ય દ્વારા અહં, બંધન શરીરની તથા માનમની પ્રતિક્રિયાઓથી મુક્ત બનીને આપણું શરીર અને માનસમાં વિશ્વ ઉપરના દૈવી કાર્યના વાહક બનીએ છીએ

## પૂર્ણતાની ભૂમિકા

શ્રી અરવિંદ સ્પષ્ટ કરે છે કે દૈવી સત્ત્વ સ્વરૂપ માત્ર સ્વાતંત્ર્યનુ સ્વરૂપ જ નથી તે શુદ્ધિ સૌંદર્ય અને પૂર્ણતાનુ પણ સ્વરૂપ છે પૂર્ણ શુદ્ધિ એક તરફથી આપણામા દૈવી સત્નુ પૂર્ણ પ્રતિબિંબ પાડવાની ક્ષમતા ધરાવે છે અને બીજી તરફથી દૈવી સત્ પોતાના સત્ અને નિયમને અનુરૂપે આપણામા પૂર્ણ રીતે વધાવે ; પૂર્ણ સૌંદર્યમા દૈવી સત્ની સજાઓ તરીકેના વિશ્વમા અને અન્-વિશ્વમા એમ સર્વમા તેનો આનંદ પ્રવર્તે છે આ ઉપરાંત તે દૈવી પ્રકાર તરીકે આપણી માનસતાના સંપૂર્ણ પૂર્ણતા સાધે છે આ પૂર્ણતાની ભૂમિકા છે સત્ની ચૈત્યિક પ્રેમ અને આનંદ શક્તિમા ઐક્ય અને જ્ઞાનની તીવ્ર તથા અહંથી મુક્ત એવા કાર્યમાં સ્વરૂપ આવો સમન્વય પૂર્ણયોગમા સાધી શકાય જ બધી પૂર્ણતામા શરીર અને માનસની પૂર્ણતાનો પણ સમાવેશ થતો હોવાથી રાજયોગ અને હઠયોગના સર્વોચ્ચ પરિણામોનો પણ તેમા સમન્વય થાય છે

### માનવ-સત્ના સ્વરૂપોનો સમન્વય

આવી રીતે શ્રી અરવિંદ વિશ્વ-પ્રકૃતિની ત્રણ કક્ષાઓ અને વિશ્વ-પ્રકૃતિએ વિકસાવેલ કે વિકસતા એવા માનવ-સત્ના ત્રણ સ્વરૂપોનો સમન્વય સાધે છે તે કહે છે કે આપણા મુક્ત આત્માના ક્ષેત્રમાં અને પ્રવૃત્તિના પૂર્ણ કરેલ સ્વરૂપમા ભૌતિક જીવનનો આપણી ભૂમિકા તરીકે અને માનસિક જીવનનો આપણા વચગાળાના સાધન તરીકે સમાવેશ કરવો જોઈએ પરંતુ આ અંગે ચેતવણી આપતા તેઓ કહે છે કે જો આપણે પૂર્ણતાને, વ્યક્તિ પૂરતી મર્યાદિત બનાવશુ તો તે સાચી પૂર્ણતા નહી હોય આપણા પોતાના અને બીજા દ્વારા આત્મામા જીવનમા અને પ્રેમમાં આપણા સત્ની દૈવી પૂર્ણતા રહેલી હોવાથી આપણી મુક્તિ અને તેના પરિણામોનો બીજામાં વિસ્તાર એક અનિવાર્ય ફલ બની રહે છે વળી મુક્તિ અને પૂર્ણતાની આ સૌથી વિશાળ ઉપયોગિતા પણ છે આ વિસ્તૃત રીતે પૂર્ણ

આધ્યાત્મિક સત્તા સમન્વય દ્વારા વ્યક્તિમાં અને માનવજાતમાં માનવીના ભૌતિકજીવનનું દૈવીકરણ અને તેના માનસિક તથા નૈતિક આત્મ-સંસ્કરણનો તેનો ધર્મનિરપેક્ષ મહાન પ્રયત્ન, વ્યક્તિ અને માનવજાત બન્નેને માટે, સિદ્ધિનું સર્વોચ્ચ શિખર બની રહેશે. વિશ્વના ધર્મોએ વિભિન્ન સ્વરૂપોમા સેવેલા સ્વર્ગના સામ્રાજ્યના સ્વપ્નની આ છે સાચી પરિપૂર્ણતા.

## પૂર્ણયોગની પદ્ધતિ

યોગની મોટાભાગની પદ્ધતિઓ અને તેનું તત્ત્વજ્ઞાન ઇન્દ્રિયજન્ય વિશ્વ અને આપણા આનુભવિક જીવન પ્રતિ નિષેધાત્મક વલણ ધરાવે છે. તેમા આપણા જીવનના વિવિધ કષ્ટોનું કારણ દર્શાવ્યું છે તે અનુસાર કાતો તે પ્રકૃતિની જાળમા ફસાવાને કારણે (સાંખ્ય) કે માયાજાળમા સપડાવાને કારણે (શાંકરવેદાન્ત) કે કર્મના બંધનને કારણે (બૌદ્ધમત) છે આથી તેમા જીવનનું સર્વોચ્ચ ધ્યેય પ્રકૃતિના બંધનમાથી, માયામાથી કે કર્મમાથી પૂર્ણ મુક્તિનુ છે. આ ઉપરાત તેમા શરીર, પ્રાણ અને માનસને સત્થી ભિન્ન કે ભ્રામક ગણવામા આવે છે. પરંતુ પૂર્ણયોગ ભૌતિક સ્વરૂપને પણ સાચી સત્તાનું નિમ્ન સ્વરૂપ ગણે છે. ઉત્ક્રાંતિમાં ભૌતિક તત્ત્વ વધુને વધુ દૈવી બનતું જાય છે અને ઉત્ક્રાંતિનું આ જ ધ્યેય છે તેમ પૂર્ણયોગ માને છે વળી પૂર્ણયોગમા પુરુષ અને પ્રકૃતિને અલગ ગણવામાં આવતા નથી. યોગીનો સર્વોચ્ચ હેતુ, માત્ર પારગામી મુક્તિને જ પ્રાપ્ત કરવાનો નથી પરંતુ, સાથે દૈવી સત્ના સર્જનાત્મક આનંદમા ક્રિયાશીલ રીતે સહભાગી બનવાનો છે. વળી વૈયક્તિક મુક્તિ પ્રાપ્ત કર્યા બાદ દૈવી પ્રકૃત્તિના જીવન દ્વારા વિશ્વ-પ્રકૃતિને, તેની મુક્તિ માટે સહાય કરવાનું ધ્યેય, પૂર્ણયોગ પ્રબોધે છે.।અતિમાનસીય સાક્ષાત્કારના શિખરે પહોચીને, પૂર્ણ યોગી પોતાની શારીરિક ચેતનાની કક્ષાએ પુનઃ આવે છે અને સાથે અતિમાનસીય ઋત-ચિત્નો પ્રકાશ અને શક્તિ પણ લાવે છે.। આમ પૂર્ણયોગ ઊર્ધ્વગમન અને અવતરણની બેવડી ગતિ છે : એકમા તે ચેતનાની ઉત્તરોત્તર ઉચ્ચ કક્ષાએ જાય છે અને બીજીમા તે માત્ર માનસ અને પ્રાણમાં જ નહીં પરંતુ, અંતે શરીરમાં દૈવી શક્તિને ઉતારે છે.

પૂર્ણયોગ માને છે કે દૈવી અતિમાનસ સાથેનું સાયુજ્ય માત્ર આધ્યાત્મિક તંદ્રામાં જ નહીં પરંતુ પૂર્ણ જાગ્રત ચેતનામાં સાધી શકાય

છે વળી તેનું ધ્યેય, માત્ર વ્યક્તિના પારગામી મુક્તિનું જ નહી પરંતુ, માનવજાતની સામૂહિક મુક્તિનું પણ છે. પૂર્ણયોગ અહી, આ પૃથ્વી ઉપર જ, અને આ જીવનમાં જ બ્રહ્મના આમાવ્યની પ્રગતિશીલ રચના કરે છે આ કાર્યમાં પૂર્ણયોગ, પ્રકૃતિના ઉત્ક્રાંતિમય સર્જનાત્મક પ્રયત્નમાં, સહભાગી બને છે

પૂર્ણયોગ, માત્ર ધાર્મિક અ વેદનનીનતા, કર્મકાંડ અને મંત્ર તથા પ્રાર્થનાના અનંત પુનરાવર્તનોને જ, પોતાનું ધ્યેય સિદ્ધ કરવા, પર્યાપ્ત ગણતો નથી આવી જ રીતે માત્ર શુભ કાર્યો અને અહિંસાના નૈતિક બળથી જ કે આરાધના અને ભક્તિથી જ કે માત્ર ડહાપણ અને જ્ઞાનથી જ આ ધ્યેય પ્રાપ્ત થાય છે તેમ માનતો નથી આને બદલે તે આ બધાના સમન્વયની પદ્ધતિ અપનાવે છે આ છે (૧) દૈવી જનનીને ચરણે નિતરતી અને સંપૂર્ણ આત્મસમર્પણ, (૨) પોતાના સમગ્ર જીવનનું આત્મીકરણ, અને (૩) માનસિક શાંતિ માનસિક શાંતિ માટે પૂર્ણયોગ ચાર પ્રકારની માનસિક સ્થિતિઓ, તાલીમ દ્વારા સિદ્ધ કરવાનું આવશ્યક ગણે છે આ છે (અ) નિરવતા (બ) નિસ્પંદતા, (ક) શાંતિ અને (ડ) મૌનની સ્થિતિઓ (૪) તેનો ત્રેવડો માર્ગ રાજયોગ, હઠયોગ, કર્મયોગ, જ્ઞાનયોગ અને ભક્તિયોગની રીતોનો સમન્વય કરે છે આમ પૂર્ણયોગ તાત્વિક, નૈતિક અને પ્રાવિધિક એવી એક પદ્ધતિમા યોગની બીજી પદ્ધતિઓના નિષેધાત્મક વિચારો અને પ્રવિધિઓનો તથા પૂર્વ અને પશ્ચિમના તત્વજ્ઞાનનો, વિજ્ઞાનનો અને પદ્ધતિઓનો સમન્વય કરે છે[૧૭]

સંદર્ભ ગ્રંથો


| | | |
|---|---|---|
| ૧ | Sri Aurobindo | The Life Divine (1965) India Library Society N Y |
| ૨ | Chaudhari | The Integral Philosophy of Sri Aurobindo (1960) Allen and Unwin |
| ૩ | *Sri Aurobindo* | *The Synthesis of yoga (1965)* Sri *Aurobindo* *Ashram* |


૧૭, The Integral Philosophy of sri Aurobindo pp 207-208

## પ્રકરણ : ૧૩

# સામાજિક અને રાજકીય તત્ત્વજ્ઞાન

વિશ્વની તાત્ત્વિક વિચારધારામા શ્રી અરવિંદ પોતાના મૌલિક અને પૂર્ણવાદી પ્રદાનને કારણે જેમ અદ્વિતીય અને શ્રેષ્ઠ સ્થાન ધરાવે છે તેમ સામાજિક અને રાજકીય તત્ત્વચિંતનના ક્ષેત્રમાં પણ તેમનુ સ્થાન અદ્વિતીય અને શ્રેષ્ઠ છે આમ છતા તેમના તત્ત્વજ્ઞાનના વૈયક્તિક પાસા કરતા સામાજિક પાસા પ્રત્યે અત્યાર સુધી પ્રમાણમા ઓછુ લક્ષ અપાયુ છે આનુ કારણ એ હોઈ શકે કે તેમણે સામાજિક તત્ત્વજ્ઞાન કરતા વૈયક્તિક માનવી અંગે વધુ વિસ્તૃત ચર્ચા કરી છે અને વૈયક્તિક પૂર્ણતા ઉપર વધુ ભાર મૂક્યો છે આમ છતા એ પણ સાચુ છે કે તેમણે સામાજિક પૂર્ણતાની હકીકતને અવગણી નથી સામાજિક પૂર્ણતા માટે વૈયક્તિક પૂર્ણતા એક આવશ્યક શરત હોવાથી તેના પ્રત્યે વિશેષ લક્ષ આપવામા આવે એ સ્વાભાવિક છે[1] શ્રી અરવિંદ દર્શાવે છે કે આત્મા માનવીના પોતાને શોધે છે, વિકસાવે છે અને સ્વરૂપની રચના કરે છે તે વિકસતા એવા પ્રગતિશીલ માનવી દ્વારા માનવજાતના માનસને નૂતન આત્મ રચનાની શોધ અને તર્ક અર્પે છે વસ્તુઓના સર્જન અંગેના સમૂહ માનસની સમજણ સૌ પહેલા નિમ્નચેતન કક્ષાની કે અસ્પષ્ટ હોય છે આની સ્પષ્ટ સમજણ તો વૈયક્તિક માનવી દ્વારા પ્રાપ્ત કરે છે આથ જ બધા મહાન પરિવર્તનોની સ્પષ્ટ અને અસરકારક શક્તિ તથા તેનું પ્રત્યક્ષ ઘડતર માનવીના માનસમા કે મર્યાદિત વ્યક્તિઓના માનસમા થાય છે સમૂહ તેને અનુસરે છે પરતુ આ અનુસરણ અપૂર્ણ અને અસ્પષ્ટ પ્રકારનુ હોવાથી તેનુ પરિણામ નિષ્ફળતામા કે વિકૃતિમા આવે છે જો આમ થતુ ન હોત તો માનવજાત ઝડપી પ્રગતિ સિદ્ધ કરી શકી હોત[2] આ કારણે શ્રી અરવિંદે સામાજિક પૂર્ણતા કરતા વૈયક્તિક પૂર્ણતા પ્રત્યે વધુ

૧ Social Philosophy of Sri Aurobindo pp 16–17

૨ The Human Cycle pp. 330–331

લક્ષ આપ્યુ છે આ ઉપરાંત વ્યક્તિ ઉત્ક્રાંતિની ચાવી[3] હોવાથી અને વૈયક્તિક જીવન આ પૃથ્વી ઉપ ના પૂર્ણજીવનની પહેલી શરત[4] હોવાથી વૈયક્તિક જીવનની પૂર્ણતાનુ વિશેષ મહત્ત્વ છે આમ છતા શ્રી અરવિંદનો સમગ્ર હેતુ માત્ર વૈયક્તિક પૂર્ણતા જ નહી પરતુ સમાજની અને સમગ્ર માનવજાતની પૂર્ણતાનો છે આ કારણે તેમનુ સામાજિક અને રાજકીય તત્ત્વજ્ઞાન સમન્વયાત્મક દૃષ્ટિબિંદુ ધરાવે છે અત્યારની કટોકટી અને સઘર્ષના પરિસ્થિતિમા તે યોગ્ય અને અસરકારક માર્ગદર્શન પૂરુ પાડે છે

**અ સામાજિક તત્ત્વજ્ઞાન**

સામાજિક શાસ્ત્રો અને ચિંતકો માટે વ્યક્તિ અને સમાજ વચ્ચેના સબધનો પ્રશ્ન અતિ મહત્ત્વનો અને મૂળભૂત છે આ સબધ એવો જટિલ છે કે માત્ર સામાજિક, રાજકીય અને આર્થિક ઘટકોનુ વિશ્લેષણ તેની સતોષપ્રદ સમજૂતી આપવામા કામિયાબ નીવડતુ નથી આનુ કારણ એ છે કે આ પ્રશ્નના ત્રણ પ્રમુખ પાસા એટલે કે વ્યક્તિ સમાજ અને આ બન્ને વચ્ચેનો સબધ આ ઘટકોથી સપૂર્ણપણે આવરી શકાતા નથી વ્યક્તિ અને સમાજ વચ્ચેનો સબધ યથાર્થ રીતે સમજવા માટે વ્યક્તિનુ સ્વરૂપ, સમાજનુ સ્વરૂપ અને તેમની વચ્ચેના સબધનુ સ્વરૂપ, એમ ત્રણેય સુગ્રથિત સમગ્રને સમજવુ અનિવાર્ય બને છે આથી, ઉપરોક્ત ઘટકો ઉપરાંત આ આ પ્રશ્નમા મનોવૈજ્ઞાનિક, તાત્ત્વિક અને આધ્યાત્મિક અતર્દૃષ્ટિ પણ આવશ્યક છે માનવજીવન અને સમાજજીવનની અખિલાઈ ધ્યાનમા લીધા વિના કોઈ ઘટકને અસમતુલિત મહત્ત્વ આપીને કે કોઈને અવગણીને કરેલા અર્થઘટનોના ફલસ્વરૂપ ચિંતકોએ આ સબધ અગે, વિવિધ અભિગમો આપ્યા છે કેટલીકવાર આવા એકપક્ષીય સિદ્ધાંતોની અસગતે પરિણામે ભૂતકાળમા તેમ જ વર્તમાન યુગમા સ્થાપિત થયેલી વિવિધ રાજ્યવ્યવસ્થા અને સમાજવ્યવસ્થા આપત્તિકારક નીવડી છે યુનેસ્કોની, વિવિધ ક્ષેત્રોના તજજ્ઞોની, સમિતિએ[5] તથા મનોવૈજ્ઞાનિક સશોધનોએ પ્રજાતીય શ્રેષ્ઠતાના ખ્યાલને અયથાર્થ પુરવાર કર્યો હોવા છતા વિશ્વમા રગભેદ, જાતિભેદ અને તેને કારણે થતા સઘર્ષો, આ પ્રગતિશીલ ગણાતા યુગમાં પણ જોવા મળે છે પ્રજાતીય શ્રેષ્ઠતાના ભ્રામક

૩ L D p 930

૪ Ibid p 914

૫ Unesco Study Team Report sept 1964

મ્માલને પોતાને હિટલર જેવા સરમુખત્યાર વિનાશ વેર્યા હતો. 'જીવત એકમ'ના સિદ્ધાંતના આધારે વ્યક્તિની વ્યક્તિમત્તાને વિલીન કરવાના સભાન પ્રયત્નો પણ કેટલાક પ્રકારની ગજ્જ્વ્યવસ્થા કરે છે. આથી વ્યક્તિ અને સમાજ વચ્ચેના સમન્વન યોગ્ય મૂલ્યાકન આવશ્યક છે શ્રી અરવિંદે જીવાત્મા અને વ્યક્તિમત્તા અંગેના પોતાના વિચારોમા વ્યક્તિનુ સાચુ સ્વરૂપ વિશદ ગતે સ્પષ્ટ કર્યું છે સમાજનું સ્વરૂપ સ્પષ્ટ કરતા પહેલા વ્યક્તિનું સ્વરૂપ, આ નવા સંદર્ભમા, મૂલવવું આવશ્યક છે

વ્યક્તિનું સ્વરૂપ

'અતિવાસ્તવવાદી' વલણ બર્ગસોં અનુસાર કુદરતમા જીવનની સફળ અભિવ્યક્તિ ત્રણ માર્ગોએ થઈ છે વનસ્પતિજન્ય મૂઢાવસ્થા, વૃત્તિ અને બુદ્ધિ.[૬] આ ત્રણેય પાસાને સમાવતુ માનવજીવન, આ પાસાના આન્તરસંબંધોને કારણે, કુદરતના સર્જનામા સૌથી જટિલ બન્યુ છે આ જટિલતા માત્ર જૈવીય બંધારણની જ નહી પરંતુ સામાજિક અને આધ્યાત્મિક પાસાની પણ છે. આ જટિલતાને અનુલક્ષીને માનવજીવનનુ સ્વરૂપ સમજવા ચિંતકોએ પ્રયાસો કર્યા છે વ્યક્તિના વિવિધ પાસા અને અનેક મુખી સંબંધોને મૂલવવાના આ પ્રયાસોમા અનેક મતમતાંતરો જોવા મળે છે 'અતિવાસ્તવવાદી મતવ્ય તો માનવીને વિવિધ રીતે મૂલવવાના અને વ્યાખ્યાબદ્ધ કરવાના આવા પ્રયાસોને, માનવી ઉપર કૃત્રિમ આવરણો લાદવાની પ્રવૃત્તિ ગણે છે આથી તેનુ વલણ, વ્યક્તિજીવનને તેની સ્વાભાવિક જટિલતામાંથી, મુક્ત કરવાનુ છે ફ્રોઇડનુ વલણ પણ આવુ છે તેઓ, વ્યક્તિનાં માનસિક જીવનના ત્રણ પાસા દર્શાવે છે અચેતન અને અગોચર એવુ જૈવીય પાસુ, તેની સાથે સતત સંઘર્ષમાં રહેતો અહં અને નૈતિક સામાજિક વગેરે નિયમોરૂપી અતિ–અહં ! અતિવાસ્તવવાદીઓ અહં અને અતિ–અહંના બોજા હેઠળ જીવાતુ જીવન કૃત્રિમ ગણે છે અને અચેતનની પ્રક્રિયાઓને વ્યક્તિની સાચી લાક્ષણિકતા માને છે |આનુ નિરૂપણ આધુનિક સાહિત્ય, કલા અને સંગીતમાં વધુને વધુ વ્યાપક બનતુ જાય છે.|

**માનવીના પ્રયાસો :** માનવીને વધુને વધુ વીંટળાઈ રહેલા આવરણો સામેનો આ 'બળવો' માનવીની જૈવીય એવી અચેતન પ્રક્રિયાનું મહત્ત્વ

૬ Creative Evolution p 103

સ્થાપના કોશિષ કરે છે તેમાં સત્યનો અંશ છે જ ને આતમાત્રાના આદર્શવાદી વલણની અવાસ્તવિક્તા છતી કરે છે પરંતુ જેમ આવું આદર્શવાદી વલણ માનવીના જૈવીય પાસાને અવગણતું હોવાથી અધૂરું છે તેમ માત્ર જૈવીય પાસાને જ પ્રાધાન્ય આપતું અને જૈવીય વિરુદ્ધ સામાજિક અને નૈતિક પાસાનો સંઘર્ષ અનિવાર્ય ગણતું દષ્ટિબિંદુ પણ અધૂરું અને અયથાર્થ છે બીજા પ્રાણીઓની જેમ માનવીને પાયાની જૈવીય જરૂરતો તો છે જ પરંતુ, ઉત્ક્રાંતિમાં પોતાના વિશિષ્ટ વિકાસ દ્વારા માનવીએ, સમૃદ્ધ જીવન માટે, સામાજિક જરૂરતો અને તેના મૂલ્યોનો પણ અંગીકાર કર્યો છે આ ઉપરાંત જીવનનું ધ્યેય અને સર્જનના રહસ્યને પામવાના પ્રયત્નોમાં તેણે તાત્કાલિક એવી જૈવીય અને સામાજિક જરૂરતોથી આગળ પારગામી આત્માને ઓળખવાની હિંમત કરી છે આ આત્મ–આવિષ્કાર અને પારગામીત્વ સાથે સંકળાયેલ બૌદ્ધિક, સૌંદર્યાત્મક અને આધ્યાત્મિક મૂલ્યોને આત્મસાત્ કરવા પણ તેણે પ્રયાસ કર્યો છે આ કે વ્યક્તિનું ઊર્ધ્વાધર પરિમાણ.[૭] વ્યક્તિના આ વિકાસમાં તે પોતાની સાચી મહત્તા અને સ્વાતંત્ર્ય જ નહીં પણ સાથે અસ્તિત્વના મૂલ્યો, એકતા અને અખિલાઈની ભાવના પણ મેળવે છે તેની વૈજ્ઞાનિક સમજણ સૌંદર્યની પરખ અને આધ્યાત્મિક અંતર્દષ્ટિનું ઊગમ-સ્થાન, આત્મવિસ્તાર અને પારગામી આત્મવિકાસમાં રહેલું છે

આમ માનવીએ અસ્તિત્વના પ્રાથમિક એવા જૈવીય પ્રેરકોના સંતોષથી આગળ વધીને બીજા માનવીઓ પ્રતિ ભ્રાતૃભાવ પ્રેમ, માન અને શુભેચ્છાથી રંગાયેલ સામાજિક અભિગમ વિકસાવવા પ્રયત્ન કર્યો છે આથી યે આગળ તેણે વિશ્વસર્જનના અતલ ઊંડાણમાં અંતર્દષ્ટિ દ્વારા માનવચેતના, મૂલ્યો અને અનુભવની સરહદો વિસ્તારવા પ્રયાસો કર્યા છે[૮] વિશ્વસર્જનને તેની અખિલાઈમાં ઓળખવાની નિષ્ફળતા હોબ્સ, શોપનહોર અને ફ્રોઈડના અભિગમોને ઊર્ધ્વગામી અને આશાવાદી બનતા અટકાવે છે વળી માનવજીવનને, જૈવીય રીતે, માત્ર પ્રાણી જેવું ગણવું એ ઉત્ક્રાંતિના વિકાસની અને સાર્થક એવા સર્જનની ઉપેક્ષા જ છે

**વ્યક્તિકરણ અને અન્તર્ગ્રસ્તતા .** પ્રાણીઓ અને માનવીમાં વ્યક્તિકરણ અને અન્તર્ગ્રસ્તતાની પ્રક્રિયાઓ થાય છે પરંતુ પ્રાણીઓમાં

૭ The Philosophy of Personality p 17

૮ Ibid p 19

જિજીવિષા અને વંશવૃદ્ધિ માટે હતી આ પ્રક્રિયાઓ વૃત્તિજન્ય છે, જ્યારે માનવીની સર્જનાત્મક પ્રવૃત્તિએ ભાષા, કલા ધર્મ, તાર્કિક દૃષ્ટિ અને અમૂર્ત વિચારણા વિકસાવ્યા છે. આથી માનવીના વ્યક્તિકરણ અને અન્તર્ગ્રસ્તતા બન્ને માટે અમાપ અવકાશ છે, જ્યારે પ્રાણીમા તેની ઘણી મર્યાદાઓ છે આમ છતા ઉત્ક્રાંતિમા માનવમાનમના વિકાસથી સતત થતુ વ્યક્તિકરણ સામાજિક અન્તર્ગ્રસ્તતા સાથે સમતુલિત રહેતુ નથી ઊર્ધ્વગમનના આદર્શ વિના વ્યક્તિકરણની પ્રક્રિયામા સમાજ, માનવીની સંજ્ઞા–સર્જનની શક્તિનો લાભ ગુમાવતો જાય છે આની માનવી ઉપરની ભાવાત્મક અસરને પરિણામે પરંપરાગત મૂલ્યો આપતી સંસ્થાઓ કે વ્યવસ્થાઓમાથી તેની શ્રદ્ધા ગુમ થતી જાય છે અને સમાજનુ વિભાજન મૂળભૂત એકમોમા એટલે કે વૈયક્તિક માનવીમા થાય છે પ્રાકૃતિક એકમો ઝડપથી તૂટતા જાય છે અને સાથે માનવજાતની પરંપરાગત સંજ્ઞાઓ નિરર્થક બનતી જાય છે જીવન અને મૃત્યુમા એકતાનુ ભાન, માનવીની સામાજિક અન્તગ્રસ્તતા ગુમ થાની લાગણી તીવ્ર બનાવે છે આને પરિણામે નિરાશા–પ્રેરિત માનવી, જેને તેણે તરછોડયા છે તે, પુરાણા ધર્મો પ્રતિ કે મુક્તિનુ વચન આપતી કોઈ બીજી સંસ્કૃતિના સંપ્રદાય પ્રતિ વળે છે[૯] હિપ્પીઓ અને બિટલ્સ, કેઇ સહલી પ્રક્રિયા દ્વારા, આધ્યાત્મિક શાંતિની પ્રાપ્તિને ઝખે છે તે પાશ્ચાત્ય જીવન-પ્રણાલીની આવી પરિસ્થિતિનુ પ્રતીક છે આજે માનવોની નિમ્નિત તર્કશક્તિ ધરાવતી બુદ્ધિએ વિજ્ઞાન અને ટેકનોલોજીમા ઝડપી વિકાસ સાધ્યા છે પરંતુ આથી સાચુ સમાજજીવન સુદૃઢ થયુ નથી

**વ્યક્તિનુ સ્વરૂપ :** આ તબક્કે વ્યક્તિજીવનના બધા પાસાને યોગ્ય અને સમતુલિત સ્થાન આપતો અને વ્યક્તિના સાચા સ્વરૂપને સ્પષ્ટ કરતો અભિગમ અત્યંત આવશ્યક છે વાસ્તવિકતાને અવગણતો આદર્શવાદી અભિગમ અહી ઉપયોગી નથી શ્રી અરવિંદ સ્પષ્ટ કરે છે કે આધ્યાત્મિક આત્મવિકાસમા આપણા ભૌતિક અને જૈવીય જીવનનો નાશ કરવાની જરૂર નથી[૧૦] વ્યક્તિનુ મૂળ અને સાચુ સ્વરૂપ ઇશ્વર કે પારગામી સત્ છે આથી તેની અભિવ્યક્તિ પૂર્ણજીવનના જૈવીય, સામાજિક અને આધ્યાત્મિક પાસાની અભિવ્યક્તિમા થવી ઘટે ઉત્ક્રાંતિની પ્રક્રિયાની ચાવી, વ્યક્તિ હોવાથી, શ્રી અરવિંદ

૯ Education In world Perspective p 164

૧૦ L D F 649

વ્યકિતની પૂર્ણતાને દૈવી જીવનની પહેલી શરત ગણે છે. બીજી મહત્ત્વની શરત વ્યકિતની ચોપાસ વિસ્તરેલ સમગ્ર સૃષ્ટિ સાથેના વ્યાવહારિક અને આધ્યાત્મિક સબંધની પૂર્ણતાની છે. આ બીજી આવશ્યક શરતની પરિપૂર્ણતાનો આધાર પૃથ્વી ઉપરના સમગ્ર જીવન સાથે સંપૂર્ણ વ્યાપક અને એકાકાર થઈ રહેવા ઉપર છે. ત્રીજી મહત્ત્વની શરત છે: પૃથ્વી–પ્રકૃતિમા સામૂહિક જીવનની નૂતન પૂર્ણતા.[૧૧] પોતાનાં બધા પાસાના સમતુલિત વિકાસ દ્વારા આ આવશ્યકતાઓને વ્યકિત, સમાજમા પરિપૂર્ણ કરે છે. આમ સમાજ અને વ્યકિત, પૂર્ણ જીવન પ્રાપ્ત કરવાના પ્રયાસોમાં, એકમીજાને સહાયભૂત બને છે; અવરોધક નહી આથી સમાજના સ્વરૂપ વિશેનો સાચો અભિગમ અત્યત મહત્ત્વનો છે

સમાજનુ સ્વરૂપ :

પ્રાણીઓની જેમ પ્રાથમિક માનવીને જિજીવિષા, વશવૃદ્ધિ અને રક્ષણ માટે સમૂહમા રહેવાનુ અનિવાર્ય બન્યુ હતુ. પરતુ માનસના વિકાસને કારણે તેનુ જીવન, માત્ર જૈવીય અસ્તિત્વના મથામણમા જ મર્યાદિત રહ્યુ નહી. જૈવીય ઉપરાત સામાજિક અને તેથીયે આગળ આધ્યત્મિક વિકાસ માટેની યોગ્ય, વૈયકિતક અને સામાજિક પરિસ્થિતિ માટે માનવીએ જે પ્રયાસો આદર્યા છે તે હજી પણ ચાલુ જ છે. આ કારણે જેમા માનવીના આ બધા પાસાનો સમતુલિત સમન્વય અને વિકાસ થાય એવા સ્વરૂપના સમાજની આવશ્યકતા રહે છે.

**સમાજ અગે વિભિન્ન દષ્ટિબિંદુઓ :** સામાજિક તત્ત્વજ્ઞાનના ક્ષેત્રમા પ્લેટો અને એરિસ્ટોટલના પ્રદાનો મહાવનાં છે અને તેમના દષ્ટિબિંદુઓની આધુનિક યુગમાં પણ ઘણી અસર છે. પ્લેટોએ માનવસ્વભાવની જૈવીય આવેગમય અને બૌદ્ધિક એવી લાક્ષણિકતાઓની ભૂમિકા ઉપર સમાજનું વર્ગીકરણ ત્રણ ભિન્ન વર્ગોમા કર્યુ હતું. પરતુ આ વર્ગીકરણ યોગ્ય નથી કારણ કે સમાજનો એક વિભાગ જ જીવનના અમુક પાસાંના સંતોષ માટે વ્યસ્ત રહે એ વાજબી ગણાય નહી. સમાજજીવનની અભિલાષામાં આવું વિભાગીકરણ સુસંગત બની શકે નહીં. ભારતીય વર્ણવ્યવસ્થામાં માનવીના જૈવીય, સામાજિક અને આધ્યાત્મિક પાસાંને વણી લેવામાં આવ્યાં

૧૧. Ibid p. 914

હોવા છતાં, કાળક્રમે તે જટિલ બની અને પરિવર્તનશીલ સામાજિક રચનાની અભિલાષામાં અવરોધક બની હતી. તેમાં કર્મથી ઓળખાવાને બદલે જન્મથી જ સ્થાન પ્રાપ્ત થતું ગયું. એરિસ્ટોટલનું દૃષ્ટિબિંદુ ઉત્કાંતિવાદી હોવાથી તેમાં વર્ગો વચ્ચેના સુગત ભેદો સ્વીકારવામાં આવ્યા નથી. આમ છતાં સૈદ્ધાંતિક અને વ્યાવહારિક તર્ક વચ્ચેની ભિન્નતા તેમને સૈદ્ધાંતિક અને વ્યાવહારિક જીવન વચ્ચે તીવ્ર ભેદ પાડવા પ્રેરે છે.[૧૨] આમાં પણ અભિલાષાની અવગણના છે. સ્ટોઈક સંપ્રદાયે શુદ્ધ તર્કનું જીવન અને માનવપ્રકૃતિમાં રહેલ અલ્પબૌદ્ધિક તત્ત્વો વચ્ચે તીવ્ર તણાવ આપ્યો છે. ડેકાર્ટવાદીઓએ સાંપ્રદાયિક અને અસાંપ્રદાયિક એવાં જીવનના પાસાં વચ્ચે વિરોધ આપ્યો છે. પરંપરાગત ભારતીય આદર્શવાદી વલણમાં વ્યક્તિજીવનને મુખ્ય મહત્ત્વ આપવામાં આવ્યું છે.

આધુનિક મનોવૈજ્ઞાનિક સંશોધનોને પરિણામે માનવજીવનના વિવિધ પાસાં પાછળ રહેલ ચેતનપ્રક્રિયાની એકતાનું જ્ઞાન મળ્યું છે પરંતુ, મનોવિશ્લેષકોએ આ પ્રક્રિયાના વિવિધ સ્તરો વચ્ચેના સંઘર્ષને સ્વાભાવિક ગણ્યો છે. આથી, આ સ્તરોની સમન્વયાત્મક ભૂમિકા ઉપર વ્યક્તિને પોષે એવી સમાજરચનાનાં મંડાણ જાણે, શક્ય જ નથી.

**સમાજ વિષે શ્રી અરવિંદનું દૃષ્ટિબિંદુ :** શ્રી અરવિંદનું સામાજિક તત્ત્વજ્ઞાન તેમની સામાન્ય તાત્ત્વિક પદ્ધતિનો અંતર્ગત ભાગ છે. અને તેમાં, પોતાના સામાન્ય તાત્ત્વિક સિદ્ધાંતોનું તેમણે સમન્વયાત્મક અને સમતુલિત ઉપયોજન કર્યું છે. તેમના મતે માનવી, વિશ્વ, સમાજ અને સર્વ એક જ શક્તિ કે સત્તાની વિવિધ અભિવ્યક્તિઓ છે. તેઓ કહે છે કે આ બધી અભિવ્યક્તિઓ અને રચનાઓ કરતાં વધુ શાશ્વત અને વધુ મહાન એવું સત્‌નું સત્ય કે સત્તા છે. આ સત્તા અને સત્યને શોધવું, જીવવું અને તેની શક્ય તેટલી પૂર્ણ અભિવ્યક્તિ અને રચના હાંસલ કરવી એ સમાજ અને વ્યક્તિની પૂર્ણતાનું રહસ્ય છે. આ સત્તા દરેકમાં વિલસી રહી છે. અને તેની આ દરેક રચનાને તે સત્‌ની શક્તિ અને મૂલ્ય અર્પે છે. વિશ્વ, સત્તાની અભિવ્યક્તિ છે. વિશ્વ સત્ય છે, બ્રહ્માંડમય સત્‌ની શક્તિ છે અને વિશ્વાત્મા છે. માનવજાત સત્તાની અભિવ્યક્તિ છે. તે સત્ય

૧૨. Outlines of Social Philosophy p. 41

છે અને તેને માનવઆત્મા છે. સમાજ સત્તાની જ રચના છે અને સામૂહિક સત્‌ની શક્તિ અને આત્મા સત્ય છે. આની જ રીતે વ્યક્તિ સત્તાની અભિવ્યક્તિ છે અને વ્યક્તિ સત્ય છે. માનસ, પ્રાણ અને શરીર દ્વારા વૈયક્તિક આત્મા અભિવ્યક્ત થાય છે. આ આત્મા માનસ, શરીર અને પ્રાણથી તથા માનવજાતથી પણ આગળ જાય છે.[૧૩]

આમ શ્રી અરવિંદે અનુસાર સમગ્ર વિશ્વ અને માનવજાતની જેમ વ્યક્તિ અને સમાજ અનંત સત્તાની ચેતનવંતી શક્તિઓ છે. એક જ વૈશ્વિક સત્‌ના તે વૈયક્તિક અને સામૂહિક આત્માઓ છે. તેઓ દર્શાવે છે કે વ્યક્તિ અલ્પાયુ ધરાવનાર શારીરિક પ્રાણી જ નથી; તે છે આત્માભિવ્યક્તિ કરતા આત્માની કે સનાતન સત્યની ચેતનશક્તિ. આવી જ રીતે સમાજ બ્રહ્માંડમય આત્માની આત્માભિવ્યક્તિ કે સનાતન સત્યની ચેતનશક્તિ છે.[૧૪] વ્યક્તિ અને સમાજનું આ સામ્ય બાહ્ય સ્વરૂપમાં પણ જોવા મળે છે. શ્રી અરવિંદ કહે છે કે વ્યક્તિની જેમ રાષ્ટ્ર કે સમાજને શરીર, આંગિક જીવન, નૈતિક અને સૌંદર્યાત્મક સ્વભાવ કે મિજાજ અને વિકસતું માનસ તથા આત્મા હોય છે.[૧૫] આમ જૂથ કે સમાજને વ્યક્તિની જેમ બાહ્ય માનસ, પ્રાણ અને શરીર હોય છે. તેના સાચા આત્મામાં અને બાહ્ય સ્વરૂપમાં વ્યક્તિ અને સમાજ એટલું ગાઢ સામ્ય ધરાવે છે કે સમાજ કે રાષ્ટ્રને, તેની વ્યક્તિ કરતાં વધુ મોટી જટિલતામાં પણ, શ્રી અરવિંદ 'સામૂહિક માનવી' કહે છે.[૧૬] આવું જ વ્યવસ્થિત એવાં માનવજૂથો અંગે છે. આ જૂથો સામૂહિક માનવીના સ્વરૂપનાં છે. આમ સત્તાની અભિવ્યક્તિનાં આ વિવિધ સ્વરૂપો વચ્ચે વિરોધ નથી અને સત્‌ની અખિલાઈમાં તે એકબીજાના પૂરક છે. આ ભૂમિકાને અનુરૂપ સમાજના સ્વરૂપની સ્પષ્ટતા, શ્રી અરવિંદે જૂથાત્મા કે સમૂહમન વિષેના પોતાના આગવા અભિગમ દ્વારા કરી છે.

**જૂથાત્મા:**

**સમૂહમન વિષેનાં વિવિધ મંતવ્યો :** વિભિન્ન વ્યક્તિઓની સમૂહમાં રહેવાની વિશિષ્ટ પરિસ્થિતિને કારણે, મનોવિજ્ઞાનમાં સમૂહમન કે

૧૩. L. D. p. 929
૧૪. The Human Cycle p. 42
૧૫ Idid p. 43
૧૬. Ibid p. 94.

સમૂહમાનસના નિર્માણનો ખ્યાલ ઉત્પન્ન થયો છે. આ ખ્યાલ ભીડ કે ટોળાંની પરિસ્થિતિના સંદર્ભ ઉપરાંત વ્યવસ્થિત સમૂહના સંદર્ભમાં પણ લેવામાં આવ્યો છે. આ અનુસાર જેમ વ્યક્તિમાં વિભિન્ન કોષો મળીને એક ચેતના ઉત્પન્ન થાય છે તેમ સમાજમાં વિભિન્ન વ્યક્તિઓની ચેતના મળીને એક સામાજિક ચેતના ઉત્પન્ન થાય છે એવું મંતવ્ય ફ્રાંસના ચિંતક એસ્પિનાસે આપ્યું છે. તેમના મતે, આના પરિણામે, માનવી પોતાની વૈયક્તિકતા ગુમાવે છે. અને સામાજિક ચેતના ગ્રહણ કરે છે. અહીં કઈ ભૂમિકાએ વૈયક્તિક ચેતનાઓ સામાજિક ચેતનાનું નિર્માણ કરે છે તે સ્પષ્ટ થતું નથી. વળી વૈયક્તિકતા ગુમાવવાની બાબત, ભીડની કામચલાઉ સ્થિતિમાં સાચી હોઈ શકે; સંગઠિત સામાજિક પરિસ્થિતિમાં નહીં મેકડુગલ પણ સમૂહમનને અલગ લે છે. આ ભૂલ છે કારણ કે, આખરે સામાજિક ચેતના વ્યક્તિની ચેતનામાં જ નિહિત હોય છે, અલગ નહીં ટ્રોટર સામાજિક ચેતનાના ખ્યાલને બદલે, માનવીની સમૂહમાં રહેવાની પરિસ્થિતિ, મૂળવૃત્તિને કારણે ઉત્પન્ન થાય છે તેમ ગણે છે. આ દૃષ્ટિબિંદુ જૈવીય બાબતને જ લક્ષમાં લે છે. ઑલપોર્ટ તો સમૂહમન અને સમૂહચેતનાના ખ્યાલને અયથાર્થ ગણે છે. તેમના મતે મુખ્યત્વે વ્યક્તિ જૈવીય પ્રવૃત્તિને સંતોષવા માટે સમાજની પરિસ્થિતિ ઉત્પન્ન થાય છે, આમ તેણે માનવીના સામાજિક પાસાને જૈવીય ભૂમિકાના સંદર્ભમાં લીધું છે. ફ્રોઈડે વ્યક્તિના અચેતન પ્રેરકોનું મહત્ત્વ દર્શાવ્યું છે; આધ્યાત્મિક પ્રેરકોનું નહીં. વળી સમાજની વ્યવસ્થા સાથેનો સતત સંઘર્ષ વ્યક્તિની માત્ર જૈવીય અસ્તિત્વની પ્રબળ ઝંખના પ્રગટ કરે છે; આધ્યાત્મિક ઊર્ધ્વગમનની અભીપ્સા નહીં.[1]

આમ ઉપરોક્ત મંતવ્યો સમાજમાં રહેતી વ્યક્તિનું અને સમાજનું સાચું મહત્ત્વ સમજવામાં સફળ થતાં નથી. આથી વ્યક્તિજીવનના સર્વ પાસાંના સમતુલિત સમન્વયને પોષે એવા સમાજ વિષેના ખ્યાલને અહીં અવકાશ નથી.

## શ્રી અરવિંદનું દૃષ્ટિબિંદુ

**આત્મલક્ષી અને પરલક્ષી સત્ તરીકે સમાજ :** શ્રી અરવિંદે સમાજને આત્મા ઉપરાંત માનસ, પ્રાણ અને શરીર હોય છે તેમ કહ્યું છે. વૈયક્તિક માનવીનું ભૌતિક શરીર અગણિત જીવંત કોષો, તંતુઓ, અંગો

અને પદ્ધતિઓનું બનેલું છે. જ્યારે સમાજનું ભૌતિક શરીર આટલું સ્પષ્ટ નથી, જો સમાજનું શરીર, તેના સભ્યો વસે છે તે ભૌગોલિક સરહદ જ હોય, તો તે જમીનનો એક ટુકડો છે; જીવંત એકમ નહી જો તે જીવંત એકમ હોય તો તેના અંગરૂપ એકમો શું છે અને વ્યક્તિના શરીરના કોષોથી કઈ રીતે ભિન્ન છે તે પ્રશ્ન છે, આ પ્રશ્નનો ઉત્તર આપતા શ્રી અરવિંદ દર્શાવે છે કે વૈયક્તિક આત્મા અને જૂથાત્મા વચ્ચે માત્ર એટલો જ તફાવત છે કે જૂથાત્મા ઘણો વધુ જટિલ છે. આનું કારણ એ છે કે વ્યક્તિના માત્ર નિમ્નચેતન નિર્જીવ કોષોના સમૂહને બદલે તેનું શરીર, વધુ સભ્યામાં અંશતઃ આત્મ-સચેત મનોમય વ્યક્તિઓનું, બનેલું છે. આ કારણે સૌ પહેલાં તે જે સ્વરૂપ લે છે તે વધુ સ્થૂળ, પ્રાથમિક અને કૃત્રિમ લાગે છે, આનું એ પણ કારણ છે કે તેનો સમક્ષ વધુ મુશ્કેલ કાર્ય હોવાથી આત્મ-ખોજમાં તેને વધુ સમય લાગે છે. વળી, આથી, તે વધુ પ્રવાહી અને ઓછો સુગ્રથિત હોય છે. જ્યારે તે આત્મરચનાની અસ્પષ્ટ ચેતનાના તબક્કામાંથી બહાર આવવાની સફળતા મેળવે છે ત્યારે તેની સૌ પહેલી આત્મ-ચેતના આત્મલક્ષી હોવા કરતાં પરલક્ષી વધુ હોય છે. તેની આત્મલક્ષી ચેતના અસ્પષ્ટ અને નબળી હોય છે. સૌથી વધુ બાહ્ય અને ભૌતિક એવા રાષ્ટ્રના પાસાને એટલે કે ભૌગોલિક સરહદને અને અનુલક્ષીને રાષ્ટ્ર અંગેના આવેગમય સામાન્ય ખ્યાલમા, આ પરલક્ષિતાની તીવ્રતા જોવા મળે છે. આથી આપણે જમીનના અમુક ટુકડાને જન્મભૂમિ, પિતૃભૂમિ કે માતૃભૂમિ કહીએ છીએ અને સ્વર્ગાદપિ ગરીયસી ગણીએ છીએ શ્રી અરવિંદ દર્શાવે છે કે જ્યારે આપણને એમ ભાન થાય છે કે રાષ્ટ્ર ઉપર પ્રબળ અસર કરતી હોય તોયે, જમીન રાષ્ટ્રના શરીરનું માત્ર બાહ્ય કવચ જ છે, અને તેનુ વધુ સાચુ શરીર તો રાષ્ટ્રીય-એકમ રચતા સ્ત્રી-પુરુષોનું છે ત્યારે આપણે સાચી સામાજિક ચેતના પ્રાપ્ત કરવા પ્રતિ પ્રગતિ કરીએ છીએ આને કારણે સમાજ, માત્ર પરલક્ષી સત્ જ નહીં પરંતુ, આત્મલક્ષી શક્તિ છે તેની સમજણ પ્રાપ્ત થાય છે. તેના અંતરાત્મામા તે મહાન સામૂહિક આત્મા છે. અને તે આત્મિક જીવનની બધી શકયતાઓ અને ભયસ્થાનો ધરાવે છે.[૧૭]

જૂથાત્માનાં શરીર, પ્રાણ અને માનસ : આમ શ્રી અરવિંદ

૧૭. Ibid pp 43-44

અનુસાર સમાજનુ સાચુ શરીર તે જેમા રહે છે તે ભૌગોલિક સંલગ્નતુ બનેલ નથી પરતુ તેના વૈયક્તિક સબ્બોનુ બનેલુ છે આ જ તેના શારીરિક એકમના કોશે છે આથી સમાજ કે જૂથને તેના વૈયક્તિક સભ્યોથી અલગ એવુ પોતાનુ શરીર નથી આ વૈયક્તિક સભ્યોમા જ અને તેના દ્વારા તેને વિકાસ સાધવાનો છે ઉત્ક્રાતિની પ્રક્રિયામા વ્યક્તિ અને સમૂહની રચનાની ક્રિયાને સ્પષ્ટ કરતાં શ્રી અરવિદ દર્શાવે છે કે અચેતનમાથી ઉત્ક્રાંતિજન્ય ઉદ્ભવનો પ્રારભ બે બાજુ દ્વારા થાય છે એક છે અગાચર બ્રહ્માંડમય ચેતના, અને બીજુ છે બાહ્ય સ્તર ઉપર અભિવ્યક્ત વૈયક્તિક ચેતના બાહ્ય સ્તરની વ્યક્તિ માટે બ્રહ્માડમય ચેતના અગોચર અને પૃષ્ઠસ્થ રહે છે અને તે ભિન્ન વસ્તુઓના સર્જન દ્વારા બાહ્ય સ્તર ઉપર પોતાની વ્યવસ્થા કરે છે આ સાથે તે બ્રહ્માડમય પ્રકૃતિની વિસ્તૃત આત્મલક્ષી રચનાઓ એટલે કે ચેતનાના સામૂહિક બંધારણ સર્જન કરે છે આમ છતાં તેને તે વ્યવસ્થિત માનસ અને શરીર આપતી નથી. તેને વ્યક્તિના જૂથની ભૂમિકા ઉપર સ્થાપે છે અને જૂથ-માનસ માટે વિકસાવે છે આવુ જૂથ-શરીર પરિવર્તનશીલ હોવા છતા સાતત્ય ધરાવે છે આથી જેમ જેમ વ્યક્તિ વધુને વધુ સચેત બને તેમ તેમ જૂથ પણ વધુને વધુ સચેત બને છે શ્રી અરવિદ કહે છે કે સામૂહિક આત્માના બાહ્ય બળ અને વિસ્તારથી ભિન્ન એવી આતરિક વૃદ્ધિના સાધન તરીકે વ્યક્તિ અનિવાર્ય છે[૧૮] અહી શ્રી અરવિદ એ સ્પષ્ટ કરે છે કે જેમ ઉત્ક્રાંતિમા જૂથાત્માનુ બાહ્ય શરીર અલગ સ્થાતુ નથી અને તે તેના વૈયક્તિક સભ્યોનુ બનેલુ છે તેમ તેના બાહ્ય પ્રાણ-અશો અને માનસની અલગ રચના થતી નથી તે વૈયક્તિક સભ્યોના પ્રાણ-અશો અને માનસ ઉપર આધારિત છે અને તેના દ્વારા વિકસે છે[૧૯]

અહ નુ અગત્ય વ્યક્તિનો સાચો આત્મા ચૈત્ય-પુરુષ હોવા છતા તે વ્યક્તિની ઉત્ક્રાતિના પ્રારભમા, તેના અતરતમ પ્રદેશમાં અગોચર રહે છે અને તેની બાહ્ય પ્રકૃતિમા અહ-આત્મા તરીકે દષ્ટિગોચર થાય છે આવી જ રીતે ઉત્ક્રાતિના પ્રારભના તબક્કાઓમા બાહ્ય જૂથ-ચેતનાથી જૂથાત્મા અગોચર રહે છે અને જૂથ-અહ તરીકે દષ્ટિગોચર થાય છે આ અહ

૧૮ L D p 617

૧૯ Social philosophy of Sri Aurobindo p 27

વ્યકિતના સાચા આત્માનો અયથાર્થ પ્રતિનિધિ હોવા છતા માનવીની ઉત્ક્રાન્તિના એક તબક્કા તરીકે તેનુ મહત્ત્વ છે આ મહત્ત્વ સમજાવતા શ્રી અ રિ દ કહે છે ઉત્ક્રાતિની પ્રગતિમા મોડે સુધી વ્યક્તિના સત્ના આધ્યાત્મિક સત્ય અને સાચો હેતુ અભિવ્યકત થતો નથી કારણ કે વિશ્વ-પ્રકૃતિના ઉત્ક્રાતિજન્ય સોપાનોમા માનવીનુ પ્રાથમિક કાર્ય પોતાની વૈયક્તિકતાને ચોક્કસ સ્પષ્ટ અને સમૃદ્ધ કરવાનુ તથા તેને સુદઢ પ્રબળ અને સ પૂર્ણ રીતે ધારણ કરવાનુ છે આથી પ્રાર ભમા તેને મુખ્યત્વે, પોતોના અહ ને લક્ષમા લેવો પડે છે ઉત્ક્રાતિના આ અહ મય તબક્કામા વ્યક્તિ વિશ્વ અને બીજાઓને પોતાનાથી ઓછા મહત્ત્વના ગણે છે અને તેને પોતાની સહાય માટેના સાધનો તરીકે લે છે પર તુ તેથી આ પ્રારભનો અહ મય વિકાસ કોઈ અશુભ બાબત કે પ્રકૃતિની ભૂલ નથી પોતાની વ્યક્તિમત્તા શોધવા અને નીચી કક્ષાના નિમ્નચેતનથી સ પૂર્ણ મુકત થવા માટે તેની આવશ્યકતા છે વ્યક્તિ તરીકે માનવીએ વિશ્વ-પ્રકૃતિથી ભિન્ન એવુ વ્યક્તિત્વ સ્થાપવાનુ છે અને આન દ, જ્ઞાન તથા શક્તિની માનવ-કાર્યશક્તિઓ વિકસાવવાની છે આ પ્રાથમિક હેતુ માટે આત્મ-ભિન્નતા સ્રતો અહ, માનવી માટે એક સાધન છે શ્રી અરવિ દ દર્શાવે છે કે જ્યા સુધી વ્યક્તિ પોતાની વ્યક્તિમત્તા, વ્યક્તિત્વ અનગ કાર્યશકિત વિકસાવે નહિ ત્યા સુધી વધુ વિસ્તૃત અને દૈવી ધ્યેયો પ્રાપ્ત કરવાની ક્ષમતા ધરાવી શકે નહી વિશ્વની પ્રક્રિયા અજ્ઞાનમાથી જ્ઞાન પ્રતિ પ્રગતિ કરતી હોવાથી જ્ઞાનમા પોતાને પૂર્ણ કરતા પહેલાં, વ્યક્તિએ અજ્ઞાનમા પોતાને વ્યકત કરવાની રહે છે[૨૦] આમ વિશ્વ-પ્રકૃતિએ અહ ને એટલા માટે રચ્યો છે કે તેના દ્વારા માનવી સમૂહના અચેતન અને નિમ્નચેતનથી પોતાને મુકત કરીને સ્વતંત્ર એવુ ચેતનવ તુ માનસ પ્રાણશકિત કે આત્મા બને તેણે પોતાની ચોપાસના વિશ્વમા ડૂબ્યા વિના તથા તેનાથી અનગ અને બિનઅસરગ્રાહક રહ્યા વિના, વિશ્વ સાથે સહકાર્ય કરવાનું છે માનવી બ્રહ્માડમય સત્નો જ અ શ છે તે પારગામી આત્માથી અવતરણ પામેલ આત્મા છે આ આત્માને તે પ્રારભમા અભિવ્યકત કરી શકતો નથી આનુ કારણ એ છે કે તે મૂળ અતિચેતનની નજદીક ન હોતા બ્રહ્માંડમય અચેતનની નજદીક હોય છે

---

૨૦ L D pp 616-617

આથી, આ આત્મા તરીકે પોતાને શોધ્યા પહેલાં, માનવીએ પોતાને માનસિક અને હૈવીય અહં તરીકે શોધવાનો રહે છે.[૨૧]

**અહં–આત્માની આવશ્યકતા :** આવી જ રીતે પોતાને આત્મા તરીકે શોધે અને પૂર્ણ કરે એ પહેલાં પોતાની ઉત્ક્રાંતિમાં જૂથાત્માએ પોતાને અહં–આત્મા તરીકે વ્યકત કરવાની પ્રાથમિક આવશ્યકતા રહે છે. આમ તેણે સૌ પહેલાં તો જેમાં તદ્દન અવ્યવસ્થા અને સ્વરૂપ વિહીન પરિવર્તનો છે તેવા નિમ્ન વિશ્વ–પ્રકૃતિના પ્રાથમિક અચેતનથી પોતાને ભિન્ન પાડવાનું છે. આ કાર્ય, તે પોતાના અલગ આત્માની રચના કરીને અને અસંગત પરિવર્તનોની વચ્ચે પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ સુદૃઢ બનાવીને, કરી શકે છે. આથી ઉત્ક્રાંતિના આ પ્રારંભના તબક્કામાં; જૂથાત્માની સાહજિક પ્રવૃત્તિ, અહંમય આત્મ–અભિવ્યકિતની રહે છે, આના વિના, અચેતન વિશ્વ–પ્રકૃતિના પ્રબળ પ્રવાહમાંથી અલગ અસ્તિત્વ તરીકે પોતાને મુકત કરવાનું શકય નથી. જ્યારે તેનો બાહ્ય અહં–આત્મા પર્યાપ્ત રીતે સુદૃઢ અને વિકસિત થાય છે ત્યારે તે પોતાના આત્માની ઉચ્ચ ઉત્ક્રાંતિનો પ્રયાસ કરી શકે છે. અને પોતાનું અંતિમ ધ્યેય સિદ્ધ કરી શકે છે.

**અહં–આત્મા અને સાચા આત્મા વચ્ચેનો ભેદ :** સમાજના બાહ્ય અહં–આત્મા અને સાચા આત્મા વચ્ચેનો ભેદ પારખ્યા વિના બંનેને એકસરખા ગણવાથી ગંભીર ભૂલો અને ભયજનક પરિણામો ઉત્પન્ન થાય છે. આ અંગે ચેતવણી આપતાં શ્રી અરવિંદ કહે છે કે સામૂહિક અહંને રાષ્ટ્ર, જાતિ કે સમાજના આત્મા તરીકે આદર્શ ગણવામા આવે છે તે ગંભીર ભૂલ છે કારણ કે, આ અસ્પષ્ટ સામૂહિક અહં સમાજનો સાચો આત્મા નથી. તે નિમ્ન ચેતનમાથી ઉદ્ભવતી પ્રબળ પ્રાણ–શકિત છે અને તેને જો તર્કનો માર્ગદર્શક પ્રકાશ ન મળે તો તે અંધકારના સામૂહિક બળોથી દોરવાય છે અને માનવ જાતને હાનિકર્તા થઈ પડે છે. આનું કારણ એ છે કે, જેનો માનવી ટ્રસ્ટી અને ધારક છે, તે સચેત ઉત્ક્રાંતિથી આ બળો ભિન્ન છે.[૨૨]

**વ્યકિતરૂપી એકમોની જીવંત શરીરમા રચના :** જૂથાત્માના બાહ્ય અહં–આત્માની રચનામાં, પોતાના પ્રગતિશીલ વિકાસના પ્રારંભના

---

૨૧. Ibid p. 619
૨૨. Ibid p. 936

તબક્કામાં, ઉત્ક્રાંતિજન્ય પ્રકૃતિ વ્યક્તિરૂપી એકમોને એક જીવંત શરીરમાં કઈ રીતે પ્રયોજે છે તેની સમજૂતી આપતા શ્રી અરવિંદ કહે છે કે પોતાના માનવ-સમૂહોની રચનામા વિશ્વ-પ્રકૃતિ, ભૌતિક સમૂહોની રચનાના નિયમને, સામાન્યત અનુસરી છે સૌ પહેલાં તેણે કુદરતી શરીર, ત્યારબાદ સમાન જીવન અને શરીરના ભાગો માટે જૈવીય હેતુ અને છેલ્લે એકતાની ભાવના કે સચેત માનસ આપ્યાં જેથી તેના દ્વારા સમાન અહં-ભાવના પોતાની પ્રાપ્તિ અને પ્રવૃત્તિ કરી શકે વિશ્વ-પ્રકૃતિની સામાન્ય પ્રક્રિયામા કાંતો સમાન વંશનો સબંધ હોવાથી અથવા તો ભૂતકાળના સબંધને કારણે, સરખે સરખા એકબીજા સાથે સબંધિત બને છે અને પોતાના જેવા ન હોય તેથી પોતાને ભિન્ન પાડે છે આ ઉપરાંત એક દેશની પ્રાકૃતિક સરહદોમા વસતા લોકોને સંપ કરવાની એક પ્રકારની ભૌગોલિક જરૂરત રહે છે શરૂઆતના સમયમાં માનવજૂથોને જ્યારે ધરતી સાથે બહુ ગાઢ સબંધ ન હતો ત્યારે સમાન વંશનો સબંધ મહત્ત્વનો હતે જ્યારે સ્થિર એવા આધુનિક સમાજમા ભૂતકાળના સાહચર્યનો સબંધ મહત્ત્વનો છે આમ છતા, શુદ્ધ કે મિશ્રિત એવી જાતિની એકતા મહત્ત્વનુ ઘટક છે અને તંત્ર સમાનતા અને ભિન્નતા ભૌગોલિક જરૂરતના માર્ગમાં સહેલાઈથી ગંભીર મુશ્કેલીઓ ઉત્પન્ન કરે તેવુ બને છે આથી શ્રી અરવિંદ સૂચવે છે કે લોકો વચ્ચે આર્થિક અને રાજકીય એકતા હોવી જોઈએ વળી અલગતાની લાગણી કે વિભક્ત હોવાની ભાવના ઉત્પન્ન થાય તેવુ કશુ કરવુ જોઈએ નહી બાકીના જીવંત એકમથી અનગ હોવાની ભાવના જીવંત એકમને અહં-ભાવનાના સાચા કેન્દ્ર બનતાં અટકાવે છે એકતાના સર્જન અને સાતત્ય માટે આવુ થવુ જોઈએ નહી વિશિષ્ટીકરણ અને અલગતા વચ્ચે ભેદ દર્શાવતા શ્રી અરવિંદ કહે છે કે વિશિષ્ટીકરણ એકતા સાથે સહઅસ્તિત્વ ધરાવી શકે છે અલગતા નહી વળી સાચા સંપની અશક્યતાની ભાવના, અનગ કરે છે ભિન્નતાની માત્ર હકીકત અલગ કરતી નથી[૨૩]

**સુદૃઢ જૂથ-શરીરની રચના** આમ ઉત્ક્રાંતિજન્ય પ્રકૃતિ જેવી રીતે જોવાય ઉત્ક્રાંતિમા વૈયક્તિક જીવંત એકમો રચે છે તેવી જ રીતે જૂથાત્માના અહં-આ માની રચના કરે એ વળી જેમ સાદા જૈવીય એકમોમાથી વધુ સંકુલ અને વિશાળ એકમો રચે છે તેમ પ્રારંભના સાદા અને

૨૩ The Ideal of Human unity pp 429-430

નાના માનવ જૂથોમાંથી વધુ જટિલ અને વિશાળ જૂથો, વિશ્વ-પ્રકૃતિ વિકસાવે છે. શ્રી અરવિંદ દર્શાવે છે કે જેમ ભૌતિક પ્રકૃતિમાં જૈવીય એકમોની રચનાની ક્રિયા થાય છે તેમ માનવીના કારોબારી, રાજકીય અને આર્થિક એવા નાનામોટા જૂથોની રચના થાય છે. આ માટે વિશ્વ-પ્રકૃતિ પ્રારંભમાં, ભૌતિકપ્રાણશકિતથી સંચાલિત એવી બાહ્ય અને ભૌતિકનો પદ્ધતિઓ ઉપયોગ કરે છે. અહીં તેનો આંતરિક હેતુ તો પ્રાણ અને શરીરની પ્રક્રિયાઓની ભીતરમાં સુષુપ્ત રહેલ અતિભૌતિકને અભિવ્યકત કરવાનો અને તેના કાર્યને દૃઢ કરવાનો છે. આમ સ્પષ્ટ, શકિતશાળી અને સારી રીતે કેન્દ્રિત એવા સામૂહિક અહંના કાર્ય માટે સુદૃઢ અને મજબૂત શરીરની રચના કરવી એવો તેનો સમગ્ર હેતુ અને પદ્ધતિ છે. આ માટે સૌ પહેલાં નાના એકમોમાંથી વધુ વિસ્તૃત, પરંતુ ઢીલી એકતા, રચાય છે. આ નાના એકમોને સુદૃઢ મનોમય અસ્તિત્વ, સુવિકસિત શરીર અને પ્રબળ ક્રિયા હોય છે પરંતુ, વિશાળ સમૂહમાં માનસિક ભાવના અને પ્રબળ શકિત હોવા છતાં તે વ્યવસ્થિત હોતી નથી અને જૂથ-શરીર, શરીર હોવા કરતાં વધુ તો, અર્ધ-પ્રવાહી અને અર્ધ-ઘન સમૂહ હોય છે. આથી આની રચના અને વ્યવસ્થા કરવાની આવશ્યકતા રહે છે. વળી તેને સુદૃઢ ભૌતિક આકાર આપવાની અને પ્રાણમય ક્રિયાને સ્પષ્ટ કરવાની પણ આવશ્યકતા રહે છે.

**એકતાની રચના અને સમસ્યા** : આમ નવી વિશાળ એકતા રચાય છે અને સૌ પહેલાં તો પોતાનાથી ભિન્ન અને વિરુદ્ધ જણાતા સમાન એકમો સાથે આ વિશાળ એકમો ભિન્નતામાં એકતા સાધે છે. આ એકમોના સાયુજ્યને કારણે, ફરી, વધુ વિશાળ પરંતુ ઢીલી એકતા સર્જાય છે. વળી આ એકમો પ્રારંભના નાના એકમો કરતાં વધુ વિશાળ અને વધુ જટિલ હોય છે. આ કારણે તેની એકતા પણ વધુ વિશાળ અને જટિલ હોય છે. આમ છતા મહત્ત્વની પરિસ્થિતિ તો સમાન જ રહે છે અને તેનો ઉકેલ માગતી સમસ્યા પણ સરખી છે.[૨૪] શ્રી અરવિંદ કહે છે કે કુટુંબ, જૂથ, જાતિ, વર્ગ, નગર-રાજ્ય, જાતિઓનું જૂથ, રાષ્ટ્ર અને મહારાજ્ય, સતત વિસ્તાર અને પ્રગતિના તબક્કાઓ છે. પરંતુ આ ઉત્તરોત્તર વિસ્તારની પ્રક્રિયા તેના વિકાસની સાથે વધુને વધુ જટિલ બને છે અને વધુ વિશાળ સમૂહમા સમાતા નાના સમૂહો નાબૂદ થતા

---

૨૪ [illegible] 83–484

નહી હોવાથી અનેક પ્રશ્નો ઉપસ્થિત થાય છે જો વધુ વિશાળ સમૂહોની સફળ રચનામા નાના સમૂહોનો નાશ થતા હોત તો આવી જટિલતા ઉત્પન્ન થાત નહિ પરતુ વિશ્વ-પ્રકૃતિ આવો માર્ગ અખત્યાર કરતી નથી તેણે એકવાર સર્જેલા પ્રકારોનો તે ભાગ્યે જ નાશ કરે છે અથવા તો જેની ઉપયોગિતા રહી નથી તેનો નાશ કરે છે બાકીનુ બધુ, તે પોતાની જરૂરત માટે, વિવિધતા માટે સમૃદ્ધિ અને અનેકરૂપતા માટે સાચવે છે આથી દરેક સોપાને માનવજાત સમક્ષ વ્યક્તિ અને તેના નજીકના સમૂહનો હતો વચ્ચેની, સુમેળની મુશ્કેલીઓ જ નહી પરતુ સાથે વિસ્તૃત સમૂહમા રહેલ નાના જૂથોની જરૂરતો અને હેતુઓ વચ્ચેના સુમેળની મુશ્કેલી રહે છે [૨૫]

ઉપરોક્ત પ્રક્રિયાના ઐતિહાસિક દૃષ્ટાંતો આપતા શ્રી અરવિદ દર્શાવે છે કે ઈટાલી અને હેલાસમા નબળી એવી ભૌગોલિક અને સાસ્કૃતિક એકતાના વિભક્ત ભાગો તરીકે નગર રાજ્યો અને પ્રાદેશિક લોકો સહઅસ્તિત્વ ધરાવતા હતા, અને ત્યા ઈટાલી કે હેલનનુ રાષ્ટ્ર સ્થાપવાનો પ્રશ્ન હતો પછીથી સૌ પહેલા ભૌગોલિક અને સાસ્કૃતિક નબળી એકતાના વિભક્ત ભાગો તરીકે, સહઅસ્તિત્વ ધરાવતા રાષ્ટ્ર-એકમો રચાયા આ ખ્રિસ્તી જગત અને યુરોપની એકતા માટે રાજનીતિજ્ઞો અને મુસદ્દીઓએ પ્રયાસો કરવા છતા તેની સ્થાપના થઈ શકી નથી આ મુશ્કેલીનુ નિવારણ થાય એ પહેલા આધુનિક યુગ અને તેના એકીકરણના બળોએ સામ્રાજ્ય રાષ્ટ્ર-એકમો અને મહારાષ્ટ્ર-એકમોની વધુ જટિલ અને નવી પરિસ્થિતિ ઉત્પન્ન કરી છે આ એકમોનુ સાયુજ્ય ઢીલુ હોવા છતા તેની ભૂમિકા જીવનની વધતી જતી અન્યોન્યાશ્રિતતા અને માનવજાતના વેપાર-વણજના ગાઢ સબધ ઉપર રહેલી છે આમ યુરોપના એકીકરણના અધૂરા સ્વપ્નને માનવજાતના એકીકરણના આ આધુનિક પ્રશ્ને, ગૌણ બનાવ્યુ છે [૨૬]

વ્યક્તિ અને સમૂહના સ્વરૂપોનુ સામ્ય શ્રી અરવિદ અનુસાર સામાજિક સમૂહોની રચના અને વૃદ્ધિ માટે વિશ્વ-પ્રકૃતિ જૈવીય એકમોની રચના અને વૃદ્ધિ જેવાં જ, નિયમ અને પ્રક્રિયાઓ લે છે આ એકમો વચ્ચે માત્ર એટલો જ તફાવત છે કે સામાજિક સમૂહો વધુ જટિલ છે,

---

૨૫. Ibid p 376
૨૬ Ibid pp 484-485

જ્યારે જૈનીય એકમો ઓછા જાગ્રત ે માનવ સમાજનુ સ્વરૂપ નૈસર્ગિક માનવીના સ્વરૂપ સાથે અત્યત સામ્ય ધરાવે છે બન્નેને પોતો સાચો આત્મા છે અને બાહ્ય શરીર, પ્રાણ અને માનસ છે બ'નેની, પૃથ્વી ઉપરની ઉત્ક્રાંતિની રેખા, સમાતર જાય છે અને બ નેનુ નિર્માણ એક જ ધ્યેયને પામવા માટે થયુ છે

વ્યક્તિ અને સમાજના સાચા સ્વરૂપોના પરિચય બાદ વ્યક્તિ અને સમાજ વચ્ચેના સ બધને યોગ્ય અભિગમ દ્વારા મૂલવવો આવશ્યક છે આ સ બધ અંગેના પા ાત્ય સિદ્ધાંતોની અપૂર્ણતા શ્રી અ વિ દ પોતાના સમન્વયાત્મક દૃષ્ટિબિંદુથી દૂર કરે છે

## વ્યક્તિ અને સમાજ વચ્ચેનો સ બ ધ

સમાજશાસ્ત્ર માટે સૌથી મૂળભૂત અને મુશ્કેલ પ્રશ્ન વ્યક્તિનો સમાજ સાથેનો સ બધ છે આ સ બ'ધને પૂર્ણ' રીતે સમજવા માટે મા ત્ર સામાજિક, રાજકીય અને આર્થિક ઘટકોનુ જ નહી પર તુ સાથે વધુ ઊ ડા મનોવૈજ્ઞાનિક, તાત્ત્વિક અને આધ્યાત્મિક ઘટકોનુ વિશ્લેષણ આવશ્યક બને છે. આ જટિલ ઘટકોના વિશ્લેષણથી પ્રાપ્ત થતા નિગમનોને અનુલક્ષીને, વિવિધ સામાજિક ચિતકોએ વ્યક્તિ અને સમાજ વચ્ચેના સ બ ધ અ ગે વિભિન્ન અર્થઘટનો આપ્યા છે, અને ભૂતકાળમા તેમ જ વર્તમાન કાળમા વિભિન્ન પ્રકારની સમાજ વ્યવસ્થાની ભૂમિકા પૂરી પાડી છે આમ આ પ્રશ્નનુ મહત્ત્વ એટલુ મૂળભૂત છે કે અત્ય ત પ્રાચીન કાળથી ચિ તકોએ તે અ ંગે વિચાર કર્યો છ અને અત્યારે પણ તે એક 'સળગતો' પ્રશ્ન છે

**વ્યક્તિ–સમાજ સ બ ધ વિષેના દૃષ્ટિબિ દુઓ :** ઈ સ પૂર્વે'ના પાચમી સદીના મધ્યભાગમા સુપ્રસિદ્ધ સોફિસ્ટોએ દર્શાવ્યુ છે કે જ્યા કુદરતી વસ્તુઓની એકરૂપતાને બ ને કાયદો રીતરિવાજો અને સમાજ–બ'ધારણના સ્વરૂપો વગેરે ભિન્ન છે, ત્યા તે માનવીની સ મતિ કે રાજ્ય કર્તાની મુનસફી ઉપર રચાયેલા છે તેમણે સામાજિક તત્ત્વજ્ઞાન માટે એક મહત્ત્વનો પ્રશ્ન એ ઉપસ્થિત કર્યો કે માનવ–સમાજ કેટલે અ શે અને કયા અર્થમા નૈસર્ગિક ગણી શકાય આ નૈસર્ગિક અને કૃત્રિમ વચ્ચેના વિરોધની ભૂમિકાના સ દર્ભમા સૌ પહેલી પદ્ધતિસરની વિચારણા પ્લેટોના

'રિપબ્લિક'માં થયેલી છે. સોફિસ્ટો વિરુદ્ધ પોતાનાં મંતવ્યો રજૂ કરતાં પ્લેટો અને એરિસ્ટોટલે માનવ બુદ્ધિ અને તર્કની મહત્તા સ્થાપી છે. પ્લેટોના જમાનામાં ગ્રીક નગરરાજ્યો વિસ્તારમાં બહુ નાનાં હોવાથી સમાજનાં રાજકીય અને બીજાં પાસાં વચ્ચે બહુ અંતર ન હતું. એરિસ્ટોટલે આ અંગે ભેદ પાડયો અને નીતિશાસ્ત્ર વ્યકિતને સ્પર્શતું અને રાજનીતિ નગરરાજ્યોને સ્પર્શતી ગણી હતી. ગ્રીક નગરરાજ્યોના પતન બાદ આ ભેદ વધુ તીવ્ર બન્યો. સ્ટોઈક સંપ્રદાયે કુદરતના કાનૂનોને માનવસમાજના બંધારણમાં ધારણ કરી શકાય એવા બુદ્ધિ દ્વારા રચાયેલ, વ્યવસ્થાના સિદ્ધાંતો ગણ્યા છે. એપિકયુરિયનોએ રાજકીયજીવનને બદલે 'મિત્રોનો સમાજ'ની કલ્પના કરી છે. હોબ્સે કુદરતી સ્થિતિઅને કરાર દ્વારા ઉત્પન્ન થયેલ સમાજવ્યવસ્થા વચ્ચે ભેદ દર્શાવ્યો છે. જન્મે મુક્ત, પરંતુ ચારે બાજુથી જકડાયેલ માનવીનો ખ્યાલ આપીને, રૂસોએ આ ભેદ તીવ્ર બનાવ્યો છે.[૨૭]

**શ્રી અરવિંદનું અર્થઘટન**. આ પરિવર્તનોને પોતાના વિશિષ્ટ દષ્ટિબિંદુથી મૂલવતા શ્રી અરવિંદ કહે છે કે પ્રકૃતિની જેમ માનવીએ સૌ પહેલા પોતાના ભૌતિક અને જૈવીય સત્તને અભિવ્યક્ત કર્યું છે. વળી તેણે ભૌતિક જીવનમાં પોતાને એક મનોમય વ્યકિત તરીકે વૈયકિતક અને સામાજિક પાસામા પીછાનવાનો પ્રયત્ન કર્યો છે, યુરોપીય સંસ્કૃતિને ગ્રીસે આપેલો આ અભિગમ, રોમનોએ વ્યવસ્થિત રાજસત્તાના આદર્શ દ્વારા મજબૂત બનાવ્યો, અને નબળો પણ પાડયો. વ્યકિત અને સમાજ અંગેના આ અભિગમનું અંતિમ પરિણામ, બૌદ્ધિક અને વિવેચનાત્મક વિચારણા દ્વારા, જીવનનું અર્થઘટન કરવામા અને વિજ્ઞાન અનુસાર, જીવનનું તંત્ર ગોઠવવામા આવ્યુ. પ્રાચીન કાળમા તો સત્ય, શુભ અને સૌંદર્યના આદર્શની ખોજ અને તે મુજબનું જીવન ઘડતર મહત્ત્વની બાબત હતી. માનસના વિકાસને પરિણામે મનન્યોને પોતાના સાચા સ્વરૂપને પામવાની લગની લાગે છે. આ ભારતીય આદર્શ સૌ પ્રથમ બૌદ્ધધર્મે અને પ્રાચીન આચાર્યોએ એશિયા અને ઇજિપ્તમા ફેલાવ્યો અને ત્યારબાદ ત્યાથી ખ્રિસ્તી ધર્મે યુરોપમા પ્રસાર્યો. પરંતુ આધુનિક યુગમા માનવીએ આ આદર્શ તરછોડીને, માત્ર એકાંગી વૈજ્ઞાનિક દષ્ટિકોણ અપનાવ્યો છે આથી આ યુગમાં, પૂર્ણ

---

૨૭ *Outlines of Social philosophy p 26*

આર્યક સમાજમાં વ્યક્તિને, પૂર્ણ સામાજિક વ્યક્તિ બનાવવાનું ધ્યેય, પ્રમુખ ધરાવે છે. વ્યક્તિના જૈવીય અને ભૌતિક પાસાંને સમાજમાં અસમતુલિત મહત્ત્વ આપવાથી, અને આ પાસાંને મૂલ્ય આપનાર આધ્યાત્મિક પાસાને અવગણવાથી, સુસસ્કૃત ગણાતા માનવીમાં રહેલ બર્બરતાને ઉત્તેજન મળે છે.[૨૮]

આમ માનવજાત ઉત્ક્રાંતિની કટોકટીના તબક્કે આવી ઊભી છે ત્યારે વ્યક્તિ અને સમાજ બંનેના એક જ ધ્યેયને અનુલક્ષીને, વિજ્ઞાનની વાસ્તવિક બુનિયાદ ઉપર બંનેના સંબંધની અખિલાઈને ઓળખવી અનિવાર્ય બને છે. પાશ્ચાત્ય વિચારધારાના બે આત્યંતિક અને એકપક્ષી અભિગમોના સંદર્ભમાં શ્રી અરવિંદનો, ભારતીય અને પાશ્ચાત્ય દૃષ્ટિબિંદુઓનો સુભગ સમન્વય કરતો, આગવો અભિગમ વધુ યોગ્ય લાગે છે. આ આત્યંતિક અભિગમો છે: વ્યક્તિવાદ અને સમૂહવાદ. વ્યક્તિવાદમા સમાજને ભોગે વ્યક્તિને અને સમૂહવાદમા વ્યક્તિને ભોગે સમાજને વધુ મહત્ત્વ આપવામાં આવે છે. આ અભિગમોની સૈદ્ધાંતિક ભૂમિકાઓ સુપરિચિત છે સમાજ કરારનો સિદ્ધાંત અને જીવંત એકમનો સિધ્ધાંત.

### સમાજકરારનો સિદ્ધાંત :

યુગોથી સામાજિક ચિંતકોએ આ સિદ્ધાંતનુ પ્રતિપાદન કરેલુ છે. આમ આ સિદ્ધાંત ઘણો પ્રાચીન છે. પ્લેટોના 'રિપબ્લિક'મા, ગ્લાઉકોને સામાજિક કરાર દ્વારા સમાજની રચના થઈ છે તેમ, પ્રતિપાદન કરવા કોશિષ કરી છે.[૨૯] આ સિદ્ધાંતનાં અર્વાચીન તીન સમર્થકો છે . સત્તરમી સદીના હોબ્સ અને લોક તથા અઢારમી સદીના રૂસો. આ સમર્થકો વચ્ચે ભિન્નતા હોવા છતા સમાન બાબત એ છે કે વૈયક્તિક માનવી સૌ પહેલા 'કુદરતી સ્થિતિ'માં રહેતો હતો. બીજી વ્યક્તિઓ સાથે તેના ઇરાદાપૂર્વકના કરારને પરિણામે, સમાજ ઉદ્ભવ્યો છે. હોબ્સ અનુસાર આ સ્થિતિ 'સતત ભય'ની હતી, જ્યારે રૂસો અનુસાર આ સ્થિતિ સમાજના કૃત્રિમ બંધનોથી મુક્ત અને સુખદ હતી. સમાજકરાર સિદ્ધાંતની યુરોપીય રાજકીય વિકાસ ઉપર ઘણી અસર હતી. રૂસોના વિચારોએ ફ્રાંસ અને

૨૮. L D pp 931-932

૨૯. Introduction to the Republic of plato p 30

**વ્યક્તિનુ મહત્ત્વ :** સમાજકરાર જેવા આત્યંતિક વ્યક્તિવાદી સિદ્ધાંતોને અયથાર્થ ગણીને શ્રી અરવિંદે સમાજનુ મહત્ત્વ દર્શાવ્યુ છે આવી જ રીતે સમાજ વ્યક્તિ ઉપર આધારિત હોવાથી, તેમણે વ્યક્તિનુ મહત્ત્વ પણ દર્શાવ્યુ છે તેઓ કહે છે કે માનવીનાં માનસ અને પ્રાણ, એક રીતે સમૂહનાં કે જાતિના માનસ અને પ્રાણના ભાગ હોવા છતા, તે જૂથમા જ બધાયેલ ન રહેતાં, તેનાથી આગળ જાય છે સમાજ, વ્યક્તિને કારણે, અસ્તિત્વ ધરાવે છે કારણ કે, તેના માનસ પ્રાણ અને શરીર વ્યક્તિઓરૂપી સભ્યોનાં માનસ પ્રાણ અને શરીરના બનેલાં છે જો તેનુ વિઘટન કરવામા આવે તો સમાજનુ પોતાનુ જ વિઘટન થાય છે વળી સમૂહમાથી દૂર થતા કે અનગ થતાં વ્યક્તિ પાતાનુ અસ્તિત્વ ગુમાવતી નથી આનુ કારણુ એ છે કે સમાજજીવન, માનવીનુ સમગ્ર જીવન નથી વ્યક્તિને પોતાનુ સત્ છે અને સમાજજીવનમાં તેને વ્યક્ત કરવા પ્રયાસ કરે છે આમ છતા તેમાં જ તે બધાઈ રહેતી નથી સમાજજીવન વિના માનવી પૂર્ણ ભૌતિક જીવન પ્રાપ્ત કરી શકે નહી પરંતુ આધ્યાત્મિક જીવન જીવી શકે છે અને પોતાનુ સત્ પ્રાપ્ત કરી શકે છે[૩૪]

આ ઉપરાંત, પોતાની ઉત્ક્રાંતિ અને પ્રગતિ માટે સમાજનો વ્યક્તિ ઉપર આધાર છે શ્રી અરવિંદ સ્પષ્ટ કર છે કે સમૂહના માનસ અને આત્માની વૃદ્ધિ તથા વિકાસનો આધાર વ્યક્તિ વ્યક્તિના પર્યાપ્ત સ્વાતંત્ર્ય તથા સમૂહમા જે અનભિવ્યક્ત છે તેને અલગ અભિવ્યક્ત કરવાની તેની શક્તિ ઉપર છે માનવીનુ જૂથ એક સમૂહ અને રચનનુ ક્ષેત્ર છે જ્યારે વ્યક્તિ સત્યની શોધક સ્વરૂપની રચયિતા અને સર્જક છે માનવીએ, અંતે પોતાનામા લીન થઈને પોતાને શોધવાનો છે જ્યારે તે પોતાને શોધી શકે છે ત્યારે તે બધા સાથે આધ્યાત્મિક રીતે એક થઈ શકે છે સુદૃઢ વ્યક્તિમત્તા પ્રાપ્ત કર્યા વિના વ્યક્તિ માનસિક જૈવીય અને ભૌતિક રીત આ એકતા પ્રાપ્ત કરવા પ્રવાસ કરશે તો તે સમૂહ–ચેતનાના પ્રભુત્વ હઠળ આવશે અને પોતાના આત્માની પરિપૂર્ણતા ગુમાવશે જ્યા વ્યક્તિ માનસિક જૈવીય અને આધ્યાત્મિક બની છે ત્યા માનવજાતની ઉત્ક્રાંતિના મહાન તબક્કાઓ સર્જાય છે[૩૫] આમ વ્યક્તિ અને સમાજ વચ્ચેનો સબધ

૩૪ The Life Divine pp 929 930

૩૫ Ibid p 617 619

સમાજકરારના સિદ્ધાંત અનુસારનો, એકપક્ષી નથી; તે અન્યોન્ય આધારનો સંબંધ છે.

## જીવંત એકમનો સિદ્ધાંત :

સમાજકરાર સિદ્ધાતમાં સમાજ કરતાં વ્યક્તિને વધુ મહત્ત્વ આપવામાં આવે છે; જ્યારે જીવંત એકમના સિદ્ધાંતમાં વ્યક્તિ કરતાં સમાજને વધુ. મહત્ત્વ આપવામાં આવે છે. આ સિદ્ધાંત પણ કરારના સિદ્ધાંત જેટલો પ્રાચીન છે અને આધુનિક યુગમાં તેની અસર પણ પ્રબળ છે. ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં જીવશાસ્ત્રની પ્રગતિએ આ સિદ્ધાંતને પ્રોત્સાહન આપ્યું છે. અઢારમી સદીમાં જેની પ્રબળ અસર હતી તે કરાર સિદ્ધાંતની વિરુદ્ધની પ્રતિક્રિયા તરીકે પણ આ સિદ્ધાંત પ્રબળ અસર ધરાવતો હતો. પરંતુ સમકાલીન સામાજિક વિચારધારામાં તેનું સુધારેલું સ્વરૂપ જ મોટે ભાગે સ્વીકાર્ય બન્યું છે.

કરાર સિદ્ધાંતની જેમ આ સિદ્ધાંતની વિવિધ રજૂઆત, તેના સમર્થકોએ કરી છે પરંતુ, તેમાયે સમાન દૃષ્ટિબિંદુ તો છે જ. આમ, સમાજ તેના બંધારણ અને કાર્યમાં જૈવીય એકમ છે. વળી પ્રાણીની જેમ સમાજ વિસ્તૃત એકમ છે અને તેના ભાગોની એકતા અને ક્રિયાઓનું સંગઠન હોય છે. આથી સમાજના સ્વરૂપની ભૂમિકા જૈવીય છે. આ મંતવ્યના સમર્થકો છે : હર્બર્ટ સ્પેન્સર, લિલિયન ફિલ્ડ, શેફેલ અને નોવિકોવ. હર્બર્ટ સ્પેન્સર જેવા ચિંતકોએ આ સિદ્ધાંતનું અતિમાત્રાનું સ્વરૂપ આપ્યું છે અને જૈવીય તથા સામાજિક એકમોના બંધારણ અને કાર્યોની સમાનતા દર્શાવી છે. કેટલાકે તો રાજ્ય અને દેવળને જાતીય લાક્ષણિકતાઓ પણ આપી છે આમ રાજ્યને પુરુષવાચી અને દેવળને સ્ત્રી-વાચી ગણીને, સ્ત્રીઓને કે દેવળને, રાજ્યની બાબતમા અધિકાર નથી તેમ ગણ્યુ છે.[36]

જીવંત એકમના સિદ્ધાતની અભિવ્યક્તિ, મનોવિજ્ઞાનમા, 'સમાજમન', 'જૂથમાનસ' કે 'સમૂહ ચેતના' તરીકે કરવામા આવી છે તે ખ્યાલ કેટલો અપૂર્ણ છે તે જૂથાતમા અંગેની ચર્ચામાં સ્પષ્ટ થયું છે.

---

૩૬. Social Philosophy of Sri Aurobindo p. 51

અમેરિકામા ક્રાંતિની પ્રેરણા આપી હતી આમ છતા ઓગણીસમી સદીમા આ સિદ્ધાંતનો મુખ્ય ખ્યાલ અયથાર્થ માલૂમ પડયો હતો અને તેની અસર નબળી પડી હતી

**સમૂહના એકમ તરીકે માનવી :** સમાજકરારના ઉપરોક્ત ખ્યાલને શ્રી અરવિંદ યથાર્થ ગણતા નથી તેઓ કહે છે કે પ્રાથમિક સમયમા કેટલાક પ્રાણીઓની જેમ માનવા પોતે, એકલો કે માત્ર પોતાના જીવનસાથી સાથે, રહેતો હતો એમ જાણવા મળતુ નથી માનવી અંગેના બધા પુરાવાઓ, તે સામાજિક પ્રાણી હોવાનુ, દર્શાવે છે તેના પોતાના વિકાસના નિયમ ઉપર હમેશ સમૂહના નિયમનુ આધિપત્ય રહ્યુ છે આમ માનવી હમેશ સમૂહના એક એકમ તરીકે જન્મ્યો છે, જીવ્યો છે અને ઘડાયો છે[30] વધુમાં શ્રી અરવિંદ દર્શાવે છે કે આપણે જો ઇતિહાસ અને સમાજશાસ્ત્રની, અત્યારે પ્રાપ્ય એવી હકીકતો જ લક્ષમા લઇએ તો જણાશે કે આપણી માનવ-જાતિની શરૂઆત જૂથમાં જ થયેલી છે અને તેમા વ્યકિતનું સ્થાન ગૌણ હતુ સચેત માનસના વિકાસને કારણે માનવીની વ્યકિતમત્તામા વૃદ્ધિ થવા લાગી છે આપણે એમ માની શકીએ કે જિજીવિષાની જરૂરતને કારણે સૌ પહેલા માનવી સંપૂર્ણ જૂથમય હતો જિજીવિષા સૌ પહેલી જરૂરત હોવાથી, વ્યકિત, જૂથની શકિત અને સહીસલામતીના સાધન તરીકે હતી સહી સલામતી અને શકિત ઉપરાત વૃદ્ધિ, કાર્યક્ષમતા, સ્વ-અભિવ્યકિત અને સ્વલક્ષણને લઇએ તો તે આધુનિક• સમૂહવાદનો મુખ્ય ધ્યાન બનશે. શ્રી અરવિંદ કહે છે કે વધુ મૂળભૂત બાબતો પ્રતિ દષ્ટિપાત કરતા જણાશે કે ભૌતિક તત્ત્વમા એકરૂપતા, જૂથની નિશાની છે પ્રાણ અને માનસની વૃદ્ધિ સાથે મુકત વિવિધતા અને વૈયકિતક વિકાસ પ્રગતિ કરે છે ભૌતિક તત્ત્વમાં અને ભૌતિક તત્ત્વમાથી મનોમય વ્યકિત તરીકે માનવીનો વિકાસ થયો હોવાથી, તેનો પ્રારંભ એકરૂપતાથી થાય છે અને વૈયકિતક સ્વાતંત્ર્ય તથા વૈવિધ્ય પ્રતિ પ્રગતિ કરે છે[31] આમ શ્રી અરવિંદ અનુસાર પ્રારંભના માનવજીવનમાં વ્યકિત ઉપર જૂથનુ પ્રભુત્વ હતુ અને તેમાથી માનવી ક્રમશ મુકત થતો ગયો

---

30. The Synthesis of Yoga p 176

31 The Ideal of Human unity pp 382-383

સમાજવિહીન સ્થિતિની શકયતા : શ્રી અરવિંદ, માનવીની મૂળ સમાજવિહીન સ્થિતિના ખ્યાલને સદંતર નકારતા નથી. આ અંગે તે પોતાનાં શકય અર્થઘટનો આપે છે, તેઓ કહે છે કે સામાજિક સ્થિતિ પહેલાં માનવીની મુક્ત અને સમાજવિહીન સ્થિતિને માત્ર એક કલ્પના ગણવી એ પણ યથાર્થ નથી આધુનિક વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુ અનુસાર, માનવીની આવી સ્થિતિ જો કોઈ કાળે અસ્તિત્વ ધરાવતી હોય, તો તે માત્ર સમાજવિહીન નહીં પરંતુ સમાજ વિરુદ્ધની સ્થિતિ હોવી જોઈએ. પરંતુ શ્રી અરવિંદ દર્શાવે છે કે આપણો વિકાસ સીધી રેખામાં નહીં પરંતુ ચક્રાકાર હોય, એ શક્ય છે. આ ચક્રોમાં, માનવીના અંશત સાક્ષાત્કારના તબક્કાઓમાં, તેણે પ્રેમ, પ્રકાશ, યથાર્થ વિચારણા અને યથાર્થ કાર્ય તથા જીવનના આંતરિક નિયમ સાથે સંકળાયેલ તાત્ત્વિક અરાજકતાવાદના ઉચ્ચ સ્વપ્નને, સાકાર કર્યું હોય તેમ બની શકે છે આ તબક્કાઓમાં રાજાઓ, સંસદ, કાયદાઓ, શિક્ષા વગેરે દ્વારા લદાયેલી બળજબરીની એકતાનો અભાવ હોય એ સ્વભાવિક છે વળી એ પણ શકય છે કે આપણી મૂળ સ્થિતિ, પ્રાણીની સહજ વૃત્તિજન્ય એવી મુક્ત અને પ્રવાહી સાહચર્યની સ્થિતિ જેવી હોય, અને આપણી અંતિમ આદર્શ સ્થિતિ અંતઃસ્ફુરિત સહજ જ્ઞાનની એવી મુક્ત અને પ્રવાહી સાહચર્યની હોય આમ આપણું ભાવિ, મૂળ પ્રાણી જેવા સાહચર્યને દેવતાઓના સમાજમાં પરિવર્તિત કરવાનું છે પ્રકૃતિને પ્રતિબિંબિત કરતી સહજ અને સરળ એકરૂપતા અને સુમેળમાંથી આપણું, દૈવી સતને પ્રતિબિંબિત કરતી આત્મ-સિદ્ધ એકતા પ્રતિ પ્રગતિ કરવાની છે ૩૨

આમ માનવી, બીજા માનવીના સમૂહમાં નહીં પરંતુ, તદ્દન અલગ રહેતો અને પછીથી બીજા માનવીઓ સાથે કરાર કર્યો તેથી સમાજ અસ્તિત્વમાં આવ્યો એ માન્યતા સાચી ગણી શકાય નહીં. શ્રી અરવિંદ દર્શાવે છે કે માનવી અલગ વ્યક્તિ તરીકે રહેતો નથી અને અલગ સ્વાતંત્ર્યમાં તેનો વિકાસ થઈ શકતો નથી. બીજાઓ સાથેના સંબંધમાં, તેની વૃદ્ધિ થાય છે આથી તેના સ્વાતંત્ર્યનો, તેના માનવબંધુઓના સ્વાતંત્ર્ય સાથે પ્રગતિશીલ સુમેળ હોવો જોઈએ આમ વ્યક્તિને વધુ મહાન પૂર્ણતા પ્રાપ્ત કરવા માટે સમાજ એ સંબંધિત ક્ષેત્ર છે ૩૩

૩૨ Ibid P 384

૩૩ The Human Cycle p 291

**વ્યક્તિનું મહત્ત્વ :** સમાજકરાર જેવા આત્યંતિક વ્યક્તિવાદી સિદ્ધાંતોને અયથાર્થ ગણીને શ્રી અરવિંદે સમાજનું મહત્ત્વ દર્શાવ્યું છે. આવી જ રીતે સમાજ વ્યક્તિ ઉપર આધારિત હોવાથી, તેમણે વ્યક્તિનું મહત્ત્વ પણ દર્શાવ્યું છે. તેઓ કહે છે કે માનવીનાં માનસ અને પ્રાણ, એક રીતે, સમૂહનાં કે જાતિનાં માનસ અને પ્રાણના ભાગ હોવા છતાં, તે જૂથમાં જ બંધાયેલ ન રહેતાં, તેનાથી આગળ જાય છે. સમાજ, વ્યક્તિને કારણે, અસ્તિત્વ ધરાવે છે કારણ કે, તેનાં માનસ, પ્રાણ અને શરીર વ્યક્તિઓરૂપી સભ્યોનાં માનસ, પ્રાણ અને શરીરના બનેલાં છે. જો તેનું વિઘટન કરવામાં આવે તો સમાજનું પોતાનું જ વિઘટન થાય છે. વળી સમૂહમાંથી દૂર થતાં કે અલગ થતાં વ્યક્તિ પોતાનું અસ્તિત્વ ગુમાવતી નથી. આનું કારણ એ છે કે સમાજજીવન, માનવીનું સમગ્ર જીવન નથી. વ્યક્તિને પોતાનું સત્ છે અને સમાજજીવનમાં તેને વ્યક્ત કરવા પ્રયાસ કરે છે. આમ છતાં, તેમાં જ તે બંધાઈ રહેતી નથી. સમાજજીવન વિના માનવી પૂર્ણ ભૌતિક જીવન પ્રાપ્ત કરી શકે નહીં પરંતુ, આધ્યાત્મિક જીવન જીવી શકે છે અને પોતાનું સત્ પ્રાપ્ત કરી શકે છે.[૩૪]

આ ઉપરાંત, પોતાની ઉત્ક્રાંતિ અને પ્રગતિ માટે સમાજનો વ્યક્તિ ઉપર આધાર છે. શ્રી અરવિંદ સ્પષ્ટ કરે છે કે સમૂહના માનસ અને આત્માની વૃદ્ધિ તથા વિકાસનો આધાર વ્યક્તિ, વ્યક્તિના પર્યાપ્ત સ્વાતંત્ર્ય તથા સમૂહમાં જે અનભિવ્યક્ત છે, તેને અલગ અભિવ્યક્ત કરવાની તેની શક્તિ ઉપર છે. માનવીનું જૂથ એક સમૂહ અને રચનાનું ક્ષેત્ર છે; જ્યારે વ્યક્તિ સત્યની શોધક, સ્વરૂપની રચયિતા અને સર્જક છે. માનવીએ, અંતે, પોતાનામાં લીન થઈને પોતાને શોધવાનો છે. જ્યારે તે પોતાને શોધી શકે છે ત્યારે તે, બધા સાથે, આધ્યાત્મિક રીતે એક થઈ શકે છે. સુદૃઢ વ્યક્તિમત્તા પ્રાપ્ત કર્યા વિના વ્યક્તિ માનસિક, જૈવીય અને ભૌતિક રીતે આ એકતા પ્રાપ્ત કરવા પ્રયાસ કરશે તો, તે સમૂહ-ચેતનાના પ્રભુત્વ હેઠળ આવશે અને પોતાના આત્માની પરિપૂર્ણતા ગુમાવશે. જ્યાં વ્યક્તિ માનસિક, જૈવીય અને આધ્યાત્મિક બની છે ત્યાં માનવજાતની ઉત્ક્રાંતિના મહાન તબક્કાઓ સર્જાય છે.[૩૫] આમ વ્યક્તિ અને સમાજ વચ્ચેનો સંબંધ,

---

૩૪. The Life Divine pp. 929–930
૩૫. Ibid p. 617–619

સમાજકરારના સિદ્ધાત અનુસારનો, એકપક્ષી નથી, તે અન્યોન્ય આધારનો સબધ છે.

## જીવંત એકમનો સિદ્ધાંત :

સમાજકરાર સિદ્ધાતમાં સમાજ કરતાં વ્યકિતને વધુ મહત્ત્વ આપવામા આવે છે, જ્યારે જીવંત એકમના સિદ્ધાતમાં વ્યકિત કરતા સમાજને વધુ મહત્ત્વ આપવામા આવે છે આ સિદ્ધાંત પણ કરારના સિદ્ધાંત જેટલો પ્રાચીન છે અને આધુનિક યુગમાં તેની અસર પણ પ્રબળ છે. ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં જીવશાસ્ત્રની પ્રગતિએ આ સિદ્ધાંતને પ્રોત્સાહન આપ્યું છે. અઢારમી સદીમાં જેની પ્રબળ અસર હતી તે કરાર સિદ્ધાતની વિરુદ્ધની પ્રતિક્રિયા તરીકે પણ આ સિદ્ધાત પ્રબળ અસર ધરાવતો હતો. પરંતુ સમકાલીન સામાજિક વિચારધારામા તેનું સુધારેલું સ્વરૂપ જ મોટે ભાગે સ્વીકાર્ય બન્યું છે.

કરાર સિદ્ધાંતની જેમ આ સિદ્ધાંતની વિવિધ રજૂઆત, તેના સમર્થકોએ કરી છે પરતુ, તેમાયે સમાન દષ્ટિબિંદુ તો છે જ. આમ, સમાજ તેના બધારણ અને કાર્યમા જૈવીય એકમ છે વળી પ્રાણીની જેમ સમાજ વિસ્તૃત એકમ છે અને તેના ભાગોની એકતા અને ક્રિયાઓનુ સગઠન હોય છે. આથી સમાજના સ્વરૂપની ભૂમિકા જૈવીય છે આ મતવ્યના સમર્થકો છે: હર્બર્ટ સ્પેન્સર, લિલિયન ફિલ્ડ, શેફેલ અને નોવિકોવ હર્બર્ટ સ્પેન્સર જેવા ચિતકોએ આ સિદ્ધાંતનુ અતિમાત્રાનુ સ્વરૂપ આપ્યુ છે અને જૈવીય તથા સામાજિક એકમોના બધારણ અને કાર્યોની સમાનતા દર્શાવી છે. કેટલાકે તો રાજ્ય અને દેવળને જાતીય લાક્ષણિકતાઓ પણ આપી છે આમ રાજ્યને પુરુષવાચી અને દેવળને સ્ત્રી–વાચી ગણીને, સ્ત્રીઓને કે દેવળને, રાજ્યની બાબતમા અધિકાર નથી તેમ ગણ્યુ છે[૩૬]

જીવત એકમના સિદ્ધાતની અભિવ્યક્તિ, મનોવિજ્ઞાનમા, 'સમાજમન', 'જૂથમાનસ' કે 'સમૂહ ચેતના' તરીકે કરવામા આવી છે તે ખ્યાલ કેટલો અપૂર્ણ છે તે જૂથાત્મા અંગેની ચર્ચામા સ્પષ્ટ થયુ છે

---

૩૬ Social Philosophy of Sri Aurobindo p. 51

**જૈવીય દૃષ્ટિબિંદુની અપૂર્ણતા :** જીવંત એકમના સિદ્ધાંત અનુસાર વ્યક્તિ સમાજ–શરીરનો કોષ છે. આથી સામાજિક હેતુના જ સંદર્ભમાં જ તેના જીવનની સાર્થકતા છે. રાજ્યના કડક અંકુશ હેઠળ વ્યક્તિને રાખવાની પોતાની નીતિના સમર્થનમા હિટલર અને મુસોલિની જેવા સમૂહવાદી સરમુખત્યારોએ આ સિદ્ધાંતનું અનુકૂળ અર્થઘટન લીધું હતુ. વ્યક્તિ અને સમાજ વચ્ચેના સંબંધ અંગેનું, આ જૈવીય ભૂમિકા ઉપરનું, દૃષ્ટિબિંદુ અધૂરું અનેઅયથાર્થ છે. સમાજનાસ્વરૂપ અંગેની ચર્ચામાં, શ્રી અરવિંદે વ્યક્તિ અને સમાજના સ્વરૂપોની સમાનતા સ્પષ્ટ કરતા, સમાજને વધુ જટિલ અને વિસ્તૃત વ્યક્તિ કરી છે. માનવીની જેમ સમાજનુ જીવન જન્મે છે, વૃદ્ધિ પામે છે, પરિપકવ થાય છે અને ક્ષય પામે છે. આવી સમાનતા હોવા છતા, મહત્ત્વની ભિન્નતા એ છે કે, સમાજરૂપી જીવંત એકમના ભાગો આત્મ–સચેત માનસિક વ્યક્તિઓ છે, નિમ્નચેતન કોષો નહીં. આથી શ્રી અરવિંદ, સમાજને માત્ર પરલક્ષી સત્ જ નહી પરંતુ, આત્મલક્ષી શક્તિ ગણે છે.[૩૭] સમાજની જીવંત એકમ તરીકેની લાક્ષણિકતા તો બાહ્ય રચના છે, જ્યારે તેનો સાચો આત્મા અંતરાત્મા છે તેઓ કહે છે કે વ્યક્તિની જેમ સમાજ પણ એક આત્મા છે. એકવાર અલગ સ્પષ્ટતા પ્રાપ્ત કર્યા બાદ તે વધુને વધુ આત્મ–સચેત બને છે વળી સામૂહિક માનસિકતા અને કાર્યનો જેમ જેમ તે વિકાસ કરે છે તેમ તેમ પોતાને વધુ પૂર્ણ રીતે પ્રાપ્ત કરે છે.[૩૮] આમ શ્રી અરવિંદનુ સમાજ વિષેનું દૃષ્ટિબિંદુ, મુખ્યત્વે આધ્યાત્મિક છે, જૈવીય નહી, આથી વ્યક્તિની જેમ સમાજને ભૌતિક શરીર અને માનસ હોવા છતાં, જેમ વ્યક્તિની મૂળભૂત સત્તા તેનો આત્મા છે તેમ સમાજની મૂળભૂત સત્તા પણ તેનો આત્મા છે, અને તે સામૂહિક શરીર તથા સામૂહિક માનસથી ભિન્ન છે.

**વ્યક્તિ–સમાજ સંબંધનુ સાચુ સ્વરૂપ :** શ્રી અરવિંદ, જીવંત એકમના ખ્યાલ અનુસાર, વ્યક્તિને સમાજરૂપી સમગ્રનો માત્ર ભાગ જ ગણતા નથી તેમના મતે આ બન્ને વચ્ચેનો સબંધ અનેકમુખી હોવાથી, તેને એક સમીકરણના ચોકઠામા મૂકી શકાય નહી. તેના સામાન્ય બાહ્યાતમાની દૃષ્ટિએ, વ્યક્તિ સામાજિક સમગ્રનો એક ભાગ છે અને પોતાનાં

---

૩૭ The Human Cycle p 43

૩૮ Ibid p 43

અસ્તિત્વ તથા વિકાસ માટે સમાજ ઉપર આધારિત છે. આમ છતાં, પોતાના અંતરાત્મામાં તે મુક્ત આત્મ-નિષ્ઠતી અને વૈશ્વિક આત્મ-વિસ્તરણની શક્તિ ધરાવે છે. આ રીતે તે પોતાનામાં માત્ર સમગ્ર સમાજ જ નહીં પણ, સમગ્ર માનવજાતને સમાવી શકે છે. માનવીના શરીરના કોષો સમૂહથી અલગ અસ્તિત્વ ધરાવી શકતા નથી પરંતુ, સામાજિક એકમોના વૈયક્તિક સભ્યો આવું અસ્તિત્વ ધરાવી શકે છે અને કુટુંબ, જાતિ વર્ગ અને રાષ્ટ્રના સીમાડા પણ ઓળંગી શકે છે. એક બાજુ આત્મ-પર્યાપ્તપણું અને બીજી બાજુ વૈશ્વિકતા, એમ બન્ને, તેની પૂર્ણતાનાં આવશ્યક તત્ત્વો છે.૩૯ આત્મ-તત્ત્વ તરીકે વ્યક્તિ, પોતાના માનવપણાની મર્યાદામાં જ રહેતી નથી. ઉત્ક્રાંતિમાં, તે માનવીથી નિમ્ન કક્ષામાં હતી, અને ભાવિમાં તે માનવીથી વધુ ઉચ્ચ કક્ષાએ હશે. જેમ વ્યક્તિ, વિશ્વમાં, પોતાને શોધે છે તેમ વિશ્વ, વ્યક્તિ દ્વારા, પોતાને શોધે છે. વ્યક્તિ વિશ્વ કરતા પણ વધુ, મહાન બનવાની શક્તિ ધરાવે છે.૪૦ આમ, શ્રી અરવિંદના મતે, વ્યક્તિ સમાજ સાથે આંગિક રીતે સંબંધિત હોવા છતાં, સમાજરૂપી સમગ્રનો તે માત્ર કોષ નથી. આ કારણે, શ્રી અરવિંદ વ્યક્તિના સ્વાતંત્ર્ય અને વિકાસને વધુ મહત્ત્વ આપે છે. તેઓ કહે છે કે સામૂહિક જીવનના એક નિષ્ક્રિય સાધન તરીકે, સમાજની ઈમારતના એક પથ્થર તરીકે, કે શરીરના માત્ર એક કોષ તરીકે વ્યક્તિને ગણવાનો, જૂથને કોઈ અધિકાર નથી. માનવતાની રચના આવી નથી. માનવીમાં દૈવી સત્તા રહેલી છે અને તે પોતાનામાં સમગ્ર માનવતાને સુષુપ્ત રીતે સમાવે છે આથી કોઇ રાજ્ય, કાયદો કે સુધારક તેને એકસરખી બીબાઢાળ ભાતમાં રૂપાંતર કરે એ યોગ્ય નથી કોઈ દેવળ કે પાદરી તેને મુક્તિ અપાવી શકે નહીં. માનવીએ જ પોતાનું સાચું સ્વરૂપ શોધવાનું અને પામવાનું છે. આવી જ રીતે અમુક જ માર્ગે, અમુક અંતર સુધી જવાની તેને કોઇ ધર્મ, સંપ્રદાય, સંસ્કૃતિ, રાષ્ટ્ર વર્ગ, વ્યવસ્થા કે નીતિ કાયમી ફરજ પાડી શકે નહીં. આ બધાનો, તે ઉપયોગ કરે તે પ્રમાણમાં, તેની વૃદ્ધિ થાય છે, અને આ બધાથી તે આગળ જાય છે માનવી જન્મજન્માંતરનો મુસાફર છે અને તેનો માર્ગ આગળ ધપવાનો છે૪૧ રાજ્ય એક તંત્ર છે અને સમાજ, વ્યક્તિના જીવનનો એક ભાગ

૩૯ The Ideal of Human Unity p 380

૪૦ L D p 929

૪૧ The Human Cycle pp 86

છે. આથી વ્યક્તિની અંતિમ નિષ્ઠા આ બન્ને સાથે નહી, પરંતુ સત્‌-આત્મા કે દૈવી સત્‌ સાથે છે તેના સત્‌નો સાચો હેતુ પોતાને શોધવાનો અને અભિવ્યક્તિની પૂર્ણતા પ્રાપ્ત કરવાનો છે.[૪૨]

જેમ સમાજને, પોતાના હેતુ માટે, વ્યક્તિનું દમન કરવાનો અધિકાર નથી, તેમ પોતાના સ્વાર્થી હેતુ માટે સમાજની સાચી બાબતોની અવગણના કરવાનો, વ્યક્તિને પણ અધિકાર નથી. વ્યક્તિ અને સમાજ, બન્નેનુ ધ્યેય એક જ છે અને તેમની વચ્ચે ઘર્ષણ નથી વ્યક્તિ સમગ્ર માનવજાત સાથે સુદૃઢ આતરિક સબંધથી જોડાયેલી છે વ્યક્તિ કે સમાજ એકબીજાનું દમન કરીને કે અવગણના કરીને પોતાની પરિપૂર્ણતા સિદ્ધ કરી શકે નહી. વ્યક્તિ અને સમૂહ કે સમષ્ટિમા અભિવ્યક્ત એવું સર્વોચ્ચ સત્‌ એક જ છે. આથી બીજા સાથે આપણી એકતાને સિદ્ધ કરીને આપણા સાચા આત્માની પરિપૂર્ણતા પ્રાપ્ત કરી શકીએ[૪૩] આમ વ્યક્તિ કે સમાજની અલગ વૃદ્ધિ નહી પરંતુ, બન્નેની સમાન, એકી સાથેની અને સમાતર વૃદ્ધિનુ ધ્યેય, શ્રી અરવિંદ આપે છે.[૪૪] વ્યક્તિ અને સમાજ, એકબીજાથી અલગ અને વિરોધી વલણો નથી; બન્ને સમાન સત્‌નુ સહજ વલણ છે.

### વ રાજકીય તત્ત્વજ્ઞાન

### રાજ્યનું સ્વરૂપ અને વિકાસ

**સામાજિક ઉત્ક્રાંતિના તબક્કા** શ્રી અરવિંદના રાજકીય તત્ત્વજ્ઞાનનો સબંધ માનવીની સામાજિક અને રાજકીય ઉત્ક્રાંતિ, તર્કના મહત્ત્વ વિષેના તેના સિદ્ધાત સાથે શ્રી અરવિંદ, વ્યક્તિ અને સમાજ બન્નેમા, સામાજિક ઉત્ક્રાંતિ કે માનવ ઉત્ક્રાંતિના ત્રણ તબક્કાઓ દર્શાવે છે[૪૫] ઉત્ક્રાંતિનો પ્રારંભ નિમ્નબૌદ્ધિક તબક્કાથી થાય છે. આ તબક્કામા વૃત્તિઓનું, અસ્પષ્ટ અંતઃસ્ફૂરણાઓનુ અને આવેગોનુ પ્રભુત્વ હતુ આ તબક્કે, સ્પષ્ટ એવી બુદ્ધિમાન નિર્ણય અનુસાર, માનવી, જીવન અને કાર્યોને

૪૨ *L D p 930*

૪૩ *The Human Cycle pp 58–59*

૪૪ Ibid p 77

૪૫ Ibid Pp 246–247

નીરખતાં શીખ્યો ન હતો. પ્રાચીન ભારતના જાતિધર્મ અને કુલધર્મ, આ યુગના, ઉત્પાદનો હતાં. સામાજિક બળ તરીકે બુદ્ધિવાદ, અહી સુષુપ્ત હોવાથી, આ તબક્કાને પ્રાકૃતિક સમાજનો યુગ કહી શકાય[૪૬] બીજો તબક્કો બૌદ્ધિક યુગનો છે. આ તબક્કામાં, માનવીના બૌદ્ધિક સંકલ્પનો, વગેરેએ અંગે વિકાસ થયો હોવાથી, તેના દ્વારા તે પોતાની વિચારણા, લાગણી અને કાર્યોનું મૂલ્યાંકન કરી શકે છે. આ ઉપરાંત, સામુદાયિક માનસ બૌદ્ધિક રીતે વધુ આત્મ-સચેત થતું જાય છે. ત્રીજો તબક્કો ભાવિ તબક્કો છે અને તેમાં અતિબૌદ્ધિક આત્મલક્ષી ચેતનાનું પ્રભુત્વ હશે. અહી અંતઃસ્ફુરિત, અધિમાનસીય અને અતિમાનસીય ચેતનાનો, માનવીના રૂપાંતર અને સમાજની દૈવી પૂર્ણતા માટે, ઉપયોગ થશે.

**પરિવર્તનના સાધન તરીકે રાજ્ય :** નિમ્નબૌદ્ધિક તબક્કામાથી બૌદ્ધિક તબક્કામાં પરિવર્તનનું એક મોટું સાધન, રાજ્ય છે. હિંસાના કાનૂની અધિકારના ઈજારા દ્વારા રાજ્ય, પોતાના દમનતંત્રને વ્યવસ્થિત અને સ્થિર બનાવે છે, અને આ રીતે, તે જાહેર વ્યવસ્થા અને કાર્યક્ષમતાના સંરક્ષણનું એક વિશાળ સાધન બને છે. શ્રી અરવિંદ દર્શાવે છે કે રાજ્ય શક્તિશાળી હોવા છતા, માનવીના આપખુદ અને અસહિષ્ણુ વિજ્ઞાન અને તર્કનું તે પરિણામ છે, માનવીના આ વિજ્ઞાન અને તર્ક વિશ્વ-પ્રકૃતિના ઉત્ક્રાતિમય પ્રયોગો અને અંતઃસ્ફુરણાનુ સ્થાન લે છે, અને પ્રાકૃતિક એકમને સ્થાને બૌદ્ધિક વ્યવસ્થા સ્થપાય છે.[૪૭] રાજ્યનો ઇતિહાસ દર્શાવે છે કે રાજ્યની વ્યવસ્થિત શક્તિના કેન્દ્રીય વિકાસ દ્વારા રાજકીય એકીકરણ અને સુદૃઢતાની પ્રક્રિયા થઈ છે. રાજ્યના ઉદ્‌ભવ પહેલા માનવસમાજમા જાતિ-બંધુત્વનો પ્રભાવ હતો. રાજ્ય, સરહદી કેન્દ્રીકરણ ઉપર આધારિત છે, અને તેને પરિણામે વહીવટી અને વૈધાનિક કેન્દ્રીકરણ થાય છે. માનવીના ઇતિહાસના પ્રારંભમા રાજકીય સામર્થ્યના વિવિધ અને અનેક કેન્દ્રો હતા. રાજકીય સામર્થ્યનું કેન્દ્રીકરણ, સ્થિર રાજાશાહીને કારણે, થયુ. ઇજિપ્તની મહાન સંસ્કૃતિઓમાં, બેબિલોનિયા, ક્રીટ, ગ્રીસ અને રોમમા આવુ કેન્દ્રીકરણ થયુ હતું, વેદોમા પણ રાજાશાહીનો ઉલ્લેખ છે. કેટલાક દેશોમાં

૪૬. The Political Philosophy of Sri Aurobindo p. 285

૪૭. The Ideal of Hnman Unity p 616

રાજાશાહીને સ્થાને કુલીનશાહી અને ત્યારબાદ અલ્પસંખ્યક પક્ષોનું પ્રભુત્વ સ્થપાયું હતું. ગ્રીસ, આ પરિવર્તનનું, પ્રશિષ્ટ દૃષ્ટાંત છે. આમ ઢીલી અને પ્રાકૃતિક એવી પ્રારંભિક એકતાને સ્થાને, બુદ્ધિપૂર્વકની કાર્યક્ષમતાનું ધ્યેય ધરાવતું, બૌદ્ધિક એવું કેન્દ્રીય એકીકરણ સ્થપાયું હતું. અહીં પ્રાકૃતિક જટિલતાઓ અને વિવિધતાઓથી સભર ઢીલી એકતાનું સ્થાન, બૌદ્ધિક, વ્યવસ્થિત અને ચુસ્ત એકરૂપતાએ લીધું છે.[૪૮] રાજ્યના વિકાસમાં, અંતે, પ્રાણીની ફળદ્રુપતા, પ્રબળતા અને સાહજિક સરળતાનું સ્થાન, ઉત્પાદન અને નિયમન માટે કાળજીપૂર્વક રચાયેલ, રાક્ષસી કદનું તંત્ર લે છે.[૪૯]

**તર્કના તબક્કા :** આમ સામાજિક અને રાજકીય પ્રક્રિયાઓમાં તર્કના ઉપયોગને કારણે, પશ્ચિમના આધુનિક રાષ્ટ્રોના રાજકીય વિકાસમાં, વ્યવસ્થિત જટિલતા અને ચુસ્ત કાનૂની એવી અવૈયક્તિક એકરૂપતાનો ઉદ્ભવ થયો છે. પરંતુ આ વ્યવહારુ સ્તરની રાજકીય ઉત્ક્રાંતિ પહેલાં સામાજિક તત્ત્વજ્ઞાનમાં મહત્ત્વનાં પરિવર્તનો થયાં હતાં. વૈયક્તિક સ્વાતંત્ર્ય માટે સત્તરમી અને અઢારમી સદીઓમાં સમીક્ષાત્મક તર્કનો પ્રારંભિક ઉપયોગ થયો હતો. માનવીમાં રહેલ નૈતિક અને બૌદ્ધિક સિદ્ધાંતના સમર્થન દ્વારા રાજકીય ચિંતકોએ, રાજાશાહી આપખુદ તંત્રની અબૌદ્ધિકતા દર્શાવી હતી. ફ્રાંસના ભૌતિકવાદીઓએ જાગીરશાહી અને આપખુદ તંત્ર, સામાજિક કલ્યાણની સંસ્થા તરીકે, બિનઉપયોગી બન્યા છે તેમ દર્શાવ્યું છે. સ્ટોઈક સંપ્રદાયની માનવબંધુતા અને સમાનતાની પ્રાચીન ભાવના, નૈતિક ક્ષેત્ર પૂરતી મર્યાદિત રહેવાને બદલે, રાજકીય ક્ષેત્રના સંદર્ભમાં પણ લેવામાં આવી ત્યારે આધુનિક યુગમાં સામાજિક પુનર્નિર્માણ તરીકે તર્કનો બીજો તબક્કો દૃષ્ટિગોચર થાય છે. આ સાથે શ્રમજીવી સમતાવાદી એવી સામ્યવાદી શાસનવ્યવસ્થાનો ઉદ્ભવ થયો. બ્રિટિશ અનુભવવાદી અને ફ્રેંચ ભૌતિકવાદી તત્ત્વજ્ઞાનને રાજકીય સ્વાતંત્ર્ય અને વૈયક્તિક સ્વાતંત્ર્યના ખ્યાલની ભૂમિકા આપી; જ્યારે જર્મન આદર્શવાદ અને તેની દ્વંદ્વાત્મક પદ્ધતિએ સમાજવાદ અને સામ્યવાદના નવા શાસનતંત્રની ભૂમિકાઓ આપી હતી. વળી ફ્રેંચ ક્રાંતિના બંધુત્વના સૂત્રે બૌદ્ધિક અરાજકતાવાદની ઉત્પત્તિમાં ફાળો આપ્યો છે. અરાજકતાવાદ, રાજ્યને અનિષ્ટ આપત્તિ ગણે છે અને તેને સ્થાને ઐચ્છિક

૪૮. Ibid p. 615

૪૯. Ibid pp. 615–616

અહકારી બધુત્વની પદ્ધતિને આવકારે છે. આમ સામાજિક સિદ્ધાંત તરીકે તર્કના વિવિધ ઉપયોગ અનુસાર, આધુનિક યુરોપની સામાજિક ઉત્ક્રાંતિની રાજકીય ગતિશીલતાના; શ્રી અરવિંદના અર્થઘટનોને, ઇતિહાસનું સમર્થન મળે છે.[૫૦]

**રાજ્યની અપૂર્ણતા** . રાજ્યનો ઉદ્ભવ, નિમ્નબૌદ્ધિક વૃત્તિઓ અને અંતઃસ્ફૂરણાને સ્થાને, તર્કનું પ્રભુત્વ સૂચવતો હોવા છતાં, શ્રી અરવિંદ રાજ્યને યાંત્રિક સ્વરૂપનું ગણે છે. રાજ્યને, તેઓ, નૈતિક લાક્ષણિકતા આપતા નથી. શ્રી અરવિંદ કહે છે કે રાજ્યને આત્મા હોતો નથી અથવા તો તે પ્રારંભિક પ્રકારનો હોય છે. રાજ્ય લશ્કરી, રાજકીય અને આર્થિક બળ છે. તે, બૌદ્ધિક અને નૈતિક તો, તદ્દન નજીવી માત્રામા હોય છે.[૫૧] આથી સૈદ્ધાંતિક રીતે રાજ્ય, દેશના સર્વોત્તમ રાજકીય ડહાપણને મૂર્તિમંત કરતું ગણાતું હોવા છતા, રાજ્યની ગતિવિધિમાં લાલસાયુક્ત ખેંચતાણ, પક્ષો અને જૂથો વચ્ચે ઇર્ષ્યા અને ઘૃણા તથા સુમેળ સાધતા સમન્વયાત્મક નૈતિક સિદ્ધાંતનો અભાવ વર્તાય છે. આમ રાજ્ય રાષ્ટ્રનું ઉત્તમ માનસ નથી, તેમ સામુદાયિક શક્તિનો સરવાળો પણ નથી. તે પોતાના વ્યવસ્થિત કાર્યો ઉપર આધાર રાખે છે અને ઘણીવાર દેશની ઉત્તમ માનસ ધરાવતી વ્યક્તિઓનું ગેરવાજબી રીતે દમન કરે છે આથી શ્રી અરવિંદ, સમુદાયમા જે શ્રેષ્ઠ છે તેનાથી, ઊતરતી કક્ષાનો સામૂહિક અહં કહે છે.[૫૨] નૈતિકતા અને આદર્શને અનુસરવાનો દાવો કરવા છતા, હકીકતમા, રાજ્યો સામ્રાજ્યશાહી વિસ્તારવાદ અપનાવે છે અને કવચિત્ મોટી લડાઈઓમા અમાનુષી હિંસાનો આશ્રય લે છે. આ પ્રવૃત્તિ ઉપર જે કાંઇ નિયંત્રણ છે તે આતરરાષ્ટ્રીય કાયદાનું કે નૈતિક સિદ્ધાંતનું નિયંત્રણ નથી. શકય પરાજય અને નિષ્ફળતાની ગણતરીઓ જ આ પ્રવૃત્તિ ઉપર અંકુશ મૂકે છે. આમ છતાં આધુનિક સમયમા આ અંગે કેટલોક સુધારો જોવા મળે છે. રાજ્યને હવે લાગે છે કે તેણે સામાજિક સંસ્થા તરીકે કાર્ય કરવું જોઈએ અને બધી વ્યક્તિઓ તથા સમુદાયના કલ્યાણ માટે, સામાન્ય આર્થિક વ્યવસ્થા કરવી જોઈએ. બૌદ્ધિક અને નૈતિક બનવાનો રાજ્યનો પ્રયત્ન, આધુનિક

૫૦ The Political Philosophy of Sri Aurobindo pp 287–288

૫૧ The Ideal of Human Unity p 391

૫૨ Ibid p 391

સંસ્કૃતિની એક સૌથી રસપ્રદ ઘટના છે યુરોપમા વિશ્વયુદ્ધની દુર્ઘટનાને કારણે માનવજાતને રાજ્યની બૌદ્ધિક અને નૈતિક ભૂમિકાની આવશ્યકતા અને મહત્તાનુ તીવ્ર ભાન થયુ છે પરતુ શ્રી અરવિંદ કહે છે કે જેમ જેમ રાજ્ય, પોતાના નવા આદર્શો અને શક્યતાઓ અગે વધુ સ્પષ્ટ રીતે સચેત થતુ જાય છે તેમ તેમ મુકત વૈયક્તિક પ્રવૃત્તિને, પોતાનામા વધુને વધુ સમાવવાની પ્રવૃત્તિ, કવેગાની છે જો આ પ્રવૃત્તિ અટકશે નહિ તો માનવીની પ્રગતિ રૂંધાશે રોમના સામ્રાજ્યની સ્થાપના બાદ ગ્રીસ–રોમની આવી સ્થિતિ થઇ હતી [૫૩]

**રાજ્યનુ યાંત્રિક સ્વરૂપ** રાજ્ય અગેના ઉપરોક્ત વિચારો સ્પષ્ટ દર્શાવે છે કે, શ્રી અરવિદ, રાજ્યના જીવંત એકમના સિદ્ધાતને યથાર્થ ગણતા નથી તેઓ કહે છે કે એકમની વૃદ્ધિ માટે યોગ્ય એવા મુક્ત, સુમેળયુક્ત, બૌદ્ધિક અને વિવિધ કાર્યો કરવાને શકિતમાન નથી આનુ કારણ એ છે કે, રાજ્ય જીવત એકમ નથી, તે યાત્રિક તત્ર છે આથી તે કુનેહ વિના, સૂક્ષ્મતા વિના અને અંતસ્ફૂરણા વિના એક યત્રની જેમ કાર્ય કરે છે તે યાત્રિક ઉત્પાદન કરવા પ્રયાસ કરે છે, પરતુ માનવીએ તો વૃદ્ધિ પામવાનુ અને સર્જન કરવાનુ છે રાજ્યના આવા યાત્રિક સ્વરૂપનુ દર્ષ્ટાત, જ્યા રાજ્યને હસ્તક કેળવણી છે, તેવા દેશોમાં જોવા મળે છે કેળવણીનો હેતુ માનવીની શકિતઓના આતરિક વિકાસમા સહાય કરીને વિકસિત વ્યકિતત્વ સર્જવાનુ છે પરતુ રાજ્ય-સચાલિત કેળવણી એક ઘરેડ અને યાત્રિક પદ્ધતિ બની જાય છે, અને તેમા વ્યકિતની વૃદ્ધિ અને સાચા વિકાસને સ્થાન રહેતુ નથી રાજ્ય હમેશા એકરૂપતા તરફ વળે છે. કારણ કે, તેને માટે એકરૂપતા એક સહેલો બાબત છે, જ્યારે તેના યાત્રિક સ્વરૂપને, પ્રાકૃતિક રૂપાતરો, અશકય લાગે છે પરતુ શ્રી અરવિદ કહે છે કે આવી એકરૂપતા મૃત્યુ છે, જીવન નહી [૫૪] આપણા સમાન વિકાસ માટે રાજ્ય એક કઢગી સગવડતા છે આથી તેને ધ્યેય તરીકે લેવુ જોઈએ નહી [૫૫] રાજ્યના આ યાત્રિક સ્વરૂપને અનુલક્ષીને, તેના કાર્ય અગે શ્રી અરવિદ કહે છે કે, રાજ્યે અડચણો, નુકશાનકારક બગાડ, ઘર્ષણ, નિવારી

---

૫૩ Ibid pp 392–393

૫૪ Ibid p 395

૫૫ Ibid p 394

અક્ષય તેવો અન્યાય જેવી બાબતો દૂર કરવી જોઈએ અને પોતાની શક્તિ તથા પ્રકૃતિ અનુસાર, વ્યક્તિના આત્મવિકાસ માટે ન્યાયી અને સમાન તકની પરિસ્થિતિ દર કરવી જોઇએ. માનવીના વિકાસમાં બિનજરૂરી દખલ નુકશાનકર્તા જ નીવડે છે,[૫૬]

રાજ્ય વિષે વિવિધ આદર્શવાદી દષ્ટિબિંદુઓ[૫૭].

જર્મન આદર્શવાદી અને શ્રી અરવિંદના દષ્ટિબિંદુઓ : શ્રી અરવિંદનું અને જર્મન આદર્શવાદીઓનું રાજકીય તત્ત્વજ્ઞાન ઘણું સામ્ય ધરાવે છે, સમુદાયનું અતિયાંત્રિક અને આધ્યાત્મિક સ્વરૂપ માનવ, ઈતિહાસમાં બ્રહ્માંડીય આત્મતત્ત્વની પ્રગતિશીલ અભિવ્યક્તિનો ખ્યાલ, બન્નેમાં એકસરખો છે, આમ છતાં બન્ને વચ્ચેની ભિન્નતા પણ મહત્ત્વની છે. હેગલના આદર્શવાદમાં વ્યક્તિને, બૌદ્ધિક સાંકલ્પિક કર્તા ગણવામાં આવી છે. તેમાં વ્યક્તિના દૈવી કે પારગામી મહત્ત્વનો નિર્દેશ નથી. વળી હેગલ અનુસાર નૈતિક વ્યવસ્થામાં જ વ્યક્તિ પોતાનું સત્ત્વ અને આંતરિક વૈશ્વિકતા પામે છે. શ્રી અરવિંદ અનુસાર આધ્યાત્મિક રીતે મુક્ત વ્યક્તિ, અંતિમ રીતે સામાજિક અને નૈતિક સંસ્થાઓની નહીં, પરંતુ પોતાનામાં રહેલ આધ્યાત્મિક સત્તની ઋણી છે. રાજ્યના સમાજવાદી કાર્યોને સ્વીકારતા હોવા છતાં રાજ્યતંત્ર પ્રત્યેનો, શ્રી અરવિંદનો વિરોધ તીવ્ર છે. શ્રી ટાગોર, રાષ્ટ્રનો વિરોધ અને જનતાની તરફેણ કરે છે. જ્યારે શ્રી અરવિંદ રાજ્યનો વિરોધ અને રાષ્ટ્રની તરફેણ કરે છે. હેગલ રાષ્ટ્ર–રાજ્યનુ સમર્થન કરે છે. શ્રી ટાગોર અને શ્રી અરવિંદના દષ્ટિબિંદુઓમા વેદાન્તની સર્વદેશીયતાની ભાવનાની અસર છે; જ્યારે ટ્યુટોનવાદે, હેગલને, રાષ્ટ્ર–રાજ્યને અંતિમ રાજકીય બંધારણના એકમ તરીકે લેવા પ્રેર્યા છે. આમ છતા હેગલ અને શ્રી અરવિંદ બન્ને, રાજ્યના બૌદ્ધિક સ્વરૂપને સ્વીકારે છે. અહીં ભિન્નતા એ છે કે શ્રી અરવિંદ રાજ્ય અંગે બૌદ્ધિક વ્યવસ્થાનો તબક્કો કહે છે. તે, વ્યક્તિ અને જૂથોના વિશ્લેષણાત્મક આત્મલક્ષી તર્કના સંદર્ભમાં કહે છે; રાજ્યના તંત્ર દ્વારા પારગામી તર્કના સંદર્ભમા નહીં આથી શ્રી અરવિંદ અનુસાર રાજ્ય માનવતર્કનું ઉત્પાદન છે, જ્યારે હેગલ અનુસાર, રાજ્ય વૈશ્વિક માનસનું સર્જન છે.

૫૬. Ibid pp 395–396

૫૭ The Political Philosophy of Sri Aurobindo pp 292–296

**ઑકસફર્ડના આદર્શવાદીઓના અને શ્રી અરવિંદના મંતવ્યો :**
શ્રી અરવિંદનો રાજ્ય વિષેનો ખ્યાલ ઑકસફર્ડના આદર્શવાદીઓથી પણ ભિન્ન છે ગ્રીન અનુસાર રાજ્ય વ્યક્તિઓનો સમુદાય છે અને તેને હક્કો હોવાનું અન્યોન્ય સ્વીકારવામાં આવે છે આ હક્કોની પૂર્ણતા અને જાળવણી માટે તેને કેટલીક સંસ્થાઓ હોય છે. રાજ્યની ભૂમિકા બળ નહિ પરંતુ, સંકલ્પ છે, શ્રી અરવિંદ કરતાં ગ્રીન, રાજ્યને વધુ નૈતિકતા આપે છે પરંતુ શ્રી અરવિંદ, ગ્રીન કરતા રાજ્યના વધુ કાર્યોનો નિર્દેશ કરે છે કારણ કે તેઓ સમાજવાદના આર્થિક આદર્શને સમર્થન આપે છે બોર્સાંકે, નૈતિક લાક્ષણિકતા ધરાવતી સમાજની સંસ્થાઓની મહત્તા અને પરિપૂર્ણતા રાજ્યમાં હોવાનું, ગણે છે જ્યારે શ્રી અરવિંદ સામાજિક સંસ્થાઓને તેનું પોતાનું આંતરિક મહત્ત્વ આપે છે અને તે રાજકીય વ્યવસ્થા ઉપર આધારિત નથી તેમ કહે છે, આમ છતા, એક રીતે, હેગલ બોર્સાંકે અને શ્રી અરવિંદના મંતવ્યો સરખા છે કારણ કે કલા, ધર્મ અને તત્ત્વજ્ઞાન દ્વારા સામાજિક અને રાજકીય પારગામીત્વને તે બધા સ્વીકાર છે હેગલ અને બોર્સાંકેની જેમ શ્રી અરવિંદ રાજ્યને તાત્વિક શ્રેષ્ઠતા અર્પતા નથી ત્રણેય એ સ્વીકારે છે કે ધર્મ અને તત્ત્વજ્ઞાનમાં પોતાનો સાક્ષાત્કાર પામતી આંતરિક આત્મ-ચેતના, રાજકીય અને સામાજિક સંસ્થાઓની સરહદ્દ પૂરતી મર્યાદિત નથી.

**વ્યક્તિ અને તેના હક્કો અંગે વિવિધ અભિગમો**

પ્લેટો અને એરિસ્ટોટલ જેવા ગ્રીક ચિંતકો અને હેગલવાદીઓ તથા શ્રી અરવિંદના મંતવ્યો વચ્ચે તીવ્ર તફાવત છે આ ભિન્નતાનું મૂળભૂત કારણ એ છે કે સામાજિક અને રાજકીય વિચાર-રચનાઓ સ્વીકારવા છતાં શ્રી અરવિંદ માનવીના ઊર્ધ્વગામી રૂપાંતર માટે યોગની પદ્ધતિમાં માને છે વળી શ્રી અરવિંદ રાજકીય પ્રશ્નોને વ્યક્તિના કેન્દ્રીય મહત્ત્વની માન્યતાના સંદર્ભમાં લે છે, જ્યારે જર્મન આદર્શવાદીઓ તેને સમાજના દૃષ્ટિબિંદુથી લે છે શ્રી અરવિંદના મંતવ્યમાં આધ્યાત્મિક આદર્શવાદ અને વ્યક્તિના રાજકીય મહત્ત્વનો સમન્વય થાય છે જ્યારે જર્મન આદર્શવાદીઓના મંતવ્યમાં ક્રિયાશીલ નિરપેક્ષવાદ અને સામાજિક સંસ્થાઓ પ્રતિ નૈતિક અભિગમ જોવા મળે છે

આ ઉપગત જર્મન આદર્શવાદીઓ રાજ્યને, વ્યક્તિના હક્કોના મૂળ તરીકે, ગણે છે જ્યારે શ્રી અરવિંદ અનુસાર વૈયક્તિક હક્કો રાજ્યમાંથી

આપન થતા નથી. આ હકો માનવીના મનોનૈતિક અને સમાજશાસ્ત્રીય બંધારણ અને પરિસ્થિતિમાંથી ઉદ્દભવે છે આને શ્રી અરવિંદ વ્યક્તિના સ્વભાવ અને સ્વધર્મ કહે છે. હેગલ એકવાર રાજ્ય કે કોઈ વાર રાજ્ય દ્વારા, વૈશ્વિક સંકલ્પ પ્રાપ્ત કરી શકાય તેમ કહે છે. રાજ્ય વિરુદ્ધ સામાન્ય સંકલ્પની પ્રક્રિયાનો તેણે વિચાર કર્યો નથી. બોસાંકે અનુસાર, વ્યક્તિનો સાચો સંકલ્પ સામાન્ય સંકલ્પ જેવો છે અને સામાન્ય સંકલ્પ રાજ્યમાં મૂર્તિમંત બને છે. તેણે પણ રાજ્યથી અલગ કે વિરુદ્ધની કોઈ બાબત અંગે વિચાર કર્યો નથી. વળી જર્મની અને ઈંગ્લૅંડના આદર્શવાદીઓએ, સામાન્ય સામુદાયિક સંકલ્પના ધારક તરીકે, રાજ્યને ગણ્યું છે અને કોઈવાર રાજ્ય, બહુમતિના સંકલ્પથી ભિન્ન અને સ્વતંત્ર એવા સંકલ્પની પણ અભિવ્યક્તિ કરી શકે, તેમ માન્યું છે, શ્રી અરવિંદ સમુદાયના માનસ અંગે કહે છે પરંતુ મેક્‌ડુગલની જેમ તેને વાસ્તવિક કે અલગ લાક્ષણિકતા આપતા નથી, તેમના મતે, સમુદાયનુ માનસ વૈયક્તિક માનસોની સમગ્રતા જ છે. વળી કેટલીકવાર સમુદાયના માનસ અને રાજ્યના તંત્ર વચ્ચે ભેદ પણ ઉત્પન્ન થાય તેમ બને છે સમુદાય, આધ્યાત્મિક સત્તાનું સ્વરૂપ છે, જ્યારે રાજ્ય, યાંત્રિક સગવડતા જ છે.

**વિભિન્ન મતવ્યોની રાજકીય અને તાત્ત્વિક ભૂમિકા** શ્રી અરવિંદના રાજકીય આદર્શવાદ અને યુરોપના આદર્શવાદના રાજકીય વિચારધારા વચ્ચે ભિન્નતાનાં મૂળ, આ બન્નેની રાજકીય અને તાત્ત્વિક પૂર્વભૂમિકામાં રહેલાં છે જર્મન આદર્શવાદમાં અઢારમી સદીના પ્રકૃતિવાદ, ભૌતિકવાદ અને અજ્ઞેયવાદ વિરુદ્ધની પ્રતિક્રિયા દૃષ્ટિગોચર થાય છે, જ્યારે ઓક્સફર્ડના આદર્શવાદીઓના મતવ્યોમાં બેન્થામના આર્થિક વ્યક્તિવાદના પ્રભુત્વ વિરુદ્ધની અને મિલની આનુભવિક પદ્ધતિ વિરુદ્ધની પ્રતિક્રિયા રહેલી છે તેઓએ ઈંગ્લૅંડની રાજકીય ધરતી ઉપર પ્લેટો, એરિસ્ટોટલ, કેન્ટ અને હેગલના વિચારોને રોપવાનો પ્રયત્ન કર્યો હતો શ્રી અરવિંદના મતવ્યમાં વેદાન્તી ભ્રમવાદ, બૌદ્ધ આદર્શવાદ અને માધ્યમિક શૂન્યવાદ વિરુદ્ધની પ્રતિક્રિયા જોવા મળે છે. આમ છતાં પોતાના યોગ અને રહસ્યાનુભૂતિના સંદર્ભમાં તેમણે પાશ્ચાત્ય વિચારસરણીના કેટલાક સમાન અંશોને અને વેદાન્તી અંતર્દૃષ્ટિની સમન્વયાત્મક ભૂમિકા ઉપર પોતાના રાજકીય તત્ત્વજ્ઞાનની રચના કરી છે.

## વિભિન્ન રાજ્યવ્યવસ્થા વિષે શ્રી અરવિંદનાં મંતવ્યો

**અરાજકતાવાદ :**

અરાજકતાવાદની પ્રાચીન પરંપરા સ્ટોઈક સંપ્રદાયના સ્થાપક ઝેનોએ, શરૂ કરી હતી આધુનિક અરાજકતાવાદ ન્યાય અને નૈતિક સ્વાતંત્ર્યને મહત્ત્વ આપે છે, અને આધુનિક રાજ્યની યાંત્રિકતા અને આપખુદીને ધિક્કારે છે આ ઉપરાંત નિયમનને સ્થાને, અરાજકતાવાદ, સ્વૈચ્છિક અને સાહજિક સહકારની ભાવના સ્વીકારે છે વધુમાં તે રાજ્યને, સંપ્રદાયો શોષણનું તંત્ર ગણતું હોવાથી રાજ્યના નાશ માટે નૈતિક અને રાજકીય ક્રાંતિનું પણ સમર્થન કરે છે. ઓગણીસમી સદીના યુરોપમાં કેટલાક મહત્ત્વના અરાજકતાવાદીઓના વિભિન્ન પ્રકારો જોવા મળે છે આમ સ્ટિર્નર વૈયક્તિક અરાજકતાવાદી હતા જ્યારે માઈકલ બેકુનિન સામૂહિક અરાજકતાવાદી હતા. લુડવિગ અને માર્ક્સની જેમ માઇકિન ઈશ્વર અને ધર્મને સમાજ વિરોધી બળો ગણે છે લીઓ ટોલસ્ટોયનો ધાર્મિક અરાજકતાવાદ ભારતીય અરાજકતાવાદીઓને સૌથી વધુ પ્રેરક બન્યો છે ૫૮

**જૈવીય અરાજકતાવાદ** શ્રી અરવિંદ અરાજકતાવાદના ત્રણ સંપ્રદાયો વચ્ચે ભેદ પાડે છે ૫૯ તેમના મતે અરાજકતાવાદનું સ્થૂળ જૈવીય કે હિંસાત્મક સ્વરૂપ સમાજવ્યવસ્થાનું વિરોધી છે, અને તે અહંવાદી એવું પોતાનું જીવન જીવવાનો અધિકાર છે તેમ પ્રમોધે છે આ યોગ્ય નથી કારણ કે, માનવીઓના નિમ્ન ભૌતિક અને સમાજને નુકસાનકર્તા વલણોનું નિયમન કરવાની પણ આવશ્યકતા છે સમાજના શરૂઆતના તબક્કાઓમાં તો આ અનિવાર્ય જ હતું શ્રી અરવિંદ માને છે કે આ બાહ્ય નિયમનના તબક્કાથી આગળ વધીને આત્મ નિયમનનો તબક્કો પ્રાપ્ત કરી શકાય છે આમ તે કહે છે કે પૂર્ણ સામાજિક રાજ્યમાં સરકારનું નિયમન દૂર થાય છે અને માનવી, પોતાના માનવબંધુઓ સાથે મુક્ત સંમતિ અને સહકારથી રહે છે ૬૦ આ દૃષ્ટિબિંદુ આધ્યાત્મિક છે જૈવીય નહીં

---

૫૮ Ibid pp 297–298

૫ The Human Cycle p 290

૬૦ Ibid p 292

**બૌદ્ધિક અરાજકતાવાદ :** બૌદ્ધિક અરાજકતાવાદને બે મનોવૈજ્ઞાનિક ભૂમિકાઓ છે; એક તો, પોતાના સ્વાતંત્ર્યની ખેવના કરતું માનવ માનસ, તેટલા જ બીજાના સ્વાતંત્ર્ય અંગેના હક્કો સ્વીકારવા તૈયાર થશે અને બીજી, પરોપકારની ભૂમિકા ઉપર સ્વાતંત્ર્ય, સમાનતા અને સાહજિક સહકારના આધારે સામાજિક અને રાજકીય પદ્ધતિની રચના શક્ય બનશે. આ બીજી ભૂમિકા છે; માનવીની કુદરતી સહાનુભૂતિ અને બંધુત્વની લાગણી. શ્રી અરવિંદ દર્શાવે છે કે આ વધુ ઉચ્ચ બૌદ્ધિક અરાજકતાવાદી વિચારધારા માનવીના સ્વરૂપનું સાચું સત્ય અને તેની દિવ્યતાને લક્ષમાં લે છે.[૬૧] આમ છતાં બૌદ્ધિક અરાજકતાવાદ, માનવીના પ્રશ્નોનું નિરાકરણ કરી શકે તેમ નથી કારણ કે, આ સિદ્ધાંતની ભૂમિકા તર્ક છે અને તે વચગાળાની શક્તિ છે; પ્રકૃતિની ઉત્ક્રાંતિની સર્વોચ્ચ શક્તિ નથી. આ સર્વોચ્ચ શક્તિ માનવીનો આત્મા છે અને તેથી બૌદ્ધિક અરાજકતાવાદના સ્થાને આધ્યાત્મિક અરાજકતાવાદની આવશ્યકતા રહે છે. સુવર્ણયુગ કે સત્ય-યુગ, અંગેના ભારતીય આદર્શના સંદર્ભમા શ્રી અરવિંદ, આધ્યાત્મિક અરાજકતાવાદનું નિરૂપણ કરતાં કહે છે કે, આ યુગમા, સમાજ વિના મુક્ત રીતે સામાજિક માનવીની પરિસ્થિતિને, માત્ર તરંગી કલ્પના તરીકે ઘટાવી શકાય નહી.[૬૨]

**આધ્યાત્મિક અરાજકતાવાદ :** આધ્યાત્મિક અરાજકતાવાદનું સમર્થન કરતા હોવા છતાં, શ્રી અરવિંદ આધ્યાત્મિક અરાજકતાવાદીઓના આત્યંતિક મતવ્યો યોગ્ય ગણતા નથી આ અંગે તેઓ કહે છે કે આવો અરાજકતાવાદ અપૂર્ણ અને અતિશયોક્તિભર્યો છે. તેના સમર્થકો જૈવીય જીવનની અવગણના કરે છે તે યોગ્ય નથી. આ સમર્થકો સસ્કૃતિની જૈવીય અતિશયોક્તિને કારણે, તેને નિષ્ફળતા તરીકે નકારે છે, અને તેથી સાચી અને મૂલ્યવાન સિદ્ધિઓથી વંચિત રહે છે. શ્રી અરવિંદ દર્શાવે છે કે આન્તરિક સ્વાતંત્ર્ય કે સાચી આધ્યાત્મિકતા જ માનવ-વ્યવસ્થાની પૂર્ણતા સર્જી શકે છે અને માનવીના જૈવીય સ્વરૂપને પ્રકાશિત કરી શકે છે[૬૩] આમ શ્રી અરવિંદ, આધ્યાત્મિક અરાજકતાવાદનો ખ્યાલ, પૂર્ણ આધ્યાત્મિક સમાજની પરિસ્થિતિના સંદર્ભમા લે છે. આથી શ્રી અરવિંદનુ મુખ્ય ધ્યેય

૬૧ Ibid p 290
૬૨ The Ideal of Human Unity pp 383-84
૬૩ The Human Cycle P 296

આધ્યાત્મિક અરાજકતાવાદ નહી પરંતુ વૈયક્તિક અને સામૂહિક જીવનનું દૈવીકરણ કે તેની પૂર્ણતા છે

## લોકશાહી

**લોકશાહીનુ મહત્ત્વ અને લોકશાહીની ભૂમિકા** શ્રી અરવિંદ અનુસાર સમાજની નિમ્ન બૌદ્ધિક વૃત્તિજન્ય અને પ્રાકૃતિક તબક્કામાથી વિકાસની પ્રક્રિયામા તે રાજ્ય દ્વારા લશ્કરી વહીવટી આર્થિક સામાજિક અને સાસ્કૃતિક એવા પોતાના સમગ્ર જીવનની વ્યવસ્થા પૂર્ણ કરવા સચેત પ્રયાસો કરે છે આ પ્રક્રિયાની પૂર્ણતાનો આધાર, જેટલે અશે રાજ્ય અને સમાજ એકરૂપ બને તેના ઉપર રહેલો છે લોકશાહીનુ આ મહત્ત્વ છે અને સમાજવાદનુ પણ આ મહત્ત્વ છે સમાજ સમગ્ર રીતે આત્મા-સચેત અને આત્મ-નિયમન કરતા એકમ તરીકે તૈયાર થતો હોવાની, આ નિશાનીઓ છે પરંતુ આધુનિક લોકશાહી અને સમાજવાદ, આવી પૂર્ણતા પ્રાપ્ત કરવાનો અધકચરો અને અવ્યવસ્થિત પ્રયત્ન છે, પૂર્ણતાની મુક્ત એવી બૌદ્ધિક સિદ્ધિ નથી ૬૪

વ્યક્તિમત્તાવાદી લોકશાહીની ભૂમિકામા બે સિદ્ધાતો છે એક તો બધી વ્યક્તિઓને સમાન રાજકીય અધિકાર હોવો જોઈએ આમ ન હોય તો સમાજના કોઈ સામાજિક અને આર્થિક રીતે શક્તિશાળી જૂથનુ પ્રભુત્વ સ્થપાશે બીજુ, જ્યા સુધી વ્યક્તિ બીજાના અધિકારોમા દખલ ન કરે કે આધિપત્ય ન જમાવે ત્યા સુધી તેના પોતાના તર્ક અનુસાર તેને પોતાનુ જીવન જીવવા દેવુ જોઈએ ૬૫

લોકશાહી માને છે કે સમૂહ કેળવણી અને રાજકીય સ્વાતંત્ર્ય દ્વારા માનવીના મોટા ભાગના પ્રશ્નો ઉકેલી શકાય છે આ મતમતનુ મહત્ત્વ ધ્યાનમા લેતા શ્રી અરવિંદ દર્શાવે છે કે કેળવણી અને સ્વાતંત્ર્યના લોકશાહી ઉપાયોને પરિણામે ઇતિહાસના ઐતિહાસિક તબક્કામા પ્રથમવાર જ લોકો ક્રિયાશીલ ચેતનવતા અને સજાગ બન્યા છે વળી લોકશાહીને પરિણામે સમાજની પહેલાની સ્થિતિઓ કરતા અત્યારે વધુ સમાનતા જોવા મળે છે ૬૬

---

૬૪ The Ideal of Human Unity p 592

૬૫ The Human Cycle p 263

૬૬ Ibid Pp 266-267

પૂંજીવાદી લોકશાહી : અંધાધૂંધ રાજાશાહી કે મધ્યમવર્ગીય પ્રજાસત્તાકના સ્વરૂપના પૂંજીવાદી રાજ્યોની લોકશાહીથી, કુલીનશાહી અને રાજાશાહી રાજ્યોની ભિન્નતા દર્શાવતાં, શ્રી અરવિંદ કહે છે કે કુલીનશાહી અને રાજાશાહી રાજ્યોનું સ્વરૂપ અને તંત્ર રાજકીય છે. તેને, મુખ્યત્વે, લશ્કરી અને રાજકીય બાબતોમાં રસ હોય છે અને વ્યાપારી લાભો, તેને માટે, ગૌણ છે. પૂંજીવાદી લોકશાહી રાજ્યો, મુખ્યત્વે, વ્યાપારી ક્ષેત્રમાં રસ ધરાવે છે અને તેને કાચી સામગ્રી પૂરી પાડતા તથા ઉત્પન્ન કરેલ માલને માટે વ્યાપારી ક્ષેત્રો તરીકે સંસ્થાનોની આવશ્યકતા રહે છે આમ આ રાજ્યોનો હેતુ, બને તેટલી વધુ સમૃદ્ધિ પ્રાપ્ત કરવાનો છે અને આને માટેનું એક સાધન રાજકીય વિસ્તાર છે. પોતાની દૃષ્ટિ સિદ્ધિ માટે કુલીનશાહી અને રાજાશાહી રાજ્યો લગભગ પ્રથમથી જ લડાઈનો માર્ગ લે છે, જ્યારે પૂંજીવાદી લોકશાહી રાજ્યો આર્થિક ક્ષેત્રમાં, તેની આપ-લે અને ગણતરીનો ઉપયોગ, અહીં રાજકીય અને રાજદ્વારી કુનેહના ક્ષેત્રમાં પણ કરે છે અને છેલ્લા ઉપાય તરીકે લડાઈનો આશ્રય લે છે. વળી તે ખરેખરી લડાઈ કરવાને બદલે પોતાના બળનું પ્રદર્શન કરીને, કાર્ય સાધવાનું વધુ પસંદ કરે છે. આમ છતાં એ સાચું છે કે, ઔદ્યોગિક ટેકનોલોજીના વિકાસને કારણે, આ રાજ્યોએ યુદ્ધનું રાક્ષસી તંત્ર રચ્યું છે જૂનકાળના કે શરૂઆતના કુલીનશાહી અને રાજાશાહી રાજ્યો તો આવા તંત્રની કલ્પના પણ કરી શકે તેમ ન હતા.[૬૭]

લોકશાહી વલણનું ઉદ્ભવસ્થાન : શ્રી અરવિંદ, લોકશાહી રાજકીય સ્વરૂપને, પાશ્ચાત્ય સંસ્કૃતિનું પ્રદાન ગણે છે. આવી જ રીતે પ્રજાસત્તાક વલણનું ઉદ્ભવસ્થાન પણ પશ્ચિમની સંસ્કૃતિમાં છે. ભારતમાં રાજાશાહીને, રાજકીય જરૂરતો અને પરિસ્થિતિ ઉપર આધાર રાખતી ભૌતિક હકીકત ઉપરાંત, આધ્યાત્મિક મહત્તા પણ ગણવામાં આવતી હતી. આમ છતાં શ્રી અરવિંદ નોંધે છે કે એશિયા અને યુરોપ બન્નેમાં રાજાશાહી, સંયોગોનું પરિણામ હોવાથી, આ સંયોગો અદૃશ્ય થતાં તે પણ અદૃશ્ય થાય એ સ્વાભાવિક છે. એશિયાનું સાચું માનસ રાજકીય હોવાને બદલે, હંમેશ સામાજિક, રાજાશાહી અને કુલીનશાહી રહ્યું છે. આ સાથે

---

૬૭. The Ideal of Human Unity p 638

આધ્યાત્મિક અરાજકતાવાદ નહીં પરંતુ, વૈયક્તિક અને સામૂહિક જીવનનું દૈવીકરણ કે તેની પૂર્ણતા છે.

લોકશાહી

**લોકશાહીનુ મહત્ત્વ અને લોકશાહીની ભૂમિકા :** શ્રી અરવિંદ અનુસાર સમાજની નિમ્ન બૌદ્ધિક, વૃત્તિજન્ય અને પ્રાકૃતિક તબક્કામાથી વિકાસની પ્રક્રિયામા તે રાજ્ય દ્વારા લશ્કરી, વહીવટી, આર્થિક, સામાજિક અને સાસ્કૃતિક એવા પોતાના સમગ્ર જીવનની વ્યવસ્થા પૂર્ણ કરવા સચેત-પ્રયાસો કરે છે. આ પ્રક્રિયાની પૂર્ણતાનો આધાર, જેટલે અ શે રાજ્ય અને સમાજ એકરૂપ બને, તેના ઉપર રહેલો છે લોકશાહીનું આ મહત્ત્વ છે અને સમાજવાદનુ પણ આ મહત્ત્વ છે. સમાજ સમગ્ર રીતે આત્મા-સચેત અને આત્મ-નિયમન કરતા એકમ તરીકે તૈયાર થતો હોવાની, આ નિશાનીઓ છે પર તુ આધુનિક લોકશાહી અને સમાજવાદ, આવી પૂર્ણતા પ્રાપ્ત કરવાનો અધકચરો અને અવ્યવસ્થિત પ્રયત્ન છે, પૂર્ણતાની મુક્ત એવી બૌદ્ધિક સિદ્ધિ નથી.[૬૪]

વ્યક્તિમત્તાવાદી લોકશાહીની ભૂમિકામા બે સિદ્ધાતો છે. એક તો, બધી વ્યક્તિઓને સમાન રાજકીય અધિકાર હોવો જોઈએ. આમ ન હોય તો સમાજના કોઈ સામાજિક અને આર્થિક રીતે શક્તિશાળી જૂથનુ પ્રભુત્વ સ્થપાશે. બીજુ, જ્યા સુધી વ્યક્તિ બીજાના અધિકારોમા દખલ ન કરે કે આધિપત્ય ન જમાવે ત્યા સુધી તેના પોતાના તર્ક અનુસાર, તેને પોતાનુ જીવન જીવવા દેવુ જોઈએ [૬૫]

લોકશાહી માને છે કે સમૂહ કેળવણી અને રાજકીય સ્વાતત્ર્ય દ્વારા માનવીના મોટા ભાગના પ્રશ્નો ઉકેલી શકાય છે આ મ તવ્યનું મહત્ત્વ ધ્યાનમા લેતા શ્રી અરવિ દ દર્શાવે છે કે કેળવણી અને સ્વાત ત્ર્યના લોકશાહી ઉપાયોને પરિણામે ઈતિહાસના ઐતિહાસિક તબક્કામા પ્રથમવાર જ લોકો ક્રિયાશીલ, ચેતનવ તા અને સજ્જ બન્યા છે. વળી લોકશાહીને પરિણામે સમાજની, પહેલાની સ્થિતિઓ કરતા, અત્યારે વધુ સમાનતા જોવા મળે છે [૬૬]

---

૬૪ The Ideal of Human Unity p 592

૬૫ The Human Cycle p 263

૬૬, Ibid Pp 266-267

**પૂંજીવાદી લોકશાહી** બંધારણીય રાજાશાહી કે મધ્યમવર્ગીય પ્રજાસત્તાકના સ્વરૂપના પૂંજીવાદી રાજ્યોની લોકશાહીથી, કુલીનશાહી અને રાજાશાહી રાજ્યોની ભિન્નતા દર્શાવતા, શ્રી અરવિંદ કહે છે કે કુલીનશાહી અને રાજાશાહી રાજ્યોનુ સ્વરૂપ અને તંત્ર રાજકીય છે તેને, મુખ્યત્વે, સરહદી અને રાજકીય લાભોમા રસ હોય છે અને વ્યાપારી લાભો, તેને માટે, ગૌણ છે પૂંજીવાદી લોકશાહી રાજ્યો, મુખ્યત્વે, વ્યાપારી ક્ષેત્રમા રસ ધરાવે છે અને તેને કાચી સામગ્રી પૂરી પાડવા તથા ઉત્પન્ન કરેલ માલને માટે વ્યાપારી ક્ષેત્રો તરીકે સંસ્થાનોની આવશ્યકતા રહે છે આમ આ રાજ્યોનો હેતુ, અને તેટલી વધુ સમૃદ્ધિ પ્રાપ્ત કરવાનો છે અને આને માટેનું એક સાધન રાજકીય વિસ્તાર છે પોતાની ઈષ્ટ સિદ્ધિ માટે કુલીનશાહી અને રાજાશાહી રાજ્યો લગભગ પ્રથમથી જ લડાઈનો માર્ગ લે છે જ્યારે પૂંજીવાદી લોકશાહી રાજ્યો આર્થિક ક્ષેત્રમા, તેની આપ-લે અને ગણતરીનો ઉપયોગ અહી રાજકીય અને રાજદ્વારી કુનેહના ક્ષેત્રમા પણ કરે છે અને છેલ્લા ઉપાય તરીકે લડાઈનો આશ્રય લે છે. વળી તે ખરેખરી લડાઈ કરવાને, બદલે પોતાના બળનુ પ્રદર્શન કરીને, કાર્ય સાધવાનુ વધુ પસંદ કરે છે આમ છતા એ સાચુ છે કે, ઔદ્યોગિક ટેકનોલોજીના વિકાસને કારણે, આ રાજ્યોએ યુદ્ધનું રાક્ષસી તંત્ર રચ્યુ છે જૂનકાળના કે શરૂઆતના કુલીનશાહી અને રાજાશાહી રાજ્યો તો આવા તંત્રની કલ્પના પણ કરી શકે તેમ ન હતા[૬૭]

**લોકશાહી વલણનુ ઉદ્‌ભવસ્થાન :** શ્રી અરવિંદ લોકશાહી રાજકીય સ્વરૂપને, પાશ્ચાત્ય સંસ્કૃતિનુ પ્રદાન ગણે છે આવી જ રીતે પ્રજાસત્તાક વલણનુ ઉદ્‌ભવસ્થાન પણ પશ્ચિમની સંસ્કૃતિમા છે ભારતમા રાજાશાહીને રાજકીય જરૂરતો અને પરિસ્થિતિ ઉપર આધાર રાખતી ભૌતિક હકીકત ઉપરાત, આધ્યાત્મિક સત્તા પણ ગણવામાં આવતી હતી આમ છતા શ્રી અરવિંદ નોંધે છે કે એશિયા અને યુરોપ બન્નેમાં રાજાશાહી સંયોગોનુ પરિણામ હોવાથી આ સંયોગો અદશ્ય થતા તે પણ અદશ્ય થાય એ સ્વાભાવિક છે એશિયાનુ સાચુ માનસ રાજકીય હોવાને બદલે, હંમેશ સામાજિક, રાજાશાહી અને કુલીનશાહી રહ્યુ છે આ સાથે

૬૭ The Ideal of Human Unity p 638

-તે મૂળભૂત લોકશાહી ખ્યાલ અને ધાર્મિક ભાવના પ્રણ ધરાવે છે[६८] આમ એશિયા, અને ભારતમાં રાજકીય લોકશાહીનુ બાહ્ય સ્પષ્ટ સ્વરૂપ -જોવા મળતું નથી. અત્યારે ભારતમા લોકશાહી ઉત્થાન થયું છે તે પાશ્ચાત્ય -સંસ્કૃતિની અસરને કારણે થયું છે.

**વ્યક્તિમત્તાવાદી લોકશાહી આદર્શનાં પરિણામો :** શ્રી અરવિંદ વ્યક્તિમત્તાવાદી લોકશાહી આદર્શના, વ્યવહારમા ચાર પારણામો દર્શાવે છે. [६९] (૧) સમાનતાના ખ્યાલનો જોરશોરથી પ્રચાર થતો હોવા છતા, ખરેખર વ્યવહારમા તો લોકશાહીને નામે, એક વર્ગ સામાજિક અને રાજકીય નેતાગીરી પકડી રાખી છે. (૨) આવી પરિસ્થિતિ હોવા છતા સ્વાતંત્ર્ય અને સમાનતાના આદર્શો પ્રબળ હોવાથી, બીજુ પરિણામ એ આવ્યુ કે શોષિતો અને જેને ઓછા અધિકારો મળ્યા છે તે પોતાના અધિકારો વ્યક્ત કરવા, વધુને વધુ પ્રયાસો કરે છે આને કારણે વર્ગ-વિગ્રહની શકયતા ઉત્પન્ન થાય છે (૩) આ વર્ગ-સંઘર્ષના તાર્કિક પરિણામ રૂપે પક્ષો વચ્ચેનું ઘર્ષણ સતત બને છે પક્ષો વચ્ચેનો આ સંઘર્ષ પ્રારંભમાં તો સરળ અને સહેલાઈથી નિવારી શકાય તેવો લાગે છે, પરંતુ પછીથી તે શક્તિહીન અને વ્યર્થ નામો, છાપો, કાર્યક્રમો અને વિગ્રહના સૂત્રોની ગરબડમા સરી પડે છે અહી નૈતિક અને ભાવનાશીલ આદર્શવાદના પડદા પાછળ પોતાની સર્વોપરિતા ટકાવી રાખવાની પ્રબળ મથામણ હોય છે (૪) માનવીના નિમ્નબૌદ્ધિક તબક્કાઓની એકહથ્થુ જહાંગીરશાહીને બદલે, લોકશાહીમા સ્પર્ધા વ્યવસ્થિત સંઘર્ષ બને છે આ સ્પર્ધાનો અંત આધ્યાત્મિક બૌધિક શારીરિક રીતે કે યોગ્યતમ હોય તેના જીવિત રહેવામાં નહી પરંતુ, સૌથી વધુ 'નસીબદાર' અને જૈવીય રીતે સફળ હોય તેના જીવન રહેવામાં, આવે છે એકબીજા વચ્ચે સ્પર્ધા કરતા જૂથોના સંઘર્ષને પરિણામે, સામાજિક રીતે બિનઉત્પાદક કાર્યોમા માનવીની શક્તિનો વ્યય થાય છે આથી લોકશાહીની, કેળવણી આધ્યાત્મિક, બૌદ્ધિક કે શારીરિક રીતે યોગ્યતમ હોય તેના તથા બીજી તકોની સંપૂર્ણ સમાનતાની ભાવના, વાસ્તવિક બનતી નથી લોકશાહી અંગે ટીકા કરતા શ્રી અરવિંદ કહે છે કે લોકશાહી લોકોની, લોકો દ્વારા અને લોકો માટેની સરકાર ન રહેતાં, સમાજના ધનિક વર્ગ

---

६८ Ibid p 622

६९ The Human Cycle pp 264–265

અને મૂંડીપતિઓનું રાજ્ય બને છે. તેઓ માને છે કે સાચી અને સંપૂર્ણ લોકશાહી વિશ્વમાં ક્યાંયે નથી. બધી જગ્યાએ લોકોના નામે સમાજના સાધનસંપન્ન, ધંધાદારી અને ધનિક વર્ગોએ રાજ્ય કર્યું છે.[૭૦] આથી વ્યક્તિમત્તાવાદના યુગનો સુમેળયુક્ત, વ્યવસ્થિત અને બૌદ્ધિક સમાજનો આદર્શ, સિદ્ધ થયો નથી. આને બદલે સ્પર્ધાની વિરાટ પદ્ધતિ અને ઔદ્યોગીકરણના અતિ ઝડપી અને એકાંગી વિકાસની વ્યવસ્થા જોવા મળે છે. વળી લોકશાહીના અંચળા હેઠળ મૂડીશાહી વલણ વધતું જાય છે.

**લોકશાહીમાં લઘુમતી :** શ્રી અરવિંદ અનુસાર લોકશાહી માળખા પાછળ સાચું ક્રિયાશીલ બળ, પ્રબળ લઘુમતી છે. લોકશાહીમાં આવા વિશિષ્ટ વર્ગના ઉદ્‌ભવની ટીકા કરતાં શ્રી અરવિંદ કહે છે કે, પોતાના સભ્યોને એકસરખો હોય તેવો સમાન તર્ક અને સંકલ્પ, સમાજને હોતો નથી. અહીં અભિપ્રાયોની વિવિધતા તથા સંકલ્પો અને જીવનનું વૈવિધ્ય હોય છે. જૂથ-જીવનનો આધાર, મુખ્યત્વે, આ વિવિધતા, સાતત્ય અને તેની સમૃદ્ધિ ઉપર છે. આમ હોવાથી વ્યવસ્થિત રાજ્યની સરકાર એટલે અમુક સંખ્યાની વ્યક્તિઓ દ્વારા સરકાર એવો અર્થ થાય. આ સંખ્યા, સિદ્ધાંતની દૃષ્ટિએ, લઘુમતી કે બહુમતી હોય તેથી બહુ ઓછો મૂળભૂત તફાવત પડે છે. જ્યારે બહુમતી રાજ્ય કરે છે ત્યારે પણ થોડા અસરકારક માનવીઓ અર્ધ-સમ્મોહિત એવા સમૂહની સંમતિથી રાજ્ય કરે છે.[૭૧]

**પ્રતિનિધિ પ્રકારની લોકશાહી :** આધુનિક પ્રતિનિધિ પ્રકારની લોકશાહીના તંત્ર અંગે ટીકા કરતા શ્રી અરવિંદ કહે છે કે તેમા સંસદ સભ્યો મતદારોનું સાચુ પ્રતિનિધિત્વ ધરાવતા નથી. વિશાળ રાજ્યોમાં દરેક પ્રજાજનનો, સરકારમા, વ્યક્તિગત હિસ્સો અસરકારક ન રહી શકે તે સ્પષ્ટ છે. વ્યક્તિ માટે ભ્રામક પણ સમૂહ માટે અસરકારક એવો સમાન હિસ્સો, તે ધરાવી શકે છે. અમુક સમયને અંતરે થતી ચૂંટણીમાં, આમ, તે પોતાની પસંદગી દર્શાવી શકે છે. પરંતુ સંસદ સભ્યો અને વહીવટકર્તાઓ પોતાના મતદારોનુ સાચું પ્રતિનિધિત્વ ધરાવતા નથી. તેઓ અવૈયક્તિક જૂથનું પ્રતિનિધિત્વ ધરાવે છે. આધુનિક રાજ્યના વિરાટ તંત્રમાં

---

૭૦. The Ideal of Humen Unity p 529

૭૧. The Human Cycle p. 282

અવૈયક્તિક જૂથ , અમુક પ્રકારનું બાહ્ય સ્વરૂપ અને શરીર ધારણ કરે છે. આની શક્તિ સામે વ્યક્તિ નિઃસહાય છે.[૭૨] લોકશાહી પદ્ધતિની આવી કેટલીક ખામીઓને કારણે, તે સ્વાતંત્ર્યની ખાતરી આપી શકે તે વિષે શ્રી અરવિંદને શંકા છે. એ સાચું છે કે, સારી રીતે વિકસેલ કેટલાક લોકશાહી દેશોએ, લોકોને જુલ્મી જહાંગીરશાહીથી બચાવ્યા છે. આમ છતાં, બીજા દેશોમાં તો લોકશાહી પદ્ધતિની સરકાર, વ્યક્તિના સ્વાતંત્ર્યને નાબૂદ કરવા, અત્યારે પણ મક્કમ રીતે આગળ વધી રહેલી છે.[૭૩] આત્મ-સમ્મોહિત સમૂહ, પોતાના અંગરૂપ જૂથો અને એકમોનું દમન કરીને, તેના ઉપર આધિપત્ય સ્થાપવાનું વલણ ધરાવે છે.[૭૪]

### મૂડીવાદ

શ્રી અરવિંદ, મૂડીવાદી અર્થકરણના વિરોધી છે. ટ્રસ્ટો અને સિન્ડિકેટના ઉદ્ભવને, તેઓ મૂડીવાદનો સૌથી ભયજનક વિકાસ ગણે છે. મૂડીવાદી કેન્દ્રીકરણને કારણે મૂડીવાદીઓની શોષણશક્તિ વધુ તીવ્ર બને છે. ભારતમાં મૂડીવાદ અળખામણો બન્યો છે, કારણ કે આ દેશને તેની શોષણખોરીનો અનુભવ મળ્યો છે. સર્વશ્રી તિલક, ગોખલે અને ગાંધીજીની જેમ શ્રી અરવિંદ પણ, ભારતમાં ઇંગ્લેંડની આર્થિક નીતિના, ટીકાકાર રહ્યા છે બ્રિટિશ મૂડીવાદે ખૂની શોષણખોરી કરી હતી પહેલા વિશ્વયુદ્ધ બાદ શ્રી અરવિંદે મૂડીવાદના વિલીનીકરણનું ભવિષ્ય ભાખ્યું હતું. તેઓ માનતા હતા કે મૂડીવાદે પોતાનું નૈતિક બળ ગુમાવ્યું છે. વળી મૂડીવાદ નક્કર ભૌતિક પ્રશ્નોના ઉકેલ લાવવામાં પણ, નિષ્ફળ નીવડ્યો હતો. મૂડીવાદની આવી નિષ્ફળતાઓનો લાભ સમાજવાદને મળ્યો છે. માર્કસની જેમ શ્રી અરવિંદ મૂડીવાદના વિરોધી હોવા છતાં તેના નાશને માટે હિંસાત્મક ક્રાંતિનું સમર્થન કરતા નથી આથી તેઓ મૂડીવાદ અને સમાજવાદ બન્નેના વિરોધી રહ્યા છે. તેમનું પોતાનું રાજકીય તત્ત્વજ્ઞાન વ્યક્તિમત્તાવાદ, સમૂહવાદ અને અરાજકતાવાદનો સમન્વય સાધે છે. આની ભૂમિકા તરીકે તેઓ માનવીના નૈતિક અને આધ્યાત્મિક પુનર્નિર્માણને લે છે.[૭૫]

---

૭૨. The Ideal of Human Unity p 679

૭૩ Ibid p 677

૭૪. Ibid p 678

૭૫ The Political Philosophy of Sri Aurobindo p. 327

## સમાજવાદ અને સામ્યવાદ

સમાજવાદી ભાવના ઘણી પ્રાચીન છે. પ્લેટોએ પોતાના 'રિપબ્લીક'માં કુટુંબ અને મિલકતની સામુદાયિકતાનું સમર્થન કરેલું છે. સમાજવાદ માનવીમાં સમાનતાની ભાવનાને ઊંડી અસર કરે છે. વળી તે આધુનિક યુગમાં, વિજ્ઞાન અને પ્રગતિને સ્વીકારે છે તથા મૂડીવાદની પદ્ધતિના પ્રચંડ વ્યયનો વિરોધ કરે છે.

**વ્યક્તિમત્તાવાદની સમાજવાદ ઉપર અસર:** શ્રી અરવિંદ અનુસાર, વ્યક્તિમત્તાવાદે સમાજવાદ ઉપર ઘણી અસર કરી છે. ઐતિહાસિક દૃષ્ટિએ યુરોપમાં વ્યક્તિમત્તાવાદનો યુગ, પ્રકૃતિની એકરૂપતાના નિયમોની પરલક્ષી શોધનો હેતુ ધરાવતો એવો વિજ્ઞાનના પ્રભુત્વનો યુગ હતો. વ્યક્તિમત્તાવાદ, વિચાર અને કાર્યના બે હેતુઓ પ્રબોધે છે[૭૬] : (૧) માનવ નિર્ણયોની કસોટી માટે પરલક્ષી સત્યનું સાર્વત્રિક ધોરણ, અને (૨) સમાજની વ્યવસ્થા માટે કોઈ સામાન્ય ધોરણ. આ બંને હેતુઓની શોધમાં, વ્યક્તિમત્તાના યુગે સમાજવાદના ઉત્થાનમાં સહાય કરી છે. શ્રી અરવિંદ કહે છે કે પોતાના નિયમ અને સત્યને શોધવામાં, વ્યક્તિએ જે નિયમ અને સત્ય શોધ્યાં છે તે, વ્યક્તિનાં નહીં પરંતુ સમાજનાં કે સમૂહના છે. આના પરિણામે, આપણે ચુસ્ત એવા આર્થિક કે સરકારી સમાજવાદ દ્વારા સમાજની નવી વ્યવસ્થા પ્રતિ જઈ રહ્યા છીએ. આ સમાજવાદમાં પોતાના લાભ માટે, વ્યક્તિ પોતાનું સ્વાતંત્ર્ય ગુમાવે છે. તેના જન્મથી વૃદ્ધાવસ્થા પર્યંતનું સમગ્ર જીવન તથા કાર્ય, રાજ્યના સુવ્યવસ્થિત તંત્ર દ્વારા નિર્ણીત થાય છે.[૭૭]

**સમાજવાદના વિચારોનું સ્વરૂપ:** સમાજવાદના આધુનિક વિચારોનું સ્વરૂપ સ્પષ્ટ કરતાં શ્રી અરવિંદ દર્શાવે છે કે કુટુંબ કરતાં પણ સમાજ, તેના સ્વરૂપ અને ધ્યેયમાં, વધુ આર્થિક છે. સમાજવાદના વિચારો સામૂહિક જીવનની વૃત્તિમાંથી વિકસ્યા હોવાથી તે, મુખ્યત્વે, આર્થિક અને ભૌતિક લાક્ષણિકતા ધરાવે છે,[૭૮] આ ઉપરાંત સમાજવાદ, રાષ્ટ્રીય વિચારનું એક વિસ્તરણ છે; આંતરરાષ્ટ્રીય વિચારનું વિસ્તરણ નથી. આ અંગે શ્રી

૭૬ The Human Cycle p. 22
૭૭. Ibid p. 23-24
૭૮. Ibid pp. 215-516

અરવિંદ સ્પષ્ટ કરે છે કે સમાજવાદ, ખરેખર તો, રાષ્ટ્રીય સમાજની વૃદ્ધિ માટેનો એક પ્રયત્ન છે. વ્યક્તિએ કદી ન કર્યું હોય તેવુ તેની પાસે કરાવીને એટલે કે તેને પોતાના માટે નહી પરંતુ, સમાજ માટે જીવન જીવવાની ફરજ પાડીને, આ ધ્યેય સિદ્ધ કરવાની સમાજવાદ અપેક્ષા રાખે છે.[૭૯] સમાજવાદી ચળવળમાં બુદ્ધિશાળીઓનો હિસ્સો મહત્ત્વનો છે, સ્થાપિત વ્યવસ્થા સામેના શ્રમજીવીઓના બળવામા અનેક બુદ્ધિજીવીઓએ સાથ આપ્યો હતો[૮૦] બુદ્ધિશાળી વ્યક્તિઓ, સમાજવાદની નૈતિક ભાવનાથી આકર્ષાઈને, આ ચળવળમા જોડાયા હોય એ શક્ય છે.

**સમાજવાદ અને વૈયક્તિક સ્વાતંત્ર્ય :** સમાજવાદની ટીકા કરતાં શ્રી અરવિંદ દર્શાવે છે કે, તે મૂડીવાદી રાજ્યની બળજબરીને સ્થાને સાહજિક રીતે સહકારી સ્થિતિનુ નિર્માણ નથી. આનુ કારણ દર્શાવતા તેઓ કહે છે કે રાજ્ય–સિદ્ધાત, આવશ્યક રીતે, એકરૂપતા, નિયમન અને યાંત્રિક્તા તરફ વળે છે, અને અંતે સમાજવાદમા પરિણમે છે. રાજકીય અને સામાજિક વિકાસમાં અકસ્માતને સ્થાન નથી, અને સમાજવાદનો ઉદ્ભવ પણ અકસ્માત નથી રાજ્ય અંગેના ખ્યાલરૂપી બીજમા, આ અનિવાર્ય પરિણામ, રહેલુ છે જ[૮૧] શ્રી અરવિંદ, પોતાના આધ્યાત્મિક વલણને કારણે, સમાજવાદની આર્થિક અને સામાજિક સમાનતાના આદર્શ પ્રતિ આકર્ષાયા હોવા છતા, સમાજવાદી સરમુખત્યારશાહીના વિરોધી છે તેમને માટે, લોકશાહી સમાજવાદ પણ, વૈયક્તિક સ્વાતંત્ર્યનો અભાવ સૂચવે છે કારણ કે, તેમના મતે સમાજવાદનુ હાર્દ રાજ્યનુ આધિપત્ય છે[૮૨] સમાજવાદી કાબૂ હેઠળ સામાજિક પ્રવૃત્તિમા પણ રાજ્યની દખલ શરૂ થશે. તેના ક્ષેત્રમાંથી, નાની મોટી કોઈ બાબત બહાર રહેશે નહી. સમાજવાદી રાજ્ય જન્મ અને લગ્ન, શ્રમ, આનંદપ્રમોદ અને આરામ, કેળવણી, સંસ્કૃતિ, શરીર અને ચારિત્ર્યની તાલીમ વગેરે બાબતોને પણ, પોતાના અસહિષ્ણુ કાબૂની બહાર, જવા દેતુ નથી[૮૩] સમાજવાદના હાર્દ અને

---

૭૯. The Ideal of Human Unity p 739

૮૦ Idid qb 739–740

૮૧ Ibid pp 673 674

૮૨ Ibid p 548 F N

૮૩ Ibid p 669

આદર્શ, એક સમગ્ર તરીકે સમાજના સંપૂર્ણ જીવનની વ્યવસ્થા અને તેનું નિયમન હોવાથી, સમાજવાદનું લગભગ અનિવાર્ય ભાવિ એકપક્ષીય શાસન પદ્ધતિ છે.૮૪

**સમાજવાદ અને લોકશાહી**. સમાજવાદી એકમાર્ગીકરણ અને લોકશાહી સ્વાતંત્ર્ય એવા બે વિરોધી સિદ્ધાંતો વચ્ચે ઝોલા ખાતી સમાજવાદી લોકશાહી, આ બંનેમાંથી કોઈ એક સિદ્ધાંતને, પસંદ કરવામાં નિષ્ફળ નીવડી છે. આને કારણે તેને, સામ્યવાદી અને સરમુખત્યારશાહીના પ્રબળ હિંસાત્મક બળોને તાબે થવું પડ્યું છે.૮૫ વિશ્વના મહત્ત્વના ગજગ્રાહમાં, સમાજવાદ વિજેતા બને તોયે, તે પરોક્ષ દબાણ દ્વારા નહી પરંતુ પછાત ગણાતા દેશો ઉપર પ્રત્યક્ષ દબાણ દ્વારા, પોતાનું આધિપત્ય સ્થાપવા પ્રયત્ન કરશે.૮૬ શ્રી અરવિંદ, આધુનિક સરમુખત્યારશાહી કે ફાસીવાદના પણ, વિરોધી છે. તેઓ કહે છે કે સમાજવાદ અને લોકશાહી વચ્ચેનો સંબંધ કે શ્રમજીવીઓ વચ્ચેનો બળવો ઈતિહાસનો એક અકસ્માત છે, ઈતિહાસનું સત્ત્વ નથી. ઇટાલિની સરમુખત્યારશાહીમાં બિનલોકશાહી સ્વરૂપના સમાજવાદનો ઉદ્ભવ થયો હતો.૮૭

## વિવિધ રાજ્યવ્યવસ્થાઓની અપૂર્ણતા :

આમ શ્રી અરવિંદ, પાશ્ચાત્ય રાજકીય ચિંતકોએ રચેલા, આધુનિક રાજકીય અને આર્થિક સમીકરણોનો વિરોધ કરે છે તેમના મતે લોકશાહી તો મૂડીવાદ, વર્ગવાદ અને બહુમતિવાદથી ખરડાયેલ છે મૂડીવાદ, સમાજના હિતો સાચી શકે તેમ નથી સમાજવાદ, સમાનતામાં અને સર્વને માટે સુંદર તથા સમૃદ્ધ જીવનમાં માનતો હોવા છતાં વ્યવહારમાં તેનું વલણ રાજ્યની સર્વવ્યાપી કામેનિયત અને સરમુખત્યારી પ્રતિ રહ્યું છે લોકશાહી અને સમાજવાદ, સામાજિક રચનાની ઉત્ક્રાંતિના આત્મસચેત તબક્કાનું ઉત્પાદન હોવા છતાં, શ્રી અરવિંદ તેને અંતિમ રાજકીય નિરાકરણો ગણતા નથી. તેમને મતે, માનવીના પ્રશ્નોનું અંતિમ નિરાકરણ આત્મ-નિયમન

૮૪. The Human Cycle p 274
૮૫ Ibid p 270-271 F N
૮૬ The Ibid of Human Unity p 669
૮૭ Ibid p 651 F- N

અને સાચા આત્મ-સાક્ષાત્કાર ધરાવતા આધ્યાત્મિક સમાજના ઉદ્ભવમા, રહેલ છે.

## નૈતિક અને રાજકીય ધોરણ :

બેન્થામના ઉપયોગિતાવાદને શ્રી અરવિંદ, નૈતિક અને રાજકીય ધોરણ તરીકે યોગ્ય ગણતા નથી. બેન્થામે, 'ઉચિત' અને ન્યાય'ના આવેગજન્ય અને મૂલ્યાત્મક ખ્યાલોને બદલે, ઉપયોગિતાનો ખ્યાલ લેવા પ્રયત્ન કર્યો છે સુખ અને દુઃખની લાગણીના સાર્વત્રિક અનુભવને ગાણિતિક જથ્થા તરીકે લઈને, આ બંનેને, સુખની ગણતરીના ધોરણ અનુસાર માપી શકાય છે માનસિક લાગણીઓને ગણિતિક રીતે માપવાના પ્રયાસની ટીકા કરતા શ્રી અરવિંદ કહે છે કે ઉપયોગિતાવાદી નીતિશાસ્ત્ર આંતરિક, આત્મલક્ષી અને નિરપેક્ષ એવા નીતિશાસ્ત્રના હેતુને સ્થાને, વ્યવહારુ, બાહ્ય અને કવચિત્ એવી કસોટીઓ જ લે છે તે નૈતિક કાર્યને, નૈતિક ગણિતની અવ્યવહારુ ગણતરીમા, મૂકે છે. આ આકર્ષક લાગે છે પરંતુ, તે નૈતિક માનવીની વૃત્તિ અને અંત સ્ફૂરણા માટે તદ્દન વ્યર્થ બાબત છે[૮૮] વધુમા તેઓ કહે છે કે ઉપયોગિતા, અસ્તિત્વનો મૂળભૂત સિદ્ધાંત છે અને અસ્તિત્વના બધા મૂળભૂત સિદ્ધાંતો, અંતે, એક છે. આથી સર્વોચ્ચ શુભ, સર્વોચ્ચ ઉપયોગિતા પણ છે પરંતુ આ ઉપયોગિતા આપણા નૈતિક વ્યવહારમા અને નિયમનમાં, સહાયભૂત થતી નથી. વળી તે આપણા કાર્યનો આંતરિક સિદ્ધાંત પણ આપતી નથી. વળી તે આપણા મુશ્કેલ માર્ગ માટે ધ્યાનમાં લેવા લાયક અનેક બાબતોમાંની, તે એક બાબત છે. આથી શુભનાં ધોરણ અને સિદ્ધાંત ઉપયોગિતા નહીં, પરંતુ શુભ જ છે નૈતિક કાર્યનું ધોરણ પણ શુભ છે[૮૯]

ઉપયોગિતાવાદની ખામી એ છે કે તેનું ધોરણ અત્યંત સાપેક્ષ છે આ ધોરણ અને તેનુ ઉપયોજન તથા સ્વરૂપ વૈયક્તિક પ્રકૃતિ, માનસની રચના અને વિશ્વ વિષેના દષ્ટિબિંદુ અનુસાર ભિન્ન બને છે આથી બધાને માટે સમાન એવો સામાન્ય નિયમ રહેતો નથી અને તેથી અહીં સાચું નૈતિક ધોરણ પણ મળતું નથી વળી નીતિશાસ્ત્ર ગણતરીની બાબત નથી. શ્રી અરવિંદ દર્શાવે છે કે નૈતિક માનવી માટે એકમાત્ર સલીસલામત નિયમ

---

૮૮ The Human Cycle P. 197

૮૯ Ibid P 198

એ છે કે, તેણે પોતાના શુભના સિદ્ધાંતને, તેની શુભ માટેની વૃત્તિને, તેની શુભની દૃષ્ટિને અને તેની શુભની અંતઃસ્ફુરણાને વળગી રહેવું અને તેના દ્વારા પોતાના વર્તનનું નિયમન કરવું. માનવીમાં શુભની સમજણ અંતસ્થ છે. પોતાની પ્રકૃતિના આ નિયમ એટલે કે પોતાના સ્વધર્મ અને સ્વભાવને તેણે અનુસરવું જોઈએ. આ નિયમ શુભની શોધનો છે, ઉપયોગિતા પ્રાપ્ત કરવાનો નહીં.૯૦

શ્રી અરવિંદ, નીતિશાસ્ત્રને માત્ર સામાજિક વિજ્ઞાન ગણતા નથી. તેઓ તેને દૈવી સત્તની પ્રાપ્તિના માર્ગની, આત્મલક્ષી શુદ્ધિની એક રીત, પણ ગણે છે. આથી અંતે, વૈયક્તિક અને સામાજિક શુભની પરિપૂર્ણતા, અતિનૈતિક એવા અંતિમ શુભમાં થવી જોઈએ. તેઓ કહે છે કે ઉત્ક્રાંતિમાં પ્રારંભનો નિમ્ન નૈતિક તબક્કો, માનવીના સ્તરે, નૈતિક બને છે, અને આ નૈતિકતાની પરિપૂર્ણતા અતિનૈતિકતાના તબક્કામાં રહેલી છે. નૈતિકતાનો લાંબો માર્ગ પસાર કર્યા વિના આ તબક્કાએ પહોંચી શકાય નહીં. નીચે અગોચર રહેલ સર્વ વસ્તુઓના શુભનું રહસ્ય, માનવી પોતાની નૈતિક વૃત્તિ અને પોતાના નૈતિક વિચાર દ્વારા અંશતઃ વ્યક્ત કરવા પ્રયત્ન કરે છે. ઉપર અગોચર રહેલ અનંત શુભ, આપણા આંશિક અને અપૂર્ણ નૈતિક ખ્યાલોથી પર છે.૯૧

## સ્વાતંત્ર્ય અને સમાનતા

પોતાના આધ્યાત્મિક સ્વાતંત્ર્યના ખ્યાલના આધારે, શ્રી અરવિંદે રાજકીય સ્વાતંત્ર્ય અંગે મહત્ત્વનાં સૂચનો આપ્યાં છે. તેમના મતે, પૂર્વમાં આંતરિક અને આધ્યાત્મિક સ્વાતંત્ર્યના ખ્યાલનો વિકાસ થયો છે, જ્યારે સામાજિક અને રાજકીય સ્વાતંત્ર્યનો વિચાર પાશ્ચાત્ય સંસ્કૃતિનું પ્રદાન છે.

કેવળ રાજકીય કક્ષાએ, સ્વાતંત્ર્ય અને સમાનતાનો સુમેળ મુશ્કેલ છે. શ્રી અરવિંદ કહે છે કે સ્વાતંત્ર્ય, સમાનતા અને બંધુત્વ આત્માનાં જ સ્વરૂપો છે અને જ્યાં સુધી માનવી અને સમાજ, વૈયક્તિક અને સામુદાયિક અહંમય જીવન જીવે છે ત્યાં સુધી સમાજના બાહ્ય તંત્ર દ્વારા તેની પ્રાપ્તિ થઈ શકતી નથી. અહં, સ્પર્ધાયુક્ત વ્યક્તિમત્તાવાદ માટે સ્વાતંત્ર્ય ઝંખે છે.

૯૦. Ibid pp 198-199

૯૧ Ibid p 201

જ્યારે તે સમાનતા વ્યક્ત કરે છે ત્યારે સૌ પહેલાં સંઘર્ષમાં અને પછીથી વિશ્વપ્રકૃતિની વિવિધતાને અવગણવાના પ્રયત્નમા તે પરિણમે છે. વળી સમાનતાની સફળતાપૂર્વક સ્થાપના કરવા માટે, તે કૃત્રિમ અને યંત્રોત્પાદિત સમાજની રચના કરે છે. આ ઉપરાત સ્વાતંત્ર્યને, પોતાના આદર્શ તરીકે અનુસરનાર સમાજ, 'સમાનતા પ્રાપ્ત કરી શકતો નથી અને સમાનતાનું ધ્યેય સેવનાર સમાજને સ્વાતંત્ર્યનું બલિદાન આપવુ પડે છે.' આનું કારણ એ છે કે અહંની પ્રકૃતિ બંધુત્વની ભાવનાથી વિરુદ્ધ છે. સ્વાતંત્ર્ય અને સમાનતાનું સાયુજ્ય તો માત્ર માનવ–બંધુત્વની શક્તિથી જ પ્રાપ્ત કરી શકાય. આ બંધુત્વ, માત્ર આત્મામા અને આત્મા દ્વારા અસ્તિત્વ ધરાવે છે; અહં દ્વારા નહીં. આનું કારણ એ છે કે બંધુત્વ, શારીરિક કે જૈવીય સંબંધ અથવા બૌદ્ધિક સંમતિ નથી, તે આત્મિક છે. આત્મા માનવીમાં રહેલ દિવ્યતાના આત્મ–વિકાસ માટે સ્વાતંત્ર્ય ઇચ્છે છે. વળી માનવીમાં રહેલ એક જ આત્માને પિછાનવા અને સર્વ માટે સમાન સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવાનો આત્માનો ઇરાદો છે. સમાન ધ્યેયની ભૂમિકા ઉપર આત્મ–વિકાસના સમાન સ્વાતંત્ર્ય માટે, સમાન જીવન માટે અને આ આતરિક આધ્યાત્મિક એકતા ઉપર સ્થાપેલ માનસ અને લાગણીની એકતા પ્રાપ્ત કરવા માટે, તે, બંધુત્વ દ્વારા પ્રયાસ કરે છે. સ્વાતંત્ર્ય, સમાનતા અને એકતા આત્માના સ્વરૂપો છે. તે આત્મતત્ત્વના સનાતન ગુણો છે.[૯૨] આમ શ્રી અરવિંદ, પાશ્ચાત્ય સમાજશાસ્ત્રીઓની જેમ અત્યંત બૌદ્ધિક એવા સમાજને, માનવીની પૂર્ણતાનુ શિખર ગણતા નથી. બૌદ્ધિક કક્ષાથી આગળ એવી અતિબૌદ્ધિક આધ્યાત્મિક કક્ષાને, તેઓ આ પૂર્ણતાની પરિપૂર્તિ ગણે છે.

### કાયદો અને સ્વાતંત્ર્ય :

પ્રાચીન સંસ્કૃતિઓમા કાયદો, દૈવી સંકલ્પની અભિવ્યક્તિ ગણાતો હતો. ધર્મ વિશેનો ભારતીય ખ્યાલ અને સનાતન તથા દૈવી કાયદાનો સંત થોમસવાદી ખ્યાલ, આ ભાવના દર્શાવે છે. કેટલીકવાર પ્રાચીન વિચારકોએ, કાયદાને, મોઝીઝ, હમ્મુરાબી, સોલોન અને મનુ જેવા પવિત્ર પુરુષોના આદેશો ગણ્યા છે. માર્ક્સ અનુસાર, રાજ્યકર્તા જૂથના સંકલ્પને

૯૨. The Ideal of Human Unity Pp. 763–764

અમથી બનાવતુ તંત્ર એ કાયદો છે હોબ્સ અને ઑસ્ટિન માને છે કે કાયદો, ચોક્કસ એવા રાજકીય આધિપત્ય ધરાવનારનો, હુકમ છે.[૯૩]

એક અર્થમ, કાયદો અને એકમાર્ગીકરણ માનવીના સમાજની અપૂર્ણતા સૂચવે છે કારણ કે, સામાજિક, અને રાજકીય પ્રશ્નોના નિરાકરણ માટેના તે, બાહ્ય સાધનો છે કાયદાની ખામી એ છે કે તેનુ ધ્યેય, સમાજનુ નિયમન, યાંત્રિક અને કૃત્રિમ રીતે કરવાનુ છે. પરંતુ શ્રી અરવિંદ કહે છે કે અતિ એકધારાપણુ અને જડ એકરૂપતા, પ્રકૃતિની પ્રારંભ કરવાની શક્તિ અને અતગૂઢગુણમય આત્માનુકૂલનની પ્રવૃત્તિને, કચડી નાખે છે[૯૪]

**રાજ્યના આધિપત્યની ભૂમિકા :** કાયદાની શક્તિના મૂળ અંગેના વિશ્લેષણમાં શ્રી અરવિંદ, વાસ્તવિક અને સમાજશાસ્ત્રીય પદ્ધતિને અનુસરે છે તેઓ કહે છે કે રાષ્ટ્ર અથવા સમાજમા, કાયદાના આધિપત્યનો આધાર, માનવ-રચિત નિયમોની રહસ્યમય કહેવાતી શક્તિ કે પ્રતિભા ઉપર નથી રાજ્યના આધિપત્યની બે ભૂમિકાઓ છે[૯૫] (૧) કાયદાને જાળવી રાખવામા બહુમતિનો, પ્રભાવશાળી લઘુમતિનો કે સમગ્ર સમાજનો તીવ્ર સ્વાર્થ રહેલો છે આમ કાયદો પ્રભાવશાળી જૂથની, બહુમતિની કે સમાજની જરૂરતો માટે ઉપયોગી છે, તે કોઈ અમૂર્ત તંત્ર નથી આમ છતાં, કાયદો અને ન્યાય, પ્રભાવશાળી એવાં સામાજિક અને આર્થિક જૂથોના લાભો અને માર્ગોનું બૌદ્ધિકરણ છે, તેવુ આત્યતિક મતવ્ય શ્રી અરવિંદ સ્વીકારતા નથી (૨) કાયદાનો અમલ કરતી સસ્થાના, દમનના સાધનો ઉપર એકહથ્થુ કબજા ઉપર બીજી ભૂમિકાનો આધાર છે ન્યાયની આસગિક તલવાર, તેની પાછળ સાચી તલવાર હોવાથી જ, કાર્ય કરી શકે છે સુસસ્કૃત નાગરિકોના કાયદાપાલન માટે કાયદાનો અભિગમ સર્વસામાન્ય બૌદ્ધિક હોવો જોઇએ, બળ નહી.

**કાયદાની ઉત્ક્રાંતિના તબક્કા** કાયદાની ઉત્ક્રાંતિના શ્રી અરવિંદ, ત્રણ તબક્કાઓ દર્શાવે છે[૯૬] (૧) આ તબક્કો, પ્રમાણભૂત દર્શાતો અને

---

૯૩ The political Philosophy of Sri Aurobindo p 374

૯૪ The Ideal of Human Unity p 565

૯૫ Ibid p 517

૯૬ Ibid pp 604-60?

આદેશોની અલિખિત કે અંશતઃ લિખિત પદ્ધતિનો છે. આ સામાજિક નિયમનો જીવનના સમગ્ર ક્ષેત્ર ઉપર કાબૂ ધરાવતા હતા ત્યારે સામાજિક, ધાર્મિક અને રાજકીય કાયદા વચ્ચે ભેદ ન હતો. (૨) વ્યવસ્થિત સંસ્થાઓના આ તબક્કામાં, કાયદાને ચુસ્ત લિખિત સ્વરૂપ આપવામાં આવ્યું હોવા છતાં, હકીકતમાં, તે રૂઢિનું જ હાડપિંજર છે. આથી તે સમાજના જીવનને બૌદ્ધિક બનાવવામાં નહીં પરંતુ, બીબાંઢાળ બનાવવામાં જ ઉપયોગી થાય છે. (૩) કાયદાને, ઈરાદાપૂર્વક વ્યવસ્થિત બનાવવાના આ તબક્કામાં, બૌદ્ધિક કાનૂની પદ્ધતિ રચવાનો પ્રયાસ થયો છે. અહીં સર્વોપરિ અધિકાર ધરાવનાર કાયદાનું લિખિત સ્વરૂપ સ્થપાય છે. યુરોપમાં વિધાયક કાયદાનો આ તબક્કો છે. ફ્રાંસની ક્રાંતિ બાદ તે અત્યંત પ્રસાર પામ્યો હતો.

**કાયદો અને સ્વાતંત્ર્યનો સમન્વય** શ્રી અરવિંદ સ્વાતંત્ર્યના રક્ષણ માટે કાનૂની તંત્રનો ઉપયોગ પ્રબોધે છે. તેઓ કહે છે કે જે પ્રમાણમાં કાયદો સ્વાતંત્ર્યનું સંતાન બને છે તે પ્રમાણમાં માનવ–સમાજની પ્રગતિ થાય છે. જ્યારે માનવી પોતાના માનવ–બંધુઓ સાથે આધ્યાત્મિક રીતે એક બનવાનું શીખશે ત્યારે તે પૂર્ણતા પ્રાપ્ત કરશે. સમાજનો સાહજિક કાયદો તો વ્યક્તિના આત્મ–સંચાલિત સ્વાતંત્ર્યને, બાહ્ય ઘાટ આપવા અસ્તિત્વ ધરાવે છે. કાયદાના બાહ્ય નિયંત્રણ અંગે તેઓ દર્શાવે છે કે આપણું સાચું સ્વરૂપ જેને આત્મસાત્ કરી શકે નહીં અને જે આપણો પોતાનો નથી એવો કાયદો, લાંબા સમય સુધી ચાલુ રહે તેના કરતા અરાજકતા વધુ સારી છે. સાચો કાયદો અંતરમાંથી વિકસવો જોઈએ, અને તે સ્વાતંત્ર્યને અવરોધતો હોવો જોઈએ નહીં.[૯૭] આમ, શ્રી અરવિંદ કાયદાના દમનકારી તંત્રના વિરોધી છે. તેમના મતે, અંતે, આંતરિક અને આત્મ–નિર્મિત એવી શિસ્તની પદ્ધતિની અભિવ્યક્તિ તરીકે કાયદાનું રૂપાંતર થવું જોઈએ. પ્રાજ્ઞમય પુરુષ આવી શિસ્ત ધરાવે છે. વધુમાં તેઓ દર્શાવે છે કે બુદ્ધિ દ્વારા લાદેલી કૃત્રિમ કાનૂની વ્યવસ્થા અને તૃષ્ણાના આપખુદ આધિપત્યને સ્થાને દૈવી પ્રાણના કાર્યો આત્માની અંતર્દૃષ્ટિના આંતરિક માર્ગદર્શનની, સ્થાપના કરે છે.[૯૮] આધ્યાત્મિક વિકાસ, બાહ્ય

---

૯૭ Ibid p 566

૯૮ The Synthesis of yoga p 161

અને યાંત્રિક એવા કાયદાથી પર જઈને, આત્મ-નિયમનના ઐચ્છિક નિયમોની પરિસ્થિતિ સર્જે છે. માત્ર આ રીતે જ કાયદો અને સ્વાતંત્ર્યનો સમન્વય થઈ શકે છે.

**સ્વાતંત્ર્યના ખ્યાલનું મહત્ત્વ:** શ્રી અરવિંદના રાજકીય તત્ત્વજ્ઞાનમા સ્વાતંત્ર્યનો ખ્યાલ કેન્દ્રીય મહત્ત્વ ધરાવે છે. સ્વાતંત્ર્યની અવગણનાના સંદર્ભમા જ મુખ્યત્વે, શ્રી અરવિંદ, લોકશાહી અને સમાજવાદની ટીકા કરે છે. પૂર્ણ સ્વાતંત્ર્યની પ્રાપ્તિ માટે આધ્યાત્મિક સમાજની આવશ્યકતાનો, તેઓ સ્પષ્ટ ખ્યાલ આપે છે. સ્વાતંત્ર્ય ઉપરાંત બીજાં મૂલ્યો પણ મહત્ત્વનાં છે. અત્યારે રાજકીય સ્વાતંત્ર્યની સાથે જરૂરતોમાંથી, ભૌતિક અસહિસલામતી તથા પરદેશી એવાં સામાજિક અને રાજકીય વિનાશક બળોના સતત ભયમાંથી મુક્તિની આવશ્યકતા છે. ગીતાનો સમત્વનો અને અવૈયક્તિક સમાનતાનો ખ્યાલ તથા સ્ટોઈક સંપ્રદાયનો સ્વાતંત્ર્યનો ખ્યાલ તત્ત્વજ્ઞાનીઓ માટે છે અને તે સમૂહના નક્કર અને તાત્કાલિક પ્રશ્નોનુ નિરાકરણ કરી શકે નહીં. અત્યારે સમગ્ર માનવજાત માટે પ્રકૃતિ અને સમાજની સાધન-સંપત્તિની પ્રાપ્તિ આવશ્યક છે. આથી તે માનવીની સંસ્કૃતિ અને સભ્યતાના વારસાના લાભો ભોગવી શકે છે અને માનવ પ્રગતિમા પોતાના મુક્ત અને ઐચ્છિક પ્રદાન દ્વારા પોતાના સર્જનાત્મક અધ્યાત્મવાદને સિદ્ધ કરી શકે છે. આ કારણે શ્રી અરવિંદ સ્વાતંત્ર્ય, સમાનતા, એકતા અને બંધુત્વનો આધ્યાત્મિક સમન્વય પ્રબોધે છે. આધુનિક રાજકીય સંસ્થાઓ અંગેનો શ્રી અરવિંદનો સંશયવાદ તથા રાજકીય જીવન અને કાર્યના અધ્યાત્મીકરણને તેણે આપેલું મહત્ત્વ, આપણને, તત્ત્વજ્ઞાની રાજા અંગેના પ્લેટોના વિચારોનું પુનઃસ્મરણ કરાવે છે.[૯૯]

## સંદર્ભગ્રંથો


૧. Kishor Gandhi Social Philosophy of Sri Aurobindo (1965). Sri Aurobindo society, Pondicherry.

૨. Sri Aurobindo . The Human cycle (combined Vol. 1962): Sri Aurobindo Ashram.


૯૯. The Political Philosophy of Sri Aurobindo pp 384-385

३. Bergson . Creative Evolution (1944) : Modern Library N.Y.

४. Radhakamal Mukerjee : The Philosophy of Personality (1963) : Allied Publishers

५. E.G.Hughes(Ed.) : Education In world Perspective (student Edition 1965) : Harper and Row N.Y.

६. Mackenyzie : Outlines of social Philosophy (1956) : *Allen and Unwin*

७. Sri Aurobindo . The Life Divine (1965) : India Library society N.Y.

८. Sri Aurobindo : The Ideal of Human Unity (Combined Vol. 1962) : Sri *Aurobindo Ashram.*

९. W. Boyd : Introduction To The Republic of Plato (1962) · Allen and Unwin.

१०. Sri Aurobindo The Synthesis of Yoga (1965) : Sri Aurobindo Ashram.

११. V P. Varma : The Political Philosophy of Sri Aurobindo (1960) : Asia Publishing House.

# પરિશિષ્ટ ઘ

## કેટલાક મહત્ત્વના પારિભાષિક શબ્દો.

અંતસ્થ Immanent
અંતઃસ્ફુરણા Intuition
અગોચર Secret
અચલિત (અક્ષર) Unchangeable
અચેતન Unconscious
અતિચેતના Super-consciousness
અતિભૌતિક Supraphysical
અતિમાનસ Super-*M*ind
અધિમાનસ Over-*M*ind
અધિસેવિતા Servitude
અનંત Eternal
અનેક *Many*
અનુરૂપતા Correspondence
અન્તર્યસ્તતા Involvement
અપરોક્ષાનુભૂતિ Direct Experience
અભિગમ *A*pproach
અમર્યાદિત Unlimited
અમૂર્ત *A*bstract
અરાજકતાવાદ *A*narchism
અલ્પતંત્ર Oligarchy
અવતરણ Descent
અવતાર Special form of Descent
અવર્ણનીય Indescribable
અવિભાજિત Undivided
અવ્યાખ્યેય Indefinable
અસ્તિત્વવાદ Existentialism
અહં Ego
અજ્ઞાન Ignorance
અજ્ઞેયવાદ *A*gnosticism
આત્મલક્ષી Subjective
આત્મ-સંકોચન Self-concentration
આત્મા *soul*
આત્માભિવ્યક્તિ Self-manifestation
આદર્શવાદ Idealism
આધ્યાત્મિક Spiritual
ઇચ્છાત્મા Desire-soul
ઇન્દ્રિયજન્ય અનુભવ Sense-Experience
ઇશ્વર *God*
ઉચ્ચતર-માનસ Higher*M*ind
ઉત્ક્રાંતિ Evolution
ઊર્ધ્વાધર *Vertical*
ઉપતત્ત્વવાદ *Epiphenomenalism*
ઉપયોગિતાવાદ *Utilitarianism*

એકત્વ Oneners
એકતા Unity
એકરૂપતા Uniformity
ઔતિકી Histological
કુલીનશાહી *A*ristocracy
કક્ષા Level
ખ્યાલ (પ્રત્યય) Concept
ચિત્-શક્તિ Consciousness –Force
ચિદણુ *M*onad
ચેતનવાદ Vitalism
જાગ્રત Waking
જાગૃત *A*wakened
જીવંત એકમ-સિદ્ધાંત Organic Theory
જીવાત્મા Self
જૈવીય (પ્રાણમય) Vital
તબક્કો Stage
દેવવાદ Deism
નવ્યોત્ક્રાંતિ Emergent Evolution
નિમ્ન-ચેતના Sub-consciousness
નિયતિવાદ Determinism
પરલક્ષી Objective
પરિવર્ધન Advancement
પાર્થિવ Terrestrial
પારગામી Transcendental
પુનરુત્પાદનો Reproductions
પૂંજીવાદ Capitalism
પૂર્ણવાદ Integralism
પ્રકૃતિ (કુદરત) Nature
પ્રકાશમય (જ્ઞાની) માનસ Illumined *M*ind
પ્રકાશનું માનસ *M*ind of Light
પ્રત્યક્ષવાદ Positivism
પ્રવિધિ Technique
પ્રાણ (જીવન) Life
બૌદ્ધિક Rational
બ્રહ્મ The Absolute
બ્રહ્માંડ Cosmos
ભૂલ Error
ભૌતિક તત્ત્વ *M*atter
ભ્રમ Illusion
માનવતાવાદ Humanism
મૂર્ત *C*oncrete
યાંત્રિક *M*echanical
રાજાશાહી *M*onarchy
લીલા Play
લોકશાહી Democracy
લૌકિક Popular
વાસ્તવવાદ Realism
વિપર્યસ્ત Inverted
વિભ્રમ Hallucination
વિવિધતા Diversity
વિસંવાદ Disharmony
વ્યક્તિ Individual
વ્યક્તિત્વ Pesonality
વ્યક્તિમત્તા Individuality
વ્યક્તિવાદ Individualism.
વ્યવહારવાદ Pragmatism

સંકલ્પ Will
સંગ્રથિત Composite
સંશયવાદ Scepticism
સંજ્ઞાનાત્મક Cognitive
સચેત Conscious
સજીવારોપણ Ansmism
સર્જન Creation
સત્ Existence
સત્-ભાવનાપુર (સત્-વિચાર) Real-Idea
સત્તા (સત્તત્ત્વ) Reality
સત્તામૂલક Ontological
સમન્વય Synthesis
સમીક્ષાત્મક Critical
સમગ્રલક્ષી Comprehensive
સમાજવાદ Socialism
સમાજકરાર સિદ્ધાંત Social contract Theory
સમૂહવાદ Collectivism
સરમુખત્યારશાહી Dtctatorship
સામન્તશાહી Feudalism
સામ્રાજ્યવાદ Imperialism
સુમેળ Harmony.

## પરિશિષ્ટ ક

શ્રી અરવિંદે ઉપયોગમાં લીધેલાં કેટલાક મહત્ત્વના શબ્દોની સમજૂતી.+

**અવિદ્યા :** અજ્ઞાનનો વૈશ્વિક સિદ્ધાંત; એકત્વ વિષેનું અજ્ઞાન, અનેકમય અને સાપેક્ષ ચેતના 'એક' એવી સત્તાની એકીકરણ કરતી ચેતનાથી અલગ એવાં વિભાજિત અનેકનું જ્ઞાન એ અજ્ઞાન છે. અનેકતા વિનાની એકતા શૂન્યમય કે શક્તિહીન છે, પરંતુ અનેક આવશ્યક રીતે 'એક' છે એવા જ્ઞાનથી અલગ એવી અનેકત્વની ચેતના ભૂલ કે ભ્રમની સ્થિતિ છે. હકીકતમાં, અનેકતા તો 'એક'ની લીલા છે.

**અસત્ :** સત્ કે સત્તાથી વિરુદ્ધ 'જે નથી તે'. તે સત્નો નકાર હોવા છતાં મન, વાણી અને અનુભવથી પામી ન શકાય તેવું કાંઈક છે.

**અક્ષર :** અચલિત; અપરિવર્તનશીલ, બ્રહ્મની અનામન સચેત શક્તિ જ્યારે કાર્યાન્વિત ન હોય ત્યારે આપણે બ્રહ્મને નિષ્ક્રિય બ્રહ્મ કહીએ છીએ. વિશ્વપ્રકૃતિની ગતિ અને પરિવર્તનથી અલિપ્ત એવો શાંત, શુધ્ધ અને નિષ્પક્ષપાતી આત્મા આકાશ છે. આકાશકદી પરિવર્તન પામતુ નથી કે ગતિ કરતું નથી. જગની અગોચર મુક્તિ અક્ષરમા રહેલી છે.

**આત્મા :** ઉપનિષદોએ પ્રબોધેલ 'કેવળ સત્' તૃષ્ણા, અહંકાર, અજ્ઞાનતા અને જીવનના કર્મોથી અલિપ્ત એવો ને શુધ્ધ અને આવશ્યક ચેતના છે. તે સર્વવ્યાપી છે. આમ છતા, વ્યક્તિ અને બ્રહ્માંડથી પર એવા તેના આત્મ-સત્ને કારણે, તેને પરમાત્મા કહેવામા આવે છે. આપણો સાચો આત્મા બ્રહ્મ જ છે. તે શુદ્ધ અને અવિભાજિત સત્ છે તથા સ્થળ-કાળથી પર અને મુક્ત છે.

**આનંદ .** આધ્યાત્મિક હર્ષોન્માદ, આત્માનો આનંદ. નિમ્નકક્ષાના આવેગમય અને સંવેદનજન્ય જીવનના આનંદને બદલે તે સચેત સત્ અને શક્તિનો શુદ્ધ આનંદ છે. તે સર્વનો અગોચર આધાર અને સર્વનું મૂળ છે. આધ્યાત્મિક ઊર્ધ્વગમનનું તે શિખર છે. વૈશ્વિક આનંદ સૌંદર્ય, પ્રેમ અને હર્ષ એવા ત્રણ મુખ્ય અને મૂળભૂત સ્વરૂપોમા વ્યક્ત થાય છે.

---

+ શ્રી અરવિંદ આશ્રમનું પ્રકાશન 'A Glossary of Sanskrit Terms in The Life Divens' માંથી સાભાર.

**ઇશ્વર :** સર્વશક્તિમાન નિયંતા; વિશ્વપ્રકૃતિનો સ્વામી; બ્રહ્માંડમય આત્મા; દશ્યમાન વિશ્વના સંબંધમાં પોતાની અભિવ્યક્તિ કરતી અનંત સત્તા, બ્રહ્મ એ જ ઇશ્વર છે. ઈશ્વર વિશ્વનો સર્જક અને વિશ્વ સાથે એકરૂપ હોવા છતાં તેનાથી પર છે. તે અનંત, અમર્યાદિત અને અકથ્ય એવું દૈવી પારગામીત્વ છે.

**ઋત-ચિત્ :** સત્ય-ચેતના; સત્યમ્ કે સતના આવશ્યક સત્યની ચેતના, ઋતમ્ કે ક્રિયાશીલ સતના વ્યવસ્થિત સત્યની ચેતના અને બૃહદ કે વિશાળ આત્મ-જ્ઞાનની ચેતના.

**કર્મ :** કાર્ય; પરિણામ નિપજાવતું કાર્ય; ભૂતકાળમાં કે પૂર્વજન્મોમાં કરેલ કાર્યનું પરિણામરૂપ ફળ. કર્મ તો માત્ર તંત્ર છે; પાર્થિવ સતનું કારણ નથી. આનું કારણ એ છે કે આત્મા, સૌ પહેલો, પાર્થિવ સતમાં પ્રવેશ્યો ત્યારે તેને કોઈ કર્મ ન હતું.

**ચિત્ :** ચેતના; ક્રિયાશીલ ચેતના; સચેત-શક્તિ. સતની આ આત્મ-સચેત શક્તિની મધ્ય કક્ષા મનોમયતા છે. મનોમયતા નીચે નિમ્નચેતનામાં તે પ્રાણમય અને ભૌતિક ગતિઓમાં રહેલી છે; જ્યારે મનોમયતાની ઉપર અતિચેતનાની કક્ષાએ તે અતિમાનસમાં રહેલ છે. આ બધામાં વિવિધ રીતે વ્યવસ્થિત એવી ચેતના પોતે એક જ છે. ચિત્, સતનું જ કાર્ય છે. તે જે નીરખે છે તે બને છે.

**ચિત્-શક્તિ :** ચેતના-શક્તિ: સર્વોપરિ સતની પૂર્ણ સચેત-શક્તિ; દૈવી માતૃ-શક્તિ; પરા પ્રકૃતિ.

**ચૈત્ય-પુરુષ :** વૈયક્તિક આત્મા. આત્માનું આ સચેત સ્વરૂપ માનસ, પ્રાણ અને શરીરનાં કાર્યોને ધારણ કરે છે ઇન્દ્રીય સતનો આ પ્રતિનિધિ, જ્યાં સુધી અતિમાનસીય સત્ય પ્રાપ્ત ન કરે ત્યાં સુધી, ઉત્ક્રાંતિમા વૃદ્ધિ પામ્યા કરે છે. જે સત્ત્વમાં પારગામી અને સુષુપ્તતામા અનંત છે, તેને તે કાળમય અને વ્યક્તિમય બનાવે છે. આપણા એક પછી એક જન્મોને ધારણ કરે છે અને દરેક જન્મે નવાં માનસ, પ્રાણ અને શરીરને ધારણ કરે છે. તેની શક્તિ, જ્ઞાન નથી પરંતુ, આવશ્યક કે આધ્યાત્મિક લાગણી છે. આપણું આ અંતરતમ સત માનસ, પ્રાણ અને શરીરથી ઢંકાયેલ હોવાથી, તેના ઉપર પ્રત્યક્ષ કાર્ય કરવાને બદલે, એક અસર તરીકે તે કાર્ય કરે છે. વિકાસના

ઉચ્ચ તમકે કે યોગ દ્વારા જ તેનું કાર્ય પ્રબલ, પ્રભાવશાળી અને સહજ બનાવી શકાય છે.

જીવાત્મા : વૈયક્તિ દિવ્યતા: અજન્મા એવો તે, વ્યક્તિ અને તેના વિકાસનો અધ્યક્ષ છે. વ્યક્તિ અને તેના વિકાસ સાથે સંકળાયેલ હોવા છતા; તેનાથી પર છે. પોતાના સત્‌ના સહજ સ્વરૂપ દ્વારા તે પોતાને વૈયક્તિક તેમ જ વૈશ્વિક અને પારગામી તરીકે જાણે છે તથા દિવ્યતાને પોતાના મૂળ તરીકે અનુભવે છે.

આ કેન્દ્રથી સત્ જન્મતું નથી કે વિકસતું નથી પરંતુ, વૈયક્તિક જન્મ અને વિકાસનું તે અધ્યક્ષ છે. વ્યક્તિનો, તે સનાતન સાચો આત્મા છે. મનોમય, પ્રાણમય અને શારીરિક ચેતનાની દરેક કક્ષાએ તે પોતાનું પ્રતિનિધિ સ્વરૂપ પ્રયોજે છે.

તપસ્ : શાબ્દિક અર્થ 'ગરમી', પરંતુ વિશિષ્ટ ઉપયોગમા 'શક્તિ'; પ્રકાશમય શક્તિ, સચેત-શક્તિ' આત્માની ચેતનાનુ ક્રિયાશીલ બળ, ચેતનાની શક્તિનું સંઘટ્ટન.

નિર્ગુણ બ્રહ્મ : ગુણોવિહીન બ્રહ્મ, અચલિત, અપરિવર્તનશીલ આત્મા; લક્ષણોવિહીન કેવળ 'એક' સત્, અવૈયક્તિક બ્રહ્મ; અકથ્ય અને અજ્ઞેય સત્.

પર બ્રહ્મ - સર્વોપરિ સત્; અતિબ્રહ્માંડીય દિવ્યતા; સ્થળ-કાળવિહીન બ્રહ્મ.

પરા પ્રકૃતિ : સર્વોપરિ વિશ્વપ્રકૃતિ, શરીર, પ્રાણ અને માનસની નિમ્ન કક્ષાની પ્રકૃતિને બદલે સચ્ચિદાનંદની ઉચ્ચતર પ્રકૃતિ. નિમ્નતર કક્ષાની પ્રકૃતિની, તે પૃષ્ઠસ્થ પ્રકૃતિ છે.

પુરુષ : પ્રકૃતિની લીલાને ધારણ કરનાર આવશ્યક સત્; સચેત આત્મા; અંતરાત્મા. કોઈપણ સ્તરમાં અભિવ્યક્ત મૂળભૂત ચેતના કે પુરુષ, વ્યક્તિનો સાચો આત્મા છે. તે માનવીની સામાન્ય પ્રકૃતિમાં, તેના આવરથી ઢંકાયેલ રહે છે. પુરુષ, આમાથી બહાર આવે ત્યારે, મુક્તિની શરૂઆત થાય છે.

પુરુષ-પ્રકૃતિ : આત્મા-પ્રકૃતિ, પ્રકૃતિના સંબંધમા સચેત આત્મા. આ મહાન દ્વૈત, તેના પાસાંમાં ભિન્ન હોવા છતાં, હકીકતમા અભિન્ન છે.

**પ્રકૃતિ** સંચાલક પ્રકૃતિ વૈશ્વિક સત્તાની સર્જનાત્મક ચિત્-શક્તિ, સચેત આત્માથી ભિન્ન એવો પ્રકૃતિ-આત્મા સાંખ્યની, યાંત્રિક ક્રિયાશીલ શક્તિ

**પ્રજ્ઞા** ડહાપણ, જડમાં ક્રિયાશીલ અને અચેતન વસ્તુઓમાં સચેત એવી વૈશ્વિક બુદ્ધિ •

**પ્રજ્ઞાન** સત્યને ગ્રહણ કરતી ચેતના

**પ્રાણ** જીવન, સામાન્ય અર્થમાં જૈવીય શક્તિ અને વિશિષ્ટ અર્થમાં પાંચ પ્રાણમાંનો પહેલો પ્રાણ એટલે કે શ્વાસ તે સમગ્ર વિશ્વમાં સર્જન કરતી અને કાર્ય કરતી શક્તિ છે

**બ્રહ્મ :** એક અને અદ્વિતીય સત્ 'એક' એવી વૈશ્વિક અને આવશ્યક હકીકત સર્વવ્યાપી અને સર્વશક્તિમાન સત્તા તે 'એક' અને અખિલ આનંદ હોવા છતાં પોતાની એકતાથી મર્યાદાથી મુક્ત છે પોતાને અનેક સ્વરૂપોમાં અને અનેક કેન્દ્રોમાં વ્યક્ત કરવા છતાં પોતાની અનેકતાથી પણ તે મુક્ત છે તે વિદ્યા અને અવિદ્યાનો સ્વામી છે વિદ્યા અને અવિદ્યા તેની ચિત્-શક્તિના જોડિયાં બળો છે

**બ્રહ્મ-વિદ્યા** બ્રહ્મને જાણવા માટેનું શાસ્ત્ર સર્વોચ્ચ આધ્યાત્મિક જ્ઞાન

**માયા .** ભ્રમ અસત્ બ્રહ્મમાં આત્મ-ભ્રમની શક્તિ મહાન બ્રહ્માંડમય ભ્રમ, મૂળ સર્જનાત્મક ભ્રમ તેના મૂળ અર્થમાં માયાને, અજ્ઞેયને જ્ઞેય બનાવતી સ્વરૂપવિહીનને સ્વરૂપ આપતી અને અમાપને માપતી સર્વગ્રાહી ચેતના ગણવામાં આવતી હતી ત્યારબાદ તાત્ત્વિક પદ્ધતિમાં તેને ભ્રમ તરીકે લેવામાં આવી છે

**યોગ** શાબ્દિક અર્થમાં જોડવું, દૈવી સત્ સાથેનું સાયુજ્ય વિશિષ્ટ ઉપયોગનમાં તેનો અર્થ આત્માની જાગૃતિ દ્વારા આંતરિક અને ઉચ્ચતર ચેતનામાં પ્રવેશ માટેની પદ્ધતિ એવો થાય છે તેનો હેતુ દૈવી એકત્વને તેના સર્વોપરિ મૂળમાં, શોધવાનો છે

**યોગમાયા** ચેતનાનું બળ તેના દ્વારા દૈવી સત્તા સમયવિહીન સત્માંથી સમયમય વિશ્વ સર્જે છે

**લીલા** ક્રીડા રમત બ્રહ્માંડમય રમત દૈવી સત્નું રંજન, બાળકનો કવિનો અભિનેતાનો યંત્રવિદ્નો નિજાનંદ કેવળ આત્મ-સર્જનના

આનંદ માટે આત્મા પોતાનાં સર્જન અને પુનર્સર્જનની લીલા કર્યા કરે છે. તે પોતે લીલા, લીલાનો કરનાર અને લીલાની ભૂમિકા છે.

વિદ્યા : જ્ઞાન; એકતાની ચેતના. વિદ્યા અને અવિદ્યા, અનંત સત્‌ની માયાનાં, બે પાસાં છે. એકતા, સનાતન અને મૂળભૂત હકીકત છે અને તેના વિના અનેકતા, અશક્ય એવો ભ્રમ બનશે. આથી એકતાની ચેતનાને વિદ્યા કે જ્ઞાન કહેવામાં આવે છે. વિદ્યા અને અવિદ્યા સનાતન આત્મ-જ્ઞાનની બે બાજુઓ છે.

શક્તિ : બળ; બ્રહ્માંડમય કે દૈવી શક્તિ; સનાતન અને અમર્યાદિત સત્‌ની શક્તિ; ચિત્-શક્તિ; વૈશ્વિક સત્તાની સર્જનાત્મક ચિત્-શક્તિ; વિશ્વ-જનની, માયા; પ્રકૃતિ. શક્તિ, માત્ર તાકાત નથી; તે વૈયક્તિક બનેલી વૈશ્વિક ક્રિયાશક્તિ છે.

શિવ : અવૈયક્તિક શુભત્વ; સનાતન સત્‌ કે બ્રહ્મ; અનંત સત્‌ની શક્તિનું દૈવી વ્યક્તિત્વ. તેના દ્વારા સર્વનું સર્જન થાય છે.

સગુણ બ્રહ્મ : ક્રિયાશીલ, ગતિશીલ બ્રહ્મ; વૈયક્તિક દિવ્યતા; અનંત ગુણો સાથેનું સનાતન સત્‌; 'એક' જે અનેક છે, સર્વ વ્યક્તિ અને વ્યક્તિત્વનું મૂળ અને ભૂમિકા, સર્જનનો સ્વામી.

સચ્ચિદાનંદ : સત્-ચિત્-આનંદ; સત્‌ અને શક્તિનો આનંદમા એકાકાર; સર્વોપરિ સત્તાનું સનાતન સ્વરૂપ. આપણી ચેતના માટે સત્તાનું સર્વોચ્ચ વિધિવાચી કથન.

સત્‌ : આત્મા, 'એક' સત્‌, કેવળ સત્‌, કેવળ સત્ત્વ. ઓમ્-તત્-સત્‌ના સમીકરણનો ત્રીજો શબ્દ. આ શબ્દ, સર્વોપરિ અને વૈશ્વિક સત્‌નું સૂચન કરે છે.

સત્ત્વ : સ્પષ્ટતા, પ્રકાશિત કરતો ગુણ. પ્રકૃતિના મૂળભૂત ગુણોમાનો એક

સ્થાણુ . અચલિત, અમાપ અને અવ્યયી એવી સ્થળ-કાળવિહીન મહાન સ્થિરતા. બધાં કાર્યોને સમાવતી હોવા છતાં, તે ક્રિયા કરતી નથી.

સ્વધર્મ : આત્મ-નિયમ, આવશ્યક નિયમ; વ્યક્તિનો પોતનો એવો કાર્યનો નિયમ, ક્રિયાશીલ પ્રકૃતિનું સ્વરૂપ; આત્માનો સાચો નિયમ અને માર્ગ.

સ્વભાવ · વ્યક્તિની સાચી પ્રકૃતિ, દશ્યમાન વિશ્વમા સચેત સત્‌ની પ્રકૃતિ; વ્યક્તિના આત્માનું દૈવી વસ્તુ, અક્ષર એવા આત્મામાંથી નિષ્પન્ન થતી પ્રક્રિયા.

## પરિશિષ્ટ ૩

## શ્રી અરવિંદ રચિત પુસ્તકોની યાદી

[ જે પ્રકાશનો શ્રી અરવિંદ આશ્રમનાં નથી, તેનાં જ નામો પુસ્તકના નામની સાથે કૌંસમાં મૂકયાં છે ]

### ભાષ્યો અને અનુવાદો

On The Veda (Sri Aurobindo International University Centre)
Hymns To The Mystic Fire
Isha Upanishad
Kena Upanishad
Eight Upanishads
Essays on Gita,

### તત્ત્વજ્ઞાન

The Life Divine, (Sri Aurobindo International University Centre and also India Library Society New York )
A Glossary of Sanskrit Terms in 'The Life Divine'
The Mind of Light
Ideal and Progress
The Superman
Evolution
Thoughts and Glimpses,
Heraclitus,
The Supramental Manifestation upon Earth
The Problem of Rebirtn
Thoughts and Aphorisms

### યોગ

The Synthesis of yoga (Sri Aurobindo International University centre)
The Mother
The Yoga and its objects

Lights on Yoga.
Bases of Yoga.
Elements of Yoga.
On Yoga II. (Sri Aurobindo International University centre).
The Riddle of This World
More Lights on Yoga.
Letters of Sri Aurobindo. 1st Series. (Sri Aurobindo circle, Bombay).
Letters of Sri Aurobindo, 2nd Series.
Letters of Sri Aurobindo, 4th Series (Sri Aurobindo circle, Bombay).
Letters of Sri Aurobindo on the Mother.
The Hour of God.

### રાષ્ટ્રવાદ

Foundations of Indian Culture (Srt Aurobindo Library N. Y.)
Bankim, Tilak, Dayanand.
Bankim Chandra Chatterji: An Essay.
The Renaissance In India, (Arya Publishing House Calcutta).
The Ideal of The Karmayogin
A System of National Education
The National Value of Art.
The significance of Indian Art
The spirit and Form of Indian Polity. (Arya Publishing House, Calcutta).
The Brain of India, (Arya Publishing House, Calcutta)
Uttarpara Speech.
The Speeches of Sri Aurobindo,
The Doctrine of Passive Resistance.

### સમાજ અને રાજકારણ

The Human Cycle; The Ideal of Human Unity; War and self-Determination, (Sri Aurobindo International centre of Education)

Messages of Sri Aurobindo and The Mother.
After The War.

## સાહિત્ય

Vyasa and Valmiki.
Kalidas.
Views and Reviews.
Letters of Sri Aurobindo, 3rd series (Sri Aurobindo circle, Bombay).
Letters of Sri Aurobindo on Savitri.
Life-Literature—Yoga: New Letters with Questions.
The Future Poetry.
Conversations of the Dead.
The Phantom Hour (A short story).
Collected Poems and Plays.
The Hero and The Nymph (Vikramorvasie).
The Century of Life.
Love and Death.
*Baji Prabhu: A Tale of Mahratra Chivalry in Verse.*
Poems, Past and Present.
Chitrangada (a fragment).
Songs of Vidyapati.
Poems from Bengali.
Savitri: A Legend and A symbol, (Sri Aurobindo International University Centre).
Ilion: An Epic in Quantitative Hexameters.
The Birth of the War God.
Last Poems
More Poems
Perseus The Deliverer: A Drama
Vasavadatta: A Dramatic Romance.

## પ્રકીર્ણ

Sri Aurobindo on Himself and the Mother.
(Sri Aurobindo International University centre).
Sayings of Sri Aurobindo and The Mother.

